રસિક નવલકથામાળા. પુસ્તક ૮ મું.

# દુર્ભાગી દારા.

લેખક,

ગોવર્ધનદાસ કહાનદાસ અમીન,

સિનોર.

પ્રકાશક,

પુંજાલાલ ભગવાન પારેખ.

વઢવાણ સીટી.

આવૃત્તિ ૧ લી. ] મૂલ્ય રૂ. ૩-૮-૦. [ પ્રત. ૧૦૦૦.
સંવત. ૧૯૭૯. સને ૧૯૨૩.

"રસિક નવલકથામાળા"ના ગ્રાહક માટે મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

(ગ્રંથસ્વામીત્વના સર્વ હક્ક પ્રકાશકને સ્વાધીન.)

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ
૨૨૬૬:૨

## આજ લેખકનાં અન્ય પુસ્તક.

ડા. બૂકર ટી. વૉશિંગ્ટન.
પ્રતિજ્ઞાપાલન.
અદ્ભુત આગબોટ.
દા. દાદાભાઇ નવરોજી.
યૂરોપનો રણરંગ.
છત્રપતિ રાજારામ.
જર્મનીની ઉન્નતિ.
દક્ષિણનો વાઘ.
સુબોધ પુષ્પવાટિકા.
જગતનો મહાન્ પુરૂષ.
જ્ઞાનેશ્વરી.
કાઉંટ ટૉલ્સ્ટૉય.

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ" પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન.

નવલકથાના સાહિત્ય પર કેટલાક શિષ્ટ લેખક અને સાક્ષરો આક્ષેપ કરી નવલકથાને અન્યાય આપે છે ત્યારે આશ્ચર્ય થાય છે. અમારૂં તો માનવું એવું છે કે, નવલકથાએ સમાજમાં વાચનની અભિરૂચી ઉત્પન્ન કરવામાં બહુ મહત્ત્વનો ભાગ લીધેલો છે. નવલકથાના વાચને કેટલાંએ જીવનમાં મીઠાશ રેડી છે, કેટલાંએ જીવનને નિરાશામાં ગારત થતાં અટકાવ્યાં છે, કેટલાંએ જીવનને ઉન્નત બનાવ્યાં છે; અને એ વસ્તુસ્થિતિ તરફ આંખમીંચામણાં કરવાં ઠીક ન ગણાય. બેશક, નવલકથાના સાહિત્યમાં એવી પણ નવલકથાઓએ પ્રવેશ કર્યો હશે કે જેમણે માણસ જાતમાં રહેલા દોષિત વિકારોનેજ ઉશ્કેરવાનું કામ કર્યું હોય, પણ તેથી આખું નવલકથાનું સાહિત્ય નકામું કહેવાની ધૃષ્ટતા કરવી એ વાજબી નથીજ; એ વાત અવલોકનકારોએ ધ્યાનમાં રાખવી ઘટે છે. અમારો મત એવો છે કે, તેવી નહિ ઇચ્છવા જોગ નવલકથાની પસંદગી ન થાય તેવી કાળજી રાખવામાં આવે તો નવલકથાનું સાહિત્ય ઉપકારક નીવડે છે; અને એ દૃષ્ટિએ જ અમો નવલકથાની પસંદગી કરીએ છીએ. પ્રસ્તુત નવલકથા 'Lord Oakburn's daughters' નામની જાણીતી અને સમાજપ્રિય બનેલી નવલકથાના આધારે સ્વરૂપાંતર કરીને આલેખવામાં આવી છે. એનું વસ્તુ સમાજમાં કેવી સ્થિતિ પ્રવર્તે છે એ સમજાવે છે અને માણસ ઉતાવળ તથા વ્યામોહથી કેવી ભૂલ કરી બેસે છે તેનો ખ્યાલ આપે છે. અમારી પૂર્ણ ખાત્રી છે કે, નીતિને હાની કરે તેવું એક પણ લક્ષણ એમાંથી નહિ મળે અને એમાં અમે અમારી સફળતા માની છે.

સિનોર, (ગુજરાત.)
તા. ૧૬-૮-૧૯૨૩.

ગોવર્દ્ધનદાસ કહાનદાસ અમીન.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૦ | દુરસ્ત થઇ | દુરસ્તી થતી |
| ૬ | ૨૬ | તો પણ | તો— |
| ૧૪ | ૮ | નિરાશા | નિરાશ |
| ૧૫ | ૧૯ | લાવી | લાવું |
| ૨૮ | ૧૯ | બોલી તે | બોલીને |
| ૩૧ | ૧૫ | ડાહ્યા કે | તે ડાહ્યા |
| ૩૭ | ૨૪ | કુંદના | કુંજના |
| ૪૧ | ૧૫ | અરે | અને |
| ૪૨ | ૧૧ | શીવાને | શીવાએ |
| ૪૮ | ૨૧ | અને | મને |
| ૮૩ | ૨૧ | ડાઢયો | કાઢયો |
| ૯૮ | ૮ | જોઇ અમે | અમે જોઇ |
| ૧૧૨ | ૨૨ | કપટ | કષ્ટ |
| ૧૧૩ | ૯ | કહેવા | રહેવા |
| ૧૨૫ | ૧૮ | કુસુમે | કુમુદે |
| ૧૨૯ | ૧૭ | સ્થિતિ અને | સ્થિતિ વ્યક્ત કરી |
| ,, | ૧૮ | જણાવવા રજા લઉં છું | કહેવું જોઇએ |
| ૧૪૦ | ૭ | તે | કે |
| ૧૫૦ | ૧ | તેને | એને |
| ૧૫૧ | ૯ | ચયો | ગયો |
| ૧૫૭ | ૨૨ | ઉપર | ઉપરથી |
| ૧૫૮ | ૧ | ગયો | ગયા |
| ૧૬૦ | ૨ | એનોયે | એનો ને |
| ,, | ૧૧ | કેડમાં લઇ હું તેને | તેને કેડમાં લઇ હું |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૬૨ | ૧૩ | રીતે | રાતે |
| ૧૬૬ | ૭ | એ લિલિએ | લિલિએ |
| ,, | ૨૭ | કોઇ | એઈ |
| ૧૭૫ | ૨૨ | રહ્યા | રહ્યા હતા |
| ૧૭૭ | ૧૬ | કહેવાને | કરવાને |
| ૧૮૦ | ૩ | દાદી માતા | દાદી માના |
| ૧૮૧ | ૩ | ક્રોધ | ક્રોધી |
| ૧૮૫ | ૨૬ | પત્ની | પત્નીનું |
| ૧૮૬ | ૫ | ઉશ્રી | ઉદ્દેશી |
| ૧૯૦ | ૧૮ | કહ્યું કે ? | કહ્યું કે ! |
| ૧૯૪ | ૧૪ | તેમનું | તેનું |
| ,, | ૨૨ | યુક્ત | પુક્ત |
| ૧૯૫ | ૨૦ | સાંભળીને | સંભાળીને |
| ૧૯૬ | ૧૮ | કુમુદને | તે કુમુદને |
| ,, | ૨૧ | હતું | હતું; પણ |
| ૨૦૨ | ૨ | મને કોને | મને કેની |
| ૨૦૪ | ૩ | ઝેળ ઝેગ | ઝેબ ઝેબ |
| ,, | ૫ | ,, | ,, |
| ૨૦૫ | ૧૧ | સાડી | સાઠી |
| ,, | ૧૪ | ગુચ્છા | ગુચ્છ |
| ,, | ૨૨ | આડ | સાઠ |
| ૨૦૭ | ૧૧ | ખુરશી | ખુશી |
| ૨૦૮ | ૨ | રસ્તામાં | હસ્તમાં |
| ,, | ૮ | ગયાં | ગઇ |
| ,, | ૨૪ | બાંધી | વીંધી |
| ,, | ૨૭ | તેમને | તમને |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૧૮ | ૭ | કુમુદ | કુંદન |
| ૨૫૮ | ૧૫ | કરે છે | કહે છે |
| ૨૬૦ | ૧૯ | હતું | થતું |
| ૨૭૦ | ૧૮ | હોત | હતાં |
| ૨૭૧ | ૨ | ર | રહ્યા |
| ૨૭૫ | ૧૩ | નીકળ્યા તે | નીકળ્યા ને |
| ૨૮૩ | ૧૪ | છોકરીનાં | છોકરાનાં |
| ૨૮૮ | ૧૬ | પતિને | પતિ |
| ૩૦૦ | ૨૪ | એ | આ |
| ૩૦૪ | ૧૦ | વાર | વારે |
| ૩૧૯ | ૬ | દષ્ટ દષ્ટ | દષ્ટો દષ્ટ |
| ૩૫૦ | ૨૦ | તે ? | ને ? |
| ૩૫૧ | ૯ | ફરવા | કરવા |
| ૩૬૮ | ૨૦ | કમળરાયે | કમળરાયને |
| ,, | ૨૦ | હસમુખરાયે | હસમુખરાયને |
| ૪૦૭ | ૧૪ | હેવા | હોવા |
| ૪૧૦ | ૨૮ | વિષે | વિષ |

* કાના માત્ર તૂટી ગયાની તેમજ તત્કાલ સમજાઇ આવે તેવી ભૂલો અહીં આપી નથી. વાચક સહેલાઇથી તે સુધારી શકશે.



# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ.



## દ્વિતીય ખંડ.

## તૃતીય ખંડ.

# દુર્ભાગી દારા.

## પ્રથમ ખંડ.

### પ્રકરણ ૧ લું.

#### અપરીચિત યુવતી.

સૈનેશ્વર એક સારૂં પણ નાનું શહેર હતું. વળી તે વ્યાપાર માટે પણ ઠીક ઠીક પ્રસિદ્ધ હતું; છતાં ઇજનેરોની વિશાળ બુદ્ધિએ તેનું રેલ્વે સ્ટેશન બે માઇલ દૂર રાખેલું હતું. જો કે રેલ્વેની સડકતો ગામના પ્રવેશદ્વાર આગળ થઇને જ જતી હતી. અધુરામાં પુરી સ્ટેશન સુધીની જાહેર બાંધકામ ખાતાએ બાંધેલી સડકની વર્ષોવર્ષ એવી ચતુરાઇથી દુરસ્ત થઇ હતી કે, ગાડી અને ગાડાંવાળાઓ પ્રત્યેક હેલકારા સાથે તેનાપર અપ્રિય આશીર્વાદનો વરસાદ વરસાવતા હતા. સ્ટેશનપરના ઉતારૂઓ ઉતરીને સીધા પગે જ ચાલવા માંડતા. ગાડી કે ગાડાવાળો 'સાહેબ, ભાડું નામનું જ છે, પધારો!' એમ કહેતો તો પણ ફક્ત સરસામાન ગોઠવવા પુરતા જ ઉતારૂઓ તેનો લાભ મેળવતા. કેમકે રસ્તો તદ્દન ખરાબ હતો. ગાડી ખડખડ કરતી પોતાનો રસ્તો કાપતી કાપતી સીધી સૈનેશ્વરના બજારમાં દાખલ થતી. આ બજાર સાધારણ રીતે મોટો હતો અને ત્યાં સર્વ પ્રકારની દુકાનો આવેલી હતી એટલે તે મોટા બજારના નામે ઓળખાતો. હમણાં હમણાં ત્યાં પુષ્કળ નવીન મકાનો બંધાયાં હતાં. ઘણાંખરાં મકાનોના ઝરૂખા પ્રવાસીનું ધ્યાન ખેંચતા હતા અને કેટલાંક મકાનોની ચોતરફ બગીચા બનાવેલા હતા. આ ભાગ નર્મદા

દારના નામથી ઓળખાતો હતો. કારણ કે ત્યાંથી નર્મદા નદી નજીકમાં જ હતી અને ઘાટ પાસે નર્મદ મઠ નામનો સંન્યાસીઓનો મઠ હતો. ત્યાંથી આગળનો પ્રદેશ ઘણો ઉંચો હતો અને ત્યાંની હવા સારી ગણાતી હોવાથી ત્યાં પણ ઘણાં મકાનો બંધાયાં હતાં. એમાંનાં ઘણાંખરાં સ્વતંત્ર બંગલાના સ્વરૂપનાં હતાં. એ સારી હવા-વાળો ભાગ નર્મદાકુંજ કહેવાતો હતો.

સંવત ૧૯—ના મહા સુદ ૯ ના દિવસે મધ્યાહ્ન ઉલટતાં એક બળદગાડી સ્ટેશન તરફથી ખડખડ કરતી મોટાબજારમાં આવી. ગાડીમાંથી જોનારને શહેર લાંબુને લાંબુ પ્રસરેલું જણાતું હતું. ગાડી બજાર વટાવી ગયા પછી ડાબી બાજુના રસ્તે વળી અને એક દરવાજા આગળ આવીને અટકી. ગાડી ઉભી રહેતાં કોણ આવ્યું છે તે જોવાની ઇચ્છાથી નજીકના ઘરમાંથી એક સ્ત્રી બહાર આવી. એ સ્ત્રી દેખાવમાં ચાણાક્ષ, ગંભીર અને આનંદી જણાતી હતી. બહાર આવતાં ગાડીમાં તેને એક યુવતી બેઠેલી જણાઇ. એ યુવતી સાથે સામાનમાં માત્ર એક ટ્રંક અને પથારી જ હતાં. યુવતી સ્વરૂપે સુંદર હતી. તેણે આખી જીંદગીમાં એવું સુંદર વદન જોયું નહતું. ક્ષણવાર તેના તરફ જોઇ રહ્યા પછી તે સ્ત્રીએ પુછ્યું, "તમારે ક્યાં જવું છે ?"

"મારે ? હું અહીં જ રહેવા સારૂ આવી છું. અરરર, ગાડી કેટલી ખડખડ ભડભડ થાય છે ! હું તો થાકી ગઇ છું, મારાં હાડકાં પાંસળાં ખંડાઇ ગયાં છે. મારો જીવ ગભરાઇ ગયો છે." એમ કહેતી કહેતી તે યુવતી ગાડીમાંથી ઉતરવા લાગી. તેનો સ્વર, તેની બોલવા ચાલવાની પદ્ધતિ સભ્ય અને સુશિક્ષિત સ્ત્રી જેવાં લાગતાં હતાં. તે નીચે ઉતર્યા પછી તેના શરીરનું સહજ લક્ષપૂર્વક નિરીક્ષણ કરતાં તે સ્ત્રીને કંઇક આશ્ચર્ય થયું. તેને પોતાના ઘરમાં લઈ ગયા પછી તે સ્ત્રીએ કહ્યું, "બહેન, રસ્તો બહુ ખરાબ છે એટલે ગાડી અસંત ત્રાસજનક થઇ પડે છે. તેમાં વળી તમારી પ્રકૃતિ એ ત્રાસ

સહન કરે તેવી જણાતી નથી. તમે ઘણે દૂરથી આવતાં જણાવ છો. હવે ઘડીવાર વિશ્રાંતિ લો અને પછી જ્યાં જવું હોય ત્યાં જજો. તમે ગાડીમાં બેઠેલાં હતાં ત્યારે મને તો લાગ્યું કે, જાણે છોકરી જ બેઠી છે."

થોડીવારે યુવતીએ પુછ્યું, "ગામમાં ભાડે મળે તેવાં ઘરાં તો છે ને?"

"અજીત ખરીસ્તો? આ કંઇ મોટું શહેર નથી; તોપણ પહેલાં કરતાં હવે ઠીક છે." કંઇક યાદ આવ્યા જેવું કરીને તે સ્ત્રી બોલી, "હા, ઠીક યાદ આવ્યું. મારી એક બહેનપણીનું ઘર છે. ચાર પાંચ દિવસપર તે મને મળવા આવી ત્યારે તેણે કહ્યું હતું કે, કોઈ ભાડુત હોય તો જોજો. ઘર સારૂં સવડભર્યું છે. તેનો સ્વભાવ પણ ગરીબ છે. તેના ઘરની તપાસ કરાવું?"

"ના, ના. તમોને શા સારૂ તસ્દી આપવી? હું જ જઇશ." તે યુવતીએ કહ્યું, "તેમનું નામઠામ આપશો એટલે ચાલશે. તે સગવડવાળું હોય તો ઠીક, નહિ તો બીજું જોઇ કાઢવું પડશે."

"તે ઘર નર્મદા દ્વારની પહેલી જ હારમાં છે. જમણા હાથે ચોથું ઘર. અને મારી બહેનપણીનું નામ કહું કે? તેમને સર્વ કોઇ મણિકોર બકતાણીના નામથી ઓળખે છે. નાના છોકરાને પુછશો કે, બકતાણીનું ઘર કયું તો તે તરત જ બતાવશે. નામથી કોઇને પુછશો તો તે કદાચ નહિ બતાવી શકે. કેમકે તેમનું નામ ઘણા થોડાની જ જાણમાં છે."

"સારૂ. પણ હું આવું ત્યાં સુધી આટલું સંભાળશો કે?"

"હા, હા, એમાં શી હરકત છે? બહેન, તમારૂં નામ શું?"

"કુંદન."

તે સ્ત્રી કુંદનને બારણા સુધી મુકવા ગઇ અને ઘરની નામ નિશાની પુનઃ સમજાવીને પાછી વળી. કુંદન પાંચ મિનિટમાં મણિકોરને ઘેર પહોંચી ગઇ. મણિકોરની મુલાકાત થતાં જ તેણે પુછ્યું,

"ઘર મળી શકશે?" મણિકોરે 'હા' કહી ને ભાડું પણ વાજબી કહ્યું. માળપર આવેલી જે બે ઓરડી ભાડે આપવાની હતી તે કુંદને જોઇ લીધી. ઓરડીઓ નાની હતી પણ હવા અજવાળાવાળી હતી અને એકમાંથી બીજીમાં જઈ શકાતું હતું. એટલે તે તેને પસંદ પડી. પછી કંઇક વિચાર કરી કુંદન બોલી:—

"મને લાગે છે કે, થોડા જ દિવસમાં મને સુવાવડ આવશે. તમને એથી કંઇ હરકત નથીને?"

"એ શું બોલો છો? હરકત શાની?" મણિકોરે અચકાતાં અચકાતાં કહ્યું, "પણ દાયણ તથા દવાદારૂની વ્યવસ્થા તમે તમારી જાતે કરી લેજો. એ માટે હું કંઇએ નહિ કરી શકું!"

"તે માટે ફીકર ન રાખશો. હું મારી સઘળી ગોઠવણ કરી લઇશ." એમ કહી કુંદને ભાડું મહીને મહીને ચુકવવાનું અભિવચન આપી જણાવ્યું કે, "મારે ફક્ત બે ચાર મહીના રહેવાનું છે." મણિકોરે પણ પોતાથી બનતી મદદ કરવાનું આશ્વાસન આપ્યું. તરતજ કુંદન પેટી લેવા ચાલી નીકળી. મણિકોરને પણ પડી રહેલી જગાનું ઉત્પન્ન આવતું થયું એ વિચારથી અત્યંત આનંદ થયો.

કુંદન પેટી તથા પથારી લેવડાવીને આવી. ઓરડીઓ વાળી ઝુડી સાફ કરી નીચે બેઠી અને બોલી. "આવો, થોડીવાર મારી પાસે બેસો, ઘરનું કામ થયા જ કરશે. મને થોડીક માહિતીની જરૂર છે તેટલી ન આપો? અહીં દાક્તર કોણ છે?"

"દાક્તર? દેસાઈ કુટુંબમાં બે ભાઈ છે અને તે બન્ને દાક્તર છે." મણિકોરે કહ્યું.

કુંદન તેના મુખ તરફ જોઈ રહી. તેને લાગ્યું કે, હજી બીજા કોઇનું નામ નીકળશે; પણ મણિકોર આગળ કંઇ બોલ્યાં જ નહિ તે જોઇને તે બોલી:—

"કોણ? દાક્તર દેસાઇ?"

"હા, મણિકાન્ત અને સુરેંદ્ર દેસાઇ. તેમને એક ત્રીજો ભાઇ હતો પણ તે ગઇ સાલ ગુજરી ગયો. ત્રણે ભાઇના સ્વભાવની શી વાત કહું? બહુ જ ભલા! તેમનો ધંધો સારી રીતે ચાલે છે, તેમના બાપ કાકા પણ દાક્તર હતા."

"ત્યારે એમ જ કહોને કે, બીજો કોઇ દાક્તર અહીં નથી! આવા મોટા ગામમાં આવી સ્થિતિ હશે એમ મેં નહોતું ધાર્યું?" કુંદને આશ્ચર્ય પૂર્વક કહ્યું.

"સૈનેશ્વર હમણાં હમણાં જ આટલું વધી ગયું. પહેલાં તો છેક નાનું હતું. દેસાઇ દાક્તરો લોકપ્રિય છે. કોઇને યે ના તો કહેવાતા જ નહિ. હા, પણ બીજા એક નવીન દાક્તર આવ્યા છે ખરા. તેમનું નામ હસમુખરાય છે."

"એ કોણ છે, ક્યાંના રહેવાશી છે?"

"કોણ જાણે ક્યાંના છે? ઘણું કરીને મુંબાઇથી આવેલા હોવા જોઇએ. બહુ હુશીયાર અને ચપળ કહેવાય છે. ઉછરતા જુવાન છે. બહુ બહુતો પચીસ વર્ષની ઉમર હશે. ગામમાં તેમનુ કોઇ સંબંધી કે ઓળખાણનું માણસ જણાતું નથી. ગામના છેડે બંગલો રાખીને તેમણે ધંધો શરૂ કર્યો છે. નર્મદા કુંજમાં રહેનારા લોકોમાં તેમનું વિશેષ બેસવું ઉઠવું થાય છે. તેમણે એક ગાડી પણ રાખી છે હોં! દેસાઇ દાક્તર પાસે સુદ્ધાં એવી ગાડી નથી, કોઇ કહે છે હસમુખરાય ઘરના શ્રીમંત છે અને કોઈ કહે છે ધંધો સારો ચાલે તે ખાતર ભપકો બતાવે છે."

"હશે. પણ હુશીયાર છે ને?"

"લોકો તો કહે છે કે દેસાઇ કરતાં આગળ વધે તેવા છે, પણ બધું કહે છે ને કે, 'નવું નવું હોય તે બધુંય નવ દિવસ સારૂં લાગે' તેવી વાત. તે નવાસવા છે અને ધંધો જમાવવો એટલે હોય ન હોય તે બધી હુશીયારી અને ખૂબી બતાવેજને!"

"પણ મૂળમાં હુશીયારી ન હોય તો શું બતાવે?" કુંદને હસીને કહ્યું.

".એમ તો હુશીયાર છે. ના કેમ કહેવાય ? ગમે તેમ હોય, પણ એટલી વાત તો સાચી છે કે, તેમનો ધંધો સારો ચાલે છે. નર્મદા કુંજમાં એક બંગલો છે ત્યાં તે વારંવાર જાય આવે છે. તે બંગલાવાળા તેમને ઘણું માન આપે છે. તે બંગલામાં સુમન્તરાય નામના કોઈ વૃદ્ધ જાગીરદાર રહે છે. કહે છે કે, તેમને હમેશને માટે સંધીવાનું દર્દ લાગુ પડી ગયું છે. પણ તેમના અભિમાનની શી વાત કહું ? તેમને ત્રણ પુત્રીઓ છે. રૂપમાં એક બીજાથી ચઢી જાય તેવી છે. હસમુખરાય હમેશાં ત્યાં જાય છે. કારણ કે તે વૃદ્ધ...અરે બહેન, શું થાય છે ? એમ કેમ કરે છે ? "

મણિકોરનો સ્વભાવ અત્યંત ડરકું હતો. એકાએક તે ચીસ પાડી ઉઠે તેવીજ સ્થિતિ થઇ. યુવાન પણ અશક્ત થયેલી કુંદન અચાનક બેશુદ્ધ બની ગઇ. મણિકોરે તેને સંભાળી લેવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. હવે મણિકોર થર થર ધ્રુજી ઉઠયાં. મુંઝાયાં, કંઇજ ન સુઝયું. છેવટે ધડ ધડ કરતાં દાદર ઉતરી ગયાં અને પડોશીના ઘરમાં બુમો પાડતાં પાડતાં પેઠાં. તે ઘરમાં બે સ્ત્રી હતી. એક વાસણ અજવાળતી હતી અને બીજી ચૂલા પાસે બેઠી હતી.

" અરે બહેન, એકાદ જણી મારી સાથે આવોને! થોડીવાર પર મેં કહ્યું હતું તે બાઇતેણુ મરવા જેવી થઇ ગઇ છે ! "

આટલું કહીને ઉત્તરની રાહ ન જોતાં તરત જ તે પાછાં વળ્યાં. ચૂલા પાસે બેઠેલી સ્ત્રી સફાળી ઉભી થઇ ગઈ. તેના વદનપર સુદ્ધાં ભયની છાયા ફરી વળી. બીજી સ્ત્રી માત્ર શાંતિ પૂર્વક કામ કર્યા કરતી હતી. તેણે કહ્યું, " શારદા, આમ ગભરાઇશ નહિ, એનો સ્વભાવ તું જાણતી નથી. મોઇ હોય ત્યાંથી ! એકાદ ચકલું મરી જાય છે તોયે એ તો એવીજ બુમો પાડે છે. શરૂઆતમાં તો મને લાગતું હતું કે જાણી જોઇને તે એમ કરે છે; પણ હવે મારી ખાત્રી થઇ છે કે એ સ્વભાવે જ બીકણ છે. એમાં એ શું કરે ? તો પણ પણ જોઇ આવ કે શું છે ? "

શારદા ઉતાવળી ઉતાવળી મણિકોરના મેડે ગઈ. શારદાની ઉમર ૧૮ વર્ષથી વિશેષ નહતી, પરંતુ તે ચાલાક અને હુશીયાર હતી. મણિકોર કુંદનના નાક આગળ હાથ ધરી શ્વાસ તપાસતાં હતાં. શારદાએ હાથ ખસેડી નાખી કહ્યું "ગાંડાંતો નથી થયાં ને ? એથી શો ફાયદો થવાનો છે ? જાવ, થોડું પાણી લાવો ! "

મણિકોર પાણી લઈ આવ્યાં. શારદાએ આંખ પર થોડું પાણી છાંટયું તથા મસ્તક પર પણ કકડો પલાળીને મુકયો. થોડી વારે કુંદન શુદ્ધિપર આવી. મણિકોરને ભયભીત બનેલાં જોઈ તે બોલી; માસી, ગભરાવાની જરૂર નથી. થોડા મહીનાથી મારી પ્રકૃતિ બગડી ગયેલી છે. મને વારંવાર આવી મૂર્ચ્છા આવી જાય છે અને તે ક્યારે આ- વશે તેનો કંઇ નિયમ હોતો નથી. આ વાત મારે પ્રથમથી તમને કહેવી જોઈતી હતી. પણ ભૂલી ગઈ. "

તે સારી રીતે શુદ્ધિ પર આવ્યા પછી કુંદનના કહેવા પ્રમાણે ટ્રંક ઉઘાડી તેમાંથી એક નાની પેટી મણિકોરે કાઢી આપી અને પછી તે તથા શારદા થોડી વારે ત્યાંથી બહાર નીકળી નીચે આવ્યાં.

નીચે આવ્યા પછી મણિકોરે ગદ્ગદ કંઠે કહ્યું, " શારદા, તું હમણાં જઇશ નહિ, તેને ક્યારે મૂર્ચ્છા આવશે તે શું કહી શકાય ? તે જો ને કહેતી હતી કે, વારંવાર એવી મૂર્ચ્છા આવે છે. બહેન, એવી વખતે મારી કેવી દશા થઇ જાય છે તે તું જાણી ચુકી છું. ગમે તેમ કરીને મારી સાથે રહે હમણાં તું નવરીજ છે. "

"ઠીક, પણ ગુણવંતી બહેનને કહી આવું અને રૂમાલ ગુંથ- વાનો છે તે લઇ આવું. એક પંથને બે કાજ "

શારદા થોડીવારમાં પાછી આવીને રૂમાલ ગૂંથતી બેઠી; પણ તેનું સર્વ લક્ષ મેડા ઉપરની યુવતી તરફ લાગી રહ્યું હતું. વચ્ચે જ સહજ મોટેથી તેના મુખમાંથી ઉદ્ગાર નીકળી ગયા કે; " એ કોણ હશે ? "

" કોને ખબર શશીકલાએ એને મારૂં ઘર બતાવ્યું. હમારે એ

કેટલી બધી નાની લાગે છે ? " પોતાને પ્રશ્ન થયો સમજી મણિકોરે કહ્યું.

" ઘણીજ નાની ! પણ સ્વભાવે સુશીલ અને સભ્ય લાગે છે." શારદાએ કહ્યું. " પરંતુ આટલી નાની વય છતાં તે એકલી આવી છે તેથી મને કંઇક વિપરીત લાગે છે એનો પતિ ક્યાં રહે છે?"

" એ વિષે મેં પુછ્યું ત્યારે તેણે કહ્યું કે, પરદેશ ગયા છે."

" આ ગામમાં એ કેમ આવી છે ? "

" પ્રભુ જાણે, મને એજ નવાઈ જેવું લાગે છે. કહેતી હતી કે, પહેલ વહેલીજ આ ગામમાં પોતે આવી છે. પહેલાં કદી આવી નહોતી તેમજ ગામમાં કોઇ ઓળખીતું પણ નથી. ગામમાં દાક્તર કોણ કોણ છે તે પુછતી હતી—"

શારદા કંઇ સાંભળ્યા જેવું કરીને વચ્ચે બોલી; " તે હાંક મારે છે કંઇ જોઇતું હશે, જાવ જરા ઉતાવળથી. "

મણિકોર ઉપર ગયાં. કુંદને એક બંધ પાકીટ આગળ ધરી કહ્યું " માસી, મારા માટે આટલી તસ્દી લેશો ? આ પત્ર કોઇની સાથે પહોંચાડોને ! મને નહોતું લાગ્યું કે, હમણાં જ દાક્તરની જરૂર પડશે. મને થાક પુષ્કળ લાગ્યો છે અને જીવ ગભરાય છે તેથી દાક્તરની જરૂર જણાય છે. આ પત્ર પહોંચાડશો એટલે તે કંઇક આરામ થાય તેવી દવા મોકલી આપશે. "

" વારૂ, દાક્તર દેસાઇ નજીકમાં જ રહે છે. પણ બેહન, મને લાગતું હતું કે, આટલા ટુંકા વખતમાં તમારે પથારી વશ નહિ થવું પડે. "

" તમે કહો છો તે અર્થમાં હું પથારી વશ થવાની નથી. એ માટે અદ્યાપિ બે મહિનાની વાર છે. " કુંદને હસીને કહ્યું, "પરંતુ મને મૂર્ચ્છા આવશે ત્યારે તમે ગભરાઇ જશો. હમેશાં હું એક દવા લઉં છું અને તેનાથી મને ફાયદો થયો છે; પરંતુ નીકળવાની ઉતાવળમાં દવા લેવાનું ભૂલી ગઇ તેથી દાક્તરને બોલાવવાનો વિચાર થયો છે. માસી, હમણાં ઉપર આવી હતી તે તમારી પુત્રી છે કે ? પરણી છે નહિ ?"

આ પ્રશ્ન મણિકોરને ઠીક લાગ્યો નહિ. તેમની સમજ એવી હતી કે, પોતે અદ્યાપિ ભર યુવાનીમાં છે. ત્યારે શારદા તો વીસીએ આવી પહોંચેલી હતી. તે મોઢું વાંકું કરીને બોલ્યાં, " છટ્ ! એ મારી પુત્રી નથી. મને છોકરો છોકરી કંઇ નથી. તેનું નામ શારદા છે. પડોશમાં તે તેની બહેનને ઘેર આવેલી છે. આ પત્ર તેની સાથે મોકલીશ. હાં, પણ પત્ર કોને આપવાનો છે ?"

" મુંબઇથી આવેલા નવીન દાક્તરને ? "

મણિકોરને આ વાક્ય ન રૂચ્યું. તે ભ્રકુટી ચઢાવીને બોલ્યાં, " હસમુખરાયને ? દાક્તર દેસાઇને બોલાવ્યા હોત તો કંઇજ હરકત નહોતી. ઘણા લોકો એમની દવા લે છે. "

" તમે થોડીવાર ઉપર દાક્તરોનાં નામ કહ્યાં તે વખતે જ મારા મનને લાગ્યું કે, આ દાક્તરને બોલાવવા. ' કુંદને કહ્યું, " જે હુશીયાર અને ઉમંગી ગૃહસ્થે નવીન ધંધો શરૂ કર્યો હોય તેને ઉત્તેજન આપવું જોઈએ. હા, તેવાને નહિ બોલાવવા જેવું વિશેષ કારણ હોય તો જુદી વાત છે. તેવું કંઇ હોય તો કહો."

" બહેન, તેવું તો કંઇ નથી. વળી તમારી ઇચ્છા હસમુખરાયને બોલાવવાની છે તો હું હરકત લઉં તે બરાબર નથી. " મણિકોરે કહ્યું, " તેમના વિષે કદી પણ નિંદા થતી મેં સાંભળી નથી. તે હુશીયાર છે એમ પણ કેટલાક કહે છે; પરંતુ દેસાઈ માટે મારો સારો મત છે એટલું જ. તેમના પિતાના વખતમાં હું તેમની જ દવા લેતી અને તેમની પાછળ મણિકાન્તની દવા લઉં છું. જવાદોને એ વાત. આ પત્ર હસમુખરાય તરફ મોકલી આપું છું. "

" હા, જલદી મોકલી આપજો. રાત પહેલાં મારી પ્રકૃતિ જોઇ જાય તો ઠીક. "

મણિકોરે નીચે આવી શારદાને પાકીટ આપી સરનામું વાંચવા કહ્યું. ' દાક્તર હસમુખરાય મઝમુદાર ' એમ શારદાએ વાંચ્યું

તે સાંભળી મણિકોરને આશ્ચર્ય થયું. તે બોલ્યાં, " તેમની અટક એણે શી રીતે જાણી ? મેં તેને કહી નથી. અરે, હું જ જાણતી નહોતી ને ? હસમુખરાયની અટક મઝમુદાર છે ? "

" મઝમુદાર જ હશે. હા હા, એજ છે. તેમના પાટીયાપર એજ નામ છે. કદાચિત શશીકલાએ કહ્યું હશે. ઠીક છે, પણ દાક્તરને બોલાવે છે ત્યારે એની પ્રકૃતિ વિશેષ બગડી છે કે શું ? તદ્દન અશક્ત અને નિસ્તેજ લાગે છે, નહિ ? "

" બ્હીવા જેવું કંઇ નથી. અદ્યાપિ બે મહીના સુધી અડચણ જેવું નથી. " મણિકોરે કહ્યું, " પરંતુ બળદ ગાડીના હેલકારાથી તેનાં ગાત્ર ખંડાઇ ગયાં જણાય છે. તેમાં વળી તેને મૂર્ચ્છા આવી. બળ્યું, રસ્તો કેવો ખરાબ છે ! સુધરાઇને યે ક્યાં લોકોની પડી છે ? પણ, તું આટલો પત્ર પહોંચાડી આવે છે ? હું જાત, પણ કદાચ તે બોલાવે ત્યારે અહીં કોઇ જોઇએ ને ? લે, ચાલ લઇ જા. કેવી ડાહી છે, ટાઢ બહુ છે માટે મારી શાલ ઓઢી જા. તેટલા માટે ઘેર ન જતી. "

શારદા પ્રસંગ સમજનારી હતી. તરત જ તે ફરીને શાલ ઓઢી પાકીટ લઇ દાક્તરના બંગલા તરફ ચાલી નીકળી.

હસમુખરાયનો બંગલો ગામના છેડે હતો અને ત્યાંથી જ નર્મદા કુંજનો આરંભ થતો હતો. બંગલો રસ્તાની ડાબી બાજુએ હતો. બંગલાની દિવાલો સફેદ ચૂનાથી ધોળેલી હતી અને ચોતરફ લીલો રંગીત લોખંડી કઠેડો હતો. આગળની બાજુમાં અગાશી હતી. ત્યાં આગળથી પગથીયાં ચઢી ઉપર જઇ શારદાએ બારણા પર થાપ મારી. તરત જ એક સફેદ તંગીયો અને કુરતું પહેરેલા છોકરાએ બારણું ઉઘાડયું. તેને તેણે પુછ્યું, " દાક્તર, હમણાં મળી શકશે ? "

છોકરાએ રોફમાંને રોફમાં ઉલટ પુછ્યું; " દવા સંબંધી કંઇ વાત કરવી છે કે ખાનગી બાબતની ? "

" દવા સંબંધી. "

" ત્યારે જાવ સીધાં પેલા દવાખાનામાં. જુઓ, પેલો રહ્યો દર-વાજો. " એટલું કહી છોકરાએ તે તરફ આંગળી કરી.

શારદા તે તરફ જતાં જતાં બોલી, " પુછું કે ? આપને પગાર કેટલો મળે છે ? "

" કેમ વારૂ ? પગાર સાથે તમારે શી લેવા દેવા છે ? "

" કારણ એટલું જ છે કે, કપડાં માટે કેટલો પગાર છે અને રોફ મારવાનો કેટલો પગાર છે તે હું જાણી શકત. "

" આટલું કહી તે પગથીયાં ઉતરી નીચે આવી. ઉત્તરમાં પેલા છોકરાએ કંઇ કહ્યું, પણ તે તેના સાંભળવામાં આવ્યું નહિ. ત્યાંથી તે દવાખાનાના દ્વાર આગળ આવી અને અંદર જઈ એક ઓરડીમાં દાખલ થઈ. ત્યાં બાંકડાપર એક છોકરો સુઇ રહ્યો હતો. પગરવ સંભળાતાં તે ચમકી ઉભો થઈ ગયો. સાધારણ અંધકારની છાયા પ્રસરેલી હોવાથી પ્રથમ તે શારદાને ઓળખી શક્યો નહિ. પણ થોડી વારે નજર કરતાં તે બોલી ઉઠયો, " અરે ! કોણ શારદા બહેન ? "

" હા, હું જ છું. હસમુખરાય છે કે ? તેમને મળવું છે. "

" ઘેર નથી. "

" ત્યારે જ્યાં હોય ત્યાંથી બોલાવી લાવ. આ પત્ર તેમને હમણાંને હમણાં હમણાં પહોંચવો જોઇએ. એક સ્ત્રીની પ્રકૃતિ હમ-ણાં જ જોવાની જરૂર છે. "

" જરૂર હશે પણ તેનો શો ઉપયોગ ? " ટીખળીખોર છો-કરાએ કહ્યું, " કદાચિત પત્ર તારની સાથે બાંધી દઇએ તો પહોંચી જાય ખરો. બીજો કંઇ રસ્તો જણાતો નથી. ડાક્તર સાહેબ આજે સવારે જ મુંબાઈ ગયા. "

શારદાને લાગ્યું કે, કાનપટ્ટી આગળને એક થપ્પડ ચોઢી

વાળું. પણ ગુસ્સો અટકાવી તે બોલી, " મુંબઈ ગયા? ક્યારે આવવાના છે ? "

માથું ખજવાળતાં ખંજવાળતાં છોકરાએ કહ્યું, " ક્યારે ? તેમના પગ લાવશે ત્યારે. " પછી વિનોદની ભાષા બંધ કરી તેણે કહ્યું, " ખરૂં કહું શારદા બહેન ? બે એક દિવસમાં આવશે. તેમના પિતા ગંભીર માંદગીમાં પડવાથી તાર આવતાં તે તરત ચાલ્યા ગયા છે. "

સહજ વિચાર કરી શારદાએ કહ્યું:--

" ઠીક આ પત્ર સંભાળી રાખજે અને તે આવે ત્યારે આપજે. સમજ્યો ? ભૂલીશ નહિ. અને જો સાંભળ, છૂમ સંભાળતાં શીખ નહિતો એકાદ વખત એનું પ્રાયશ્ચિત તારા કાન અને ગાલને ભોગવવું પડશે. "

આટલી સૂચના આપી શારદા ઘર તરફ વળી.

## પ્રકરણ ૨ જું.

### સેવાની કદર.

રસ્તાપરનાં ફાનસોમાં બત્તી થઇ ગઇ હતી અને એ સમયે શારદા શશીકલાના બારણા આગળ થઇને જતી હતી. એટલામાં શશીકલાએ બૂમ પાડી, " કોણ જાય છે એ, શારદા કે ? બહુ ડાહી જણાય છે ! ભુતનો વેષ લઇને ક્યાં ગઇ હતી ? "

શારદા હસી અને ક્યાં ગઈ હતી તે જણાવી કહેવા લાગી, " ધક્કો પડયો. હસમુખરાય ન જ મળ્યા. તેમના પેલા ઉછાંછળા છોકરાએ કહ્યું કે, મુંબઈ ગયા છે. "

" તને અહીંથી જતી જોઇ હોત તો મેં જ તારો ધક્કો બચાવ્યો હોત. તેમને સ્ટેશને પહોંચાડી તેમનો ગાડીવાન પાછો વળ્યો ત્યારે મેં સહજ પુછી લીધું હતું. વારૂ, પણ શું તે માંદી છે ? "

" તેની પ્રકૃતિ સારી જણાતી નથી. થોડીવાર ઉપર તે એકા-એક બેશુદ્ધ થઇ ગઇ હતી તેથી તેને લાગ્યું કે દાક્તરને પ્રકૃતિ બતાવી હોય તો ઠીક."

" અને તેથી જ તને મણિકોરે હસમુખરાય તરફ મોકલી, કેમ? દેસાઇએ તેમનો બાપ માર્યો છે કે શું?"

" એટલે? અમને તો લાગ્યું કે, તમે જ હસમુખરાયની ભલા-મણ કરી હશે."

" કોણે? મેં? વાત શી કરે છે? કોઈ પણ દાક્તર વિષે એક શબ્દ સુદ્ધાં મેં તેને કહ્યો નથી. જો મેં ભલામણ કરી હોત તો દેસાઇ માટે જ કરી હોત. તેમની સાથે કેટલો જુનો સંબંધ છે. પણ હસમુખરાયે ખરાબ નથી હોં. ચિકિત્સા સારી છે અને દવા પણ કા-ળજી પૂર્વક આપે છે, પછી શું જોઇએ? શારદા, તેને સુખે પ્રસૂતી થાય એટલે મને ખબર આપજે. બિચારીની દયા આવે છે. તે સુસ્વ-રૂપ છે અને સાથે સાથે તેનો સ્વભાવ સુદ્ધાં તેટલો જ ઉમદા લાગે છે."

" ખબર આપીશ." એમ કહી શારદા ત્યાંથી આગળ ચાલી. બારણામાં પગ મૂકયા ન મૂકયા તેટલામાં મણિકોર ખડખડ દાદરો ઉતરી આવ્યાં અને શારદાને વળગી પડયાં.

" શારદા, સારૂં થયું કે તું આવી પહોંચી! હવે શું કરૂં? ફરીથી તેની તબીયત બગડી ગઇ. સાચું કહું છું, તારા સોગન જુઠું બોલતી હોઉં તો! કયાં છે? દાક્તર કયાં છે?"

શારદા કંઇ બોલી નહિ. મણિકોરના હાથ દૂર કરી તે શાલ ફેંકી દઇ મેડે દોડી ગઇ. કુંદનને વેદના પુષ્કળ થતી હતી અને તે ગભરાઇ ગયેલી જણાતી હતી. તેના સુંદર કાળા કેશ વીખરાઇને તેની ગરદન પર પ્રસરી ગયા હતા. તેણે અશ્રુપૂર્ણ નયને શારદા તરફ જોયું. તેના હરિણી સમાં વિશાળ, કાળાં અને તેજમય ચક્ષુ તથા તેના તે સમયના દુઃખમય અને હૃદય દ્રાવક પરંતુ કોમળ અને સુકુમાર વદને હમેશને માટે શારદાના હૃદયમાં ઘર કરી લીધું.

"બહેન, ગભરાશો નહિ. મને અઢેલીને બેસો એટલે ઘડીવારે તમને ઠીક લાગશે." છેવટે શારદાએ આશ્વાસન આપતાં કહ્યું.

"દાક્તરને આવતાં આટલી બધી વાર? કોઇ જઇને બોલાવી લાવોની?" કુંદને શારદાના ખભા ઉપર મસ્તક નાખી દઇ ક્ષીણ સ્વરે કહ્યું.

"બહેન, હસમુખરાય અહીં નથી. સવારે તે મુંબઇ ગયા છે." શારદાએ નિરૂપાયે ગદ્‌ગદિત કંઠે જણાવ્યું.

કુંદન નિરાશા બનીને રડવા લાગી. તેને સમજાવવાના હેતુથી શારદાએ કહ્યું, "અહીં તમારૂં કોઈ ઓળખાણનું નથી, ત્યારે દેસાઇ દાક્તરને બોલાવવામાં શી અડચણ છે? હસમુખરાયને બોલાવવાનો આગ્રહ રાખવાની શી જરૂર છે?"

કુંદને ઉંચે જોયું. તેનાં નેત્ર પાણીથી તરબોળ હતાં, તેણે શારદાને કહ્યું, "હસમુખરાયને પત્ર લખી ચુકી છું. હવે બીજાને બોલાવું તો બન્નેને ફી આપવી પડે. મારામાં તેટલી શક્તિ નથી."

"બન્નેને ફી? છટ્, બેને આપવા જેવું કારણ જ શું છે? હસમુખરાય હાજર નથી એટલે દેસાઇને બોલાવીએ અને તેમને ફી આપીએ તેમાં ખોટું શું છે? દાક્તરો શું એટલું નથી સમજી શકતા? જો તમારે હસમુખરાયની જ દવા લેવી હોય તો તે મુંબઇથી આવશે એટલે લેવાશે અને ત્યારથી દેસાઇ દાક્તર પોતાની દવા બંધ કરી શકશે."

હસમુખરાયની દવા લેવાની ઇચ્છા હતી અને અદ્યાપિ પણ છે. મારી કેટલીક સખીઓના તે પરીચિત છે. તે હુશીયાર છે. એટલું જ નહિ પણ તેમની ચિકિત્સક બુદ્ધિ પ્રસંશનીય છે એમ તેમણે મને જણાવેલું છે."

"એમ!" શારદા મનમાં જ બોલી. હસમુખરાયની અટક મઝમુદાર છે એ વાત કુંદને શી રીતે જાણી. તેમને જ કેમ બોલાવે છે વગેરે પ્રશ્નોનો નિર્ણય તેને મળી ગયો. મણિકોર નજીક ઉભાં

હતાં. કુંદનની સ્થિતિ તેમને વારંવાર ગભરાવી મુકતી. તે બોલી ઉઠયાં, "હવે શું કરૂં ?"

"શું કરૂં ?" શારદાએ કહ્યું, "પ્રથમ તમારૂં ગાંડપણ છોડી દો અને જાવ બેમાંથી એક દેસાઇને બોલાવી લાવો."

"હું દેસાઇની દવા લઇશ નહિ." કુંદને કંટાળો દર્શાવી કહ્યું, "તેમને બોલાવવાની જરૂર નથી. મને તેમના વિષે જે માહિતી મળેલી છે તે પરથી મારી ખાત્રી થયેલી છે કે, તેઓ હુશીયાર નથી."

"દેસાઇ ડાક્તર ! અને તે હુશીયાર નથી !!" શારદાએ અત્યંત આશ્ચર્ય પામી કહ્યું.

"હવે એકે દાક્તરની જરૂર નથી. એ વિષે વિચાર કરશો નહિ." કુંદને ધીમે રહી કહ્યું, "મને કંઇક ઠીક લાગે છે અને કદાચિત હવે થોડી ઉંઘ પણ આવશે."

પછી બન્ને પથારી વ્યવસ્થિત કરી આપી નીચે ગઇ. શારદાએ મણિકોરને ગભરાઇ જવાની રીત માટે ઠપકો આપ્યો. મણિકોરે જણાવ્યું કે, સ્વભાવ એવો પડી ગયો છે તેને શું કરૂં ? ઉભયમાં આવા પ્રકારની ચર્ચા ચાલી રહી હતી તેટલામાં મેડાપરથી બૂમ સંભળાઇ. શારદા ઉપર ગઇ અને તરત જ પાછી ફરી, "દેસાઈ દાક્તરોમાંથી એકને બોલાવવો જ જોઈશે. હું બોલાવી લાવી છું. કુંદનની સ્થિતિ સહજ ચિંતાજનક છે." એટલું કહી તે બહાર જવા લાગી.

"પણ સાંભળતો ખરી, ઓ શારદા ! તે તો દેસાઈની દવા લેવા તૈયાર નથી અને તું તેમને બોલાવવા જાય છે !" મણિકોરે કહ્યું, "તેમની ફી કોણ ચુકવશે ? વળી તું પાછી મારી પાસે માગીશ."

"તમારાથી થાકી હું તો !" શારદાએ ચીડાઇને કહ્યું, "આવા વખતે હું તમારી માફક પૈસા તરફ જોવા ન બેસું. બહુ સારૂ, પણ હવે મેડે જઇને તેની પાસે બેસો. એટલું તો થશે ને ?"

શારદા ઝપાટાબંધ પગલાં ભરવા લાગી. દેસાઈ દાક્તરોનાં ઘર એક બીજાની સાથે જ હતાં અને બહુ દૂર નહતાં. મોટા ભાઈનું નામ મણિકાન્ત હતું. તે મોટા ઘરમાં રહેતા હતા અને શસ્ત્ર ક્રિયાનાં હથીયારો, યંત્રો અને ઔષધોપયોગી સાધન પણ એ ઘરમાં રાખેલાં હતાં. એ ઘરને લાગીને બીજું એક નાનું ઘર હતું. તેમાં સુરેંદ્ર રહેતા હતા. મણિકાન્તનો પરિવાર મોટો હતો, પણ સુરેંદ્રને માત્ર એક પુત્ર હતો.

મણિકાન્તના ઘરનાં દ્વાર ખુલ્લાં હતાં અને સામે એક મોટું તેજદાર ફાનસ લટકાવી રાખેલું હતું એટલે આવનાર જનારને બીલકુલ ત્રાસ પડતો નહતો. શારદા ઉતાવળી ઉતાવળી દવાખાનામાં ગઈ. ત્યાં એક તેર ચઉદ વર્ષનો સુકુમાર ખલમાં કંઈ ઔષધ ખલી રહ્યો હતો. તેનો ચહેરો અત્યંત સુંદર નહતો; પણ તેનું પહોળું અને તરતું કપાળ, મુખપર ઉપસતો બુદ્ધિનો ચળકાટ અને પાણીદાર નેત્રો તેનું સ્વરૂપ આકર્ષક બનાવતાં હતાં. એ સુરેંદ્રનો એકનો એક પુત્ર ગજેંદ્ર હતો.

શારદાને જોઈ તે બોલી ઉઠયો, "કોણ, શારદા બહેન! આમ અચાનક કેમ આવ્યાં છો? મને લાગ્યું કે ભુત આવ્યું કે શું!"

"ગજેંદ્ર, હું ઉતાવળી ઉતાવળી આવી છું. દાક્તર સાહેબ છે કે?"

"વ્હાલાભાઈ (સુરેંદ્રને સર્વ વ્હાલાભાઈ કહીને બોલાવતા) છે, કાકા નથી."

"ગમે તે હો. જા જલદી બોલાવી લાવ જોઈએ."

ગજેંદ્ર કૂદકા મારતો ગયો અને તરતજ સુરેંદ્રને બોલાવી લાવ્યો. સુરેંદ્રનો સ્વભાવ અતિ વિનોદી હતો અને તેમનું મુખ અહ-નિંશ આનંદી રહેતું. રોગીનું અરધું દુઃખ તેમના વિનોદ અને ઉલ્લા-સીત વૃત્તિથી દૂર થઈ જતું; તેમણે સહજ હસીને કહ્યું; "કેમ, શારદા, શું છે? એકાદ દાંત ખેંચી કઢાવવો છે કે શું?"

"આપની સાથે કંઈ વાત કરવી છે."

ગજેંદ્રને માટે આટલી સૂચના બસ હતી. તે તત્કાલ દવાખાના બહાર જતો રહ્યો. પછી શારદાએ સર્વ હકીકત કહી સંભળાવી. સુરેંદ્ર કેટલીક વાર સુધી શાંતપણે બેસી રહ્યા. તે કંઇજ બોલ્યા નહિ. તેમનું વદન ગંભીર બન્યું. છેવટે તે બોલ્યા, "શારદા, સાંભળ, હસમુખરાયનાં દરદી મારે ન જોઇએ. તેને લાગશે કે, પોતાના તરફ આવતા દરદીઓને અટકાવવામાં આવે છે. ખરી રીતે એમ માનવાને કંઇ કારણ નથી. કારણ કે અમો સર્વનો ધંધો ચાલી શકે તેટલું આ ગામ મોટું છે."

"એ બધી વાત ખરી, પણ દરદીની શી દશા ? શું તેનો અંત જ આવ્યો સમજવો ?"

"અંત! અરરર એમ શું બોલે છે ! પ્રભુ તેને અમર રાખે!"

"પણ તમે કે મણિકાન્ત કોઇ ન આવો તો તે શી રીતે જીવે ? હસમુખરાય તો મુંબઇ ગયેલા છે ત્યારે કરવું શું ?"

સુરેંદ્રને શારદાની વાત વિચારણીય લાગી. સેંકડો માઇલ પર રહેલા હસમુખરાયનો સૈનેશ્વરમાં ઉપયોગ શી રીતે થઇ શકે ? તે મસ્તક હલાવી બોલ્યા, "શારદા, તું સાચું કહે છે. ચાલ હું આવું છું. તું શું કહેતી હતી ? ઉમર નાની છે એમ જ ને ? તેનો પતિ ક્યાં રહે છે?"

તે પરદેશ હોવાની જે હકીકત મણિકોરે કહી હતી તે સુરેંદ્રને જણાવ્યા પછી તે બોલી, "એકાદ દાયણ નહિ મળી શકે ? મણિકોર જેવી ગાંડી સ્ત્રી મેં કોઈ જગ્યાએ નથી જોઈ, માણસને માંદગીમાં પડેલું જુએ છે કે તે ફેરત ગભરાઇ જાય છે."

"દાયણનો શો તોટો છે ? જોઇએ તેટલી મળશે. પણ તેની શી ઉતાવળ છે ?" એમ કહેતા કહેતા સુરેંદ્ર દવાખાનાની બહાર નીકળ્યા અને જતાં જતાં ગજેંદ્રને ઉદ્દેશી બોલ્યા, "કાકા બહારથી આવે ત્યારે કહેજે કે મણિકોરને ત્યાં એક સ્ત્રીને જોવા ગયા છે."

શારદા આગળ થઇ અને સુરેંદ્રના આવતા પહેલાં મેડે આવીને ઉભી રહી તો કુંદન કંઇ પત્ર લખતી દૃષ્ટિએ પડી. શારદા આશ્ચર્યે

પામી બોલી, "મ્હેન, તમોને હવે કંઇક ઠીક લાગે છે ને?"

"ઠીક શું લાગે? પ્રકૃતિ વિશેષ જ બગડી છે. એકાએક મને મારા ઓળખાણની એક સ્ત્રી છે તેને પત્ર લખવાની ઇચ્છા થવાથી હું ઉઠી છું."

વેદનાની તીવ્રતાથી તેનું શરીર પરસેવાથી તરબોળ થઇ ગયું હતું. બે ત્રણ લીટી લખીને પત્ર બીડી ટપાલમાં નાખવા તેણે પાકીટ શારદાને સ્વાધીન કર્યું. પત્ર લઇને શારદાએ કહ્યું, "ટપાલમાં નાખી આવું છું, પણ ટપાલ કદાચ નીકળી ગઈ હશે."

"કંઇ હરકત નહિ. એક વખત ટપાલમાં નાખી આવો એટલે પત્યું. અને, જુઓ, તમે જે દેસાઇ દાક્તરની વાત કરતાં હતાં તેમને બોલાવી લાવજો. મને હવે બહુ ગભરામણ થાય છે."

"હું હમણાં ત્યાંથી જ ચાલી આવી છું." શારદાએ આનંદ પામી કહ્યું, "મારી પાછળ પાછળ તે આવે છે. મણિકાન્ત ઘેર નહતા તેથી સુરેંદ્રને લાવી છું. બન્ને ભાઈ સુસ્વભાવી છે. સુરેંદ્રનો સ્વભાવ બહુ જ સારો છે."

શારદા પત્ર લઇને જવા લાગી. જતાં જતાં તેણે પાકીટ પરનું નામ વાંચી જોયું. પત્ર દુર્ગાબાઈ નામની કોઈ સ્ત્રીપર લખેલો હતો. બારણામાં જ સુરેંદ્ર મળ્યા તેણે તેમને કહ્યું, "કુંદને ટપાલમાં નાખવા પત્ર આપ્યો છે, પણ હવે તો ટપાલ નીકળી ગઇ હશે!"

"ટપાલ બંધ થવાને થોડીવાર છે. જલદી જઇશ તો લાગુ પડશે." ઘડિઆળ જોઈને દાક્તરે જણાવ્યું.

શારદા સપાટા બંધ ટપાલ ઑફીસ આગળ આવી પહોંચી. ટપાલ બંધ થવાને ફક્ત બે મિનિટનો અવકાશ રહ્યો હતો.

આ તરફ સુરેંદ્ર દાદર ચઢીને મેડે ગયા. કુંદનની મુદ્રા ચિં-તાગ્રસ્ત હતી અને તેનાં નયન બારણા તરફ સ્થિર થઇ રહ્યાં હતાં. દાક્તરને આવેલા જોઈ તેને કંઈક સતોષ થયો. દાક્તરે નાડી જોઇ પણ વય જોતાં તેમને આશ્ચર્ય થયા સિવાય ન રહ્યું. થોડીવારે

તેમણે કહ્યું, " બહેન, તમને જે કંઇ થતું હોય તે સર્વ લેશ માત્ર ગભરાયા સિવાય કહો. "

કુંદનનાં ચક્ષુમાંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. તે ધીમે રહી બોલી, " મને વેદના પુષ્કળ થાય છે, હવે સહન થતી નથી. હું બચીશ ખરી ? "

" કેમ નહિ ? હજુ તો પચાસ સાઠ શિયાળા જોવાના છે." દાકતરે વિનોદપૂર્વક કહ્યું, " તે પછી મરવાની વાત. પણ સહજ શાંત થઇને શું થાય છે તે કહો. "

" આપનો ઉપકાર જેવો તેવો નથી. આપ દયાળુ લાગો છો. પરંતુ મારે પ્રથમથી–મારા શબ્દોથી માઠું લગાડશો નહિ–મારે અ- ગાઉથી જણાવવું જોઇએ કે, હસમુખરાય મુંબઇથી આવશે એટલે હું તેમની દવા લેવાની છું. કારણકે, તે અહીં નથી એ વાતની ખબર મળતા પૂર્વે મેં તેમને પત્ર લખેલો છે. આ ગામમાં કોઇ મારા ઓળખાણનું નથી; પણ મારી સખીઓ તરફથી મને ખબર મળી હતી કે, એ દાક્તર હુશીયાર છે એટલે તેમને પત્ર લખી ચુકી છું માટે માફ કરજો. "

" તે વિષે કંઇ જ વિચાર કરશો નહિ. તે આવશે એટલે હું ખુશીથી મારા ઉપચાર બંધ કરીશ. હવે કંઈ છે હરકત ? પણ બહેન, તમે એકલાં શી રીતે આવ્યાં ? "

" આવી એટલી વાત નક્કી છે. મારા દુર્ભાગ્યે હું એકલી આવી છું; પરંતુ મારી ઓળખીતી એક બીને આવવા સારૂ હમ- ણાંજ પત્ર લખ્યો છે. તે આવશે એટલે પછી હરકત નહિ પડે. મને લાગતું હતું કે, હજુ બે મહીના જશે. "

" ઘણું કરીને જશે પણ ખરા. પ્રભુની મરજી હોય તેમ થાય ! એ કંઇ થોડી કોઇના હાથની વાત છે ? બહેન, બે ચાર બાળ બચ્ચાં તમારા સમક્ષ રમતાં થશે ત્યારે તમને લાગશે કે વિના કારણે ધાસ્તી રાખી હતી. તમારા સ્વામી પરદેશ ગયા છે, નહિ ? "

કુંદને મસ્તક હલાવીને 'હા' કહી. તેની ભીતિ નિષ્કારણ ન હતી. તેની વેદના ક્ષણે ક્ષણે વધતી જતી હતી. એટલામાં શારદા પણ ટપાલમાં પત્ર નાખીને આવી પહોંચી. સુરેંદ્રે ઓરડીની બહાર આવી તેને કહ્યું:—

" શારદા, હવે તુંજ ઉપયોગી થઇશ. મણિકોર તો કંઇ કામનાં નથી. જો, પેલી પેટી ઉઘાડ. તે કહેતી હતી કે, અંદર બાળકને કામનાં વસ્ત્ર અને વસ્તુઓ છે. ચાલ, આટોપી લે."

" તમે કહેશો તે સઘળું કરવા તૈયાર છું; પણ મણિકોરથી થાકું છું." શારદાએ કહ્યું, " મને એમના પર એવી ચીડ આવે છે કે—"

" જોને, તેમને લાયક કામ પણ કાઢું છું. ક્યાં છે તે ? હમણાં અહીં હતાંને ?"

" દાદરના છેલ્લા પગથીયે માથે હાથ દઇને બેઠાં છે."

સુરેંદ્રે બહાર આવીને બૂમ પાડી, " મણિકોર ? ઉદા ફળીયું જોયું છે ને ? ત્યાં જઇને જીવકોર દાયણને બોલાવી લાવો. સાંભળ્યું કે ? જાવ, જલદી જાવ !" ગામની બીજી દાયણોનાં નામ ડાક્તરને યાદ આવ્યાં હતાં પરંતુ આ સમયે તેમાંની કોઇ મળે તેવી તેમને આશા ન હતી.

ઘરની બહાર નીકળવાનો પ્રસંગ આવ્યો તેથી મણિકોરને સારૂં લાગ્યું. તે તરત ત્યાંથી બહાર જઇ એક ઠીંગણી, જાડી અને આધેડ વયની સ્ત્રીને તેડી લાવ્યાં.

તેને જોઇને ડાક્તરે કહ્યું, " જીવકોર, તને બોલાવવાનો ન હતો; પણ નિરૂપાયે બોલાવી છે. તારી કુટેવથી હું અજાણ્યો નથી જ. આ વખતે જો પુનઃ તેજ પ્રમાણે વર્તીશ તો ભવિષ્યમાં અમે કદી પણ તને બોલાવીશું નહિ. ધ્યાનમાં રાખજે હો ! તું છે તો હોશીયાર પણ ભાન રાખે ત્યારેને ?"

જીવકોરે માઠું લાગ્યા જેવું કર્યું. આંખમાંથી બે ચાર ટીપાં કાઢયાં અને આજીજી પૂર્વક જણાવ્યું કે, નિશો કરવાની ટેવ છોડી દીધી છે.

આખી રાત મણિકોરનો જીવ ઠરી ઠામ રહ્યો ન હતો. પણ સવાર થતાં સર્વત્ર શાંતિ જણાઇ. કારણ કે, તે સમયે કુંદનને પ્રસુતિ થઇને પુત્ર સાંપડયો હતો.

રાત આખી શારદાએ આંખનો પલકારો માર્યા વગર કુંદનની પાસે બેસી રહેવામાં ગાળી હતી. કુંદન માટે તેને ઘણું લાગી આવતું હતું. આ સ્થીતિ જોઇ કુંદનના હૃદયમાં પણ શારદા માટે પ્રેમભાવ ઉદ્દભવ્યો હતો.

સવારે જ્યારે દાક્તર ઘેર જવા નીકળ્યા ત્યારે શારદાએ તેમને પુછયું, " દાક્તર સાહેબ, હવે તો આરામ થઇ જશેને ? "

" અવશ્ય, એમાં પુછે છે શું ? બચી ગઇ, હવે ચિંતા કરવા જેવું નથી." સુરેંદ્રે કહ્યું, "પરંતુ જીવકોર તરફ લક્ષ આપ્યા કરજે. તે હું હોઉં છું ત્યાં સુધી ઠેકાણે રહે છે. બે કલાકે પાછો આવી જઇશ."

તે દિવસ સારો ગયો. જીવકોરે સુતિકાની સારી વ્યવસ્થા રાખી. શારદાએ તેને પળવાર વ્હીલી મુકી ન હતી. બે ત્રણ વાગ્યાના સુમારે કુંદને શારદાને કહ્યું; " શારદા, હું તને મારી બ્હેન માનું છું. મણિકોર કહેતાં હતાં કે, તું કોઇ જગ્યાએ નોકરી ઉપર છે, ખરી વાત ? "

" હમણાં નોકરી ઉપર નથી. પહેલાં હતી પણ હવે તે છુટી ગઇ છે. બીજી મળતા સુધી અહીં મારી બહેનને ત્યાં રહેવાની છું."

" ત્યારે તો તું હાલમાં છુટીજ છે." આકાશ તરફ દૃષ્ટિ કરી કુંદન બોલી, " જો, પ્રભુ કેવો દયાળુ છે. કાલે રાત્રે મારા પેટમાં વેદના થવા લાગી ત્યારે મણિમાસી સિવાય કોઈ પાસે ન હતું. પણ તે હતાં ડરકણ, એટલે મહાન સંકટમાં આવી પડી હોય તેમ મને લાગ્યું હતું. પરંતુ એવા પ્રસંગે જોઇએ તેટલો વખત મારી પાસે બેસી રહેવાને જ તે પરમકૃપાળુ પરમાત્માએ તને ઉત્પન્ન કરી હશે

કે શું ?" ક્ષણુવાર અટકીને પુનઃ તે કહેવા લાગી, "જેને ઇશ્વરની કૃપાની અપેક્ષા હોય છે તેને જ તેની કૃપાનું મહત્વ સમજાય છે. અન્ય શું સમજી શકે ?"

શારદા સાંભળી રહી. કુંદનના મુખના ઉદ્દગાર સાંભળી તેને આનંદ થયો; પણુ મનમાંને મનમાં કંઇક ગૂંચવાઈ. કુંદન એકલી આવેલી હતી અને તે પણુ આવી સ્થિતિમાં. તે દેખાવમાં જેમ કુલીન જણુાય છે તેમ વર્તનમાં શુદ્ધ હશે કે નહિ, દેખાવમાં સૌભાગ્ય વિભૂષિત લાગે છે પણુ ખરેખર તેમ છે કે શું; કે પછી અન્યને ફસાવવા સઘળા સૌભાગ્ય અલંકાર રહેવા દીધા હશે, એવા એવા પ્રકારની અનેક શંકાઓ તેને થતી હતી. પણુ તેના મુખમાંથી ઉપરના પ્રભુ પ્રત્યે શ્રદ્ધા દર્શાવતા શબ્દો નીકળ્યા ત્યારે તેને લાગ્યું કે, આ યુવતી ગમે તે હો, એના વિષે કંઈ કલ્પના થઇ શક્તિ નથી; એ કુલીન અને શુદ્ધ વર્તન વાળી છે એમાં શંકા જેવું નથી. તેના વિષે વિના કારણુ કુત્સિત કલ્પના કરતી હતી તે માટે તે મનમાંને મનમાં શરમાઇ. તેને લાગ્યું કે, કોઈ પણુ પાપાચરણી વ્યક્તિના મુખમાંથી પ્રભુની દયાલુતા સંબંધી આવા અનન્ય ભાવયુક્ત ઉદ્દગાર કદી નીકળી શકે નહિ.

એટલામાં પુનઃ કુંદને કહ્યું "બ્હેન, માંદાંની માવજત કરવાનું તને સારૂ જ્ઞાન હોય એમ લાગે છે !"

"જ્ઞાન તો ઠીકજ છે, પણુ એટલું તો ખરૂં કે મને માવજતની ટેવ પડી ગઇ છે. ગયાં ચાર વર્ષ સુધી હું જે સ્થળે નોકરીમાં રહી હતી તે ઘરનાં શેઠાણી માંદગીમાં પડેલાં હતાં. પથારીમાંથી તે ઉઠી શકતાંજ નહતાં. અહર્નિશ હું તેમની પાસે બેસી રહેતી. બહુ પીડાયાં બિચારાં ! વીસ બાવીસ દિવસ પર જ તે મરણુ પામ્યાં. છૂટયાં બિચારાં ! અને હું પણુ ત્યારથી નોકરીમાંથી છૂટી થઈ છું. સુરેંદ્ર જ તેમની દવા કરતા હતા. ચાર વર્ષમાં એવો એકે દિવસ ગયો નથી કે સુરેંદ્રે તેમની ખબર લીધી ન હોય અને એ કારણુથીજ તેમની સાથે સારૂં ઓળખાણુ થયું છે."

"શેઠાણીને શું થયું હતું?"

"ઉદરનો વ્યાધી હતો અને તેથી અસહ્ય યાતના થતી હતી. કંઇક આરામ થાય તે સારૂ હમેશ નવા નવા ઉપાય યોજાતા; પણ એકેનો ગુણ ન લાગ્યો. બ્હેન, બે ચાર દિવસ તાવ આવે છે તો આપણે કેટલાં ત્રાસી જઇએ છીએ? ત્યારે આ તો ચાર વર્ષની પથારી હતી. અરરર કેટલું દુઃખ થતું હશે!"

શેઠાણીની સર્વ વેદનાનો ચિતાર શારદાના હૃદય ચક્ષુ સમીપ ખડો થઇ ગયો અને તેનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તેનું આવું કોમલ અને શુદ્ધ હૃદય જોઇ કુંદનને તે વિશેષ જ પ્રિય લાગી.

"બ્હેન, હોય, ભાગ્યમાં જે લખ્યું હોય તે ભોગવે જ છૂટકો. જો તો જરી, પેલી મારી નાની પેટી ક્યાં છે? તેની અંદર એક નાનું ખાનું છે તે ખોલીને મંગળસૂત્ર કહાડ જરી."

શારદાએ પેટી ઉઘાડી મંગળસૂત્ર કાઢ્યું. મંગળ સૂત્રપર સુંદર જડાઉ કામ કરેલું હતું અને તેની ચોતરફ મોતી ગૂંથેલાં હતાં. બન્ને બાજુએ તેજસ્વી મોતીનાં સાત સાત ઝૂમખાં હતાં. કુંદને તે હાથમાં લઇને કહ્યું:—

"શારદા, લે! હવે આ તારૂં છે."

"ના, ના બેહન! આવો કિંમતી દાગીનો લઇને હું શું કરૂં? એ મારા કામનો નથી અને મને શોભે પણ નહિ. મારે ન જોઇએ!"

"કેમ વારૂ? આ સૂત્ર તને સારૂ શોભે તેવું છે અને સાચા દીલથી તને આપવાની ઇચ્છા થઇ છે. તારા ઉપકારનો પાર આવે તેવો નથી. તું ન હોત તો કોણ જાણે મારી શી દશા થઇ હોત! બ્હેન, મારી માગણી સ્વીકાર! તને મારા ગળાના સોગન છે જો તું ના કહેતો!"

"બ્હેન, તમારા ઋણનો બદલો શી રીતે વાળી શકાશે?" શારદાએ નિરૂપાયે સ્વીકાર કરી ઉપકાર માનતાં કહ્યું. "મારા અંતકાળ પર્યંત આ સૂત્ર મારી પાસે રાખી મુકીશ. ક્ષણવાર સુધાં નહિ વિસરૂં."



## પ્રકરણ ૩ જું.

### બાળક કે બિલાડીનું બચ્ચું !

સૈનેશ્વરના સ્ટેશને એક ગાડી બાર વાગે આવતી અને બીજી સાંજે સવા છ વાગે આવતી હતી. કુંદને જે સ્ત્રીને બે દિવસ પર પત્ર લખ્યો હતો તે સ્ત્રી સાંજની ગાડીમાં આવવાનો સંભવ હતો તેથી તેનું લક્ષ તે તરફ લાગી રહ્યું હતું. સ્ટેશનથી ગામમાં આવતાં અર્ધો પોણો કલાક થતો. તેટલો વખત પણ વહી ગયો. આઠ વાગ્યા પણ આવનાર સ્ત્રીનું દર્શન થયું નહિ. હવે કુંદનને ચેન પડયું નહિ. કાલે સવારમાં પત્ર તેને મળ્યોજ હશે અને તે જો તત્કાલ નીકળે તો આજે આવ્યા સિવાય ન રહે. વખતે પત્ર ટપાલમાં પડયો ન હોય એવી શંકા તેને આવી. શારદાને એ વિષે પુછતાં તેણે જણાવ્યું કે, "પત્ર વખતસર ટપાલમાં પડયો છે. તે માટે શંકા રાખશો નહિ. કદાચિત આજે રાતની ગાડીમાં નીકળ્યાં હશે તો આવતી કાલે બપોરે એક વાગે અહીં આવી પહોંચશે."

કુંદને થોડીવાર વિચાર કરીને કહ્યું, "બહેન, મારૂં આ બાળક જીવશે ખરૂં ?"

"એવું શું પુછો છો ? બચ્ચું નાનું છે ખરૂં, પણ નિરોગી છે. તમે જો દાઇને નહિ સોંપો અને તમારા ધાવણથી ઉછેરશો તો કંઇ જ ભય નહિ રહે."

"એ જ દુઃખની વાત છે ને ? હું તને કહી ચુકી છું કે એ કામ મારા માટે હિતકારક નથી." કુંદને કહ્યું, "દુર્ગા આવશે એટલે તે સર્વ વ્યવસ્થા કરશે. એટલા માટે જ તે કેમ આવી નહિ એ વિષે વિચાર થયા કરે છે. શારદા, પ્રસુતી જીવલેણ ન નીવડી અને પુત્ર થયો તે માટે ખરેખર મને અત્યંત આનંદ થાય છે."

"બહેન, દાક્તરે કહ્યું છે કે, બહુ બોલવું નહિ."

"કેમ વારૂ ? હવે તો મને ઘણું સારૂ છે. સુરેંદ્રની દવા લીધી તેથી ઘણું સારૂં થયું. તે અત્યંત માયાળુ છે. રોજને રોજ તે ધૈર્ય આપ્યા કરે છે."

"સુરેંદ્ર લોકોને ગમી ગયા છે તેનું કારણ એ જ છે."

"સાચું છે, એમાં કંઈ સંશય નથી. હસમુખરાય હોત તો તેમણે આથી વિશેષ શું કર્યું હોત ?"

રાત નીકળી ગઇ. બીજે દિવસે બપોરે દુર્ગાબાઇ આવી પહોંચી. દુર્ગા દેખાવમાં વિચિત્ર હતી, ઉમર પણ ચાલીસી ઓળંગી ગઇ હતી અને સ્વભાવે તે તોછડી હતી. કુંદને તેને બીજી ઓરડીમાં બોલાવી લીધી અને બારણાં બંધ કરી દીધાં.

પ્રથમ કહી ગયા છીએ કે, એક ઓરડીમાંથી બીજી ઓરડીમાં જવાને અંદરથી બારણાં હતાં. વળી તે પ્રત્યેક ઓરડીનું છજામાં પણ બારણું પડતું હતું. ઘરના પ્રમાણમાં આ છજું ઘણું મોટું હતું.

મોખરેની ઓરડીમાં જીવકોર અને શારદા બેઠેલાં હતાં અને બાજીમાં કુંદન તથા હમણાંજ આવેલી દુર્ગા વાતો કરતાં હતાં. તેમની વાતોનો અવાજ બહાર સંભળાતો હતો. બહાર બેઠેલાંને લાગ્યું કે અંદર બન્ને વઢે છે. દુર્ગાના અવાજ પરથી લાગ્યું કે, તે કંઈ રોદણાં રડે છે અને કુંદન ગુસ્સે થઇને કંઇ કહે છે. જીવકોરનો સ્વભાવ ઠંડો હોવાથી તેને એ બાબતમાં કંઇ વિશેષતા ન જણાઈ; પણ શારદાને ભીતિ લાગી તેને લાગ્યું કે આ કલહથી કદાચિત સૂતિકાની પ્રકૃતિ વધારે લથડી જશે; પરંતુ અંદર જઇને તકરાર તોડવાને કોઈ હિંમત કરી શક્યું નહિ. કારણ કે, કુંદને કોઇને પણ અંદર નહિ આવવા પ્રથમથી જણાવી દીધું હતું. થોડીવારે બારણું ઉઘડ્યું અને દુર્ગા બહાર આવી.

જીવકોર બાળકને ખોળામાં લઇ બેઠેલી હતી અને શારદા રેણી-ની ઝૂક કાતરતી હતી. દુર્ગાએ તરત તે બાળકને ઉચકી લીધું અને અજવાળામાં લઇ જઇ તે તેને નીરખી નીરખીને જોવા લાગી. લખ

માત્રમાં સૂતિકાની ઓરડી તરફ મુખ રાખી તેણે શારદાને કહ્યું, " આનું મોઢું કંઈ માને મળતું આવતું નથી."

" એટલામાં તે શું સમજાય ? બચ્ચું કેટલું નાનું છે !"

" નાનું તો ખરૂંજ. બિલાડીનું બચ્ચું સુદ્ધાં આથી મોટું હોય છે. પણ તેથી ઓળખાય નહિ એમ કેમ કહેવાય ?"

" અધૂરે જન્મેલું બાળક ભરાવાદાર તે ક્યાંથી હોય ?" જીવકોર વચ્ચે બોલી ઉઠી.

" હા, દિવસ પુરા થયા નથી ! પણ એને અહીં આવીને ખડબચડા રસ્તાના ઝોલા ખાવાનું કોણે કહ્યું હતું ? હેલદારાથી મારૂં શરીર નરમ ઘેંસ બની ગયું છે તો પછી આવી સુકુમાર સ્ત્રીની દશા શી થઇ હશે ? એક માઇલ સુધી ખાડા ખચ્યા અને બીજા માઇલમાં પથરાજ પથરા ! રસ્તાની મરામત કરનારા પલંગમાં ઉંઘ્યા કરતા હશે, બીજું શું ?"

" રસ્તા માટે લોકો બૂમો પાડયા જ કરે છે." શારદાએ કહ્યું, " મેં સાંભળ્યું છે કે, પ્રથમ હસમુખરાયે અરજ કરી હતી કે, ઘોડા ગાડીને અન્ય સર્વ કરતાં આ રસ્તો વિશેષ અપાય કારક છે માટે જલદી દુરસ્ત થવો જોઇએ. એથી પથરા આવ્યા અને તે છૂટા પડી રહ્યા એટલે પ્રથમ હતો તેના કરતાં પણ વધારે ખરાબ થયો."

" હસમુખરાય કોણ છે ?"

" મુંબઇથી આવેલા એક નવીન દાક્તર છે."

" ત્યારે તેમની અરજ પણ ન સંભળાઈ ?"

" કેમ નહિ, તેમની અરજથી પથરા આવ્યા પણ પછી દુરસ્તી કરવાની તે થઇ નહિ એટલુંજ."

જીવકોરને આ વાર્તાલાપમાં રસ પડયો નહિ એટલે તે ઉઠીને બહાર ગઈ. તેને બહાર નીકળેલી જોતાં દુર્ગા બોલી ઉઠી, " રાં...નું મોઢુંજ મને તો ગમતું નથી."

" એટલે ? શું મોંઢાપરથી લોકોની પરીક્ષા કરી લેવી ? એનો સ્વભાવ કંઈ ખરાબ નથી." શારદાએ કહ્યું, " તે જો ખુશ મનથી કામ કરે તો એના જેવી દાયણ બીજી કોઈ નથી. લોકોને તેની કુટેવની ખબર છે એટલે તેટલા પુરતી એને બોલાવનાર સાવચેતી રાખે છે. "

" તું કોણ છે ? બીજી દાયણ જ ને ? "

" ના, હું તો પડોશી છું. કુંદનને મારા સિવાય ગમતું નથી અને હું પણ દિવસ જાય તેટલા માટે બેસું છું. મારૂં ઘર સાથે જ છે એટલે ગમે તે વખતે જઈ આવી શકું છું. બિચારી બહુ ભલી છે. "

" હા, મોટા કુલની છે, ગર્ભશ્રીમંતની પુત્રી છે. પણ તેનું લગ્ન ન થયું હોત ઘણું સારૂં થાત. તોયે મીજાજ એટલો છે કે, પતિ વિરૂદ્ધ કોઈ સહજ શબ્દ બોલે તો તે સાંખવાની નહિ. "

" તે અહીં આવશે કે નહિ ? "

" આવવું હોય તો આવે અને ન આવવું હોય તો ન આવે. તેની મરજીની વાત છે. તેની પંચાત કરવાને કારણ નથી. બાળકનો રૂમાલ વગેરે ક્યાં છે ? સર્વ પોટલીમાં બાંધી લેવું પડશે અને બાટલીમાં દૂધ પણ ભરી લેવું પડશે. "

" શું બાળકને સાથે લઈ જવા ઇચ્છો છો ? " શારદાએ આશ્ચર્ય ચકિત થઈ પુછ્યું.

" હા, કાલે બપોરની ગાડીમાં હું જઈશ. બાળકને રૂમાલમાં વીંટાળી લઈશ અને ડબાની બારીઓ બંધ કરી દઈશ એટલે કંઈ હરકત નહિ પડે પછી આ ઓરડી અને ગાડીમાં શો તફાવત રહેવાનો છે ? "

કુંદને કરેલી વ્યવસ્થા વિષે વાંધો લેવો કિંવા તે વિષે વિશેષ પુછપરછ કરવી યોગ્ય નથી જાણી શારદા ચૂપજ રહી.

એટલામાં સુરેંદ્રનાં પગલાં દાદરમાં સંભળાયાં સુરેંદ્ર ઉપર આવી સીધા કુંદનની ઓરડીમાં ગયા. કુંદનનો ચહેરો કંઇક ઉગ્ર બનેલો હતો, તે જોઇને દાક્તર વિચારમાં પડયા. કારણ કે સવારે તે આવ્યા ત્યારે તે શાંત અને હુશીયાર લાગી હતી. તે સહજ મોટેથી બોલ્યા, " શાનો વિચાર કરો છો ? "

" મને લાગે છે કે શરીર કંઇક તપ્યું છે. " કુંદને કહ્યું.

" હું કહેતી હતી તે બાઇ આવી છે. હું એકલી ચાલી આવી તે માટે તે ઉપદેશ કરવા લાગી તેથી હું તેનાપર ચીડાઇ ગઇ હતી."

" સવારમાં તમારી પ્રકૃતિ કેવી સારી જણાતી હતી ? પણ આ રીતે તમે તમારા હાથેજ બગાડો છો. " દાક્તરે કહ્યું, " હું એક દવા મોકલી આપું છું; પણ ધ્યાનમાં રાખજો કે, અદ્યાપિ બે ત્રણ દિવસ સુધી તમારે કોઇની સાથે બોલવાનું નથી. સમજ્યાં ? "

કુંદને એ વાત કબુલ કરી અને બાળક દાઇને સ્વાધીન કર્યા વિષેની હકીકત કહી. દાક્તરે સલાહ આપી કે, બાળકને તમારાં ધાવણથી ઉછેરશો તો તે તમને અને બાળકને હિતકારક થશે. પરંતુ એ વાત કુંદનને રૂચી નહિ. તેણે કહ્યું, " બાળકને સંભાળવા જેવી સ્થિતિમાં હું નથી. વળી એ વાત સ્વામીને પસંદ પડે તેવી નથી. દાક્તર વિશેષ કંઇ ન કહેતાં " મનમાં ક્લેશ કરી લેશો નહિ. કેમકે એથી પ્રકૃતિ સુધરવી મુશ્કેલ બનશે" એટલું બોલી તે ચાલ્યા ગયા.

રાત પસાર થઇ ગઇ. સવાર થતાં દુર્ગાબાઇ પોટલું બાંધવા લાગ્યાં. જોતજોતામાં અગીઆર વાગ્યા. ગાડીવાળાને કહી રાખ્યું હતું એટલે તે પણ ગાડી જોડી લાવીને તૈયાર થઇ ઉભો હતો. દુર્ગાબાઈ બાળકને ઉંચકી લઇ ગાડીમાં જઇ બેઠાં અને શારદાએ પોટલું ગોઠવી આપ્યું. આજે ગાડીવાનને અન્ય કોઇ ભાડુત મળ્યું ન હતું; એટલે ઓછા વજનને લીધે ગાડી પણ વિશેષ ખડખડ ભડભડ થવા લાગી. દુર્ગાબાઇનાં હાડકાં ઢીલાં થઇ ગયાં, કઠેરો પકડીને અક્કડ રહેવાને પણ રસ્તો નહોતો. કેમકે એક હાથમાં બાળક હતું

અને બીજા હાથથી પોટલું સંભાળવાનું હતું. આ સ્થિતિ જોઇ તેણે ગાડીવાળાને ગાળો દેવા માંડી. "મૂઆ, ધીમે હાંકને ? મારૂં તો માથું ફૂટી ગયું. આ બરડો તો અવળો થઇ ગયો. તું તે માણુસ છે કે જાનવર ?"

ગાડીવાળો શા સારૂ તે તરફ લક્ષ આપે ? તે સારી રીતે જાણતો હતો કે, લોકો ગમે તેટલી બૂમો પાડશે પણ તેમને આ દુઃખ વેઠવું જ પડવાનું છે. અને એ દુઃખ પોતાની માલકીની ગાડી રાખનાર પણ તદ્દન દૂર કરી શકે તેમ નથી. ગાડી અફળાતી કુટાતી છેવટે સ્ટેશનપર આવી પહોંચી. દુર્ગાબાઇ નીચે ઉતરી. તે ક્રોધથી લાલચોળ બની ગઇ હતી. ગાડી અને ગાડીવાનની ખો ભૂલાવવી જોઇએ, તેમના પર ફરીયાદ કરવી જોઇએ એવું એવું તે બડબડવા લાગી. ફરીયાદ કોના આગળ થઇ શકે તેનું પણ તેને ભાન રહ્યું નહિ. સ્ટેશનનો એક હમાલ ઉભો હતો તેને દુર્ગા પોતાની કથા કહેવા લાગી પણ તેણે કહ્યું, 'તમારી ગાડી કે ગાડીવાન સાથે મારે કંઈ સંબંધ નથી.' દુર્ગાબાઇ આવો જવાબ સાંભળી ઝંખવાણી પડી ગઇ અને અધિકજ ચીડાઇ, પણ શું કરે ? દુર્ગાને દાદ આપનાર ત્યાં કોઈ ન હતું. તે ચુપચુપ પોતાનું પોટલું લઇ એક બાંકડા પર બેઠી.

એટલામાં ગાડી સ્ટેશનમાં આવી. ઉતારૂઓ ઝટપટ ઉતરીને ચાલ્યા ગયા; પણ એક ગૃહસ્થ આમ તેમ જોઇ બાંકડા પર બેસવાનો વિચાર કરવા લાગ્યા. બાંકડા તરફ દૃષ્ટિ કરતાં એક સ્ત્રી બેઠેલી જણાઇ એટલે રસ્તા તરફ જોતા જોતા તે આમ તેમ ફરવા લાગ્યા.

એ ગૃહસ્થ કોણ હશે વારૂ ? ચાલો આપણે જરા નજીક જઇને જોઇએ. હા, હા, એજ હસમુખરાય દાક્તર. કુંદને પ્રથમ જે મને ચીઠ્ઠી લખી હતી તેજ હસમુખરાય મઝમુદાર. એ ઉંચા, શરીરે પાતળા અને ચોવીસ પચીસ વર્ષના યુવક હતા. નાક ચક્ષુ વગેરે અવયવો ઘાટદાર હતા તેથી તેમનો ચહેરો મોહક લાગતો હતો અને દેખાવમાં સુઘડ તે સભ્ય જણાતા હતા.

તે રસ્તા તરફ વારંવાર કેમ જોયા કરતા હશે ? તેમણે પોતાની ગાડી મગાવી હતી પણ તે અદ્યાપિ આવેલી નહતી તેથી તેની વાટ જોયા કરતા હતા અને વખત જાય તે ખાતર આમ તેમ આંટા મારતા હતા. ચાર પાંચ મિનિટ રાહ જોઇને હસમુખરાય બાંકડા તરફ ગયા અને તે પર બેઠેલી સ્ત્રી તરફ નીહાળીને જોવા લાગ્યા. પણ દુર્ગાએ તે તરફ દૃષ્ટિ સુદ્ધાં કરી નહિ. તે તો હજુ ગાડીવાનને ગાળો દીધા કરતી હતી. પુનઃ હસમુખરાય આંટા મારવા લાગ્યા. એટલામાં એક ગાડીવાન આવ્યો અને દાક્તરની ગાડી આવેલી નથી જાણી કહેવા લાગ્યો, " દાક્તર સાહેબ, મારી ગાડીમાં પધારો ! ખાલી છે !"

"બાપુ, જવા દેને ? બેઠો હતો એક વખત તારી ગાડીમાં ! તેં મારાં હાડકાંને કચડી જ નાખ્યાં હતાં ને ? હવે મહેરબાની કરીને જવા દે !"

" સાહેબ, તે વખત આપ નવા હતા, હું નવો હતો અને મારાં ગાડી બળદ પણ નવાં હતાં. હવે તો આપને જરીકે ત્રાસ નહિ પડવા દઉં. મેજીસ્ટ્રેટ સાહેબ પણ મારીજ ગાડીમાં બેસે છે. એમ ફૂલની માફક લઇ જઇશ."

" નહિ, હવે બસ કર. તારા મેજીસ્ટ્રેટ સાહેબને સંભાળી રાખીશ તો બસ થશે. મારી ગાડી નહિ આવે તો ચાલતો જઇશ. દુઃખશે તો પગ જ દુઃખશે પણ આખા શરીરને તો પીડા થતી અટકશે."

હવે કોઈ ઉતારૂ મળવાનો સંભવ નથી જાણી ગાડીવાન ચાલ્યો ગયો. આવી ગયેલી ગાડી પાછી ફરવાને દસ મિનિટ બાકી હતી. દુર્ગા બાળકને બાંકડા પર વસ્ત્રોમાં વીંટળાયલું રહેવા દઇ ટીકીટ લેવા ગઇ. હસમુખરાય એજ વખતે ફરતા ફરતા તે બાંકડા આગળ આવ્યા તો બાંકડા પરથી રૂદનનો અવાજ આવ્યો. તરતજ તે સ્તંભી ગયા. પુનઃ તેજ અવાજ સંભળાયો. તેમને લાગ્યું કે બાળક રડે છે. તે બાંકડા પાસે આવીને જોવા લાગ્યા તો બાળક જણાયું.

આટલું નાનું બાળક આજ સુધીમાં કોઇ પણ વખત તેમણે જોયું ન હતું. દુર્ગા ટીકીટ લઇ આવી તે વખતે પણ બાળક રડયા કરતું હતું, તરતજ તેના મુખનો બંધ છૂટો થઇ ગયો. તે બોલી, " તમે આ બાળકને જગાડયું ને ? તમારે કંઇ કામ ધંધો છે કે નહિ ? રસ્તે જતાની પંચાત કરવાની તમોને શી જરૂર હતી ? રડી બળદ ગાડીઓનો તમે લોકો આટલો આટલો ત્રાસ ચુપચૂપ વેઠયા કરો છો તે જોઇને હું તો સજ્જડ થઈ ગઇ. આવ, બેટા, બચ્ચુ ! હવે ગાડીની થોડીવાર છે."

" પોટલા જેવું જણાયું અને અંદરથી માણસ જેવો સ્વર નીકળ્યો. વળી કોઇ પાસે હતું નહિ તેથી મને લાગ્યું કે કંઈ ભૂત-પ્રેત જેવું છે કે શું ?" હસમુખરામે શાંતપણે કહ્યું. " આતે બિલાડીનું બચ્ચું છે કે બાળક ? આટલું નાનું બાળક મેં કદીયે જોયું નહોતું. અધુરા દિવસે અવતરેલું લાગે છે."

" એમ લાગે છે કે ? બીજું શું શું લાગે છે ?" દુર્ગાએ વિશેષજ ચીડાઈને કહ્યું, " તમને કોણે પુછ્યું હતું ડાહ્યા કે બનીને કહેવા બેઠા છો ! કહો જોઈએ બાળકોના સંબંધી તમો શું શું જાણો છો ?"

" બાઇ, ખાત્રી પૂર્વક કહું છું કે તમે જાણો છો એટલું તો હું જાણુંજ છું." હસમુખરાયે પૂર્વવત શાંતપણે કહ્યું, " મેં કેટલાંએ બાળકોની જીંદગી બચાવી છે."

" ત્યારે આપ દાક્તર હશો ?"

" હા, હું દાક્તર છું અને દાક્તર તરીકે કહું છું કે આ બાળકને આવી રીતે ખુલ્લી હવામાં રાખવું તે યોગ્ય નથી."

" હું પણ કહું છું કે યોગ્ય નથી. પરંતુ કેટલીક બાબતોમાં યોગ્ય અયોગ્યનો વિચાર માંડી વાળવો પડે છે. સમજ્યા કે દાક્તર સાહેબ ? "

" આ બાળક ક્યારે જન્મ્યું ?"

"ચાર દિવસ થયા પણ આ ગામમાં તમારી કંઇ લાગવગ છે કે નહિ ? આ બળદ ગાડીઓનો ત્રાસ બંધ કરી દોને ? બાપરે, જીવ જતો રહેતો હોય તેમ થઇ જાય છે. બધાએ લોકો આ દુઃખથી હારી ગયા છે છતાં કોઇ જોતું જ નથી. મને તો લાગ્યું કે હું મરી જ જવાની છું. આઠ દિવસ સુધી મારી ધબા નહિ વળે. ગાડીવાળો પણ ચંડાળજ હતો. જેમ જેમ હું બુમો પાડું તેમ તેમ મારો પીટયો વધારે જોરથી હાંકે જતો તેમાં વળી આ બાળક જાળવવાનું એટલે મારી દુર્દશા કેવી થઈ હશે તેનો વિચાર કરો."

"સાચું છે. ખરેખર, શરમની વાત છે અને મને આશ્ચર્ય જેવું એ જ લાગે છે કે ગામના લોકો એ માટે અરજી સુદ્ધાં કરતા નથી. એકાદ વખત કંઈ ભયંકર પરિણામ ભોગવવું પડશે ત્યારે ભાન આવશે."

"ભયંકર પરિણામ આવી જ ગયું છે તો ? ચાર દિવસપર એક કોમળ છોકરી આ રસ્તે ગઇ અને તેના જ પરિણામે આ બાળકનો જન્મ થયો એ શું ભયંકર પરિણામ નથી ?"

"શું કહો છો ? તેના શરીરે કેમ છે હવે ?"

"હમણાં તો ઠીક છે પણ કંઇ વિપરીત થયું હોત તો ?"

"હાં હાં, દાક્તર દેસાઇ દવા આપે છે તેજ છોકરીની વાત છે કે ? નર્મદાકુંજના બક્ષીની પુત્રીને ?"

"ઉહું, તે નહિ. ભલેને ગમે તે હો. રાજાની રાણી હોય કે ગરીબની દીકરી હોય. થવાનું તે થયું જ ! પણ ગાડીઓ વાળાની ખોડ ભુલાવવી જોઇએ."

એટલામાં ગાડી આવી પહોંચી. દુર્ગા બાળકને લઇ ડબામાં બેસી ગઇ. ગાડી ઉપડી ગઇ અને હસમુખરાય પણ ઝાંપા બહાર આવીને રસ્તા તરફ જોવા લાગ્યા તો ઘોડાના પગલાંનો અવાજ સંભળાયો અને થોડીવારમાં ગાડી દૃષ્ટિએ પડી.

## પ્રકરણ ૪ થું.

### લિલિ હાઉસ.

હસમુખરાયની ગાડી સ્ટેશનના ચોગાનમાં દાખલ થઈ. ગાડી હાંકનાર છોકરાએ ઝભ્ભો ધારણ કરી માથે ઉંચી દિવાલની ટોપી પહેરેલી હતી. શારદા હસમુખરાયને ત્યાં ગઇ ત્યારે પ્રથમ જે ઉદ્ધત છોકરો મળ્યો હતો તે જ એ હતો. તેનું નામ કાનીયો હતું. ગાડીને વિલંબ થયો તેથી દાક્તરે તેની ધૂળ ઝાટકી નાખી. પછી તે જાતે ગાડી હાંકવા બેઠા. ઘોડાપર ચાબૂક પડતાં તે વેગબંધ દોડવા લાગ્યો. સાધારણ અરધે રસ્તે આવ્યા હશે તેટલામાં ઘોડો અચાનક ચમક્યો અને ઠોકર ખાઈ નીચે પડયો. તે સાથેજ હસમુખરાય નીચે પડયા, ગાડીના દાંડાના કકડા થઇ ગયા અને કાનીયો પાછળની બાજુએ જમીન પર છતોપાટ પડયો. તે વાયુ વેગે રસ્તો કાપતા જતા હતા; પણ એક ક્ષણમાં આ સર્વ બની ગયું. હસમુખરાયને વિશેષ વાગ્યું નહતું. પગે સહજ ઇજા થઇ હતી. તે ઉઠીને ઉભા થઇ ગયા. ઘોડો કેમ ચમક્યો હશે તે સમજાયું નહિ. ચોતરફ તે બારિકીથી જોવા લાગ્યા પણ કંઇ જણાયું નહિ. ઘોડા પાસે જઇને તેને ઉભો કરવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. તેમણે કાનીયાને હાંક મારી પણ તેણે કંઇ જવાબ આપ્યો નહિ તેથી તે આમતેમ જોવા લાગ્યા. કાનીયો બેશુદ્ધ બનીને પડેલો હતો. આવી સ્થિતિ જોઇને હસમુખરાય બોલી ઉઠયા, " આતો ખરી મઝા થઈ ! "

" શું છે અને શેની મઝા ?" પાછળની દિશાએથી કોઇના શબ્દ સંભળાયા. તેમણે પાછળ જોયું તો એક ખેડુત ખેતરમાં ઉભેલો જણાયો. દાક્તરે તેને કહ્યું, " બીજું કોઇ છે કે ? મદદની જરૂર છે."

" અહીં કોણ હોય ? હું એકલો જ છું." નજીક આવતાં આવતાં ખેડુતે કહ્યું, "મારી બાયડી પેલા ઝુંપડામાં બેઠી બેઠી ઉંકારા

બર્યા કરે છે. શું થયું છે? ઘોડો પડી ગયો છે અને પેલું કોણ પડયું છે?"

"બાપુ, કોઈની પણ મદદની જરૂર છે. ઘોડાને અને પેલા ગાડીવાનને ઉઠાડવો જોઈએ."

ખેડુતે ઘોડાના શરીરપર હાથ ફેરવી જોઈ કહ્યું, "ઘોડાને વાગેલું જણાતું નથી છતાં મરવા જેવો થઈ પડયો છે તેનું શું કારણ? યમ ભગ ભચકાયો હશે."

"મને કંઈ સમજાતું નથી. આજ સુધીમાં કોઈ પણ વખત ઠોકર ખાધી નથી છતાં કેમ પડી ગયો હશે કોણ જાણે?"

ખેડુત પણ વિચારમાં પડયો. ઘોડાને છોડી તે છોકરા પાસે ગયો, કાનીયો અદ્યાપિ પડી રહ્યો હતો તેને હલાવી જોઈ ખેડુતે કહ્યું, "બાઈ, ઓ બાઈ, ઉઠ બા, ઉઠ? જરી સંભાળીને ચાલીએ? શેઠને આફત આવશે ઉઠ!"

ખેડુતના શબ્દો સાંભળી મનમાંને મનમાં હસી હસમુખરાયે કહ્યું, "મારે માથે શી આફત આવવાની છે?"

"શી આફત આવવાની છે તે પરમેશ્વર જાણે. પણ તમે શુકન જોયા વગર નીકળ્યા જણાવ છો એટલે કંઈએ દુઃખ આવશે ખરૂં. તમારે કયે ગામ જવું છે? પણ હમણાં હવે આગળ ન જતા!"

"નાહકનો બડબડાટ બંધ થાય તો ઠીક!"

"હું નાહક બડબડતો નથી. મને બહુ અનુભવ છે. બુઢ્ઢાની વાત માનજો. આ કંઈ સારાં ચિહ્ન નથી. બે ઘડી પછી જવાશે. કયે ગામ જવું છે?"

"સૈનેશ્વર. અહીંથી પુરૂં માઈલે નથી."

"બહેને માઈલ હોય કે અરધો માઈલ. પણ હમણાં જશો નહિ. મારા ઝુંપડામાં ચાલો. હું તો કહું છું કે આજની રાત અહીં રહો અને સવારે જજો."

"ડોસા, આગળ શું થશે તેનો હમણાં વિચાર કરવાનો નથી. હમણાં મદદ મેળવવાની વાત છે." હસમુખરાયે હસી પડી કહ્યું, "

તું એક કામ કર ! ગામમાં જઈને મારા દવાખાનામાં ખબર પહોંચાડી એક ગાડી અને બે માણસ લઈ આવ, જા જલદી ! તારી બાયડી માંદી છે ખરું ? હું જઈને તેની તબીયત જોઉં છું. તું જઈ આવ ! "

બુઢ્ઢા ખેડુતને લાગ્યું કે, આ કોઈ દાક્તર છે. પોતાની સ્ત્રીને જોવાની વિનંતિ કરી તે ગામમાં જઈ થોડા વખતમાં જરૂર જેટલી મદદ લઈ આવ્યો. હસમુખરાયે ઘોડાને ઉભો કર્યો. તેના એક પગે ઇજા થઈ હતી. કાનીયો અદ્યાપિ બેભાન હતો. તેને થોડીવારે ઉઠાડીને બેઠો કર્યો. એ પછી તે ઝૂંપડામાં જઈ ખેડુતની સ્ત્રીને જોઈ આવ્યા. તેને તાવ આવતો હતો તેથી દવાખાનામાં આવી દવા લઈ જવા કહી ઘોડો, ભાગેલી ગાડી તથા કાનીઆને લઈ તે સેનેટરમાં આવી પહોંચ્યા.

દવાખાનામાં આવીને તરત કાનીઆને દવા આપી તે દિવાનખાનામાં ગયા. ચહા પી લઈ દવાખાનામાં શારદાને જે છોકરો ગમ્યો હતો, તે શીવાને તેમણે બૂમ પાડી. દવા પહોંચાડવી, દવાખાનામાં હાજર રહેવું, કોઈ આવે તો ખબર આપવી વગેરે કામ એ શીવાને સોંપેલાં હતાં. હસમુખરાયને ત્યાં નોકરમાં કાનીયો, શીવો અને એક રસોયણ એમ ત્રણ માણસ હતાં. શીવો આવીને સલામ કરીને ઉભો રહ્યો. દાક્તરે તેને પત્રો આવ્યા હોય તે લાવવા કહ્યું. જે શીવો બીજાં માણસોને મશ્કરીમાં ઉડાવ્યા કરતો હતો તે શીવો આ વખતે ગરીબ ગાય જેવો જણાતો હતો. તેણે કહ્યું, " સાહેબ, કાગળો આવેલા નથી. બે ત્રણ ગૃહસ્થ આપને મળવા આવ્યા હતા પણ ઘેર નથી ' એમ કહેતાં તે પાછા ચાલ્યા ગયા હતા. કાલે સુમંતરાયે આપની તપાસ કરાવી હતી. આજે સવારે પણ તેમનો નોકર આવ્યો હતો. આપ મુંબઈ ગયા તેથી તે ખીજવાયા છે. તેમનો નોકર કહેતો હતો કે, જો કે ફીકર કરવા જેવી તબીયત નથી તો પણ આજે દાક્તર ન આવે તો પછી દેસાઈ દાક્તરને બોલાવવાના છે. "

"ખુશીથી બોલાવો." હસમુખરાયે ગુસ્સે થઈ કહ્યું.

હસમુખરાયનો વિચારમગ્ન અને ગુસ્સે થયેલો ચહેરો જોઈ શીવો ત્યાંથી બહાર ચાલ્યો ગયો. હસમુખરાયે વિચારમાંને વિચારમાં આમતેમ આંટા માર્યા અને પછી નીચે આવ્યા. એટલામાં જમવાની તૈયારી થયાની ખબર આવી પણ 'બહાર જઈને આવું છું' એટલું જ કહી તે નર્મદા કુંજ તરફ જવા લાગ્યા. જે સુમંતરાયે આજે દાક્તર નહિ આવે તો દેસાઈને બોલાવશે એમ કહેવડાવ્યું હતું તે સુમંતરાયને મળવા માટે હસમુખરાય જતા હતા. તબીયત ભયંકર નહિ હોવાની ખબર મળવા છતાં થાકેલો પાકેલો અને જીવલેણ પ્રસંગમાંથી બચી ગયેલો અન્ય કોઈ દાક્તર વિશ્રાંતિ લીધા વગર જાય કે કેમ એ એક શંકાની વાત છે અને તેમાં પણ જ્યારે હસમુખરાય જેવો અભિમાની પુરૂષ જમવાની દરકાર રાખ્યા વગર જવા લાગ્યો ત્યારે સ્વાભાવિક રીતે વિચાર આવે છે કે, ત્યાં જવામાં ધંધાને અંગે કંઈ ખાસ કારણ નહિ હોય; પણ અન્યજ કંઈ હેતુ રહેલો હશે.

અહીં વાચકને સુમંતરાયનો પરિચય કરાવી આપવો જોઈએ. સુમંતરાય લશ્કરમાં લેફટેનંટની માનનીય પદવીએ હતા. પરંતુ સંધીવાનો વ્યાધી લાગુ પડવાથી તે અરધા પગારી રજા લઈને સુરત આવ્યા હતા અને ત્યાંથી હવાફેર કરવા સારૂ ત્રણ મહીનાથી આ સૈનેશ્વરમાં આવી રહ્યા હતા. તેમના બંગલાને લીલિ હાઉસ કહેવામાં આવતું હતું. બંગલો સામાન્ય રીતે સગવડ ભર્યો અને એક ગૃહસ્થને રહેવા યોગ્ય હતો. વળી તે દેખાવમાં રમણીય હતો અને તેની ચોતરફ બાગ બનાવેલો હતો. બાગમાં વૃક્ષો, વેલીયો અને વિવિધ પુષ્પના છોડવાઓની એટલી સમૃદ્ધિ હતી કે, તેને બાગને બદલે વન કહીએ તોપણ ચાલી શકે. માત્ર વનમાં વૃક્ષો અવ્યવસ્થિત સ્થિતિમાં હોય છે ત્યારે અહીં વ્યવસ્થાપૂર્વક સર્વ રચના થયેલી હતી. સુમંતરાય પણ વ્યવસ્થાના શોખીન હતા. પ્રત્યેક વસ્તુ તે યોગ્ય સ્થળે અને

ક્ષણ માત્રમાં પ્રાપ્ત થાય તેવી રીતે રાખતા. વ્યવસ્થા જાળવવામાં ગમે તેટલો ખરચ કરવો પડતો હોય તો પણ તે તે માટે પાછા પડે તેવા ન હતા. તેમનો પરિવાર મોટો હતો, નામ પ્રમાણે ખરચ રાખવો પડતો અને ઉત્પન્ન પ્રમાણમાં ઓછું હતું તેથી તેમને ગૃહ વ્યવહાર ચલાવવામાં અડચણ આવતી હતી.

હાલમાં તેમની ત્રણે પુત્રીઓ તેમની સાથે હતી. મોટીનું નામ કમલિની, બીજીનું લિલિ અને ત્રીજીનું વિમલા હતું. સુમંતરાયનો વ્યાધી વારંવાર પ્રબળ બની જતો. મૂળથીજ સ્વભાવે તે ઉગ્ર હતા અને તેમાં વળી આ વ્યાધી હતો એટલે વિશેષજ ચીડીયા બની ગયા હતા. વ્યાધી વચ્ચે વચ્ચે પ્રબળ થતો ત્યારે ત્યારે તેમનો સ્વાભાવ પણ વધારેને વધારે ઉગ્ર થઇ જતો. તેમણે આરંભમાં હસમુખરાયની દવા લેવાનો હેતુ રાખેલો ન હતો; પણ યોગા યોગથી હસમુખરાય તેમના સંબંધમાં આવી ગયા હતા. તે પ્રથમ આવ્યા તે વખતે તેમણે વ્યાધી સહજ વધવાથી પોતાના વિશ્વાસુ અને વંશ પરંપરાના નોકર રાયસંગને દાક્તરને બોલાવી લાવવા કહ્યું હતું. રાયસંગ પણ અજાણ્યો હતો. તે તપાસ કરતો કરતો દેસાઇ દાક્તરને ઘેર ગયો હતો પણ બન્ને બાઇમાંથી એકે તે દિવસે ઘેર ન હતા તેથી નોકરે જણાવ્યું હતું કે, સાંજે આવશે એટલે બેમાંથી એક આવી જશે. રાયસંગે આ હકીકત સુમંતરાયને જણાવી. તરત જ સુમંતરાય ગરમ થઇ ગયા અને હુકમ કર્યો " બસ, હમણાંને હમણાં દાક્તર જોઇએ, લાવવો જ જોઇએ! તે નહિતો તેમનો કાકો બીજો!" રાયસંગ ફરી ગામમાં તપાસ કરતો કરતો હસમુખરાયને ત્યાં જઇ પહોંચ્યો અને ત્યારથી હસમુખરાય હમેશાં અહીં આવ્યા કરે છે.

સુમંતરાયનો બંગલો નર્મદા કુંદના મધ્યભાગમાં હતો. હસમુખરાય બાગમાં આવ્યા અને વાંકો ચુકો રસ્તો વટાવી બારણામાં આવી પહોંચ્યા. મેડે દિવાનખાનામાં રોશનીનો સ્વચ્છ પ્રકાશ પથરાઇ રહ્યો હતો. હસમુરાય બંગલામાં પેસવા લાગ્યા તેટલામાં

રાયસંગ તેમની નજરે પડયો. દાક્તરને જોઈ રાયસંગે આનંદ પામી કહ્યું:

"આપ આવી પહોંચ્યા તે ઠીક થયું. હમણાંજ રાયજીએ મને દેસાઇને બોલાવી લાવવા આજ્ઞા કરી હતી."

આ શબ્દોએ હસમુખરાયના હૃદયને સખત આઘાત કર્યો અને તે સાથે ક્રોધ પણ તેટલોજ થયો; છતાં જેમ તેમ તે દાબી રાખી સુમંતરાયના દિવાનખાનામાં ગયા.

રાયજી પલંગમાં સુઇ રહ્યા હતા. તેમનું જીવન લશ્કરી નોકરીમાં વ્યતીત થયેલું હતું તેથી શરીર કસાયલું અને મજબુત હતું. ચક્ષુ મોટાં અને પાણીદાર હતાં. વયના પ્રમાણમાં માથાના કેશ સફેદ થઈ ગયા હતા. તેમની વચલી પુત્રી લિલિ તેમના પગ દાબતી હતી. પિતાની માફક તેનાં નેત્ર પણ વિશાળ તથા તેજઃ પુંજ હતાં. એકંદરે તેનું વદન સુંદર હતું. હસમુખરાયનાં પગલાંનો અવાજ સાંભળી તે ત્યાંથી ઉઠીને ચાલી ગઈ.

થોડા દિવસપર રાયજીની તબીયત ચિંતાજનક થઇ હતી ત્યારે હસમુખરાયના ઔષધથી તેમને સારો આરામ થયો હતો. હાલમાં તેમની પ્રકૃતિ કંઇ વિશેષ બગડેલી ન હતી. ખરૂં કહીએ તો કોઇ પણ દાક્તરને બોલાવવાની આવશ્યકતા ન હતી; પણ રાયજીનો સ્વભાવ જક્કી હતો. હસમુખરાય દૃષ્ટિએ પડતાં તેમનું મુખ ગુસ્સાથી લાલ થઇ ગયું; પણ તે કંઇ બોલ્યા નહિ. તબીયત થોડી શાંત થયા પછી હસમુખરાયે પ્રકૃતિ સંબંધી પુછપરછ કરીને કહ્યું, "નિરૂપાયે જ મારે જવું પડયું હતું. મારા પિતાની ભયંકર માંદગીનો તાર આવવાથી ગયો હતો એ મારી ચીઠી પરથી આપે જાણ્યું જ હશે."

"તે તો ઠીક છે, પણ હું મરી ગયો હોત તો!"

"સાહેબ, એમ બનેજ કેમ? એવો ભય રાખવા જેવું એક પણ કારણ નહોતું. જો મને તેમ લાગ્યું હોત તો જતી વખતે દાક્તર દેસાઇને હમેશ આપની તબીયત જોઇ જવા કહેતો ગયો હોત."

"અરે, આજે તમે આવ્યા ન હોત તો મેં જ તેમને બોલા-

ના હોતને ? હું આમ પથારીમાં હોઉંને શું કોઇ દાક્તર મારી પાસે ન હોય ? કેવી ભયંકર સ્થિતિ ?"

"પણ મને લાગે છે કે પહેલાના કરતાં આપની વેદનામાં હવે પુષ્કળ ઘટાડો થઇ ગયો છે. આજે આપ જરીક હર્યા ફર્યા હતા કે નહિ ?"

"ના. આ પથારીમાંથી હાલ્યો સુદ્ધાં નથી અને હાલવાની ઇચ્છા પણ નથી."

"કંઇ ફીકર નહિ. હમણાં દવા મોકલી આપું છું. કાલથી આપ હરી ફરી શકશો." હસમુખરાયે ધીમે રહી કહ્યું. રાયજી ગમે તેટલા ચીડાતા, ખીજવાતા, કંટાળતા તો પેલા હસમુખરાય પોતાની વૃત્તિ નિદાન બહારથી તો શાંત રાખવાને ચુકતા ન હતા.

રાયજીએ પુછ્યું. "દાક્તર, તમે ગયા હતા પણ પિતાની મુલાકાત થઇ કે નહિ ?"

"મળી શક્યો સાહેબ, હું ત્યાં ગયો તે વખતે તેમની પ્રકૃતિ કંઇક સુધરી હતી; પણ મને લાગે છે કે, હવે તે બહુ દિવસ નહિ ટકે. તેમનું શરીર તદ્દન ક્ષીણ થઇ ગયું છે. તેમનો તાર આવતાંજ નીકળવાની મારે ખાસ અગત્યતા હતી. ઘણા દિવસથી તેમની સાથે એ બનાવ થયેલો હતો. તે મને પુત્ર જેવો માનતા નહતા. મારી માતા મને નાનો મુકીને મરી ગઇ હતી. તે હોત તો મારી સ્થિતિ કંઇ જુદા જ પ્રકારની હોત."

"દાક્તર ભૂલો છો ? સ્થિતિ કંઇ માતાપિતાપર અવલંબેલી નથી હોતી."

"આપ કહો છો તે ખરૂં હશે. પણ હુંતો મારા સંયોગો ઉપરથી વાત કરૂં છું. મારી બાલ્યાવસ્થા કેવી રીતે પુરી થઇ છે તે આપ જાણતા નથી. તે જો જીવતી હોતતો ઘણો ફરક પડયો હોત !"

"તમારા પિતા ગરીબ સ્થિતિમાં છે કે ?"

" નહિ નહિ. તે તો મારા શ્રીમંત છે. પુષ્કળ પૈસો છે અને હું એકનો એક પુત્ર છું. નથી બીજો છોકરો કે છોકરી! "

" મને લાગે છે કે, હવે દવા બદલો તો ઠીક." ચાલતી વાત પડતી મુકી રાયજીએ કહ્યું.

દાક્તર આ ઉદ્ગાર સાંભળીને શુદ્ધિપર આવ્યા. તત્કાળ ઉભા થઇ પ્રકૃતિ વિષે વિશેષ હકીકત પુછી લઇ તે બહાર નીકળ્યા. રાયજીએ રાયસંગને બોલાવી ફાનસ લઇ દાક્તરને પહોંચાડી આવવા કહ્યું.

સ્વેશમાં પાસેની ઓરડીના દ્વારમાં એક સુસ્વરૂપ યુવતી ઉત્કંઠા પૂર્વક દિવાનખાનાના દ્વાર તરફ દૃષ્ટિ સ્થિર કરી અવાક્ ઉભી રહેલી હતી. હસમુખરાય બહાર નીકળ્યા તે સાથે ઉભયની દૃષ્ટોદૃષ્ટ મળી. યુવતીનું હૃદય આનંદના આવેશથી ઉછળવા લાગ્યું અને તેના સુંદર વદન પ્રદેશપર મંદ હાસ્યની લહરી ઝળકી ઉઠી. એ તેની પ્રેમબુદ્ધિનું અલૌકિક પ્રદર્શનજ હતું. વાચક, એ પિતાના પગ ચાંપતી હતી તે લિલિજ હતી. તે હસમુખરાયને મળવા માટે કયારની અહીં ઉભી રહી હતી· લિલિ હસમુખરાયના મુખનું પાન થઇ રહેલી હતી. ખરેખર, હસમુખરાયનો લિલિપર અતુલનીય પ્રેમ હોય તેમ જણાતું હતું.

" લિલિ, હું નહોતો ધારતો કે, આ વખતે તું અહીં મળીશ. આજે તને મળવાના હેતુથીજ આવ્યો હતો પણ અહીં આવ્યા પછી તે પુરો થવાની આશા નહોતી રહી. છતાં તારૂં દર્શન થયું એ ઇશ્વરી પ્રસાદ જ કહેવાય. " એમ કહેતા કહેતા હસમુખરાય લિલિની પાસે ગયા. પણ એટલામાં રાયસંગ ફાનસ લઇને આવતો જણાયો તેથી લિલિ ખસી ગઇ અને હસમુખરાય દાદર ઉતરવા લાગ્યા. લિલિનું સર્વલક્ષ તેમના તરફ લાગેલું હતું. નીચેનાં બારણાં બંધ થતાં સંભળાયાં, બાગના રસ્તા પરની કાંકરીમાં પગલાંનો થતો કર્કશ ધ્વનિ સંભળાયો. લિલિને તે ગાંધર્વરાજના સંગીત સમો લાગ્યો, પણ તે ક્ષણ પછી બંધ થયો ત્યારે છેવટે નિઃશ્વાસ નાખી તે પિતાના દિવાનખાનામાં ગઇ.

હસમુખરાય રસ્તાપર આવ્યા. આ વખતે ચંદ્રનું સ્વચ્છ ધવલ તેજ પ્રસરી રહ્યું હતું પણ તેમનું તે શીતલ અને સુરમ્ય ચંદ્ર તરફ લેશ માત્ર લક્ષ ન હતું. તે વિચાર મગ્ન બનેલા જણાતા હતા. સુમંતરાય સાથે થયેલી વાતના પરિણામે પૂર્વના સર્વ જીવન ક્રમનું તેમને સ્મરણ થઇ આવ્યું હતું. પૂર્વનાં સારાં નરસાં કૃત્યો, પડેલી વિપત્તિઓ, પાપ, પૂણ્ય સર્વ કંઈ પ્રત્યક્ષ ખડુ થયેલું જણાયું. હસમુખરાયના પિતા પણ એક જાણીતા દાક્તર હતા અને તેમણે પુષ્કળ પૈસો મેળવ્યો હતો. પરંતુ તેમનું વર્તન તદન એકાકી અને બેપરવાઇનું હતું. એથી હસમુખરાયને સદપંથ મળ્યો નહિ. કદાચિત તેમના કહેવા પ્રમાણે માતાનું મૃત્યુ થયું ન હોત તો જુદું પરિણામ આવવાનો સંભવ હતો ખરો. પરંતુ તેવી ઇશ્વરની ઇચ્છા નહિ હોય તેથી હસમુખપર દાબ રાખે તેવું કોઇ રહ્યું નહિ. બાળપણમાં મરજીમાં આવે તેમ વર્તવાની છૂટ, યુવાવસ્થામાં પણ તેજ સ્થિતિ, કોઇનો દાબ કે દેખરેખનું નામ નિશાન નહિ તેથી તેમના પર પછીથી સંકટ અરે મુશ્કેલીભર્યા પ્રસંગો આવ્યા હોય તો નવાઇ જેવું નહતું પરિણામ એ આવ્યું કે, પિતા પુત્રને બન્યું નહિ. સ્વચ્છંદી વર્તનના પ્રતાપથી હસમુખરાયપર કરજનો બોજો વધી ગયો. કરજની લાંબી લચ યાદી જોઈ પિતાને પગથી માથા સુધી લાગી ગઈ. તેમણે સાફ સાફ કહી દીધું કે ' પોતે એક પાઈ સુધ્ધાં નહિ આપે ? પછી કેટલાક વખત જતાં બેચાર સંબંધીઓની દરમીયાનગીરીથી તોડજોડ થયો. થોડું ઘણું કરજ ચુકવવાનું પિતાએ માથે લીધાથી પુત્રે સેનેશ્વરમાં દવાખાનું ઉઘાડયું હતું. પિતા પુત્ર વચ્ચે જે વાત્સલ્ય અને પિતૃપ્રેમ હોવો જોઇએ તે દૃષ્ટિએ પડતો ન હતો, તથાપિ હમણાં સ્થિતિ પલટાતી જતી હતી. હવે હસમુખરાયના પિતાથી પથારીમાંથી ઉઠી શકાતું નહોતું અને તેમને એમપણ લાગ્યુ હતું કે હસમુખ સિવાય પોતાનું એવું અન્ય કોઇ નથી. તેથી જ તેમણે તાર કર્યો હતો. તેમણે પોતાનું મૃત્યુપત્ર તૈયાર કર્યું હતું અને તે પુત્રને વંચાવ્યું હતું.

સર્વ વારસો પુત્રને મૃત્યુપત્રથી મળતો હતો. બૅંકમાં ભારે રકમ જમા હતી તેથી અત્યારે હસમુખરાય રસ્તે ચાલતાં ચાલતાં કંઈ કંઈ તરંગો કરવામાં મશગુલ બન્યા હતા. તેમના અનેક તરંગોમાંનો લિલિ સાથે લગ્ન કરી સુખસાગરમાં તરબોળ બનવાનો એક તરંગ અત્યંત પ્રબળ બની ગયો હતો.

ઘેર આવીને તે ખુરશીપર બેઠા અને ખીસામાંથી ચાર પાંચ પત્રો કહાડી વાંચવા લાગ્યા. એક પત્ર વાંચી લઈ પુનઃ પાકીટમાં ઘાલી ગણુ ગણ્યા 'આ પત્ર સંભાળી રાખવો જોઇએ અને આતો ફાડીને બાળી નાખવાના છે.—હાં, પણ ચાલ, એકવાર જમી લઉં!' જમવાની ઇચ્છાથી તે રસોડામાં આવ્યા તેટલામાં એક પત્ર-શીવાને હાથમાં મુકી કહ્યું.

"સાહેબ, ભૂલ થઇ છે. માફી માગું છું. આપે પત્રો સંબંધી પુછ્યું તે વખતે આ પત્ર મને યાદ રહ્યો નહોતો. સાહેબ, આપ ગયા તે દિવસે આ પત્ર આવ્યો હતો.'' પત્ર વાંચી હસમુખરાયે પુછ્યું, "કોણ આપી ગયું હતું ?"

"એક બાઈ આવીને આપી ગઇ હતી."

હસમુખરાયે પુનઃ લક્ષ પૂર્વક પત્ર વાંચ્યો. ભોજન પર રૂચી થઈ નહિ. જેમને તેમ ઉઠી જઈ તે દિવાનખાનામાં આવ્યા, ટેબલ-પર પડેલા પત્ર ભેગો પત્ર મુક્યો અને તે વિચારમાંને વિચારમાં ખુર-શીપર બેઠા. તેમની દૃષ્ટિ તદ્દન સ્થિર હતી પણ હાથ માત્ર પત્રો ફેરવવામાં રોકાયા હતા. થોડીવારે તે એકદમ ઉભા થઇ ગયા, પડેલા પત્રોમાંથી એક રાખી લઇ બાકીનાને દીવાસળી ચાંપી દીધી. રાખેલા પત્રને ઉદ્દેશી તે ધીમેથી બોલ્યા, "આ પત્ર નીચે ભોંયરામાં રાખી મુકીશ તો જ સુરક્ષિત રહી શકશે. જો સંભાળી નહિ રાખું તો બુઢ્ઢો સારો થયા પછી કહેશે કે એવો પત્ર લખ્યો જ નહોતો."

હસમુખરાયે પિતાને ઉદ્દેશીને "બુઢ્ઢા" શબ્દનો ઉચ્ચાર કર્યો હતો. પત્ર નીચેના ભોંયરામાં જઇ એક લોખંડી પેટીમાં ગોઠવી દીધો. પુનઃ ઉપર આવીને તેમણે શીવાએ આપેલો પત્ર શોધવા

માંડયો પણ તે જડયો નહિ. " ટેબલપર જણાતો નથી ત્યારે ગયો ક્યાં ? " કહીને સર્વત્ર જોઇ વળ્યા પણ છેવટે લાગ્યું કે બીજા પત્રો સાથે એ પણ બાળી મુકયો હશે. તે મોટેથી બોલ્યા, " કેવો મૂર્ખ છું હું ! ઠીક, ઘરનો નંબર ? હાં, ૧૩ ! નર્મદા દ્વાર આગળ નં. ૧૩ ! બરાબર ! "

તરતજ કપડાં પહેરી લઇ તે બહાર નીકળ્યા.

દાક્તાર આજે જમ્યા નહિ અને મધ્યરાત્રીના અરસામાં ઘર બહાર નીકળ્યા તે જોઇને રસોયણ ચીડાઇને શીવાને કહેવા લાગીઃ

" બળી આ દાક્તરગીરી ! કોણ જાણે કેવા રોગી મળે છે કે, ઠરીને જમવાએ દેતા નથી ? "

---

## પ્રકરણ ૫ મું.

---

### તેર નંબરનું ઘર.

મધ્યરાત્રીનો સુમાર થયો હતો. હસમુખરાય ઉતાવળે પગલે તેર નંબરના ઘર તરફ જતા હતા. દ્વારપાસે આવતાંજ તેમણે બારણું ઠોકયું. તરત એક સ્ત્રીએ આવીને બારણું ઉઘાડયું. હસમુખરાયે પુછ્યું, " મણિકોર ક્યાં રહે છે ? " " હું જ મણિકોર." તે સ્ત્રીએ જવાબ આપ્યો.

" હું આજે જ મુંબઇથી આવ્યો છું. ચારેક દિવસ પર મારે ઘેર પત્ર કોઇ આપી ગયું હતું. કોઇ સ્ત્રી માંદી છે અને તેની પ્રકૃતિ જોવા સારૂ મને બોલાવેલો છે. તેનું નામ શું ?" હસમુખરાયે પુછ્યું.

" તેનું નામ કુંદન છે. પણ હવે તેની તબીયત ઠીક છે. પ્રસુતી સુખ પૂર્વક થઇ ગઇ છે. "

" પ્રસુતી ? પત્રની હકીકત મેં બરાબર વાંચી છે. તેમાં તો જણાવ્યું છે કે, બે મહીનાની વાર છે. "

" હા, તેને તેમજ લાગ્યું હતું. પણ સ્ટેશનના રસ્તાએ બિચારીને દુઃખી કરી મુકી. નવે અવતાર આવી કહીએ તો ચાલે. ગામમાં કોઇ ઓળખીતું નહોતું. શશીકલાએ મારૂં ઘર બતાવ્યું અને તે અહીં આવી. પછી અમે ઘડીવાર વાતો કરી તેટલામાં તેને ગભરામણ થઇ આવી. પુષ્કળ ઉપાય કર્યા પણ કંઇ ન વળ્યું. છેવટે બીજે દિવસે સવારે પ્રસુતી થઇ. તેની ઉમર કેટલી છે તે જાણો છો? જાણે છોકરી જ! બાળક પણ તેવું જ! ઢીંગલી જેવું જ! એ બાળકને આજે જ એક બાઇ અહીંથી લઇ ગઇ છે."

હસમુખરાયને લાગ્યું કે, બપોરે સ્ટેશનપર જે બાળકને જેયું હતું તે જ બાળક હશે. તેમણે પુછ્યું, "ઠીક, પણ દવા કોની ચાલે છે?"

" સુરેંદ્ર દેસાઇની. કુંદન આપને જ બોલાવવાનું કહેતી હતી; પણ આપ નહોતા એટલે સુરેંદ્રને બોલાવ્યા. તે કહેતી હતી કે તેની કોઇ સખીએ આપને જ બોલવવાની ભલામણ કરી હતી."

" મારી?"

"હા, તે એમ કહેતી હતી ખરી. અરે, તે જ તમને બધું કહેશે. હવે તો ઘણું સારૂં છે. આપ ઉપર આવો છો ને?"

આ સર્વ વાત બારણા આગળ જ થઇ હતી. અંદર આવવા તેમણે ઉમરાની અંદર એક પગ મુકયો પણ ત્યાંજ અટકી જઇ કહ્યું, " રાત બહુ ગઇ છે. કદાચિત તેને ઉંઘ આવી ગઇ હશે. જ ગાડીશું તો ત્રાસ થશે."

" ના, ના, તે જાગતી હશે. હમણાંજ હું ઉપરથી નીચે આવી છું. તે અદ્યાપિ આપની જ રાહ જોતી હતી, આપના આવવાથી તેને સારૂં લાગશે."

હસમુખરાય અંદર આવ્યા, પણ મેડા પર દીવો નહતો, કુંદનને ત્રાસ થતો હોવાથી જીવકોરે દીવો ઓલવી નાખ્યો હતો તેથી મણિકોર દીવો સલગાવી દાક્તરને લઇ ઉપર ગયાં. કુંદનની ઓરડી પાસે પહોંચતાં જ મણિકોરના હાથમાંથી દીવો લઇ હસમુખરાયે

કહ્યું, " તમે જાવ હવે. બિચારીને કદાચ ત્રાસ થશે. હું અંદર જઇને હકીકત પુછી લઉં છું."

મણિકોરને એટલું જ જોઇતું હતું. હસમુખરાયે બારણું ઠોક્યું ત્યારે તે ખાવા બેઠાં હતાં. સાંજે કંઇ બહાર દેવદર્શન કરવા ગયાં હતાં ત્યાંથી બે ઘેર બેસતાં બેસતાં આવવું પડવાથી ઘેર આવતાં મોડું થયું હતું. દાક્તરના આગમનથી થાળી પડતી મુકીને તે ઉઠયાં હતાં તેથી રજા મળતાં તરત જ તે પાછાં ફર્યાં.

આ તરફ હસમુખરાયે ધીમે રહી ઓરડીનું બારણું ઉઘાડયું. અંદર વિશેષ પ્રકાશ ન પડે તે માટે તેમણે એક હાથ દીવાની આડે રાખ્યો. ઓરડી તદન શાંત હતી. તેમને લાગ્યું કે, કુંદન એકલી જ છે. પરંતુ વાસ્તવિક તેવી સ્થિતિ નહતી. પડદાની બીજી બાજુ શારદા બેઠેલી હતી પણ તે જણાતી નહતી. હસતુખરાય અંદર આવ્યા તેટલામાં કુંદન જાગી ઉઠી. તે મસ્તક ઉંચુ કરી ચમકીને ચોતરફ જોવા લાગી. હસમુખરાયે દીવો એક ગોખલામાં મુકયો અને તેની સાથે વાત કરવા લાગ્યા. થોડીવાર થઇ ન થઇ તેટલામાં બાજુમાં કંઈ અવાજ થયો તે પરથી તે એકદમ બોલી ઉઠયા, "કોણ છે?"

" કોણ છે?" કુંદને પુછ્યું. તે પોતાની વેદનાના વિચારમાં હતી તેથી અવાજ તેના સાંભળવામાં આવ્યો નહોતો.

હસમુખરાયે ચોતરફ જોયું પણ કોઇ દષ્ટિએ પડયું નહિ. ફરી તે બોલ્યા, ' અહીં કોઇ છે કે?' પણ કોઇએ જવાબ આપ્યો નહિ. પડદાની પાછળ બારણું હતું તે બંધ હતું પણ અધઓબડું જણાયું તેથી તે ઉઘાડીને તેમણે બહાર છજામાં જોયું. છજામાં ચંદ્રનો સ્વચ્છ પ્રકાશ પડેલો હતો. ત્યાં કોઇ ન હતું. નજીકમાં દાદર હતો ત્યાં સુદ્ધાં કાઈ દષ્ટિએ ન પડયું. છેવટે ભાસ થયો એવી કલ્પના કરી તે અંદર આવ્યા અને બોલ્યા; " મને લાગ્યું કે કોઇ અહીં હશે."

" કોણ હોય?" કુંદને કહ્યું, " કોઇ નથી. દાયણ હોય, પણ

મણિકોરે બોલાવ્યાથી તે નીચે ગઈ છે. સાથેના ઘરમાં કંઇ અવાજ થયો હશે. ત્યાં અવાજ થાય છે તે અહીં થયા જેવો લાગે છે."

"ત્યારે તેમ જ હશે!"

"વાચક, હસમુખખરાયે સાંભળેલા અવાજ વિષે તમે કંઇ કલ્પના કરી શકો છો? શારદા એ ઓરડીમાં આવી હતી અને કુંદનની ઉંઘ તૂટે નહિ તે સારૂ પડદા પાછળ શાંત પણે બેસી રહેલી હતી. એટલામાં હસમુખરાય ત્યાં આવીને કુંદન સાથે વાત કરવા લાગ્યા, તે બેઉને ઉભયનું સંભાષણ સાંભળવું યોગ્ય નથી એમ ધારી તે ઉતાવળથી પાછલા બારણે નીકળી ચાલી ગઇ હતી અને તેજ અવાજ હસમુખરાયે સાંભળ્યો હતો. શારદાને પોતાની પાછળ થયેલી તપાસની કલ્પનાએ ન હતી. નીચે મણિકોર અને જીવકોર વાતો કર્યા કરતાં હતાં તે શારદાને જોઇ બોલી ઉઠયાં, " શારદા, તું આમ અચાનક ક્યાંથી આવી?"

"ઉપરથી."

"પણ અમે તો તને ઉપર જતી જોઇ ન હતી. ગુણવંતી બ્હેન બહાર ગયાં છે તે પરથી લાગ્યું કે તું ઘેર બેઠી હોઇશ."

"હું ઘેર જ હતી; પણ મોટી બ્હેન આવ્યાં એટલે અહીં આવી હતી. તે વખતે તમે જમવા બેસવાની તૈયારીમાં હતાં. ઉપર ગઇ તો કુંદનની આંખો મીંચાયલી જણાઈ તેથી ચુપચુપ બેસી રહી. પણ તેટલામાં હસમુખરાય આવ્યા. ત્યારે છૂટો પગ કરવા નીચે ઉતરી."

"પણ, શારદા! ગાડી ભાગી ગઇ, ઘોડો પડી ગયો, નોકર બેભાન થઈ ગયો એ બધું તને હસમુખરાયે કહ્યું કે નહિ?" મણિકોરે કહ્યું.

"ના, કંઇ કહ્યું નથી. હું ત્યાં હતી એ વાતજ તેમના જાણવામાં નથી. તેમણે મને જોઇ નથી. તે આવ્યા તે સાથેજ હું પાછળના બારણે બહાર નીકળી આવી. ગાડીને શું થયું હતું?"

"કહે છે કે હસમુખરાયની ગાડી રસ્તામાં ભાગી ગઇ અને તે મરતા મરતા બચી ગયા. બજારમાં ગઇ ત્યારે લોકોને મોંઢેથી મેં એવું સાંભળ્યું છે તે પરથી તને પુછું છું."

"ત્યારે તો હસમુખરાયને વાગ્યું હશે!"

મણિકોરને બોલવાની ફુરસદ નહતી તેથી મસ્તક હલાવીને તેમણે 'હા' કહી. પછી થોડી વારે તે બોલ્યાં, "હસમુખરાય આવવાના હતા તેથી ગાડીવાન સ્ટેશને ગાડી લઇ ગયો હતો. આવતી વખતે ગાડી ઉંધી પડી ગઇ, તેના ટુકડે ટુકડા થઇ ગયા અને મેં સાંભળ્યું છે કે, ઘોડો તથા ગાડીવાન એ બન્ને મરી ગયાં. એજ વાત હું અને જીવકોર કરતાં હતાં તેટલામાં હસમુખરાયે બારણું ઠોક્યું. તેમને જોઇને મને ઘણી જ નવાઇ લાગી. હું તો સમજતી હતી કે તે પણ મરી ગયા હશે. કેમકે દુકાનમાં તેમના વિષે મેં પુછયું હતું પણ કોઇએ કંઈ બરાબર જવાબ આપ્યો ન હતો અને એ તો બારણામાં આવી ઉભા. તેમને પુછવાની ઇચ્છા થઇ પણ હિંમત ચાલી નહિ. એ રહ્યા સાહેબ લોક, કદાચ પુછવા જઇએ ને ચિડાઇ જાય તો? ગમે તેમ હો, પણ હસમુખરાયને કંઈ થયું નથી એટલી વાત ખરી. પણ અરે જીવકોર! દાક્તર ઉપર બેઠા છે. તમારે નથી જવું કે ત્યાં?"

"જરૂર હશે તો બોલાવશે." એટલું મનમાં બડબડીને તે બોલી, "શારદા બહેન, તમારી દાઢ કેમ છે આજે?"

"સંધ્યાકાળથી બહુ જ દુઃખે છે. હવે ઘેર જઇને સુઇ જઇશ! પછી કદાચ નરમ પડે તો પડે!"

એટલું કહી શારદા ત્યાંથી ઘેર ગઇ. બે દિવસથી તેની દાઢ વિશેષ દુઃખતી હતી અને તેનું મોઢું સુઝી ગયું હતું. થોડીવાર થઇ ન થઇ તેટલામાં હસમુખરાય પણ નીચે ઉતર્યા. 'હવે તબીયત ઠીક જણાય છે, જાઉં છું.' એમ કહીને તે ચાલ્યા ગયા.

જગતમાં કોઇ પણ બનાવ વિષેની વાત કેટલા વેગથી પ્રસરી

જાય છે એ અજાણ્યું નથી. તેમાં વળી માઠો બનાવ તો અપૂર્વ ગતિથી જાહેર થઇ જાય છે. તે રાતે મણિકોરે જે વાત કરી હતી તેજ આખા ગામમાં ચાલી રહી હતી. પણ બીજે દિવસે જ્યારે હસમુખરાયનાં પ્રત્યક્ષ દર્શન લોકોને થયાં ત્યારે સર્વને ખાત્રી થઇ કે પ્રસંગ ભયંકર હતો પણ નુકશાન તેટલું થયું નથી. ઘોડાને અને ગાડીવાનને ઇજા થઇ હતી પરંતુ હસમુખરાયે ઉપચારની સારી કાળજી લીધી હતી એટલે સ્થિતિ ચિંતાજનક રહી ન હતી.

સ્વાભાવિક રીતે તે દિવસે રોગી દરદીઓને ઘેર હસમુખરાયને પગે ચાલતા જવું પડયું હતું. બપોરે રસ્તામાં સુરેંદ્ર મળી ગયા. બન્ને પરસ્પર સારી રીતે ઓળખતા હતા; પરંતુ આજ સુધી કોઇ પણ દિવસ રસ્તામાં તે વાત કરવા ઉભા રહ્યા ન હતા. કદી મેળાપ થઇ જતો ત્યારે 'કેમ છે?' 'સારૂં છે' એટલાથીજ વાત પતી જતી અથવા પરસ્પર સ્મિત કરી તે પોત પોતાના રસ્તે ચાલ્યા જતા; પણ આજે દષ્ટો દષ્ટ થતાં બન્ને ઉભા રહ્યા.

"મી. હસમુખરાય, કયાં જાવ છો?" સુરેંદ્રે કહ્યું, "તમારા દરદીની તમારી ગેરહાજરીમાં મારાથી બની તેટલી શુશ્રૂષા અને ઔષધયોજના કરી છે. હવે તે તમારે સ્વાધીન કરીને હું છૂટો થાઉં છું. તેની તબીયત પણ સુધરી ગઇ છે."

"દેસાઇ સાહેબ, મહેરબાની કરીને આજ સાંજ સુધી અથવા કાલ સવાર સુધી આપ જ સંભાળી લેજો." હસમુખરાયે કહ્યું," "ગાડી ભાગી જવાથી અને થોડું વાગ્યું છે અને થોડા દિવસથી હું અહીં નહોતો તેથી દવા લેનારાઓ સહજ ગરમ થયા છે. જ્યાં એક વખત જતાં ચાલતું ત્યાં હવે બબે ત્રણત્રણ વખત જવું પડવાથી આજે હું ગભરાઇ ગયો છું. પણ તેનું નામ શું?"

"કુંદન."

"કુંદન, હા હા, કુંદન! નામ કઠિન નથી પણ ભૂલી જવાયું. તેને સંભાળી લેતા પૂર્વે તેની પ્રકૃતિ વિષે મારે આપની સાથે કેટ-

લીક વાત કરી લેવાની છે અને આજે મને ફુરસદ નથી. મોડી રાતે મને પત્ર મળ્યો હતો. જો કે તરત જ હું ત્યાં ગયો હતો; પણ તે ઘેનમાં હોવાથી મેં તેને વિશેષ કંઈ પુછ્યું ન હતું. આજે સાંજે કિંવા કાલે સવારે હું આપને મળીશ."

"જ્યારે વખત મળે ત્યારે ખુશીથી પધારજો."

"ત્યારે આજે જ સાંજે ૭ વાગે–કંઇ કારણસર નહિજ અવાય તો પછી કાલે દશ વાગે આવીશ. તોપણ આજે સાંજે મોડો વહેલો ત્યાં આવીશ જ. પરંતુ તેની ઉમર કેટલી ધારો છો ?"

"ઘણીજ નાની જણાય છે ! તે અઢાર આગણીસ વર્ષ કહે છે પણ મને તેટલી ઉમર જણાતી નથી."

પછી ગાડી કેમ ભાગી, ઘોડો શાથી પડયો, કંઇ વાગ્યું છે કે શું વગેરે વાતો કરી બન્ને પોત પોતાને રસ્તે ચાલ્યા ગયા.

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### ભૂત કે ભાસ ?

સાંજે બરાબર સાત વાગે સુરેંદ્ર કુંદનની ઓરડીમાં આવ્યા અને હસમુખરાયની રાહ જોતા બેઠા. કુંદનને આજે તાવ આવ્યો હતો તેથી તેનું મુખ રાતું જણાતું હતું. મોખરાની ઓરડીમાં શારદા બેઠે લીહતી તેને સુરેંદ્રે પુછ્યું, "આજે ગપ્પાંજ મારવામાં વખત કાઢયો જણાય છે ! જીવકોર ક્યાં છે ?"

"હમણાં તો અહીં હતી. કંઈ લેવા નીચે ગઈ હશે."

સુરેંદ્રે તેને હાંક મારી તે સાથેજ જીવકોર ખડખડ દાદરો ચડવા લાગી. તેનું શરીર સ્થૂલ હતું તેથી તે ધીમે ધીમે ચઢતી તો પણ તેને દમ ચઢી આવતો.

" જીવકોર, આ શું છે ? તને સોંપેલાં માણસને તું બહુ બોલવા દે છે તે સારૂં નથી. "

"પણ હું શું કરૂં દાક્તર સાહેબ ?" જીવકોરે કહ્યું, " એમને સહજ સારૂં લાગે એટલે બોલે જ. હવે તો તબીયત સારી છે. છેક સાંજે થોડો તાવ ચઢયો છે ખરો; પણ હરકત નથી. થોડું બોલે તોયે તાવ આવવાનો હોય તે આવ્યા સિવાય રહે ?"

" જીવકોર, તારૂં ડહાપણ પુરૂં કર. જ્યાં સુધી શક્તિ ન આવે ત્યાં સુધી બોલવા દઇશ નહિ, સમજી ? હું હમણાં જઇને ઉંઘની દવા મોકલી આપું છું. "

સુરેંદ્ર સાડાસાત સુધી હસમુખરાયની રાહ જોઇ ચાલ્યા ગયા. શારદાની દાઢ દુઃખતી હતી એટલે તે પણ ઘેર ગઇ. જીવકોર કુંદન પાસે જઇ બેઠી પણ થોડીવારે શારદા યાદ આવવાથી કુંદન શારદાને બોલાવવા લાગી, " શારદા, એ શારદા ! બહેન, અહીં આવને, મારે કામ છે."

" હાં હાં, બહેન બોલશો નહિ," જીવકોરે કહ્યું, " સુરેંદ્રે મને કેટલો ઠપકો આપ્યો તે જાણો છો ? હવે એક અક્ષર સુદ્ધાં ન બોલશો ! દાક્તરે મને કંઇનું કંઇ કહી નાખ્યું ! "

આટલું કહતાં કહેતાંમાં જીવકોર ગળગળી થઇ ગઈ અને તેની આંખમાં પાણી આવી ગયું તે જોઇ કુંદનને મનમાં હસવું આવ્યું. જીવકોરને માઠું લાગેલું જોઈ તે બોલી, " નહિ બોલું હવે, પણ શારદાનું કામ હતું. તે અહીં નથી ? "

" નથી. તે ક્યારની ઘેર ગઇ છે. તેજ તમોને વાતોએ ચઢાવે છે. દાક્તરે તેને બે વાત સંભળાવી દેવી જોઇતી હતી; પણ હલકું લોહી હવાલદારનું ! શારદા નથી પણ હું છુ ને તેના બદલે ! નિરાંતે સૂઈ રહો ! "

આઠનો વખત થયો. એટલામાં મણિકોરે બોલાવવાથી જીવકોર નીચે ગઈ. એજ સમયે હસમુખરાય આવી પહોંચ્યા. ખરી રીતે

હસમુખરાયે નક્કી કરેલા વખતે આવવું જોઈતું હતું; પણ સાંજે તે રાયજીને બંગલે ગયા હતા અને ત્યાં લિલિ સાથે વાતો કરવામાં કેટલો કાળ ગયો તેનું તેમને ભાન પણ રહ્યું ન હતું. સુરેંદ્ર આવીને પાછા ગયા જાણીને તેમણે દીલગીરી દર્શાવી. પછી તે કુંદન સાથે થોડીવાર બીજી વાત કરવા લાગ્યા તેટલામાં તેમને કોઈ દાદરો ચઢતું હોય તેમ લાગ્યું. તરત જ બહાર આવીને જોયું તો 'હાશ, હાશ' કહેતી જીવકોર પગથીયાં ચઢતી જણાઈ. તેણે ઉપર આવી એક નાની શીશી હસમુખરાયના હાથમાં આપી કહ્યું, "બહેન બોલી બોલીને આજે થાકી ગયાં છે માટે ઉંઘવાની દવા સુરેંદ્રે દેસાઇએ મોકલાવી છે."

બાટલીની ચોતરફ વીંટેલો કાગળ ફાડી નાખી તથા બૂચ ઉઘાડી વાસ લેતાં લેતાં "વાસ, કડવી બદામ જેવી આવે છે." એમ કહી હસમુખરાયે બાટલી જીવકોરના નાક આગળ ધરી. પણ તેણે કહ્યું, "આવતી હશે, મને સળેખમ થયો છે તેથી કંઇ સમજાતું નથી."

"આશ્ચર્ય થાય છે!" હસમુખરાયે પુનઃ વાસ લીધી તથા આંગળી પર દવા લઇ જીભ ઉપર મુકી જોઇ કહ્યું, "સુરેંદ્રે આવી દવા શા વિચારથી આપી હશે કોણ જાણે? જીવકોર, મુકો ઠેકાણે, સુતી વખતે આપજો."

આટલું કહી હસમુખરાય કુંદનની ઓરડીમાં ગયા. બાટલી ઠેકાણે મુકી બહાર રહીને જીવકોરે ઓરડીમાં ડોકીયું કર્યું તો દાક્તર કુંદન સાથે વાત કરતા જણાયા, બહારથી જ તેણે પુછ્યું:-

"કંઇ જોઇએ છે?"

"ના, હમણાં નીચે જવું હોય તો હરકત નથી." કુંદને જવાબ આપ્યો.

તરત જ જીવકોર ચાલી ગઇ. થોડીવારે હસમુખરાય પણ બહાર નીકળી દાદર પાસે આવ્યા. દાદર પાસે આવતાં કુંદનની ઓરડીનું જે બારણું છજામાં પડતું હતું ત્યાં આગળ ભીંતને અઢેલી કોઇ ઉભું હોય તેનો ભાસ થયો. ચહેરો પુરૂષનો હતો. વળી

તે ફીકકો પણ ક્રોધી અને તિરસ્કાર યુકત જણાયો. હસમુખરાય મજબૂત મનના અને નિર્ભય હતા; પણ તે ચહેરો નજરે પડતાં જ તે ભયભીત બન્યા. સઘળી હિંમત એકત્ર કરી તે બોલ્યા, " કોણ છે? કેમ આવ્યો છે ? " પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ. દ્રષ્ટિએ પડેલો ચહેરો માનવ પ્રાણીનો ન લાગ્યો. કદાચિત ચંદ્રના ઝાંખા પ્રકાશથી થાંભલાના કે અન્ય વસ્તુના પડછાયાથી ભાસ થયો હશે એમ ધાર્યું! વળી પાછા તે અંદર જઈ દીવો લઇને બહાર આવ્યા અને જોવા લાગ્યા પણ કોઈ જણાયું નહિ. પુરૂષ, સ્ત્રી, ભૂત, પિશાચ કંઇ જણાયું નહિ. તો પણ હસમુખરાયને પુનઃ લાગ્યું કે, ' અવશ્ય કોઇ ઉભુ હતું ખરૂં,' આગલી રાત્રે ફક્ત ભાસ થયો હતો પણ આજે તો પ્રત્યક્ષ આકૃતિ જણાઇ. ભયથી તેમનું શરીર ધ્રુજી ઉઠયું, છજામાં જોયું, દાદરમાં જોયું, બહાર જોયું, અંદર જોયું પણ કંઇ જ ન જણાયું. ચોતરફ ગાઢ શાન્તિ પથરાયલી લાગી. દીવો લઇને પુનઃ તે કુંદનની ઓરડીમાં ગયા તે જાઇ આશ્ચર્ય પૂર્વક કુંદને પૂછ્યું, " કેમ, શું શોધો છો ? "

" કંઇ નહિ. જાઉં છું હવે ! " એટલું કહી પુનઃ તે બહાર આવ્યા અને ખૂણેખૂણો જોઇ વળ્યા. પછી ખીસામાંથી રૂમાલ કાઢી મુખપરનો પરસેવો લુંછી નાખી દાદરો ઉતરી નીચે ગયા. ' તે મનમાં બોલ્યા, ' ભાસ જ હોવો જોઇએ, હું કેવો મૂર્ખ છું? આજે મને શું થયું છે કોણ જાણે? આ ઘરમાં શું કંઇ ભૂત પ્રેત રહેતું હશે ?

## પ્રકરણ ૭ મું.

### કાળરાત્રી.

હસમુખરાય ઘેર જવા લાગ્યા તે વખતે મણિકોર પણ બહાર આવીને તેમની સાથે બે મિનિટ વાતો કરી ગયાં. હસમુખરાય નીકળી ગયા પછી બારણાં બંધ કરી તે પુનઃ રસોડામાં આવ્યાં. ત્યાં

તે અને જીવકોર ગપ્પાં મારવા લાગ્યાં. આવી નજીવી જણાતી હકીકત આપીએ છીએ તેથી વાંચકને આશ્ચર્ય થશે. પણ આજની કાળરાત્રી-હા, કાળરાત્રીએ બનેલી પ્રત્યેક વાત અત્યંત મહત્વની છે. મણિકોર મોજમાં ભીંતે અઢેલીને બેઠાં હતાં, સામે ચ્હાના પ્યાલા પડયા હતા, જીવકોર પગ લાંબા કરીને સામે બેઠી હતી, બન્ને ચ્હાના ઘુંટડા ભરે જતાં હતાં અને ગપ્પાંનો રંગ જામ્યો હતો. એટલામાં રસોડાનું બારણું ખખડયું અને તે સાથેજ, 'ઓ બાપરે !' કહીને બન્ને ચમકી ઉઠી-બન્ને ગભરાઇ ગઇ. જો તેમણે સહજ વિચાર કર્યો હોત તો સમજાયું હોત કે હમેશની માફક શારદાએ બારણું ખખડાવ્યું છે. કેમકે શારદા જ્યારે આવતી ત્યારે એજ પ્રમાણે બારણું ઠોકતી હતી.

શારદા 'ઓ બાપરે,' સાંભળી સ્થિતિ પરખી ગઈ અને બહારની બાજુએ થઇ અંદર આવી હસી પડી, તે જોઇને મણિકોરનો મીજાજ ગયો, " શારદા, તું હવે નાની નથી. હસવાની શી ટેવ ? છાનાં માનાં આવતાં શું થાય છે. ? "

" તમને બન્નેને ચમકેલાં જાણીને મને ગમ્મત લાગી. શારદાએ કહ્યું, " મારી દાઢ દુઃખે છે તેથી હું તો સુઇ જવાની હતી, પણ મનને થયું કે ચાલ, કુંદનને કંઇ કામ હોય તો પુછી આવું. હજુ ઉંઘી નહિ હોય ? "

મણિકોરનો ગુસ્સો હજુ શાંત થયો નહતો તેથી તેમણે કંઇ જવાબ ન આપ્યો. પણ જીવકોરને શારદા ઉપર વ્હાલ હતું-કેમકે તેને લીધે એનું ઘણું કામ ઘટી જતું હતું-તેથી તેણે કહ્યું. " હમણાં જ હસમુખરાય આવીને ગયા છે એટલે જાગતાં હશે. જા જઇ આવ ! "

શારદા ઉપર ગઇ. તે થાકી ગયેલી જણાતી હતી. કારણ કે રોજને રોજ તેને ઉજાગરા કરવા પડયા હતા અને ઉંઘવાને વખત મળ્યો ત્યારે દાઢ દુઃખી ઉઠી તેથી નિરાંતે ઉંઘાયું નહિ. સહજ ગરમી

વધતાં તેની દાઢ દુઃખી આવતી હતી. દાઢે હાથ દઇને તે કુંદન પાસે ઘડીવાર બેઠી. એટલામાં જીવકોર એક હાથમાં દીવો અને એક હાથમાં થાળી લઇને ઉપર આવી. દીવાના પ્રકાશમાં શારદાનું સુજેલું મોઢું જોઇને કુંદનને હસવું આવ્યું. તે બોલી, " શારદા, તારા ગાલ કેટલા સુજી ગયા છે તેતો જો ! જાણે દડાસ્તો ! "

" ભલે સુજ્યા. હું તો એની ફીકર કરતી નથી. મારે તો દુઃખાવો મટી જાયતો બસ. સોજોતો આજે નહિને કાલે ઉતરી જશે. "

એટલું કહીને શારદા ત્યાંથી ચાલી ગઇ. એ પછી જીવકોરે આવી કુંદન આગળ થાળી મુકી ત્યારે તેમાંથી ભાવતું ન ભાવતું બે કોળીયા લઇ હાથ ધોયા પછી કુંદને કહ્યું:-

" હવે પેલી ઉંઘની દવા આપ ! "

" હમણાં ખાધું છે એટલે દવા લેવાય નહિ. "

" એમાં શું થવાનું છે ? લાવી છે ખરી કે નહિ ? "

" લાવી છું. હસમુખરાય હતા તેજ વખતે લાવી હતી. તેમણે ચાખી સુધાં જોઈ હતી. બધાએ દાક્તરોને એક કુટેવજ પડેલી હોય છે. એક બીજાની દવા ચાખી જોવાથી કોણ જાણે તેમને શું મળતું હશે ! "

" દાક્તર કહેતા હતા કે કાલે દસ વાગે સુરેંદ્ર દેશાઇને મળ્યા પછી મારી દવા શરૂ કરીશ. "

" મેં પણ એવુંજ સાંભળ્યું છે. "

"એટલામાં કામકાજ આટોપી મણિકોર ઉપર આવ્યાં. તેમણે અને જીવકોરે પથારી પાથરી સુવાની તૈયારી કરી. પોણા દસ વાગે કુંદને જીવકોરને બોલાવી ઉંઘની દવા આપવા કહ્યું. જીવકોરે તાકા-માંથી શીશી કાઢી પ્યાલીમાં દવા નાખી તે કુંદનને આપી. મણિકોર પાસેજ ઉભાં હતાં. દવાની વાસથી તેમનું માથું ફરી ગયું અને મોં નાક ચઢાવી તે બોલ્યાં;-

" બળ્યું, કેવી ખરાબ ગંધ ! "

" હસમુખરાય સુદ્ધાં એમ કહેતા હતા. " જીવકોરે કહ્યું. " દાક્તરોનાં નાક કેવાં તીખાં હોય છે ? "

" અરે, આવી વાસને કંઈ તીખા નાકની જરૂર નથી હોતી ! " એટલીવારમાં કુંદને છાલીખાલી કરી અને અર્ધી મિનિટ થઈ નહિ તેટલામાં તો તેણે મોટી ચીસ પાડી અને શરીર નાખી દીધું. તેને ભયંકર વેદના થતી હોય તેમ લાગ્યું, જીવકોર અને મણિકોર ગભરાઇ ગયાં. આટલી વારમાં શું થયું ? મૂર્છા આવી કે ફીફરૂં ? પ્રાણ નીકળી ગયો કે શું ? કોઇને કંઇ સમજાયું નહિ.

જીવકોરે આવા ઘણા પ્રસંગો જોયા હતા. તેણે સહજ ધૈર્ય રાખી તપાસ કરી તો તેને જણાયું કે, પ્રાણ નીકળી ગયો છે. ભયભીત બની તેણે મણિકોરને કહ્યું, " માસી પ્રાણ નીકળી ગયો છે એમાં કંઇ શંકા નથી. દવા ઝેરી હોવી જોઇએ. હવે આપણું શું થશે ? ઝેરી દવા આપવા માટે આપણા બન્નેની જરૂર તપાસ થવાની, આપણા પર કામ ચાલશે અને છેવટે ફાંસીએ ચડવું પડશે ! બાપરે ! "

મણિકોરે છૂટે મોંઢે રોવા માંડયું. તે ધડ ધડ ધડ કરતાં દાદરો ઉતરી પડયાં. ભયથી તેમનાં ગાત્ર થંડાંગાર થઈ ગયાં હતાં. જીવકોરે ભાખેલું ભવિષ્ય તેમનાં નેત્ર સમક્ષ તરવા લાગ્યું. તે બારણું ઉઘાડી ઉભે રસ્તે દોડવા લાગ્યાં. સુરેંદ્રને બોલાવી લાવવાનો વિચાર તેમના મગજમાં આવેલો જણાયો. રસ્તામાં હસમુખરાય મળ્યા; પરંતુ તેમના આગળ તેમનાથી એક શબ્દ પણ ન બોલી શકાયો. હસમુખરાયે હિંમત આપી ત્યારે તેમણે કુંદનના મરણની વાત કહી. હકીકત સાંભળી ઉતાવળા ઉતાવળા હસમુખરાય કુંદનની ઓરડીમાં આવી પહોંચ્યા. મણિકોર પાછળ પાછળ આવ્યાં અને રસ્તામાં શુક્લ મળતાં તેમને પણ સાથે તેડી લીધા.

ઓરડીમાં આવતાં જ હસમુખરાયે કુંદનના શરીરપરની કામળી દૂર કરી છાતી તપાસી, નાડી જોઇ અને કહ્યું " દુર્ભાગ્ય જ હમણાં

એક કલાક પર હું આવ્યો ત્યારે તો પ્રકૃતિ તદ્દન સારી હતી. સમજ્યા શુકલ ?"

"ત્યારે હવે બીલકુલ આશા નથી ?' શુકલે પુછ્યું,

"બીલકુલ નહિ !" એટલું કહી હસમુખરાય જીવકોરને ઉદેશી બોલ્યા, "એને બીજું કંઇ ખાવા આપ્યું હતું કે ?"

જીવકોરને ભાવી પ્રસંગની પ્રસ્તાવના લાગી. તે ચક્ષુ લૂંછતી લૂંછતી બોલી. "દાકતર, પ્રથમ મેં હમેશનો ખોરાક આપ્યો હતો અને પછી દવા આપી હતી. ના કેમ કહેવાય ?"

"પેલી-પેલી દવા કે ? જતી વખતે હું સાથે ન લઇ ગયો એ મોટી ભુલ જ થઇ." હસમુખરાય ધીમેથી બડબડયા, પણ શુકલે તે શબ્દો સાંભળ્યા. તેમણે પુછ્યું.

"હસમુખરાય ! દવામાં ઝેર હતું ? અને શું તેથીજ મોત થયું છે ?"

"હા, ઝેરથી જ ! અન્ય કોઇ પણ વાતથી આમ એકાએક મૃત્યુ થવું સંભવિત નથી." એટલું કહી નીચા નમી દાક્તરે કુંદનના મુખની વાસ સૂંઘી પુનઃ કહ્યું, "શુકલ, ગંધપરથી પણ દવાનો ગુણ સમજી શકાય છે; પણ આપ તે રીતે નહિ સમજી શકો."

"દાક્તર સાહેબ, દવાનું મને ઠીક જ્ઞાન છે. મારા પિતા સુપ્રસિદ્ધ વૈદ્ય હતા. અંગ્રેજી દવાની પણ મને થોડી ઘણી માહિતી છે."

"ત્યારે જરા નીચા નમીને સુંઘી જુઓ ! તમે શું ધારો છો ?"

શુકલે વાસ લીધી અને તરતજ ઉભા થઇ જઇ તેમણે કહ્યું, "ઝેર, ખરેખર ઝેર જ છે."

"તેજ." હસમુખરાયે મસ્તક હલાવી જીવકોર તરફ જોઇ કહ્યું, "ખોરાકમાં શું લીધું હતું ?"

"થોડો શીરો અને પછી દવા લીધી હતી. આપના ગયા પછી થોડીવારે ખાધું હતું. હજુ થાળી પડી રહી છે, જુઓ જોવી હોયતો."

હસમુખરાયે થાળી સૂંઘી જોઇ અને કહયું, ' એમાં કંઇ નથી'

જીવકોર આગળ કહેવા લાગી, " શીરો આપ્યા પછી અરધા પોણા કલાકે દવા આપી અને મિનિટ થઇ નહિ તેટલામાં—"

હસમુખરાયે તેને વચ્ચે જ અટકાવી શીશી લાવવા કહ્યું. શીશી તાકામાં હતી. તે લઇ બૂચ ઉઘાડી પુનઃ વાસ લઇ તે તેમણે પાછી તાકામાં મુકી દીધી. તેમનો ચહેરો શ્યામ થઇ ગયો.

શુકલે પુછ્યું, " કંઇ વિશેષ છે કે શું ?"

હસમુખરાયે કંઇ જવાબ ન આપતાં શીશી લાવી હાથમાં આપી. વાસ લેતાં શુકલની ખાત્રી થઈ. ' ઔષધ કોણે આપ્યું ?' એમ તે પુછવા જતા હતા તેટલામાં શીશી પરના કાગળ ઉપર દષ્ટિ પડી અને દેસાઇના દવાખાનામાંથી દવા આવી છે એમ સમજાયું. હસમુખરાયે શીશી પુનઃ મુકી દઇ મણિકોરને કહ્યું; " સુરેંદ્ર દેસાઇને બોલાવી લાવો."

મણિકોર દેસાઇના દવાખાના તરફ ગયાં. એ વખતે મણિકાન્ત દરવાજામાં ઉભા રહેલા હતા. મણિકોરે ડુસકાં ભરતાં ભરતાં કહ્યું " સુરેંદ્ર દેસાઇ કયાં છે ? તેમણે સાંજે દવા મોકલી હતી તે દવાથી તે સ્ત્રી મરી ગઇ છે. બાપરે, હવે શું થશે ?"

" કઇ સ્ત્રી ?" મણિકાન્તે સમજ નહિ પડવાથી પુછ્યું, " કોની દવા ? તમે શું કહો છો ? ચોખ્ખે ચોખ્ખું કહો."

" મારે ઘેર કુંદન નામની એક સ્ત્રી આવેલી હતી અને તે પ્રસુત થઇ હતી. સુરેંદ્ર તેની દવા કરતા હતા. કાલે તેમણે ઉંઘની દવા મોકલી આપી હતી, પણ તે પીતાં તરત જ તેનું મરણ થયું છે. દવામાં ઝેર હોવું જોઇએ એમ લાગે છે અને તેથી હસમુખરાયે મને કહ્યું કે, સુરેંદ્ર દેસાઇને હમણાં જ બોલાવી લાવો. કયાં છે તે ?"

મણિકાન્ત બારણું બંધ કરી સુરેંદ્રના ઘરમાં ગયા અને ઓસરીમાં ગજેંદ્ર ઉભો હતો તેને તેમણે પુછ્યું.—-

"વ્હાલાભાઇ ઘરમાં છે કે ?"

"નથી, પણ આવવાની તૈયારીમાં છે. બહુવાર નહિ લાગે. સાંજે દાદીમાનો પત્ર આવ્યો હતો. તમે નથી જાણતા ?"

"કાલે સાંજે કુંદન નામની કોઇ સ્ત્રી માટે કંઈ દવા મોકલી હતી એ વિષે તું કંઇ જાણે છે ?" ગજેંદ્રની વાત તરફ દુર્લક્ષ કરી મણિકાન્તે પુછ્યું.

"હા, હા, કાકા. મોકલી હતી. તેમણે દવા તૈયાર કરી તે વખતે હું દવાખાનામાં હતો. ઉધની દવા મોકલી હતી ખરી. કેમશું છે ?"

"શું છે ?" મણિકોરે મીજાજ ખોઇ કહ્યું, "તે દવાથી જ તેનું મોત થયું. દવામાં ઝેર હતું; અને વળી પુછે છે કે શું છે ?"

ગજેંદ્રને એ વાત ખરી ન લાગી. તે કાકાના મુખ તરફ ટગર ટગર જોવા લાગ્યો. મણિકાન્તે કહ્યું; "બેટા હું ત્યાં જઇ આવું છું. મણિકોર કહે છે કે બાઈ મરણ પામી છે. સુરેંદ્ર આવે એટલે તરત ત્યાં મોકલજે"

ગજેંદ્ર ઉમરે નાનો હતો પણ સમજુ અને ચતુર હતો. આ વાત સાંભળી ત્યારથી તેને કંઇ ચેન પડયું નહિ. તેના મસ્તકમાં સેંકડો તરંગ આવી ગયા. તેનું ચિત્ત અસ્વસ્થ બન્યું. તરત જ તેણે કોટ અને ટોપી પહેરી લીધાં અને "કાકા મણિકોરને ઘેર ગયા છે. હું પણ ત્યાં જઉં છું. વ્હાલાભાઇ આવે એટલે તરત ત્યાં મોકલજો, કહે છે કે બાઇ મરી ગઇ છે." એટલું ઘરમાં જણાવી મણિકોરના ઘર તરફ તે દોડી નીકળ્યો. મણિકાન્ત કુંદનની ઓરડીમાં પહોંચ્યા તેટલામાં તે પણ ત્યાં દાખલ થયો. નાડી જોઈ કુંદનના મરણની મણિકાન્તે ખાત્રી કરી લીધી. પછી તેમણે પુછપરછ શરૂ કરી. હસમુખરાયે બાટલી બતાવી કહ્યું, "દેસાઇ, બૂચ કાઢીને વાસ લઇ જુઓ. વિના કારણ કોઇના પર આરોપ મુકવો યોગ્ય નથી પણ કંઇ ભયંકર ભૂલતો થઇ છે જ. ઔષધમાં ગમે તેમ હોય પણ ઝેરનું મિશ્રણ થયેલું છે અને તેનાથી બાઇ મરણ પામી છે."

મણિકાન્તે વાસ લીધી તેમાં ઝેર હોવા સંબંધી તેમને શંકા ન રહી પણ તે બોલ્યા, " આવી દવા મોકલે એ સંભવિત નથી."

" તેમણે પોતે દવા તૈયાર કરી નહિ હોય." હસમુખરાયે કહ્યું, " પણ શીશી પરનો કાગળ જુઓ, અક્ષર તેમના છે કે ? સુતી વખત લેવાની દવા' એમ કોણે લખેલું છે ?"

" હા, અક્ષર તેમના છે. દવા તેમણે તૈયાર કરી હોય એમ લાગે છે પણ એમાં ઝેર નાખ્યું હશે એમ મને લાગતું નથી."

" મણિકાન્ત, દવા આપી ત્યારે હું અહીયાં હતો. મને તે વખતે લાગ્યું કે બદામનો અર્ક નાખ્યો હશે. " હસમુખરાયે કહ્યું," પણ પાછળથી મારી ખાત્રી થઇ કે વિષ છે, પરંતુ તે અતિ સૂક્ષ્મ પ્રમાણમાં હશે તેથી અપાય નહિ થાય એવું પ્રથમ માની લીધું હતું. વિષ કેમ નાખ્યું હશે તે મને સમજાતું નથી. અદ્યાપિ નાકમાંથી વાસ દૂર થઇ નથી. પરમદિવસના ટાઇમ્સમાં 'ભયંકર ભૂલ' નામની વાત પ્રસિદ્ધ થઇ છે તેવી કદાચિત આમાં ભૂલ થઇ હશે. મારી વાતનું તાત્પર્ય ધ્યાનમાં આવ્યું ને ? "

મણિકાન્તે મસ્તક હલાવ્યું. હસમુખરાયે આગળ કહ્યું; " પછી જતી વખતે હું દરદીને કહેતો ગયો હતો કે, સુરેંદ્રને ખુલાસો પુછાવ્યા પછી દવા લેજો. ઘેર જતી વખતે સુરેંદ્રની મેં પોતે તપાસ કરી હતી પણ તે વખતે તે ઘેર નહતા. વિષની વાસ આવવાનું શું કારણ છે એટલું માત્ર મારે પુછી લેવાનું હતું. ' કંઇ હરકત નથી,' એટલા શબ્દ તેમના મુખે સાંભળી શક્યો હોત તો કંઇ શંકા રહેત નહિ. હમણાં હમણાં દાક્તરોના હાથે ઘણી ભૂલો થાય છે માટે કાળજી રાખીને ચાલવું જોઇએ. "

" ખરી વાત છે. " મણિકાન્તે ટુંકામાં કહ્યું.

હસમુખરાયે આગળ ચલાવ્યું " જ્યારે મારી ખાત્રી થઇ કે, સુરેંદ્ર હમણાં મળી શકવાના નથી, ત્યારે હું ઘેર ગયો અને ઉંઘની દવા તૈયાર કરી તે આપવા માટે આ તરફ આવવા નીકળ્યો; પણ

એક દરદીને માટે તાત્કાલિક જવાની જરૂર પડી અને તે ઘર રસ્તામાં હતું તેથી ત્યાં જઇ તરત જ ત્યાંથી બહાર નીકળ્યો. પરંતુ મોડું થયું તે થયું અને પરિણામ આવું આવ્યું !"

ગજેંદ્ર ઉભો ઉભો લક્ષ પૂર્વક હસમુખરાયના શબ્દો સાંભળતો હતો, તે વચ્ચેજ આગળ આવી બોલ્યો, " તમે જે દવા તૈયાર કર્યાનું કહો છો તે તમારી પાસે છે કે ?"

" હા, જુઓ આ રહી, એમાં વિષની વાસ નહિ જણાય."

એક સામાન્ય છોકરાએ કરેલી દરમ્યાનગીરી હસમુખરાયને પસંદ ન પડી. ગજેંદ્રે શીશી લઇ બૂચ કાઢી દવાનાં બે ટીપાં જીભ ઉપર મુકી જોયાં. તેણે કહ્યું, " આમાં વિષ નથી. વ્હાલાભાઇએ દવા બનાવી હતી તેમાં પણ વિષ નહતું. તે તૈયાર કરી ત્યારે હું પાસે હતો."

સુરેંદ્ર ઘેર આવ્યા તે સાથે સર્વ હકીકત તેમને મળી; પણ અણિકોરના સ્વભાવથી તે અજાણ્યા ન હતા. તેમને લાગ્યું કે, રજનું ગજ થયું હશે. વખતે બાઇને મૂર્છા આવી હશે. થોડી વારે તે પણ તે તરફ જવા નીકળ્યા. આવતાં જે સ્થિતિ દૃષ્ટિએ પડી તેથી તે આશ્ચર્ય ચકિત થયા. આમ કેમ બન્યું તે સમજાયું નહિ. તેમણે સ્મરણ શક્તિને પુષ્કળ વલોવી પણ પોતે વિષ વાપર્યું હોય તેવું કંઇ યાદ આવ્યું નહિ.

" સુરેંદ્ર, કંઇ નિર્ણય થઇ શકતો નથી." શુક્લે કહ્યું.

" શુક્લ, તમારા કથનનું તાત્પર્ય હું સમજું છું." સુરેંદ્રે કહ્યું, " પણ પરમકૃપાળુ પરમાત્માનું સ્મરણ કરી પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે, મેં જે દવા તૈયાર કરી હતી તેમાં કોઇ પણ પ્રકારના વિષનું એક બુંદ માત્ર નાખ્યું ન હતું. આમાં કંઇ પણ પ્રપંચ હોવો જોઇએ. હસમુખરાય, આ બાબતમાં પાકી તપાસ કરવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ. આશા છે કે આપ મદદ કરશો જ."

હસમુખરાયે છેવટનું વાક્ય સાંભળ્યું નહિ. તેમનું લક્ષ બીજી

દિશાએ હતું. કદાચિત તે રાતની સર્વ હકીકતની સંકલના ગૂંથતા હશે. સામે પડી રહેલા હતભાગી દેહ તરફ તેમનું લક્ષ નહોતું. પહેલાં જતી વખતે જે ચહેરો નજરે પડયો હતો તે માનવાકૃતિ વિષે તે વિચાર કરતા હતા. તેમની ખાત્રી થઇ કે, તે કલ્પના નહતી, ભાસ નહતો કે કોઇ અમાનુષ યોનીનો જીવ નહોતો. અવશ્ય તે માનવલોકમાં રહેનારો કોઇ મનુષ્ય જ હતો. એ પછી થોડા જ સમયમાં જે અણુચિંતવ્યો પ્રકાર બન્યો તે પરથી હસમુખરાયે તે ચહેરા સાથે કંઇ કડી જોડી હશે કે શું ? તે માણસે જ આ કૃત્ય કર્યાનો તેમને સંશય આવ્યો હશે કે શું ? આ સંબંધમાં કંઇ કહી શકાય તેમ નથી પણ એટલું માત્ર સત્ય હતું કે, હસમુખરાયને તે ચહેરાનો ભય લાગવા માંડયો. તે મનમાં ગણગણ્યા કે " તે ભયંકર ચહેરો ભૂત પ્રેતનો હોય તો કેવું સારૂં !"

## પ્રકરણ ૮ મું.

### નિર્ણય ન થયો !

હવે શું કરવું ? સુરેંદ્રના કહેવા પ્રમાણે આ ભયંકર કૃત્યનો પત્તો શી રીતે પડી શકે ? કોકડું શી રીતે ઉકેલાય ? નિર્જીવ અને અચલ શરીર જેમનું તેમ પડી રહ્યું હતું અને ચોતરફ માણસો આશ્ચર્યમૂઢ બની ઉભાં રહ્યાં હતાં વૈદ્ય દાક્તરોને માણસના જન્મથી તે મૃત્યુ પર્યંતના ભિન્નભિન્ન પ્રસંગોના અનુભવ હોય છે, પરંતુ અહીં જે થોડા વૈદ્ય દાક્તર એકત્ર થયા હતા તેમણે જે જે ચમત્કારિક પ્રસંગો જોયા હતા તે સર્વમાં હાલનો પ્રસંગ તેમને અત્યંત ચમત્કારિક લાગ્યો.

હસમુખરાય એક બાજુએ ઉભેલા હતા તે એકદમ બારણા પાસે આવ્યા અને તેમણે મણિકોર તથા જીવકોરને બહાર જવા કહ્યું. તે બન્ને બહાર નીકળી ગઇ. ગજેંદ્રને સુદ્ધાં-તેમણે એવો ઇસારો

કર્યો, પણ તે ત્યાંથી ખસ્યો નહિ. તે ભીંતને અઢેલી ઉભો હતો ત્યાંથી જ બોલ્યો, " હું અહીં જ ઉભો છું. બહાર જવાને શું કારણ છે ?"

તેનો દૃઢ જવાબ સાંભળી હસમુખરાય મનમાં ને મનમાં અકળાયા પછી ' છોકરો સમજુ છે ને ?' એમ તેમણે મણિકાન્તને પુછયું. મણિકાન્તે ' હા ' કહેતાં તે ઓરડીનાં બારણાં બંધ કરી બોલ્યા, " સુરેંદ્ર, તમે કહો છો કે કંઇ પ્રપંચ હોવો જોઇએ. પણ તેમ સમજવાને કંઇ કારણ છે ખરૂં ? હું શું કહું છું તે લક્ષમાં આવ્યું ને ? બન્ને સ્ત્રીઓના સ્વભાવ અને વર્તન વિષે આપને વિશેષ માહિતી હોવી જોઇએ. એમાંની એકે કિંવા બન્ને એ—"

" છટ્ છટ્ ! જીવકોર કે મણિકોર વિષે મને કંઈ સંશય છે એમ રખે સમજતા !" સુરેંદ્રે એકદમ કહ્યું, " જીવકોરને નીશો કરવાની ટેવ છે ખરી; અને મણિકોર બીકણ અને મૂર્ખ છે; પરંતુ જેમ હું કે આપ કદી જીવ લેવાનું કામ ન કરીએ, તેમ જ તે પણ લે નહિ. હસમુખરાય, તમને એવી શંકા કેમ થઈ ?"

" સુરેંદ્ર, માફ કરો ! તમારા શબ્દો પરથી જ મેં એવું અનુમાન કર્યું." હસમુખરાયે કહ્યું, " હું પણ ખાત્રી પૂર્વક માનું છું કે બન્ને વિષે સંશય રાખવા જેવું નથી. પરંતુ તે બન્ને સિવાય અહીં કોઈ ત્રીજું નહતું તેથી—"

" કોઈ પણ વ્યક્તિ ઉપર દોષ મુકવાની મારી ઇચ્છા નથી." સુરેંદ્રે કહ્યું, " કોકડું સમજાયું નહિ તેથી મેં તેમ કહ્યું હતું. પ્રપંચ હોવો જોઇએ એમ કહેવાનો હુદ્દેશ એટલો હતો કે, મારા ઘર તથા આ ઘરની વચ્ચે રસ્તામાં કોઇએ દવા બદલી હોવી જોઇએ કિંવા તેમાં કંઈ ઓછું વત્તું કર્યું હોવું જોઇએ."

" અશક્ય છે. નોકરો દવા પુરતા બંદોબસ્તથી પહોંચાડે છે." મણિકાન્તે કહ્યું, " મારૂં અનુમાન જુદું છે. સુરેંદ્ર, આ સ્ત્રી વિષે અમારા કરતાં તમને વિશેષ માહિતી છે. હું તો હમણાં જોઉં

છું ! શુક્લની સુદ્ધાં તેવી સ્થિતિ છે અને હસમુખરાયે એક વખત જ જોઈ—"

"બે વખત, બે વખત. કાલે રાત્રે અને આજે સાંજે." હસમુખરાયે વચ્ચે કહ્યું " સુરેંદ્રને અહીં મળવાનો મેં જે સમય કહ્યો હતો તે થઇ ગયો છે એમ મને લાગ્યું હોત તો કદાચ હું અહીં આવ્યો નહોત. નર્મદાકુંજમાં એક ગૃહસ્થ બીમાર હોવાથી ત્યાં ગયો હતો. ત્યાં વાતોની ધૂનમાં મળવાનો સમય થઇ ગયો તેનું ભાન પણ મને રહ્યું નહતું."

"ગમે તેમ હોય, પણ તમને વિશેષ માહિતી નથી એટલી વાત મુદ્દાની છે." મણિકાન્તે કહ્યું. " તમારા કરતાં સુરેંદ્રને વિશેષ માહિતી હોવી જોઇએ. કેમકે તેજ પ્રથમ દવા આપતા હતા. હું પુછું છું કે એ બાઇએ પોતે થઇને વિષ ભેળવ્યું કેમ નહોય ? સુરેંદ્ર, તે જીવનથી કંટાળી ગઈ હોય એવાં કંઈ લક્ષણ જણાતાં હતાં ?"

"બીલકુલ નહિ. તે તદ્દન આનંદી અને ખુશમીજાજી હતી. વળી જીવકોર અહર્નિશ તેની પાસે રહેતી હતી." સુરેંદ્રે કહ્યું, " તેની અજાણમાં તેનાથી કંઈ થઈ શકે તેવી સ્થિતિ નહતી. અને જીવકોર કહે છે કે, દવા તાકામાં મુકી હતી અને પોતે જ તે તેને આપી હતી."

"પણ દવા અહીં આવ્યા પછી વિષ ભેળવ્યું હોય એવું અનુમાન થવાને માર્ગ નથી. કારણ કે, દવા આવતાં મેં તે સૂંઘી જોઇ હતી અને તેજ વખતે મને વિષની વાસ આવી હતી." હસમુખરાયે કહ્યું.

"એજ ચમત્કાર છે. કોકડું અહીંજ ગૂંચાય છે." સુરેંદ્રે કહ્યું.

"એમાં વિષ હોય તો તેની વાસ આવેજ." મણિકાન્તે કહ્યું. "પ્રશ્ન એ છે કે, તેમાં વિષ ક્યારે અને શા રીતે દાખલ થયું ! મરણની વાત બાજુએ રાખીએ તો વિચારવાનું એ છે કે, એ કોણ છે ? ક્યાંથી આવી ? અહીં કોઇ પરિચિત નહિ છતાં કેમ આવી ? વળી, ઉમર કેટલી નાની છે ! તેમાં ગર્ભવતી ! બધું જ આશ્ચર્યકારક નથી કે ?"

ખરેખર તે ઘણી નાની જણાતી હતી. તેનો ચહેરો ફીક્કો પણ અત્યંત સુંદર તથા આકર્ષક હતો. તેના કાળા લાંબા વાળ છૂટા પડેલા હતા. મુખ સહજ ઉઘાડું રહેવાથી તેના મોતી જેવા સુંદર દાંત જોનારને તેના પૂર્વ સૌંદર્યની કલ્પના કરાવતા હતા.

એક પછી એક પ્રત્યેક ત્યાંથી ચાલ્યા ગયા. માત્ર હસમુખરાય વિશેષ કંઈ માહિતી મળે તો મેળવવા પાછળ રહ્યા. તેમણે કુંદનની ટ્રંક ઉઘાડી અંદરની સર્વ વસ્તુઓ જોઈ–તેમાં ફક્ત કપડાં હતાં. કાગળ, પત્ર કે અન્ય કંઈ નહતું. એ કોણ છે, ક્યાંની રહેવાશી છે તે જાણવા જેવું સાધન મળી આવ્યું નહિ. જીવકોરને બીજું કંઈ હોય તો બતાવવા કહેતાં તેણે નાની પેટી પથારી પાસે પડી હતી તે લાવી રજુ કરી. હસમુખરાયે લક્ષપૂર્વક તે પણ તપાસી. તેમાં હાથીદાંતની કાંસકી, કંકુની દાબડી, ઉન, સોયા, કેનેવાસ વગેરે વસ્તુઓ હતી. ઉશીકા નીચે તેનું પોલકું હતું. તેના ખીસામાં પૈસાની કોથળી હતી. પૈસા વિશેષ નહતા. તે સઘળું ટ્રંકમાં મુકી તાળુ મારી પોતાની સીલ કરી હસમુખરાયે કહ્યું; " આવા પ્રસંગનો મને વિશેષ અનુભવ નથી પણ પોલીસના આવતા સુધી સર્વ બંદોબસ્ત પૂર્વક જાળવવું જોઇએ. તે આવીને સીલ તોડવી હશે તો તોડશે. "

એટલામાં ખડ, ખડ અવાજ સંભળાવા લાગ્યા. પોલીસથાણામાં વાત પહોંચી ગઈ હતી. જમાદાર આવીને હાજર થઈ ગયા. તેમનું શરીર સ્થૂલ પણ સશક્ત હતું, ગાલ ભરાવાદાર હતા અને તેમાં દાઢી મુછનો ઉમેરો થયો હતો તેથી ચહેરો મસ્ત બોકડા જેવો લાગતો હતો. હસમુખરાય તથા જીવકોરે સર્વ હકીકત કહી. તેમણે થાળી અને શીશી કબજામાં લીધાં અને દીવો લઇ બન્ને ઓરડી બરાબર જોઈ લીધી. ત્યાંથી છજામાં આવી નજર કરી તેમણે પુછ્યું, " અહીં બારણું પડે છે કે ? " ઉત્તરની રાહ ન જોતાં જમાદારે આગળ વધી નજીકમાં નાની ઓરડી હતી તેનું બારણું હડસેલ્યું. એ બારણાનો અને દિવાલનો રંગ સરખો હતો તેથી ઉપર ઉપરથી તે ભીંત જ

હોય તેમ લાગતું હતું. તે બારણાને એક કળ હતી. કળ દાબતાં બારણું ઉઘડી જતું. જમાદારનું લક્ષ એ કળ તરફ ગયું. મણિકોર ત્યાં ઉભાં હતાં તેમણે કહ્યું "સાવરણી, માટી, ટોપલા વગેરે પરચુરણ સામાન રાખવાની ઓરડી છે." જમાદારે અંદર જોયું તો બે સાવરણી નજરે પડી. બરાબર ખાત્રી કરી લીધા પછી જમાદારે બારણાં બંધ કર્યાં; પણ હસમુખરાયનું હૃદય ધબકવા લાગ્યું. એ ઓરડી વિષે તેમને કંઇ માહિતી નહોતી. તેમને લાગ્યું કે પેલી આકૃતિ અહીંજ જણાઇ હતી અને કદાચ તે ભાસ નહિ પણ કોઈ માનવ પ્રાણી હશે! કેમકે અહીં તેને છુપાઇ રહેવા જેવું સાધન છે.

હસમુખરાય ઘર તરફ રસ્તે પડયા. પણ રસ્તામાં સુધ્ધાં તેમની દૃષ્ટિ આગળથી તે આકૃતિ દૂર ન થઈ. આ હકીકત તેમણે પોલીસને કેમ નહિ કહી હોય? અરે, સુરેંદ્ર વગેરેને પણ કેમ નહિ જણાવી? શું કહે? એક વિચિત્ર ચહેરો, કંઇ ભૂત જેવો, કંઇ માણસ જેવો જણાયો, અને દીવો લઇ બધે ફરી વળ્યો પણ પછી કંઇ માલુમ ન પડયું. એ કહેવાનું કે બીજું? ખરેખર, જો કોઇ માણસ દૃષ્ટિએ પડયો હોત તો તે હસમુખરાયના સપાટામાથી ગુપચૂપ છટકી શકયો ન હોત. તે કંઇ ભરાઇ રહયો નથી એ બાબતની બન્ને ઓરડીઓ જોઇને તેમણે તેજ વખતે ખાત્રી કરી લીધી હતી. હા, એટલું ખરૂં કે આ ઓરડી વિષે તેમને કંઈ માહિતી ન હતી. પરંતુ પોતે અંદર જઇ દીવો લઇ આવ્યા તેટલા સમયમાં બારણાનો કિંચિત પણ અવાજ થવા દીધા વગર માણસ અંદર છુપાઈ શકે એ તેમને અસંભવિત લાગ્યું હશે અને તેથી તેમણે એ આકૃતિ વિષે કંઇ ઉદ્‌ગાર કાઢયા નહિ હોય. કદાચિત એ વાત કહી હોત તો નવ્વાણું ટકા માણસોએ કહ્યું હોત કે 'એતો ભાસ હોવો જોઇએ. કંઇ ગાંડા તો નથી થયા!' હસમુખરાય આવું સર્ટીફીકેટ મેળવવા તૈયાર ન થયા એ પણ એક રીતે ઠીક થયું.

ઘેર આવી તે પલંગમાં સૂતા; પણ નિદ્રાએ કૃપા કરી નહિ.

પુનઃ નાની ઓરડીનું સ્મરણ થયું. આખી રાત આળોટયા કર્યા. સવાર થવા આવતાં સહજ આંખ લગી પણ ત્યારે સ્વપ્ન આવ્યું અને તેમાં તે ચહેરો દૃષ્ટિએ પડયો.

વાચક, હવે આપણે મણિકાન્ત અને સુરેંદ્ર તરફ જઇએ. કુંદનની ઓરડીમાંથી નીકળ્યા પછી શુકલ સન્યાસીઓના મઠમાં રહેતા હોવાથી તે તરફ ગયા અને તેમની પાછળ પાછળ મણિકાન્ત, સુરેંદ્ર અને ગજેંદ્ર બહાર નીકળી પોતાના ઘર તરફ જવા લાગ્યા. મણિકાન્તને સુરેંદ્ર પર પૂર્ણ વિશ્વાસ હતો. તેમની ખાત્રી હતી કે સુરેંદ્રના હાથે દવાના કામમાં દુર્લક્ષ, હયગય કે ભૂલ થાય નહિ. પરંતુ તેમને લાગ્યું કે, માણસ છે, ભૂલ થઇ જાય પણ ખરી. લક્ષ બીજી બાજુ હોય ને વિષનું ટીપું નાખી દેવાયું હોય કદાચિત! તેમણે પુછયું. "સુરેંદ્ર, માઠું ન લગાડીશ, મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે! બીજી તરફ લક્ષ રહેવાથી વિષ નખાઇ ગયું નથી એમ ખાત્રી પૂર્વક કહી શકે છે?"

સુરેંદ્રને આ પ્રશ્નથી ઓછું આવ્યું. તેમણે ગદગદિત કંઠે કહ્યું, "બહાલાભાઇ, દસબાર વર્ષથી હું આ ધંધો કરૂં છું પણ કોઇ વખતે મારા હાથે ભૂલ થઇ નથી અને આજે કરૂં? મેં દવા કાળજી અને લક્ષ પૂર્વક તૈયાર કરી હતી."

ભત્રીજાને પણ કાકાના પ્રશ્નથી માઠું લાગ્યું. તેણે કહ્યું, "દવા તૈયાર થતી હતી તે વખતે હું પાસે હતો. વિષનું મિશ્રણ થયું નથી. વિષનો શીશો ઉંચે હતો, એટલુંજ નહિ પણ તે નીસરણી મુકયા સિવાય ઉતારાતો જ નથી અને આખા દિવસમાં નીસરણી દવાખાનામાં લાવવામાં આવી નહોતી. દવા બનાવતી વખતે માણેકલાલ શેઠ પણ આવ્યા હતા. તેમને પુછી જોજો."

"માણેકલાલ આવ્યા હતા?" મણિકાન્તે આશ્ચર્ય પામી કહ્યું.

"હા, આવ્યા હતા. ગજેંદ્ર કહે છે તે ખરૂં છે." સુરેંદ્રે કહ્યું, "કુંદનને ત્યાંથી સાડા સાતે હું ઘેર આવતો હતો તે વખતે શેઠ પો-

તાના દિવાનખાનાની બારીએ ઉભા હતા. તેમણે મને જોયો એટલે ઉપર બોલાવ્યો તેથી હું ત્યાં ગયો, ચ્હા પીધી અને પછી બન્ને સાથે સાથે અહીં આવ્યા."

"ઠીક, પછી તરત જ દવા મોકલી હતી ?"

"તરત નહોતી મોકલી. નોકર તે વખતે જમવા બેઠો હતો." ગજેન્દ્રે કહ્યું, "પણ મારૂં લક્ષ શીશી તરફ જ હતું. તે જમીને આવ્યો એટલે મેં તેને આપી આવવા કહ્યું હતું."

ઘેર આવ્યા પછી એટલા ઉપર સૂઈ રહેલા તે નોકરને ઉઠાડી મણિકાન્તે તેને એ વિષે પુછ્યું ત્યારે તેણે કહ્યું, "ગજેન્દ્રભાઈએ મણિકોરને ત્યાં આપી આવવા મને એક શીશી આપી હતી તે લઇને ગણિકોરને ત્યાં ગયો અને બારણામાં છત્રકોર મળી તેથી તેને સોંપી ચાલ્યો આવ્યો."

"પણ, તું સીધો ત્યાં ગયો હતો કે રસ્તામાં કોઈ જગ્યાએ ગપ્પાં હાંકવા બેઠો હતો ?"

"સીધો ગયો હતો. કોઇ જગ્યાએ બેઠો નથી. શું તે એમ કહે છે કે મેં શીશી નથી પહોંચાડી ? તેમ કહેતી હોય તો તે સાવ જૂઠી છે."

"તેમ તે નથી કહેતી; પણ વચ્ચે બાટલી અન્ય કોઇના હાથમાં ગઇ હતી કે કેમ એટલું જાણવાની જરૂર છે."

"વચ્ચે બીજા કોઇના હાથમાં ગઇ નથી."

તેની વાત સંબંધી મણિકાન્તને શંકા રહી નહિ. તેને સુઇ જવા જણાવી તે પુનઃ દવાખાનામાં આવ્યા.

સુરેંદ્રે દીવાની બત્તી ચઢાવી પ્રકાશ વધાર્યો અને બહારથી નીસરણી લાવી ઉંચેથી 'પ્રેસીક એસીડ' નો શીશો ઉતારી કહ્યું, "મોટાભાઇ, જુઓ આ શીશો. કરોળીઆનાં જાળાં ચો- તરફ વીંટાઇ વળેલાં છે અને ધૂળ પણ કેટલી છે ! આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે લગભગ મહીના બે મહીનાથી કોઇએ એને સાફ સુદ્ધાં કર્યો નથી."

આખા દવાખાનામાં એટલું જ ઝેર સીલીકે હતું. શીશાની સ્થિતિ જોઇ મણિકાન્તને બંધુના દુલક્ષ વિષે જે સંશય આવ્યા કરતો હતો તે દૂર થયો. તેમની ખાત્રી થઇ કે, સુરેંદ્રના હસ્તે વિષનો ઉપયોગ થયો નથી. તોપણુ વિષ શી રીતે દાખલ થયું તે પ્રશ્ન રહ્યો. તેનો નિર્ણય ન થઇ શકયો. શીશો ટેબલપર મુકી દીધો અને બન્ને ભાઇ એ બાબતનો વિચાર કરવા લાગ્યા.

તે વિચારની ધુનમાં હોવાથી ગજેંદ્ર તરફ તેમનું લક્ષ નહતું. ગજેંદ્ર કદી નવરો બેસી રહેવાનું શીખ્યો ન હતો. તેણે એક કકડો લઇ શીશો સ્વચ્છ કર્યો. તેનું એ કાર્ય પુરૂં થયું તેટલામાં મણિકાન્તનું લક્ષ તે તરફ ગયું અને તે બોલી ઉઠયા, " અરરર, ગજેંદ્ર, તે શું કર્યું આ ? "

કાકાના શબ્દો સંભળાતાંજ ગજેંદ્ર ગાભરો બની ગયો. તેણે કહ્યું " કંઇ નહિ, શીશાપરની ધૂળ અને જાળાં લુંછી કાઢયાં. "

" મૂર્ખા, તને કોણેએ પંચાત કરવા કહ્યું હતું ? તારી મૂર્ખાઇથી તારા બાપના જીવપર કેવી આફત આવશે તેનું તને ભાન છે ? નિદાન આબરૂને ધોકો પહોંચશે એટલું એ સમજે છે કે નહિ ? "

ગજેંદ્રનું મુખ ઉતરી ગયું અને આંખમાં જળજળીયાં આવી ગયા. તે કંઇ બોલ્યો નહિ.

મણિકાન્તે આગળ કહ્યું, " ગજેંદ્ર, શીશાપરનાં જાળાં અને ધૂળ, ઘણા દિવસથી તેનો ઉપયોગ થયો નથી એમ સિધ કરવા સારૂ મજબુત પુરાવારૂપ હતાં. એના બુચપર બાઝેલાં જાળાં બુચ સુદ્ધાં કાઢવામાં આવ્યો નથી એમ સાબીત કરવા પુરતાં હતાં. ખરેખર એ જાળાંએ તારા પિતાને બચાવ્યો હોત! પણ તેં શુ કરી નાખ્યું ! "

ગજેંદ્રને અતિ ખેદ થયો. તેનો કંઠ ભરાઇ આવ્યો. તેને લાગ્યું કે, થયેલા અવિચારનું ફળ જીંદગી પર્યંત ભોગવવું પડશે. તે એટલું જ બોલ્યો, " મારા પિતા માટે કોઇને શંકા નહિ થાય તેમજ તેમના ઉપર આરોપ પણ કોઇ નહિ મુકી શકે. "

" ત્યારે લોકો કોનું નામ દેશે ? " મણિકાન્તે ખીજવાઇને કહ્યું, " દવા આપણા દવાખાનામાંથી ગઇ, જેવીને તેવી જીવકોરના હાથમાં પહોંચી અને પછી તે સૂતિકાને તેણે પીવા આપી, એટલું માત્ર આપણે કહીશું. પણ હસમુખરાય જેવો આપણી માફક દાક્તરી કરનાર, વજનદાર માણસ કહે છે કે જીવકોરે પોતાને શીશી આપી તે વખતે ઝેરની ગંધ આવતી હતી. અને એ વાત તે જ વખતે તેમણે કહી હતી. એ માટે જીવકોર પણ સાક્ષીદાર છે. ત્યારે પછી દવા તૈયાર કરનાર માટે શંકા નહિ લે તો બીજા કોનાપર લેશે ? તારા બાપ માટે તને જેટલી ખાત્રી છે તેટલી જ મને છે. કુંધની દવા બનાવવામાં આવી ગફલત એ ન જ કરે; પણ જેઓ સુરેંદ્રને ઓળખતા નથી તેવાની ખાત્રી આ શીશાથી જ થઇ શકત. પરંતુ એ સંધી તારી કૃતિથી હાથમાંથી જતી રહી છે, મૂર્ખા, જા હવે ! તેં ભારે મુસ્કેલી ઉભી કરી દીધી છે."

ગજેંદ્રનું હૃદય વીંધાઇ ગયું. પોતાના અવિચાર માટે તે પશ્ચાતાપ કરવા લાગ્યો. તેનાથી એક શબ્દ સુદ્ધાં ન બોલાયો. તેને લાગ્યું કે, ખુણામાં જઇ રડી લઉં, ભૂલ સુધારવા કંઇ યુક્તિ ખોળી કહાડું અને ભૂલનું પરિણામ ખોટું ન આવે તે સારૂ પ્રભુને પ્રાર્થના કરૂં. થોડીવારે 'ભૂલ થઇ ગઇ, હવે શું કરૂં ?' એમ નમ્રતાથી કહી તેણે માફી માગી અને પછી સુરેંદ્રની પાસે જઇને તે ઉભો રહ્યો.

સુરેંદ્રને તેની દયા આવી. બાથમાં લઈ તેમણે કહ્યું, " બેટા, તેં જાણી જોઇને ભૂલ નથી કરી, મુંઝાઇશ નહિ, પ્રભુ દયાળુ છે. હું નિર્દોષ છું અને તે માટે પ્રભુપર શ્રધા રાખવી જોઇએ. "

ગજેંદ્ર ત્યાંથી જઇને પથારી પર પડ્યો. પુનઃ તે રડી પડ્યો, તેને છાનો રાખનાર ઘરમાં અન્ય કોઇ નહોતું. માતા, પણ હવાફેર સારૂ પીયર ગઇ હતી.

દવાખાનામાં મણિકાન્ત અને સુરેંદ્ર એ બે જ હતા. તેમણે પુષ્કળ ઉહાપોહ કરી સર્વ બાજુથી બનેલા બનાવનો વિચાર કર્યો;

પણ વિષ શી રીતે દાખલ થયું તેનો નિર્ણય ન થઇ શક્યો. છેવટે "વખત જતાં જે હશે તે જણાઇ આવશે, સત્યમેવ જયતે, પ્રભુ પર વિશ્વાસ રાખવો, તે અનાથનો નાથ છે," એવાં વાક્યો ઉચ્ચારી બન્ને સૂવા ગયા.



## પ્રકરણ ૯ મું.



### દાક્તરની જ ભૂલ !

આજે કુંદનના મૃત્યુ પછીનો બીજો દિવસ હતો. સવાર થતાં ગામના એક છેડેથી બીજા છેડા સુધી કુંદનની વાત ચાલી રહી હતી. પ્રત્યેક તે ભયંકર અને દુઃખકારક પ્રસંગ વિષે ચર્ચા કરવાને ઉત્સુક જણાતો. ઠેકાણે ઠેકાણે માણસનાં ટોળાં થવા લાગ્યાં. બજારમાં, ઘરમા, જ્યાં જુઓ ત્યાં પાચ પાચ સાત સાત માણસો એકઠાં થઇ એ બનાવનો ઉહાપોહ કરવામાં મશગુલ બની જતાં હતાં. મણિકાન્તને શંકા થઇ હતી કે આ બનાવનો દોષ સુરેંદ્ર પર આવી પડશે, તે ખરી ઠરી. ઘણાખરા લોકોનો એવો મત થયો કે, સુરેંદ્રના દુર્લક્ષથી ઉંઘની દવામાં વિષ પડી ગયું હોવું જોઇએ. આજ સુધીમા તેમણે અનેક વખત દવા તૈયાર કરી હતી પણ કદી ભૂલ થઇ ન હતી, તે અત્યંત દક્ષ છે, ઘણી કાળજી રાખી દવા બનાવે છે વગેરે વાતો વિચારમાં લેવાની લોકસમૂહને આવશ્યકતા જણાઇ નહિ. અરે કોઇએ તે તરફ લક્ષ જ આપ્યું નહિ.

ચોરે અને ચકલે આજે બીજી કંઇ વાત ન હતી. અમલદારો વ્યાપારી, મજુર, ખેડુત વગેરે સર્વ પ્રકારના લોકો એ વાતમા સામેલ થઇ જતા હતા. લોકોમાં એક વખત વાત પ્રસરે છે કે ત્યાં સત્ય અસત્ય, આબરૂ બે આબરૂ, લાભ હાનીનો વિચાર રહેતો નથી. જે તે પોત પોતાની મતિ અનુસાર અનુમાન કરે છે અને તે સ્પષ્ટપણે વ્યક્ત કરે છે.

એક ચકલા આગળ કેટલાક ગાડાવાળા, ગાડીવાળા અને ઘોડાવાળા એકઠા થયેલા હતા, તેમાના એકે કહ્યું:-

"રાઠોડ, ગરીબનું જરા સાભળો. આજે પંદર વર્ષથી હું ભાડાનો ધંધો કરૂં છું, પંદર વર્ષથી ! પણ મારી ગાડીમાં બેસનારનો વાળ વાંકો થવા દીધો હોય તો તમારો દીકરો લાગું જો! જાણે ફુલ ન લઈ જતો હોઉં તેમ સંભાળીને લોકાને લઇ જાઉં છું પણ કોઇ દી બાપલો રૂઠયો હોય ત્યારે બુદ્ધિ મારી જાય. સુરેંદ્રનું નશીબ ફુટયું હોય ત્યારે કોણ જાણે ? બાકી કેવા ડાહ્યા દાક્તર ગણાય છે ? કદાચ ભૂલ થઇ હોય પણ ખરી. ના કમ કેહેવાય. અરે કહે છે કેની 'ભણ્યો ભુલે ને તારો ડુબે ' કેમ ખરૂં કેની ?"

"હાજી, તુમેરી બાત સચ્ચ હૈ." નસીરખાએ કહ્યું,

"હમેરીજ બાત સુનોને, લંબે કાયકું જાતે હો? બીસ તીસ બરસથા મેં નાલબંદીકા ધંધા કરતા હું; લેકીન કભી બી હમેરે હાથસે ભૂલ નહિ હુઈ પણ આડદીન પરકી કયા બાત કહું ? અરે, મંને ઘોડેકે શીરપર ખીલા ઠોક દીયા. કયા કરના ? બહોત બુરા હાલ હુઆ ! ખુદાકી મરજી! તોબા ! તોબા!!"

કાર્ગીયો ઉઝામ બગલમાં કોદળી દાબી આમતેમ ફર્યા કરતો હતો તે બોલી ઉઠયો, "અને પેલો રામલો માછી? હોડી તરવવામાં કેવો એકકા ગણાતો હતો. બરદરીગે દોટ મુકે તેવો હતો દીયરો, પણ કાલે કંઇ એવો ભૂલો પડી ગયો કે હોડી ઉંધી વળી ગઇ. ભાઇ, એ તો નશીબના ખેલ છે. કોણ જાણતું હતુ કે રામલો ડુબી મરશે ? હોડી ને તેના બન્નેના રામ બોલ્યા ભાઇ રામ !"

"મેં સાંભળ્યું છે કે ઝેરનો શીશો આખા દવાખાનામાં એક જ હતો અને કોઇએ તેને હાથ સુદ્ધાં અડકાડયો નથી." રસ્તે જતા એક ગૃહસ્થે ચાલતી વાત સાંભળી ઉભા રહી કહ્યું.

"થોડીવાર પર મણિકાન્ત અને હું એકઠા થયા હતા."

બીજા એકે કહ્યું. "તે કહેતા હતા કે શીશાનો કોઇએ સ્પર્શ પણ કર્યો નથી અને તેનો પુરાવો એ છે કે, શીશા પર જાળાં અને ધૂળ બાઝી ગયેલાં હતાં પણ ગજેંદ્રે તે લુંછી નાખ્યાં ન હોત તો બતાવી આપત."

આ હકીકત સાંભળીને સર્વ ચૂપ થઈ ગયા, અત્યાર સુધી આ વાત તેમાંના કોઇને કાને આવી ન હતી. બધા વિચારમાં પડયા. નજીકમાં ગાંડાભાઇ નામનો એક વાણીઓ ઉભો હતો. દેસાઇ તેની દુકાનેથી માલ લેતા ન હતા તેથી તેને કંઇક બોલવાનું મન થઇ આવ્યું. તેણે કહ્યું, "જાળાં જેવાં ને તેવાં રહેવા દીધાં હોત તો સારૂ થાત. ફોજદાર અને મેજીસ્ટ્રેટની દૃષ્ટિએ પડત તો ઉકેલ આવી જાત. ભાઇનો બચાવ કરવા ખાતર કોણ શું કરશે તે કહી શકાય નહિ. થોડીવાર ઉપર તેમનો ગજેંદ્ર મારી દુકાન આગળથી જતો હતો ત્યારે પુછતાં તેણે કહ્યું કે 'દવા મારા દેખતાં તૈયાર કરી હતી. હું ખોટું બોલતો નથી.' આથી વાતમાં પકડવા સારૂં મેં તેને કહ્યું, 'તારી માના સોગન ખાઇને કહે છે?' ભાઇએ આંખો કહાડી કહ્યું, 'હા હા, જરૂર પડશે તો સોગન ઉપર પણ કહીશ. મારા સોગન અને શબ્દ સરખા હોય છે' બસ, ભાઇ સાહેબ રસ્તે પડી ગયા."

વળી કોઇ ખૂણામાં બેસી રહ્યો હતો તેનો હવે વારો આવ્યો. તેણે કહ્યું. "પણ હું પુછું છું કે, દવા તૈયાર કરતી વખતે ઝેર પડયું નહિ ત્યારે પડયું ક્યારે? પડયું નહોતું એમ કહો છો ત્યારે હસમુખરાયને ગંધ શી રીતે આવી? તેમાં ઝેર હતું એ નિર્વિવાદિત છે. નહિ તો મરણ ક્યાંથી થાત? જીવકોર અને હસમુખરાય કહે છે કે શીશી આવી તેવીજ સુંધી જોઇ હતી. વળી એનો ખુલાસો મેળવવા સુરેંદ્રને ઘેર તે ગયા પણ હતા. દુર્ભાગ્યે તે મળ્યા નહિ. માત્ર દવાની શીશી ત્યાંને ત્યાં રહેવા દીધી એ ભૂલ થઇ ખરી અને એ માટે હસમુખરાયને પુષ્કળ ખેદ થયો છે."

"દાક્તર થઇને એમણે એવી ભૂલ કેમ કરી ત્યારે?" વચ્ચે કોઇએ ટકોરો માર્યો.

" કેમ કરી એટલે ? તેમને આવું ભયંકર પરિણામ આવશે નહિ એમ લાગ્યું તેથી ! જતી વખતે ' આ દવા સુરેંદ્રને ખુલાસો પુછ્યા સિવાય લેશો નહિ' એમ તે મરનારને કહેતા ગયા હતા એમ કહેવાય છે. "

" ગમે તેમ હોય, તાત્પર્ય એ જણાય છે કે, દેસાઈના દવાખાનામાંથી દવા બહાર નીકળી તે વખતે તેમાં વિષ હોવું જોઇએ." ત્રીજો કોઈ બોલ્યો, " અને દવા સુરેંદ્રે પોતે તૈયાર કરી હતી એટલે તે હવે દોષ મુક્ત શી રીતે થાય છે એટલું માત્ર જોવાનું છે. "

" દોષમુક્ત થાય શી રીતે ? અશક્ય ! " ચોથો કોઇ બોલ્યો. " દવા તૈયાર કરતા પહેલાં સુરેંદ્ર સુસ્તીમાં હતા. તેમણે માણેકલાલ શેઠને ઘેર મન માન્યાં ચ્હા, ચેવડો, ભજીયાં ઉડાવ્યાં હતાં. ત્યારપછી માણેકલાલ અને તે બન્ને સાથે સાથે દવાખાનામાં ગયા હતા. દવા તૈયાર થતી હતી તે વખતે માણેકલાલ શેઠ ત્યાં હતા. તે સર્વ હકીકત સારી રીતે જાણતા હોવા જોઇએ. "

એટલામાં શેઠની અગડબંબ સ્વારી ડોલતી ડોલતી આવતી જણાઈ. શેઠનો ચહેરો આનંદી હતો; પણ તે બેડોળ હતો. તે રસ્તે ચાલતા ત્યારે તેમનું ધોતીયું રસ્તાનો કચરો વાળવામાં સારી મદદ કરતું હતું તેથી કેટલાક તેમને મ્યુનિસીપલ કમીશનર કહેતા હતા. તેમના તરફથી કંઇ વિશેષ જાણવા જેવું મળશે એમ ધારી એકત્ર થયેલા ટોળાએ તેમનું ઉત્તમ સ્વાગત કર્યું. શેઠના આવવાથી સર્વને આનંદ થયો. તેમાંના એકે કહ્યું.—

" પધારો, પધારો, શેઠ સાહેબ, બીરાજો અહીયાં. કાલ સાંજના શા સમાચાર છે ? આપના ચ્હા નાસ્તાએ સુરેંદ્રને અફાળ્યા જણાય છે. કહે છે કે ઉંઘની દવામાં શરબતને બદલે ઝેર નખાયું. પણ શેઠ સાહેબ, ચ્હા નાસ્તા માટે બોલાવવા જેવું શું હતું ? કંઇ વિશેષ કારણ હતું કે સહજ ગમ્મત ખાતર ? "

" હાં હાં, ચાલવાદો. તમારી વાત પુરી થશે એટલે પછી હું

બોલીશ—થઇ પુરી ? બોલું હવે ? બોલું છું. ધ્યાન દઇને સાંભળજો હોં, કાલે અમારે ઘેર પરોણા આવ્યા હતા. તેમના માટે ભજીયાં, ચેવડો, ચ્હા વગેરે કર્યાં હતાં સમજ્યા ? હું બારીએ ઉભો હતો તે વખતે દેશાઇ ત્યાં થઇને જતા હતા તેથી તેમને બોલાવ્યા. પણ તેમણે નાસ્તો પુરતો લીધો નહતો. કહેતા હતા કે ભુખ નથી. પછી હું અને તે સાથે સાથે દવાખાનામાં ગયા."

"ત્યારે તો ઝેર નથી નાખ્યું તે માટે તમારી સાક્ષી થશે ખરી ?"

"અમારી ? અમે એવી સાક્ષી નહિ આપવાના ! અરે, અમે તે શી રીતે એવું કહીએ ? કહે છે કે દવામાં ઝેર હતું, તો નહોતું એમ કેમ કહેવાય ? એક ગ્લાસમાં બેત્રણ જાતના પાણી હતાં. અમે અમારી જાતે જોયા છે; પણ તેમાં ઝેર હતું કે નહિ તે અમે શું જાણીએ ? અમે તો બેઠા બેઠા વાતો કરતા હતા. દવા તરફ લક્ષ નહોતું. આજે સવારે અમે તે તરફ ગયા હતા. ઝેરનો શીશો રાખવાની જગ્યા પણ તેમણે બતાવી, એ ઉપરથી અમે ખાત્રીથી કહીએ છીએ કે સુરેંદ્રે એટલે ઉંચેથી શીશો ઉતાર્યો નહતો."

"અજબ છે! ત્યારે તે દવામાં ..." એટલા શબ્દ એક જણના મુખમાંથી નીકળ્યા તેટલામાં 'બાજુ, ચલાવ, ચલાવ, એક-બાજુ' એવા કર્કશ શબ્દો સંભળાયા. લોકો વીખરાયા. ઉતારૂઓથી ભરેલી બે ત્રણ ગાડીઓ સ્ટેશન તરફ પુરવેગમાં જતી હતી.

ખરેખર, હવે સુરેંદ્રપર ગુન્હો સાબીત થવાનો રંગ જણાવા લાગ્યો. લોકોનો મત નિશ્ચિત થઇ ગયો. લોકો ખુલ્લી રીતે કહેવા લાગ્યા કે, બુદ્ધિ પુરઃસર, જાણી બુઝીને નહિ નાખ્યું હોય પણ બે દરકારી કે દુર્લક્ષથી અવશ્ય તેમના હાથે ઝેર પડ્યું હોવું જોઇએ. અન્ય કોઇએ એ કૃત્ય કર્યું હોય એવી કલ્પના કરવાને કંઈ કારણ પણ મળી આવતું ન હતું. જનસમૂહનો મત આવો થયો હતો તદપિ સુરેંદ્રનો પક્ષ કરનાર કોઇ ન હતું એમ કંઇ નહોતું. કેટલાકે વારંવાર કહ્યું હતું કે તેમના હાથે એવી ભૂલ થાય જ નહિ, તે એ

દરદારી માણસ નથી, પણ વ્યર્થ. ગજેંદ્રે પણ જેને તેને કહ્યું કે, પોતાની સમક્ષ દવા તૈયાર થઇ હતી અને ખાત્રી પૂર્વક કહું છું કે તેમાં વિષ પડેલું નથી; પણ એ છોકરાનું માને કોણ? લોકમત બંધાયો તે બંધાયો!

સુરેંદ્રે પુત્રને કહ્યું, "બેટા, એતો ગાડરીયો પ્રવાહ છે. લોકસમૂહની એવી જ વાત હોય. દસ માણસ દસ જાતનું બોલે. તેમના મોંઢે કોણ હાથ મુકી શકે? કંઇ ફીકર કરીશ નહિ. આજે નહિ ને કાલે ખરી હકીકત બહાર આવ્યા સિવાય રહેશે નહિ."

ગજેંદ્રનું હૃદય ભરાઇ આવ્યું. "પણ ત્યાં સુધી......તમારી શી સ્થિતિ થશે?" એટલાજ શબ્દ તે ઉચ્ચારી શકયો.

## પ્રકરણ ૧૦ મું.

### હું તેમાંની જ એક છું!

કુંદનના અચાનક મૃત્યુથી અન્ય કરતા શારદાને ભારે આઘાત થયો. તે રાતે શારદા અને તેની બહેન વહેલાં સુઇ ગયાં હતાં. કુંદનના મૃત્યુકાળે તે બન્ને નિદ્રામાં હતાં. સવાર થતાં ગુણવંતીને આ વાતની ખબર પડી પણ શારદાને જાગ્રત કરી તેને વાત કરવાની આવશ્યકતા તેને ન જણાઇ. શારદાની દાઢ સુજી ગઇ હતી અને સણકા પણ બહુ નાખતા હતા, તેથી તેમજ કુંદનની પાસે રહેવામાં થયેલાં જાગરણોના કારણે આજે આવેલી ઉંઘ તોડવી ગુણવંતીને ઠીક ન લાગી. બે કલાકે તે ઉઠી. રાતે ઉંઘ સારી આવવાથી તેને ઠીક લાગતું હતું અને દાઢનો દુઃખાવો પણ નરમ પડયો હતો. ગુણવંતીએ તેના માટે કોદરી તૈયાર કરી હતી તે પીરસી કહ્યું 'ખાઇ લે જરી.' પણ શારદાનું લક્ષ કુંદન તરફ હતું. તેણે પુછયું. "કુંદનને આજે કેમ છે?"

શારદાપર કુંદનનું કેટલું હેત છે અને શારદા તેના માટે કેટલી

કાળજી રાખે છે તે ગુણવંતીના જાણવામાં હતું તેથી તેને લાગ્યું કે, મૃત્યુની વાત કરીશ તો એને આઘાત થશે અને બે કોળીયા ખાય પણ નહિ. તેણે કહ્યું, "કહે છે કે રાતે તબીયત વધારે બગડી હતી. એમ પણ કહેવાય છે કે, ભૂલમાં બીજી દવા અપાઈ ગઇ છે તેથી કદાચ મરણ પણ થાય! પરંતુ તું થોડું ખાઇ લે, જેથી તને જરા ઠીક લાગશે." શારદાને બેચેન બનાવવા આટલા શબ્દો પુરતા હતા. તે જેમ તેમ બે કોળીયા મોંમાં મુકી હાથ ધોઇ નાખી કુંદનના તરફ જવા તૈયાર થઇ ત્યારે ગુણવંતીએ કહ્યું, "ત્યાં જઇશ નહિ. જઇને હવે શું કરવાની છે?"

"ના બહેન, જઉં છું. તેની તબીયત વધારે બગડી હશે તો હું કંઇએ ઉપયોગી થઇ પડીશ. મણિકોર અને જીવકોર ત્યાં છે પણ તે નમાલાં છે."

"શારદા, ઉતાવળી ન થા. નીચે બેસ, સાંભળ, ત્યાં જવાથી કંઈ ઉપયોગ થાય તેમ નથી. હજુ સમજી નહિ?"

શારદાને સમજ પડી નહિ. તે ટગર ટગર ગુણવંતી તરફ જોવા લાગી. તે કંઈ કલ્પના ન કરી શકી. ગુણવંતીને લાગ્યું કે હવે ચોખ્ખું કહેવાને હરકત નથી. તેણે કહ્યું, "શારદા, થવાનું હતું તે થઇ ગયું. રાતે દસ વાગે કુંદને દેહ છોડી દીધો છે. સુરેંદ્રે ફુંધની દવા મોકલી હતી તે પેટમાં જતાં જ પ્રાણ નીકળી ગયો. કોણ જાણે દાક્તરે શી ભૂલ કરી હશે? કહે છે કે, ઝેર મોકલી આપ્યું!"

શારદાનું વદન કરમાઇ ગયું, તે બાવરી બની ગઇ, તેનો ચહેરો ફીકો પડી ગયો. તેને કંઇ યાદ આવ્યું પણ મનમાં બ્હી ગઇ હોય એમ લાગ્યું. તેણે પુછ્યું, "મોટી બા; સુરેંદ્રે દવાને બદલે ઝેર મોકલ્યું? હું ખાત્રીથી કહું છું કે, તેમ બને જ નહિ. તે કયારે મરી ગઈ?"

"રાતે દસ સાડા દસે. કહે છે કે સાંજે હસમુખરાય આવ્યા હતા, દવા આવી ત્યારે તે હાજર હતા અને દવા સૂંઘી જોતાં તેમને

વિષની વાસ આવી તેથી તે સુરેંદ્રને ઘેર ગયા હતા. પણ ત્યાંથી પાછા આવે તે પહેલાં કુંદને દવા પીઇ લીધી."

"પણ જ્યારે વિષનો સંશય આવ્યો હતો ત્યારે દવા નહિ આપવાની તાકીદ તેમણે કેમ ન આપી?"

"મણિકોર કહે છે કે તાકીદ આપી હતી. સવારમાં તે અહીં આવ્યાં હતાં. બહુ ગભરાઈ ગયાં છે. જીવકોર તો નરમ ઘેંસ જેવી થઇ ગઈ છે. મેં બન્નેને કહ્યું, તમારે બ્હીવા જેવું કંઇ નથી. તમે ક્યાં ભૂલ કરી છે?"

શારદાથી બેસી રહેવાયું નહિ. મણિકોરને મળી સર્વ હકીકત જાણી લેવા તે ઉત્કંઠિત બની. બહેનની સંમતિ લઇ તે મણિકોરને ઘેર આવી. મણિકોર અને જીવકોર રસોડામાં બેસી રહ્યાં હતાં. શારદા નજરે પડતાં બન્નેએ છૂટે મોઢે રડી દીધું. પછી તેમણે રાતની સઘળી વાત કહી. શારદાએ સર્વ શાંતિથી સાંભળી લીધી અને કહ્યું; "સુરેંદ્રે ઝેર ભેળવ્યું હોય એમ બને નહિ. નિદાન મને તો એ વાત પર વિશ્વાસ નથી."

એટલું બોલી તે મેડા ઉપર ગઇ. કુંદનની ઓરડીપર પોલીસનો પહેરો હતો. તેની પરવાનગી લઇ તે ઓરડીમાં દાખલ થઇ. કુંદનનું શબ જેમનું તેમ પડી રહ્યું હતું. તેની શોચનીય દશા જોઇ તે રડી પડી.

થોડીવારે તે પુનઃ નીચે ઉતરી તેટલામાં હસમુખરાય ઘરમાંથી બહાર નીકળતા જણાયા; પણ તેમનો મેળાપ ન થયો. હસમુખરાય ત્યાં આવીને પોલીસ સાથે કંઇ વાત કરી મરનાર કોણ છે તે વિષે બનતી તપાસ કરવાનું સ્વીકારી ચાલ્યા ગયા હતા. તેમણે મુંબઇના કેટલાક મિત્રોને તપાસ કરી હકીકત મળે તો તત્કાલ લખી જણાવવા પત્રો પણ લખ્યા. હસમુખરાય જીવકોર ઉપર ચીડાયલા જણાતા હતા. તેમની વાત પરથી જણાતું હતું કે, કદાચિત કાલે રાતે તે શુદ્ધિમાં નહોતી એવો તેમને સંશય છે. શારદા ઉપર હતી ત્યારે

હસમુખરાય જીવકોર સાથે વાત કરતા હતા. તેમણે કહ્યું, " જીવકોર, મેં કુંદનને દવા નહિ લેવા કહ્યું હતું છતાં શું તેણે એ વાત તને નહોતી કહી? તેણે તને કહ્યું જ હશે પણ તેં તારી ધૂનમાં દવા આપી દીધી લાગે છે!"

જીવકોરને પગથી માથા સુધી લાગી આવી. તે ખીજવાઈને બોલી, " વિચાર કરીને બોલો, પરમેશ્વરના સોગન ખાઈને કહું છું કે તેણે મને એમાંનું કંઈ જ કહ્યું નહોતું. ઉલટ ખાઈને તરત તેણે દવા માગી હતી. જો તે વખતે આપી હોત તો તેણે તેજ વખતે પીધી હોત. એમ આંખમાં ધૂળ નાખશો તે નહિ ચાલે સમજ્યા!"

" મીજાજ ખોવાને કારણ નથી. રાતની હકીકત બરાબર યાદ છે ને?"

" હા હા, છે. તમે જાણો છો તેટલું હું જાણું છું. હું કંઈ બેભાન નહોતી. આજે પણ મને કોઈ કહે કે 'દવા આપ' તો દવા આપું. મારૂં કામ એટલું જ છે. પછી પરિણામ ગમે તે આવો. શું હું કંઈ દેવ હતી? બોલો, તમારે શું કહેવું છે?"

જીવકોરે તોપખાનું છોડી મુક્યું. હસમુખરાયે આગળ બોલવાથી લાભ નથી જાણી રસ્તો પકડ્યો.

એ પછી કેટલીક વારે શારદા કંઈ જતી હતી તેટલામાં ગજેંદ્ર રસ્તામાં તેને મળ્યો. ગજેંદ્રે તેને કહ્યું, " શારદા બહેન, તમે શું ધારો છો?"

" શું કહું? મને શું લાગે છે તે હું જ નથી સમજી શકતિ. આખી જીંદગીમાં આવો બનાવ જોયો નથી. બધુંએ ચમત્કારિક!"

" શારદા, તમે મારા પિતાને સારી રીતે ઓળખો છો! તે ભૂલે ચુકે ઝેર મેળવે એ વાત સંભવિત લાગે છે?"

" ગજેંદ્ર, મને તો તદ્દન અસંભવિત લાગે છે."

" બીજું એ છે કે, દવા બનાવતી વખતે હું હાજર હતો. તેમણે બરાબર મિશ્રણ તૈયાર કર્યું હતું. હું કહો તેના શપથ લઈને

કહું છું. હું દવાખાનામાં ઉભો હતો તેટલામાં તે અને માણેકલાલ શેઠ સાથે સાથે આવ્યા. મને પાક તૈયાર કરવા કહ્યું, પણ હું ત્યાંજ ઉભો રહ્યો. મને હવે લાગે છે કે હું ઉભો તે સારૂ થયું. તેમણે દવા બરાબર તૈયાર કરી હતી, તેમાં ઝેરી પદાર્થનો અંશ પણ નાખ્યો નહોતો; છતાં કહે છે કે શીશી કુંદનને ત્યાં આપી તેજ વખતે વિષની ગંધ આવતી હતી! તેણે તે પીધી અને મરી ગઈ! એ શું? એને માટે જવાબદાર કોને સમજવો?"

શારદાએ કંઈ ઉત્તર આપ્યો નહિ. તેનું મન અસ્વસ્થ બની ગયું હતું–ગજેંદ્રે પુનઃ કહ્યું, "આખા ગામમાં પિતાજીનું નામ વિના કારણ ગવાઈ રહ્યું છે! લોકો કહે છે–પણ જવાદો, એ બધું કહેવા નથી બેસતો. પરંતુ શારદા બહેન, કેટલાક એવું પણ કહેનારા છે કે, દેસાઇની ભૂલ નથી."

"હું તેમાંની જ એક છું."

ગજેંદ્ર સહજ સ્થંભ્યો. પછી એકાએક તે શારદાના કાનમાં કંઇ ગણ ગણ્યો. તરતજ શારદા બોલી ઉઠી;

"ગજેંદ્ર, એમ ન બોલવું. ચૂપ!"

"ચૂપ કેમ? મારે શા માટે ડરવું? હું ખુલ્લી રીતે બોલીશ."

"ભલે બોલ, માત્ર મારી સમક્ષ બોલીશ નહિ એટલે બસ!" શારદાએ કહ્યું. પણ તેને ભય લાગ્યો કે, તે વખતે મોટેથી બોલશે તેથી તેણે વિષય બદલી નાખી કહ્યું." ગજેંદ્ર, હવે કોર્ટમાં તપાસ શરૂ થશે, નહિ?"

"હા, અને થવીજ જોઇએ. પણ જો પિતાજી પર ગુન્હો શાબીત થશે તો તે મારી ભૂલથી જ." એટલું કહી તેણે શીશાપરનાં જાળાં, તથા ધૂળ પોતે સાફ કરી તે હકીકત જણાવીને પુનઃ કહ્યું, "ખ-રાબમાં ખરાબ. વાત એ છે કે, એ સ્ત્રીનો આપ્ત વર્ગ કોણ છે, ક્યાં છે, છે કે નહિ તેની કોઇને કંઇજ ખબર નથી. પિતાજી કહેતા હતા કે, તેણે કોઇના ઉપર પત્ર લખ્યો હતો અને તમે તે ટપાલમાં નાખવા ગયાં હતાં."

" હા, મેં નાખ્યો હતો. પોલીસે પણ મને એ વિષે પુછયું હતું; પરંતુ પત્રપરનું આખું સરનામું મેં વાંચ્યું ન હતું. ' દુગાબાઈ મુંબઈ, એટલું માત્ર વાંચ્યું હતું અને તે બાઇ આવીને બાગાક લઇ ગઇ છે. "

" તે બાઈની જ હવે શોધ થાય છે. હસમુખરાય કહે છે કે બને તેટલા પ્રયત્ને તેને શોધી કાઢવી જોઇએ. તે મળી આવે તો કુંદનનો સર્વ પત્તો મળી આવે. તે બાઇના ચહેરાં નિશાન હસમુખરાયે પોલીસને આપ્યાં છે. હું પણ ત્યાં જાઉં છું. "

ગજેંદ્ર ત્યાંથી ચાલ્યો ગયો. શારદા તેના તરફ જોઈ રહી. તે વિચાર મગ્ન બની ઘોટાળામાં પડી હોય તેમ જણાવા લાગ્યું.

---

## પ્રકરણ ૧૧ મું.

### અદાલતની તપાસ.

કુંદનના મરણ સમાચાર મળતાં રાતે જમાદાર આવીને સવ સ્થિતિ જોઇ ગયા હતા. આજે સવાર થતાં ફોજદાર, પટેલ, પંચ વગેરે મણિકોરને ઘેર આવી પહોંચ્યા. ફોજદારે કુંદનનો સર્વ સામાન, બાટલી, થાળી પોતાના કબજામાં લીધાં. શબની બારીક પણે તપાસ કરી પંચનામું તૈયાર કરવામાં આવ્યું. પોલીસે મૃત્યુનું કારણ નક્કી કરવા શબ સરકારી દવાખાનામાં મોકલી આપ્યું. દાક્તરે શબ ચીરીને ઠરેલી રીત પ્રમાણે તપાસ કરી અભિપ્રાય લખી મોકલ્યો કે, " પ્રેસિક એસીડ ' નામનું વિષ પ્રમાણ કરતાં પેટમાં વિશેષ ગયેલું હોવાથી મરણ થયું છે " પંચો એ કરતાં પણ આથળ વધ્યા હતા. ' પ્રેસીક એસીડ ' કે ' બ્રેસીક એસીડ ' ને તે ઓળખતા ન હતા. તેમણે તો જણાવી દીધું કે, " ઉંઘની દવાની બાટલીમાથી વિષની ગંધ આવતી હતી અને તે દવા સુરેંદ્રે મોકલી હતી એટલે તેમણે

ઝેરી દવા મોકલી એમ કહેવાય અને તેનાથી બાઇનું મોત થયું છે. તેમણે વિશેષમાં જણાવ્યું કે, સુરેંદ્ર દાક્તરની કીર્તિ, સ્વભાવ, પ્રવીણતા, શાંત અને સાત્વિક વૃત્તિ વગેરે લક્ષમાં લેતાં તેમણે બુદ્ધિ પુરઃસર દવામા વિષ નાખ્યું હોય એ સંભવીત નથી; તથાપિ ભૂલથી, દૂર્લક્ષથી અજાણ પણે વિષ પડયું હોવું જોઇએ એમ કહ્યા સિવાય નથી ચાલતું. સરકારી દાક્તરનો અભિપ્રાય, પંચોનું પંચનામું, મણિકોરનો જવાબ, હસમુખરાયની સાક્ષી, એટલી સામગ્રી મળ્યા પછી પોલીસને બીજું શું જોઇએ. તેમણે સુરેંદ્રને આરોપી બનાવી કેસના કાગળો મેજીસ્ટ્રેટ તરફ મોકલી દીધા અને સરકાર ખરચે શબની દહન ક્રિયા કરવામાં આવી.

આજે શુક્રવાર હતો એટલે કચેરીમા તપાસ ચાલુ થવાની હતી તેથી પ્રેક્ષકોની ગરદી મચી રહી હતી. આજે સારા નરસા સર્વ પ્રકારના માણસો કચેરીમાં એકત્ર થયા હતા. બંદોબસ્ત સારૂ પોલીસ ઠેકાણે ઠેકાણે ગોઠવાઇ ગઇ હતી. અગીયારનો ટકોરો થતાં મેજીસ્ટ્રેટ સાહેબ આવી પહોચ્યા. તે પ્રથમ મરનારની રહેવાની જગ્યાનું અવલોકન કરવા ગયા અને ત્યાંથી આવ્યા પછી રીતસર ચોકસીનો આરંભ થયો.

આપણે બે ત્રણ સાક્ષીદારની સાક્ષીની માહિતી લઇશું તો બસ થશે. કારણ કે તે સિવાયના સાક્ષીદારોની હકીકત એક બીજાને મળતી હોવાથી પિષ્ટ પેષણ થવાનો સંભવ છે.

પ્રથમ શશીકલાની સાક્ષી થઇ. તેણે કહ્યું કે "ગયા શુક્રવારે એક ગાડી મારા ઘર આગળ આવી અને તેમાંથી એક સ્ત્રી ઉતરી હતી. તેણે ભાડાનું ઘર મળશે કે કેમ એમ પુછયું હતું તે પરથી મેં મણિકોરનું ઘર તેને બતાવ્યું હતું." એ પછી જીવકોરને પોકારવામાં આવી. જીવકોરની સાક્ષી લોકોને મઝાની થઇ પડી. વળી તેનું સ્થૂળ શરીર તથા તેના અવયવોનું હલનચલન પ્રેક્ષકોને હસાવ્યા કરતા. તેમાં વળી 'હા, સાહેબ,' ના સાહેબ; 'માફ કરો સાહેબ,' વગેરે

વાક્યો વારંવાર નીકળતાં તેથી વકીલો અને ન્યાયાધીશને પણ હસવું આવી જતું હતું.

મેજીસ્ટ્રેટે પ્રતિજ્ઞા આપ્યા પછી પુછ્યું:-

"તમારૂં નામ જીવકોર કે?"

"હા સાહેબ, મને જીવકોર કહે છે. પણ મારી માતા......"

"બસ, બસ. એટલું જ તમારી મા લાડપણમાં શું કહેતાં હતાં તેની જરૂર નથી, સમજ્યાં?"

પછી સરકાર તરફે વકીલે પ્રશ્ન શરૂ કર્યા:--

"કુંદનની સુવાવડ તમે કરી છે. તેને આપવા સારૂ એકાદ દવા ગયા મંગળવારે રાતે મેડે લઈ ગયાં હતાં?"

"હા. હા. હું લઇ ગઇ હતી. હું ના નથી કહેતી. ઉંઘની દવા હું લઇ ગઇ હતી,"

"તે વખતે કેટલા વાગ્યા હશે?"

"રાત પડી ગઇ હતી. હું તે વખતે જમીને ઉઠી હતી સાહેબ."

"તમે વખત કહી શકતાં નથી?"

"કહું છું સાહેબ, શું કરૂં? મારા કંઠે શોષ પડે છે સાહેબ. આઠ વાગ્યા હશે. હું હમેશાં એ જ વખતે જમું છું. જમીને ઉઠી તેટલામાં બારણું ખખડ્યું. તાંદલજાની ભાજી, મેથાચું, વાલ, ભાત રોટલી જમતી—"

મેજીસ્ટ્રેટે ચીડાઇને કહ્યું, "તમે શું જમ્યાં તે કહેવાની જરૂર નથી. મુદ્દાની વાત હોય તેટલી જ કહો, દવા કોણ લાવ્યું હતું?"

"મુદ્દાની કહું છું, વધારે કહીને મારે શું કામ છે? દેસાઇ દાક્તરનો નોકર છે ને? તે લઇ આવ્યો હતો. મારો રડયો કેટલો છછાંછળો છે? (કોર્ટ તરફ જોઇને) સરકાર, તમે કોઈ દહાડો એવો માણસ નહિ જોયો હોય. સફેદ કાગળમાં વીંટેલી એક શીશી મને આપી અને કંઇ કંઈ બોલી ગયો. તે બધું હવે સરકારને કહું છું."

મેજીસ્ટ્રેટે કહ્યું, "મુદ્દાને લગતી હકીકત હોય તો કહેવાને હરકત નથી."

"તેણે કહ્યું......! કેમ ડોશીમા, સારાં છો ને? આજે ડોશા મળ્યા હતા કે નહિ? સરકાર, એક તમાચો ચોઢી દેવાનું મન થયું હતું, પણ શું કરૂં? નાશી ગયો મૂઓ!"

આટલું કહીને તે મેજીસ્ટ્રેટ તરફ, વકીલ તરફ અને આજુબાજુના લોકો તરફ જોવા લાગી. તેને લાગ્યું કે કોઇ એકની સહાનુભૂતિ મળશે. પણ તેની ચોતરફ નજર ફરતાં હસાહસ થઈ રહી. જીવકોરે આગળ ચલાવ્યું; "તે છટકી ગયો અને વેગળો ઉભો રહી મારા ચાળા પાડવા લાગ્યો. જઇને પકડવાનું મન થયું; પણ શરીર ભારે તેથી દોડાયું નહિ!"

મેજીસ્ટ્રેટે પુનઃ કહ્યું, "બાઇ, લગતી હકીકત માત્ર કહેવા મેં તાકીદ આપી હતી ને? તે દવાનું પછી તમે શું કર્યું?"

"દવા લઇને મેડે ગઇ. હસમુખરાય તે વખતે ત્યાં આવેલા હતા. તેમણે મને પુછ્યું, 'શું છે?' મેં કહ્યું 'સુરેંદ્ર દેસાઇએ ઉંઘની દવા મોકલી છે.' હસમુખરાયે મારા હાથમાંથી બાટલી લઇ સૂંઘીને કહ્યું, 'બદામના તેલ જેવી વાસ કેમ આવે છે?"

"બદામના તેલ જેવી, એવા જ શબ્દ તે બોલ્યા હતા કે? તમને બરાબર યાદ છે?"

"હા, મને સારી રીતે યાદ છે. તે વખતે હું કંઇ સ્વપ્નમાં નહોતી, કે બેશુદ્ધ નહોતી. હસમુખરાયે બૂચ કાઢયો, દવા સૂંઘી અને પછી તેમણે એવું કહ્યું. સુરેંદ્રે બદામનું તેલ કેમ મોકલ્યું હશે, એવું કંઇ સુદ્ધાં બોલ્યા હતા."

"તમે પોતે દવા સૂંઘી જોઇ હતી?"

"મને બરાબર ગંધ આવી નહિ, સાહેબ! હસમુખરાયે મારા નાક આગળ બાટલી ધરી હતી પણ મને સળેખમ થયો હતો તેથી ગંધ આવતી નહોતી."

"ઠીક તે શીશી ઠેકાણે કોણે મુકી? તમે કે હસમુખરાયે?"

"મેં જ સાહેબ. તાકામાં બીજી શીશીઓ હતી તેની સાથે એ પણ મુકી."

મેજીસ્ટ્રેટે વચ્ચે પુછ્યું, "એ બાટલી જેવી બીજી એકાદ બાટલી ત્યાં હતી કે?"

"એવી એક પણ નહોતી. તે બધી ખાલી હતી અને એના કરતાં મોટી હતી–હજુ પણ ત્યાં જ પડી છે સાહેબ."

"તમે તે તાકામાં મુકી અને પછી તેમાંની દવા કુંદનને આપી એમજ ને? તે પહેલાં કોઇએ હાથ લગાડયો હતો?"

"હાથ લગાડે તેવું બીજું કોઈ જ ન હતું. હું ઘણો ખરો વખત ત્યાં હતી. મેં દવા કાઢી તે વખતે મણિકોરે દીવો પકડી રાખ્યો હતો. બીજા કોઇએ હાથ લગાડયો નથી એ બદલ મારી પાકી ખાત્રી છે. વળી મેં મુકી હતી ત્યાં તે જેવી ને તેવી હતી."

"તે વખતે એટલે તમે દવા આપી ત્યારે હસમુખરાય ક્યાં હતા?"

"હસમુખરાય કે? તે તરત જ ગયા હતા. ત્યાં વધારે વખત રહ્યા નહોતા, સાહેબ."

"બાઈ, હવે બીજો એક પ્રશ્ન પુછું છું. બરાબર લક્ષમાં લઇને જવાબ આપજો. કહે છે કે હસમુખરાયે એ દવા નહિ પાવા તમને કહ્યું હતું, એ વાત ખરી કે?"

"નહિ સાહેબ, હું રણછોડરાયના સોગન ખાઇને કહું છું."

જીવકોર ધ્રુસકે ઉઠી. "હસમુખરાયે એવો એકે શબ્દ નથી કહ્યો. દવા આપીશ નહિ એમ તે બોલ્યા જ નથી. તેમણે તે દવા સુંઘી જોઇ,–જાણે કે સુંઘવાથી દવામાં શું છે તે સમજાઇ જતું હોય–એક ટીપું જીભ ઉપર મુક્યું અને પછી બોલ્યા કે બદામના તેલ જેવી ગંધ આવે છે. પરંતુ તે દવા નહિ આપવા જણાવ્યું હતું એવું ગપ્પું ચાલે છે તે તદ્દન ખોટું છે. તે કહે છે કે, કુંદનને 'દવા નહિ લેવા

કહ્યું હતું,' પણ મને તેમણે કંઈ કહ્યું નથી અને કુંદને સુદ્ધાં તે વિષે એક પણ અક્ષર કહ્યો નહતો."

"તમે પોતે જ કુંદનને દવા આપી હતી?"

"હા, સાહેબ, મેં આપી હતી. મારૂં કામ હતું. એક છાલીમાં રેડીને આપી હતી."

"ઠીક, કુંદને તે દવા લેવાને આનાકાની કરી હતી?"

"ના, તે શું કરે બિચારી. અમે જે કંઈ આપતાં તે વગર બોલે આનંદથી લેતી હતી. દવા લીધી ને તરત પ્રાણ ગયો. જેણે ઝેર નાખ્યું હોય તે મૂઆનું સત્યાનાશ જજો!"

"તે મરી ગઇ એવી તે વખતે તમારી સમજ થઇ હતી?"

"ના સાહેબ, તે વખતે મને તેમ લાગ્યું ન હતું. મેં જાણ્યું કે બેશુદ્ધ થઇ છે, મણિકોરે કહ્યું કે, જો શું થયું? મેં માથા પરથી લુગડું બાજુએ કરીને સહજ માથું ઉંચુ કર્યું તેટલામાં પ્રાણ જતો રહ્યો હશે! ઓ મા...રે!"

"ત્યારે દવામાં ઝેર શી રીતે દાખલ થયું તે તમે જાણતાં નથી કિંવા કોઇના ઉપર તમારો વ્હેમ પણ નથી કેમ?"

"ના સાહેબ, હું કંઇ જાણતી નથી; પણ મને લાગે છે કે, દેસાઈના નોકરે એ કામ કર્યું હોવું જોઇએ. તેને જો કોઇ શૂળીએ ચઢાવે તો સારૂં. એક બાજુએ ઉભી ઉભી તેને તરફડતો જોઇશ. ચોવીસ કલાક ઉભું રહેવું પડશે તો ઉભી રહીશ-પણ સાહેબ, મારા પગ દુઃખે છે."

પગ વિષેની હકીકત અસંબંધ છે એમ જણાવવા હાથ હલાવી વકીલે પુછ્યું. "દવા લાવતી વખતે નોકરે કંઇ ઓછું વત્તું નહિ કર્યું હોય ને?"

"ના સાહેબ, સોગન ખાઇને કહું છું કે, બાટલીપર કાગળ બરાબર વીંટેલો હતો. મને તો કંઇ ઓછું વત્તું થયું હોય એમ લાગતું નથી."

જીવકોરની સાક્ષી પુરી થઇ. તેને રજા મળી અને તે કચેરીમાંથી જતી રહી.

પછી હસમુખરાયને પોકારવામાં આવ્યા. તેમનો સભ્ય ચહેરો, છેલ્લામાં છેલ્લી ઢબનો પોષાક અને સાક્ષી આપવાની તત્પરતા જોઇ જીવકોરની સાક્ષીથી હસાહસ થઈ રહેલી હતી તેને બદલે સર્વત્ર ગંભીરતા છવાઇ ગઈ.

હસમુખરાયે પોતાની હકીકતનો પ્રારંભ કરતાં કહ્યું. "હું મુબઇથી આવ્યો તે દિવસે રાતે મારા નોકરે મને એક પત્ર આપ્યો. તેણે કહ્યું કે કોઇ બાઇ આપી ગઇ હતી. કુંદન નામની સ્ત્રીનો હતો. તેમા લખ્યું હતું કે નર્મદાદારના ૧૩ નંબરના ઘરમાં પોતે રહે છે અને તબીયત હેરાન છે માટે આવી જવું. હું તરત ત્યાં ગયો હતો પણ મને જણાવવામાં આવ્યું કે તે પ્રસૂત થઇ છે અને સુરેંદ્રની દવા ચાલે છે."

મેજીસ્ટ્રેટે પુછ્યું:-"તે પત્ર રજુ કરો છો કે?"

તે પત્ર હસમુખરાય પાસે નહોતો અને તેનું શું થયું તે વિષે તેમને ખાત્રી લાયક માહિતી નહતી. કુંદનને ઘેર જવા નીકળ્યા તે રાતે તેમણે પુષ્કળ તપાસ કરી હતી પણ પત્ર મળ્યો નહતો એ વાત વાચકના લક્ષ બહાર નથી. તેમને લાગ્યું હતું કે, બીજા પત્રો સાથે તે પણ ભસ્મીભૂત થઇ ગયો હશે. તે બોલ્યા:—

"તે પત્ર રહ્યો હોય એમ મને લાગતું નથી. એવા પત્રો સંભાળી રાખવાની મને ટેવ નથી અને જો કે મને ચોક્કસ યાદ નથી પણ કદાચિત્ બાળી દીધો હશે એમ લાગે છે. મેં તેની પુષ્કળ તપાસ કરી પણ જડયો નથી. કોર્ટને કંઈ ઉપયોગી થઇ શકે તેવી હકીકત તેમાં નહતી. ફક્ત પ્રકૃતિ જોઇ જવા માટે જણાવેલું હતું અને ઘરનો પત્તો લખેલો હતો."

"તેના ઉપર તેની સહી પુરી હતી કે?"

"ન હતી. ફક્ત 'કુંદન' એટલા જ અક્ષર હતા. તેમાં જે

હકીકત હતી તે ઉપરથી પ્રસૂત થવાને બે મહીના જેટલી વાર છે એમ મને લાગ્યું હતું."

"સહી પુરી હતી કે કેમ, એમ પુછવાનું કારણ એટલું જ છે કે, કુંદનની અટક શી, તેના ધણીનું નામ શું વગેરે હકીકત જણાઇ નથી તે જાણી શકાત. ઠીક, તમારી અને તેની વાતચિત દરમીયાન તે કોણ છે, ક્યાંની છે વગેરે માહિતી તમને મળી હતી કે?"

"બીલકુલ નહિ. તે વખતે ઘણી રાત ગઇ હતી. તેને વધારે વખત જાગવા દેવી એ વાત મને વાજબી લાગી નહિ. જે વાત થઈ તે તેની પ્રકૃતિ સંબંધી માત્ર હતી. હું અહીં નહતો તેથી તે દીલગીર થઇ હતી. પણ સુરેંદ્ર જેવા દાક્તરની સારવાર હતી એટલે મને સંતોષ થયો હતો. મારા આવ્યા પછી તે મારી દવા લેવા ઇચ્છા રાખતી હતી. વળી આ ગામમાં આવતા પૂર્વે તેની કેટલીક સખીઓએ મારા માટે તેને ભલામણ કરી હતી એમ પણ તે કહેતી હતી."

"તેની સખીઓ કોણ છે તે કહી શકશો?"

"ના. તે ખાત્રીપૂર્વક એમ બોલી હતી એમ પણ હું કહી શકતો નથી. તે ઘેનમાં હોય એમ મને લાગતું હતું. બહુજ ધીમેથી બોલતી હતી. કેટલીક વખત હું શબ્દ બરાબર સાંભળી પણ શકતો ન હતો. આરામ થયા પછી કોણે ભલામણ કરી વગેરે પુછી લેવા મેં ધાર્યું હતું. તેની સખી, આપ્ત, ઇષ્ટ વગેરે કોઇ મારા પરિચયમાં હશે કે કેમ એ મારા ધ્યાનમાં આવી શક્યું ન હતું."

"ત્યારથી તમે તમારી દવા શરૂ કરી ને?"

"ના. સુરેંદ્ર મને સોંપે નહિ ત્યાં સુધી હું શી રીતે દવા આપી શકુ? બીજે દિવસે સુરેંદ્ર રસ્તામાં મને મળ્યા ત્યારે મેં તેમને સાંજ કિંવા સવાર સુધી પોતાની દવા ચાલુ રાખવા વિનંતિ કરી હતી. કારણ કે, મને તે વખતે ફુરસદ નહોતી. તેમની અને

મારી વાતચિત દરમીયાન એવું ઠર્યું હતું કે સાંજે સાત વાગે અમારે કુંદનને ત્યાં એકત્ર થવું અને તે સમયે ન બને તો બીજા દિવસે દસ વાગે મળવું."

"પછી ઠર્યા પ્રમાણે સાંજે સાત વાગે તમે ત્યાં ગયા હતા?"

"ના, મને વખત મળી શક્યો નહિ. હું એક કલાક મોડો ગયો હતો. તે વખતે સુરેંદ્ર જતા રહેલા હતા. કુંદનની તબીયત ઠીક હતી; પણ કંઇક ત્રાસેલી જણાતી હતી. સવારથી દવા શરૂ કરવાનું મેં તેના આગળ કબુલ કર્યું હતું. તે દિવસથી જ મારી દવા શરૂ કરવા તેણે જણાવ્યું હતું પણ આજે અવકાશ નથી એમ મેં કહ્યું હતું. મેં તેને પુછ્યું હતું કે, સુરેંદ્રની દવા પસંદ નથી, ત્યારે તેણે કહ્યું હતું કે પસંદ છે, તે કાળજી પૂર્વક દવા આપે છે."

"તમારા માટે કોણે ભલામણ કરી છે એ વિષે તે વખતે તમે કંઇ પુછ્યું હતું કે નહિ?"

"નહોતું પુછ્યું. તેની પ્રકૃતિ કિંચિત અસ્વસ્થ જણાયાથી પ્રકૃતિ સિવાય અન્ય કોઇ બાબતમાં મેં બિલકુલ પુછ્યું ન હતું."

"ઔષધ આવ્યું તે વખતે તમે ત્યાં જ હતા?"

"હા. હું કુંદન સાથે વાત કરતો હતો એટલામાં દાદરમાં અવાજ સંભળાયો. મને લાગ્યું કે, સુરેંદ્ર હશે; પણ જોયું ત્યારે જીવકોર જણાઇ. તેના હાથમાં એક નાની બાટલી હતી. તેણે કહ્યું 'ઉંધની દવા છે.' મેં તે પરનું લેબલ વાંચી જોયું તો તે ઉપર પણ એમજ લખેલું હતું."

"તે દવાની કંઇ ચમત્કારિક વાસ આવી હતી?"

"હા. જીવકોરે કહ્યુ કે પોતાને બિલકુલ આવતી નથી. પણ મને તે ખરી વાત લાગી નહિ. ઉંધની દવામાં 'પ્રેસીક એસીડ' નાખવાનું શું કારણ હશે તે મને ન સમજાયું. મને આશ્ચર્ય થયું; પણ તેમના જેવા વિદ્વાન દાક્તરની યોજના વિષે શંકા કરવાનો મને અધિકાર નહોતો એટલે મેં તે જીવકોરના હાથમાં પાછી મુકી."

"જીવ જાય તેટલું વિષ છે એમ તમને લાગ્યું નહોતું ?"

હસમુખરાય આ પ્રશ્નથી ગુસ્સે થયા અને આંખો કાઢવા લાગ્યા; પરંતુ આ તો કોર્ટ છે એમ સમજાતાં તે કંઇક તિરસ્કાર યુક્ત હાસ્ય કરી બોલ્યાઃ--

"આ પ્રશ્ન નિરર્થક છે. કારણ કે મને જો તેમ લાગ્યું હોત તો મેં રાખી છે તે કરતાં વિશેષ કાળજી રાખી હોત. કેટલીક વખત અલ્પ પ્રમાણમાં 'પ્રેસીક એસીડ' આપવાથી દરદીને ગુણ થાય છે. ત્યાં થોડીવાર વાત કરવામાં રોકાયો હતો અને પછી ઘેર જવા નીકળ્યો તોપણ વાસ મારા નાકમાંથી દૂર થઇ ન હતી. એટલામાં મને વિચાર થયો કે, કદાચિત દવા તૈયાર કરવામાં ભૂલ થઇ હોય તો ? કારણ કે ઘણી વખત એવી ભૂલ થઇ જાય છે. વિશેષ કરીને બીન અનુભવી અને નવા સવા માણસોના હાથે વિશેષ ભૂલ થાય છે. તરતજ મને લાગ્યું કે, કુંદનને એ દવાનો ઉપયોગ નહિ કરવા સૂચવવું જોઇએ અને તે પ્રમાણે મેં સૂચવ્યું પણ ખરૂં."

"વિષની તમને જે ભીતિ હતી તે તમે તેને જણાવી હતી, કેમ ?"

સાક્ષીદારે પુનઃ હસીને કહ્યું; "હું બોલું છું તે માટે કોર્ટને ગુસ્સે નહિ થવા વિનવું છું. દરદીઓની આપને વિશેષ માહિતી હોઇ શકે નહિ. તેમના મનોવિકારની શરીર ઉપર કેવી અસર થાય છે તે દાક્તરો જ સમજી શકે. ભૂલથી વિષ પડેલું છે એમ જો મેં તે વખતે તેને કહ્યું હોત તો તેના હૃદયને આઘાત થવાનો સંભવ હતો, અને તેમ થાય તો તે બહુધા જીવલેણ થઇ પડે. મેં તેને એટલું જ કહ્યું કે, 'જે દવા મોકલી છે તે મને, પસંદ નથી. હું જઇને પુછી આવું છું. મારા કિંવા સુરેંદ્ર તરફથી દવા લેવાને હરકત નથી એવો સંદેશો ન મળે ત્યાં સુધી દવા લેશો નહિ !"

"ત્યારે તેણે દવા કેમ પીધી તે તમે કહી શકશો ?"

"હું નહિ કહી શકું. જેટલી સ્પષ્ટતા થઇ શકે તેવી હતી

તેટલી મેં કરી હતી. ફક્ત તેને આઘાત ન થાય તે માટે આવશ્યક સંભાળ રાખી હતી. મેં જે કંઈ કહ્યું તે કદાચ તે ભૂલી ગઇ હશે એમ લાગે છે."

"તેજ પ્રમાણે જીવકોરને સૂચના આપી હતી કે?"

"ના. કુંદનને સૂચવ્યું છે એટલે બસ છે એમ મને લાગ્યું હતું, અને વળી તે વખતે જીવકોર ત્યાં નહોતી."

"હસમુખરાય, તે દવા વિષે જ્યારે તમને શંકા આવી હતી ત્યારે તેજ વખત ખીસામાં ઘાલી લઇ ગયા હોત તો ઠીક થાત એમ તમને લાગતું નથી?"

પોતાના ડહાપણપર અન્ય તરફથી થયેલી ટીકા હસમુખરાયને રૂચી નહિ. તેમણે કહ્યું:—

"ભવિષ્યની સર્વને ખબર પડતી હોય તો પ્રત્યેક માણસ કંઇ જુદી જ રીતે વર્તે, સંકટ આવે છે ત્યારે આપણે કહીએ છીએ કે, હું જાણતો હોત તો આમ કર્યું હોત અને તેમ કર્યું હોત. તે દવામાં જીવ જાય તેટલું ઝેર છે એવી મને ખબર હોત; કિંવા મેં કહયા છતાં તે દવાનો ઉપયોગ કરશે એમ લાગ્યું હોત તો જરૂર દવા મેં ત્યાં રહેવા દીધી નહોત. હવે માત્ર મને દવા ત્યાં રહેવા દીધી તે માટે માઠું લાગે છે, પણ તેનો શો ઉપયોગ? મરેલું માણસ હવે કંઇ જીવતું થવાનું છે?"

મેજીસ્ટ્રેટે કહ્યું, "પછી?"

"ત્યાંથી હું દેસાઇ દાક્તરને ઘેર ગયો. દવા વિષે આવેલી શંકા જણાવી દવા બરાબર તૈયાર થઇ છે કે નહિ તે પુછવા ગયો હતો; પણ સુરેંદ્ર ઘેર મળ્યા નહિ તેથી ઉંઘની બીજી દવા તૈયાર કરવા હું મારે ઘેર ગયો-દવા બનાવી લઇ ઘેરથી નીકળ્યો પણ આવવાને મોડું થયું-કારણ કે વચ્ચે થોડો વખત એક દરદીને જોવા જવાની જરૂર પડી હતી."

" ત્યારે, તમને પણ ઉંઘની દવા આપવાની જરૂર જણાઇ હતી ખરી ? "

" સુરેંદ્રને આવશ્યકતા જણાઇ હતી અને અમે દાક્તરો એક બીજાની દવા માટે શંકા લેતા નથી. તેમાં વળી તેને કંઇ ત્રાસ થયેલો જણાતો હતો, તેથી મને પણ લાગ્યું કે સ્વસ્થતા આપનારી એકાદ દવા આપવી જોઇએ. હું મારી દવા લઇને જતો હતો તેટલામાં રસ્તામાં મણિકોર ગાભરાં ગાભરાં આવતાં મળ્યાં અને તેમણે મને, કુંદન મરી ગઇ એમ કહ્યું. "

" તમારા અભિપ્રાય પ્રમાણે તેનું મૃત્યુ શાથી થયું હોવું જોઇએ ? "

" પ્રેસીક એસીડ પેટમાં જવાથી. એમાં શંકા જ નથી. તેના મુખની પણ તેવીજ વાસ આવતી હતી. "

" આ બાટલી જુઓ. જેમાં પ્રાણઘાતક વિષ હતું તેજ છે ને ? "

" તેના જેવી જણાય છે. ઉપર જે કાગળ ચોટાડેલો છે તેના પર અક્ષર અને સૂચના છે તે તેનાપર હતાં તેવાં લાગે છે." પછી બૂચ કાઢી (હસમુખરાયે) કહ્યું:-

" હા, હા. તેજ. અદ્યાપિ વાસ આવે છે-"

" જીવકોરને તમે બાટલી સોંપી ત્યાર પછી તેણે તે ક્યાં સુધી હતી ? "

" તે હું કહી શકતો નથી. બાટલી મુકતાં મેં તેને જોઇ ન હતી. "

" ઘરમાંથી બહાર નીકળતા પૂર્વે પુનઃ તમે બાટલીને સ્પર્શ-સુદ્ધાં કર્યો નહોતો ? "

હસમુખરાયે તરત પાછળ બેઠેલા લોકો તરફ જોઇ કહ્યું "મને કોણે બોલાવ્યો ? "

એક બે મિનિટથી પ્રેક્ષકવર્ગમાં ગણગણાટ થતો હતો અને તેમાં કોઇએ હસમુખરાયનું નામ લીધું હતું; પરંતુ તેમને બોલાવ્યાનું

કોઇએ કબુલ કર્યું નહિ. આથી હસમુખરાય જરા ગુસ્સે થયા. તે કોર્ટ તરફ જોઇ બોલ્યા; " સાહેબ, માફ કરજો. મને લાગ્યું કે મને કોઇ બોલાવે છે પછી ભલે તે ગમે તે હોય. કાયદાની દૃષ્ટિએ કોર્ટની બેઅદબી કરવાનો તેનાપર આરોપ આવે છે. એ બાબતનો વિચાર કોર્ટે કરવાનો છે. સાહેબ, આપે શું પુછ્યું ? ઘરમાંથી બહાર નીકળતા પૂર્વે બાટલીને મેં સ્પર્શ કર્યો હતો કે કેમ, એમજને ? મેં તેને સ્પર્શ કર્યો નહતો અને તે કયાં સુકી છે તે પણ જાણતો નહતો."

જે બાજુથી હસમુખરાયના નામનો ઉચ્ચાર થયો હતો તે બાજુ તરફ જોઇને ન્યાયાધીશે કહ્યું, "જો આવી રીતે અદાલતના કામને હરકત કરવામાં આવશે તો બહાર કહાડી મુકવામાં આવશે. જો વાતો કરવી હોય તો બહાર જઇને કરવી."

હસમુખરાયની સાક્ષી પુરી થવા આવી હતી. ન્યાયાધીશે કહ્યું, "હસમુખરાય, તમોને એક પ્રશ્ન પુછવાનોછે. આ એકંદર બાબતપર તમે કંઇ અજવાળુ પાડી શકો છો ?"

હસમુખરાય સ્તબ્ધ ઉભા રહ્યા. વિચારમગ્ન બનેલા જણાયા. શાનો વિચાર કરતા હશે ? દૃષ્ટિએ પડેલા ચહેરા વિષે તે કંઇ વિચાર કરતા હશે ? બનેલા બનાવ સાથે તે વ્યક્તિનો કંઇ પણ સંબંધ હોવો જોઇએ, નહિ તો તે વ્યક્તિને ત્યાં આવવાનું શું કારણ હોય ? એ વાત અદાલતમાં જાહેર કરવી કે નહિ એ બાબતના વિચારમાં તેમની ચિત્તવૃત્તિ ઝોલાં ખાતી હતી કે કાલ્પનિક ભયથી પોતે પણ ડરી જાય છે એ વાત કબુલ કરવાથી શ્રોતાઓ મશ્કરી કરશે એમ ધારી તે અચકાતા હતા ?

પુનઃ ન્યાયાધીશે કહ્યું, " કંઇ કહી શકો તેમ નથી ? "

" અમુક માણસપર વહેમ છે એમ કહી શકતો નથી, કિંવા દવામાં વિષ શી રીતે દાખલ થયું તેની પણ કલ્પના કરી શકતો નથી. ફક્ત દવા આપી તે વખતે તેમાંથી વિષની ગંધ આવતી હતી તે પરથી એટલી કલ્પના થઈ શકે છે કે દવા તૈયાર કરતી વખતે તેમાં વિષ પડી ગયું હોવું જોઇએ. "

અદાલતમાં સ્તબ્ધતા પ્રસરી ગઈ. કેટલીક વારે ન્યાયાધીશે કહ્યું, "હસમુખરાય, એટલું જ આપને પુછવાનું હતું. આપે સરળતા પૂર્વક સ્પષ્ટપણે સાક્ષી આપી છે તે માટે અદાલત આપનો આભાર માને છે."

અદાલતની રજા લઈ હસમુખરાય બહાર નીકળ્યા. એટલામાં સરકારી વકીલ કાગળો જોવામાં રોકાયા હતા તેમણે અંગ્રેજીમાં ન્યાયાધીશને કંઇ કહ્યું તે સાંભળીને ન્યાયાધીશે કહ્યું, "ખરૂં છે, હસમુખરાય, સહજ ઉભા રહો! તમે મુંબઇથી આવ્યા ત્યારે સ્ટેશન પર એ દુર્ભાગી સ્ત્રીનું બાળક લઇ જનારી કોઈ દુર્ગા નામની સ્ત્રી મળી હતી ને?"

"હા, સ્ટેશનપર એક બાઇને મેં જોઇ હતી. તેની પાસે નાનું બાળક હતું. તેનું નામ હું જાણતો નથી, પણ બાળક કુંદનનું હોવું જોઇએ."

"તેની સાથે વાત થઇ તેમાં મરનાર સ્ત્રી કોણ છે, ક્યાંની છે વગેરે હકીકત તેણે કહી હતી?"

"તેણે કંઇ કહ્યું નહતું. શું બન્યું છે તે પણ હું જાણતો નહોતો. મને લાગ્યું કે ગામના કોઈ માણસનું બાળક હશે. મેં તેને કહ્યું કે, બાળક અત્યંત નાનું છે, અશક્ત છે, પ્રવાસનો શ્રમ અને હવા તે સહન નહિ કરી શકે; પરંતુ મારૂં કથન તેને રૂચ્યું નહિ. જરૂરીયાતને કાયદો લાગુ પડતો નથી, ગરજવાનને અક્કલ નથી હોતી, એવું કંઇ તે બોલી હતી. મેં બહુ બહુતો એક બે મિનિટ તેની સાથે વાત કરી હશે અને તે પણ રસ્તા તથા ગાડી વિષે કહેતી હતી કે ગાડીવાળાએ ગાડી બહુ દોડાવી તેથી તેનું શરીર બહુ દુઃખી ઉઠયું છે, એટલું જ."

"તમે હવે તેને ઓળખી શકશો?"

"કદાચિત ઓળખીશ, પણ ખાત્રી આપી શકતો નથી, કેમકે મેં તેને બારીકીથી જોઈ નહતી."

"પોતે ક્યાં જવાની છે તે વિષે તેણે કંઇ કહ્યું હતું?"

"ના."

"બસ, એટલું જ પુછવાનું હતું."

હસમુખરાયે વિવેકપૂર્વક સલામ કરી અદાલતની રજા લીધી.

## પ્રકરણ ૧૨ મું.

### ન્યાયાધીશની મુંઝવણ.

હસમુખરાયના ગયા પછી ન્યાયાધીશ અને સરકારી વકીલ વચ્ચે કેટલોક ઉહાપોહ થયો અને જીવકોરને પુનઃ બોલાવી થોડા પ્રશ્ન પુછવામાં આવ્યા.

"જીવકોર, તમે શું એમ કહો છો કે, દવા લેવામાં મરનારે કંઇ આનાકાની કરી નહતી?"

"હા સાહેબ, બીલકુલ આનાકાની કરી નહતી. ઉલટી તેજ દવા લેવાને ઉતાવળી થઈ હતી. બાઇને તરત તેણે દવા માગી હતી; પરંતુ મેં તેને કહ્યું કે હમણાં લેવાની નથી."

"હસમુખરાય કહે છે કે, દવા નહિ લેવા તેને સુચવ્યું હતું અને તમે તો સોગનપર કહો છો કે, તેણે આનાકાની કર્યા વિના દવા લીધી હતી!"

"હા, હા, સરકાર, ધર્મના સોગન લઇને કહું છું. કહો તેના સોગન ખાઉં. મારી વાત ખરી લાગતી ન હોય તો પૂછો મણિકોરને? તે મારી સાથે હતાં. મારી માફક તે બધી વાત કહેશે. પણ તે બહુ બીકણ છે. આખા જન્મારામાં તેમણે કચેરીનું પગથીયું જોયું નથી કે કદી પાંજરામાં ઉભાં રહ્યાં નથી. તેમને બીક છે કે, પોતાને પકડશે કે શું?"

પછી મણિકોરનો પોકાર થયો.

મણિકોર મૂળથી બીકણ હતી અને તેમાં વળી અદાલતમાં પુષ્કળ લોકોનો જમાવ થયેલો હતો અને કાળી ડગલીવાળા પોલીસની હાજરી હતી એટલે પછી જોઈએ શું ? ન્યાયાધીશે મણિકોરને 'જુઠું' બોલું તો પરમેશ્વર પુછે' એવા સોગન લેવા કહ્યું; પણ તેણે કેમે કરતાં સોગન લીધા નહિ. તે બાવરી બની ગઇ હતી. પરમેશ્વરના સોગન લેવાના એ શું ? પોતે ખરૂં કહેવાને તૈયાર છે છતાં સોગન કેમ ખવડાવવામાં આવે છે એ તેને સમજાયું નહિ. તેણે પ્રતિજ્ઞા લેવાને પુષ્કળ આનાકાની કરી. ન્યાયાધીશે, વકીલે અને છેવટે પોલીસે જ્યારે સમજ આપી ત્યારે જેમતેમ સોગન લેવાનું કામ પત્યું અને સાક્ષીનો આરંભ થયો.

" બાઈ, તમારૂં નામ શું ? "

" હું તો ગરીબ બાઈ માણસ છું. અહીં મારૂં કોઇ નથી સાહેબ." મણિકોર થરથર ધ્રૂજવા લાગ્યાં.

" નહિ હોય, પણ તમારૂં નામ શું છે તે કહો. બાઈ તમારૂં નામ શું ? "

" મને મણિકોર કહે છે. દયા કરો સાહેબ. "

ન્યાયાધીશ સહજ ગરમ સ્વભાવના હતા. તેમણે ગંભીર અવાજે કહ્યું. "બાઇ, સવાલ સમજીને ગભરાયા વગર જવાબ આપો, ગભરાવા જેવું શું છે ? તમને શાની બ્હીક લાગે છે ? અહીં તમને કોઇ ખાઇ જાય છે ? "

" સાહેબ, " મણિકોરે અચકાતાં અચકાતાં કહ્યું "હું સાચું કહું છું-મેં કોઇનો અપરાધ કર્યો નથી. હું એક ગરીબ સ્ત્રી છું. મારૂં કોઇ નથી સરકાર. કચેરીમાં આવવાથી મારૂં ખોટું દેખાય છે સાહેબ. "

મણિકોર આટલું બોલતાં બોલતાં પરસેવાથી તળબોળ બની ગયાં.

ન્યાયાધીશે કંટાળીને પુછ્યું, " તમારી ઉમર કેટલી ? "

" ઉમર ? ઉમરની પરીક્ષા કરવાની કચેરી છે ? બાપરે ! "

" આ કચેરી છે, સમજ્યાં ? જે કંઇ પુછવામાં આવે તેના જવાબ આપવા જોઇએ. વધારે બોલવું નહિ. કહો તમોને કેટલાં વર્ષ થયાં ? "

" ચાલીસ બેતાલીસ થયાં હશે. "

ન્યાયાધીશે તેમના સફેદ થયેલા વાળ તરફ અને કરચલીયો વળેલા મુખ તરફ જોઇ કંઇક ગમ્મત કરવાના હેતુથી કહ્યું; " કેટલાં ? બેતાલીસ લખું કે ? બાઇ, સાચું બોલો છો ને ? ધ્યાનમાં રાખજો કે, આ ન્યાયની કચેરી છે. તમે સોગન લીધા છે. ખોટા સોગન લીધા બાબત કામ ચાલશે. પછી તમે જાણો ? "

મણિકોરે આ શબ્દો સંભળાતાંજ રડી દીધું. થોડીવારે છાનાં રહ્યા પછી ન્યાયાધીશે કહ્યું:—" ઉમર કેટલી છે તે અદ્યાપિ કહ્યું નથી. કેટલી ઉમર ? તમે કેટલી કહી હતી ? "

" કહેવી જ પડશે ? "

" હા. કહેવી પડશે. અને જુઓ હવે છેલ્લે છેલ્લું કહું છું કે, આવી રીતે વખત ખોશો તે નહિ ચાલે ? કેટલાં વર્ષ થયાં ? બોલો !"

" છપ્પન થયાં હશે સાહેબ. "

આ શબ્દો ઘણી જ નારાજી સાથે પ્રકટ થયેલા જોઇ અદાલતમાં હસાહસ થઇ રહી. પછી વકીલના પ્રશ્ન શરૂ થયા.

" તમારા ઘરમાં જે સ્ત્રી ભાડે રહી હતી તેના સંબંધી તમે શું જાણો છો ? "

" હું કંઈ જાણતી નથી સાહેબ, પણ તે કહે છે કે, પરણેલી હતી સાહેબ. " મણિકોરે પોતાની હમેશની અસંબંધ જવાબ આપવાની ટેવને અનુસરી કહ્યું.

" તે ક્યાંથી આવી, કેમ આવી, તેના સગાં કોણ, કોઈ છે કે નહિ તે વિષે કંઇ માહિતી છે ? "

" તે મારે ઘેર આવી ત્યારે બોલી હતી કે; શશીકળા બહેને મોકલી છે. મારા ધણી પરદેશમાં છે. " આટલું બોલતાં બોલતાં મણિકોરને દમ ચઢી ગયો.

"ધણી ક્યાં છે, શો ધંધો કરે છે તે વિષે કંઇ કહ્યું હતું?

"ના સાહેબ, ઓ મા...રે! મને ફેર આવે છે."

"સાંભળો બાઇ, જુબાની પુરી થાય ત્યાં સુધી દમ મારો, પછી બેસી જજો તમારી મેળે. તેણે અહીં ક્યાં સુધી રહેવા વિચાર છે તે સંબંધી કંઇ કહ્યું હતું કે?"

"હા. સુવાવડ થતા સુધી રહેવાની છું, એમ કહ્યું હતું. ગામમાં દાક્તર કોણ છે તે સંબંધી પુછ્યું હતું. મેં તેમનાં નામ કહ્યાં હતાં. દેસાઇ દાક્તરને મારે ઘરોબો હોવાથી મેં તેમનું નામ કહ્યું હતું, પણ તેણે કહ્યું કે, હસમુખરાયને જ બોલાવવા છે."

"હસમુખરાયને પસંદ કરવા જેવું કંઇ વિશેષ કારણ તેણે જણાવ્યું હતું?"

"તે કહેતી હતી કે 'દેસાઇ માટે મારો સારો મત નથી. અને મારી બહેનપણીઓએ હસમુખરાયની ભલામણ કરીછે;' પણ મને લાગે છે કે, હસમુખરાયની ગાડી જોઇને તે અંજાઇ ગઇ હોવી......"

"ગાડી જોઇને અંજાઇ?"

"હા સાહેબ. તેણે મને કહ્યું, 'દેસાઇ દાક્તરની માહિતી આપો, તે કોના જેવા છે, કેમ ચાલે છે, બોલે છે કેવું વગેરે બધું કહો,' પછી એવીજ રીતે હસમુખરાયની માહિતી માગી. મેં તેને પ્રત્યેકની માહિતી આપી; પણ મારો હેતુ કંઇ કોઇને નુકશાન કરવાનો નહોતો. મેં કહ્યું, દેસાઇ સારા સ્વભાવના અને મળતાવડા માણસ છે. તેમની પાસે એક બળદ ગાડી છે. પછી મેં કહ્યું, હસમુખરાય સુદ્ધાં સારા સ્વભાવના છે, પણ ડોળી છે. તેમણે એક ઘોડા ગાડી રાખી છે. એ ઘોડાગાડીના કારણે તેણે એમને પસંદ કર્યા હોવા જોઇએ, તેણે તેમના ઉપર એક પત્ર લખી આપ્યો અને મેં તે પહોંચાડાવ્યો. તે મુંબઇ ગયા છે એવી ખબર મળતાં તે રડવા લાગી. શું કરે બિચારી?"

"રડવા લાગી? કેમ વારૂ?"

"હા સાહેબ, તે રડી પડી. મેં હસમુખરાયને આવવાને પત્ર લખ્યો અને હવે બીજાને બોલાવીશ તો બન્નેની ફી પુરી નહિ કરી શકે એમ કહીને તે રડવા લાગી. પણ મેં તેને કહ્યું, હસમુખરાય નથી તેથી દેસાઈ આવશે. તે હોય તો તેમને ફી આપવી પડે; પણ નથી એટલે એકને આપવાથી ચાલશે. ત્યારે તેને ઠીક લાગ્યું. એટલે તેની પાસે પૈસા નહતા એ વાત ખરી છે."

"તમે શું જાણો?"

"કેમ શું જાણો? બધું જોઇ અમે વળ્યાં પણ કંઇ ન મળ્યું. આ ફોજદારના સીપાઈઓએ આંખો ફાડીફાડીને જોયું હતું. એમના તડાકામાંથી હોય તો છુટે ખરૂં? તેની કોથળીમાંથી ફક્ત દસ રૂપિઆ નીકળ્યા છે. વિચાર કરો સાહેબ, એટલામાં તે શી રીતે પહોંચી વળત? દાક્તરની ફી કયાંથી આપત? દાયણને શું મળશે અને મને શું મળશે? જીવકોર તો મારે ત્યાં જ ખાતી પીતી. હું કંઇ તેના પૈસા માગવા બેઠી નથી પણ એ કયાંથી આપત કોણ જાણે? તેથી જ કહું છું કે, કોણ જાણે શું હશે!"

"બાઇ, એ સંબંધમાં હું કંઈ પુછતો નથી. દેસાઇ દાક્તરની દવામાં ઝેર કેવી રીતે દાખલ થયું તે કહી શકો છો? દવા તમારે ઘેર આવ્યા પછી તેમાં ઝેર પડયું હશે?"

આ પ્રશ્ન થતાં મણિકોરના હોંશકોશ ઉડી ગયા. તે ફુસકે ફુસકે રડવા લાગી. થોડીવારે ડુસકાં ખાતાં ખાતાં તેણે કહ્યું, "એટલે? મેં ઝેર નાખ્યું એમ કહો છો? રામ, રામ!"

"એમ નહિ, એવું કામ કરે તેવો કોઇ માણસ તે વખતે તમારા ઘરમાં હતો? નિદાન તમને કોઇના ઉપર વહેમ આવે છે કે?"

"સરકાર, મેં અને જીવકોરે થઇ ઝેર ભેળવ્યું એમ કહેતા હો તો મારી નાખો અમને! અમે તે દવાની શીશીને અડક્યાં સુદ્ધાં નથી. દેસાઇના નોકરે શીશી આપી તેવીને તેવી મુકી દીધી હતી. ત્યાં ત્રીજું કોઈ નહતું. પણ હસમુખરાય પુછતા હતા કે, કોઇ મોટી મુછોવાળો માણસ આવ્યો હતો "

" એ વાત ક્યારની છે?"

" તેજ રાતની-કુંદન મરી ગઈ તે રાતની. દવા આપી ત્યારે હસમુખરાય મારે ઘેર જ હતા. જતી વખતે ઉતર્યા ત્યારે તેમણે મને પુછ્યું હતું કે, ' હમણાં કોઇ માણસ નીચે ઉતર્યો હતો કે ? ' મેં ના કહ્યું, ત્યારે તેમણે કહ્યું ' મોટી મોટી મુછો વાળો માણસ કોઇ હતો એમ મને લાગ્યું, ' આથી મેં બીજવાઇને કહ્યું કે ' દાક્તર સાહેબ, અમારા ઘરમાં એવો કોઇ માણસ અમે રાખ્યો નથી. મારા જેવી આબરૂદાર બાઇના ઘર માટે બોલતાં વિચાર કરો.' ત્યારે તેમણે કહ્યું ' ભાસ થયો હશે, ' સરકાર, જીવકોર પણ કહેશે કે અમારે ત્યાં ત્રીજો કોઇ માણસ રહેતો નથી અને મને તેની જરૂરે નથી. હસમુખરાયે અમારી આબરૂજ લીધી ને? કહેછે કે, મોટી મુછો વાળો માણસ !"

આ હકીકત મહત્વની લાગવાથી ન્યાયાધીશે લખી લઇ ત્યાં ચિહન કરી રાખ્યું, મણિકોરની આંખમાંથી ગંગા જમનાનો પ્રવાહ વહેતોંજ હતો. એ પછી કેટલાક પ્રશ્ન પુછવામાં આવ્યા તેના જવાબમાં ઉપર જણાવેલી હકીકતમાંની ઘણીખરી હોવાથી અહીં ઉતારવાનું પ્રયોજન નથી. સાક્ષી પુરી થયા પછી મણિકોરના જીવમાં જીવ આવ્યો. ત્યારબાદ પુનઃ હસમુખરાયને પોકારવામાં આવ્યા. પણ તે ઘેર ચાલ્યા ગયેલા જણાયા. તેમને ઘેર ખાસ સીપાઇ મોકલવામાં આવ્યો. સીપાઈ આવ્યો તે વખતે તે કોઇ દરદીને દવા આપતા હતા. ' સાહેબ આપને બોલાવે છે, એટલું કહેતાં તેમણે કહ્યું; ' શા માટે ? ' પણ ' મને ખબર નથી' એટલો ઉત્તર સીપાઇએ આપ્યો. અદાલતમાં આવી હાજર થતાં ન્યાયાધીશે કહ્યું:—

" હસમુખરાય, તપાસ ચાલતી હોવા છતાં સાક્ષીદાર પરવાનગી સિવાય રસ્તે પડે એ યોગ્ય ન કહેવાય. કંઇ નવીન હકીકત બહાર આવતી હોવાથી તમને પુનઃ બોલાવવા પડયા છે. "

" માફ કરજો સાહેબ, મને લાગ્યું કે સાક્ષી પુરી થઇ છે

એટલે અહીં રહેવાને કારણ નથી. તેમજ મારી ફરી જરૂર પડશે એમ મેં નહોતું ધાર્યું."

"દાક્તર! તમે તે ખુ......નહિ, ભુલ્યો મૃત્યુની રાતે કોઇ માણસને છુપાઇ રહેલો જોયો હતો એમ કહેવાય છે તે શું છે?"

આ પ્રશ્ન થતાં હસમુખરાયનો ચહેરો લાલચોળ બની ગયો અને તે બોલ્યા, "કોણ કહે છે મેં જોયો હતો?"

"પ્રશ્ન કરવાનું કામ તમારૂં નથી. તમે કોઇને જોયો હતો કે નહિ? હા કહો કે ના કહો!"

"નહિ, મેં કોઇને જોયો નથી."

"હમણાં સાક્ષી આપી જનાર મણિકોર કહે છે કે, તમે જોયો હતો કિંવા તમને તેવો ભાસ થયો હતો."

"હાં, એ વાત તો એવી છે કે, હું કુંદનની ઓરડીમાંથી બહાર નીકળ્યો ત્યારે ભીંતને અઢેલીને કોઇ માણસ ઉભો હોય એમ મને લાગ્યું હતું ખરૂં!"

"તે પુરૂષ હતો કે સ્ત્રી હતી?" ન્યાયાધીશે વચ્ચે પુછયું.

"પુરૂષ, હા પુરૂષ જ! તેને મોટી મોટી મુછો હતી. પણ હવે મને લાગે છે કે, તે કેવળ ભાસ જ હતો. કલ્પના પણ કહી શકાય. કારણ કે તે આકૃતિ તેજ ક્ષણે અદૃશ્ય થઈ હતી. ચંદ્રના ઝાંખા પ્રકાશથી કદી કદી એવા ભાસ થાય છે. મેં દીવો લઇને ચોતરફ જોયું પણ કોઇ જણાયું નહિ. મને લાગ્યું કે,ત્યાં કોઇ નથી, હું વ્યર્થ ચમકયો. ખાત્રી કરવા સારૂ નીચે ઉતર્યા પછી મેં કોઈ માણસ છે કે કેમ એમ પુછયું હતું."

"ત્યારે તેણે શું કહ્યું? 'નથી' એમ કહ્યું હતું કે?"

"હા. વળી મેં એવો પ્રશ્ન કર્યો તેથી તેને માઠું લાગ્યું હતું."

ન્યાયાધીશ હકીકતનું મનન કરવા લાગ્યા. તેમને લાગ્યું, જો ખરેખર કોઇ માણસ છુપાઇ બેઠો હોય તો શંકા ઉત્પન્ન થવા જેવી છે. એની પુરતી તપાસ થવી જોઇએ. દવા નજીકની ઓરડીમાં હતી;

ઓરડીમાંથી દાદર તરફ જવાનું બારણું ઉઘાડું જ હતું. ત્યાં બીજું કોઇ હતું નહિ. કુંદન પથારીમાં પડેલી અને તે પોતાના દુઃખના વિચારમાં હશે એટલે સાથેની ઓરડીમાં શું થાય છે તેની તેને ખબર ન પડી શકે એ બનવા જોગ છે. બન્ને સ્ત્રીઓ નીચે હતી એટલે એવી સ્થિતિમાં બૂચ કાઢીને ઝેરનાં ટીપાં નાખી જાય એ સંભવનીય છે. મોટી મુછો વાળાએ જ એ કૃત્ય કર્યું હોવું જોઇએ. આવી આવી કલ્પના કરતા કરતા તે બોલ્યા, "ઠીક, દાક્તર, થોડીવાર પર તમારી જુબાની થઇ ત્યારે આ વાત કેમ ન કહી ?"

"કેમ ન કહી ? એમાં કહેવા જેવું શું હતું ? એ એક ભાસ હતો તેમાં શું કહું ? જે વાત મહત્વની હશે તે હું ખુશીથી કહીશ અને મેં તે કહી પણ નાખી છે. જો આ હકીકત મેં કહી હોત તો મારી મશ્કરી થાત !"

"તમે આ વાતને કંઇ જ મહત્વ નથી આપતા ?"

"બીલકુલ નહિ. મારી ખાત્રી થઇ છે કે તે એક ભાસ માત્ર હતો."

હસમુખરાયને રજા મળી અને કામ બીજા દિવસ ઉપર મુલ્તવી રહ્યું. બીજે દિવસે સુરેંદ્રના પુત્ર ગજેંદ્રને બોલાવવામાં આવ્યો. આરોપી (સુરેંદ્ર) એ દવા તૈયાર કરી તે વખતે તેમનો પુત્ર ગજેંદ્ર ત્યાં હાજર હતો, દવા તૈયાર થતી તેણે જોઈ હતી અને તેજ દવાથી કુંદનનું મરણ થયું, તેથી પ્રત્યક્ષ જોનાર સાક્ષી તરીકે ગજેંદ્રની જુબાની લેવામાં આવી. તેણે જે ખરી હકીક્ત હતી તે કહી. પછી આરોપી તરફે ઉલટ તપાસ થઇ તેમાં તેણે કહ્યું, તેમાં પ્રસીક એસીડ બીલકુલ નાખવામાં આવ્યો નહતો. વિષનો શીશો ઉંચે હતો અને તે નીસરણી સિવાય ઉતારી શકાય તેવો નહતો અને આખા દિવસમાં નીસરણી દવાખાનામાં આણી નહતી; એટલુંજ નહિ પણ તે શીશાને દોઢ બે મહીનાથી હાથ સુદ્ધાં લગાડયો નહતો. તેના ઉપર આંગળ આંગળપુર દડ હતો તથા કરોળીયાનાં જાળાં વીંટાઇ વળ્યાં

હતાં; પરંતુ દુર્ભાગ્યે કુંદન મરી ગઇ તેના બીજે દિવસે બહુ ધૂળ પડેલી જોઇ મેં તેને સાફ કરી નાખ્યો. એ રીતે મારા પિતાને ઉપયોગનો પુરાવો મેં નષ્ટ કર્યો છે. હું લેશમાત્ર અસત્ય બોલતો નથી."

"તે વખતે ત્યાં કોણુ કોણુ હતું?"

"મારા કાકા મણિકાન્ત હતા."

પછી મણિકાન્તની જુબાની શરૂ થઇ.

"તમારા ભત્રીજાએ વિષનો શીશો સ્વચ્છ કર્યો તે વખતે તમે ત્યાં હતા કે?"

"હા, હું ત્યાં હતો. મારા ભાઇ સુરેંદ્રએ નીસરણી મુકી શીશો ઉતાર્યો તે વખતે તેની ચોતરફ ધૂળ કરેલી હતી અને કરોળીયાનાં જાળાં વીંટાયલાં હતાં. મહીના બે મહીનાથી તેનું કોઇએ નામ નથી દીધું, એમ સિદ્ધ કરનાર મજબુત પુરાવો હતો."

"તે સ્ત્રીના મરણુ પછીની આ હકીકત છે, ખરૂં?"

"હા, પ્રેત જોઇને અમે ગયા પછીની. સુરેંદ્રએ તરત કહ્યું કે, પ્રસીક એસીડ નહિ નાખ્યાનો આ પુરાવો છે એવું કંઇ મને યાદ છે. ચોક્કસ શબ્દોનું સ્મરણુ નથી. પછી અમે વાતમાં પડયા એટલામાં ગજેંદ્રે કપડાનો કકડો લઇ શીશો સ્વચ્છ કરી નાખ્યો. તેને તેમ કરતો જોયો તે સાથે જ મેં કહ્યું કે, તારા પિતાની શી દશા તેં કરી છે તે તું સમજે છે? તેને ઘણું માઠું લાગ્યું. તેણે પશ્ચાતાપ કર્યો, પણુ જે ભૂલ થઇ તે ન થઇ એમ શી રીતે બને?"

"એ સિવાય બીજા કોઇ સ્થળે પ્રસીક એસીડ હતો."

"ના."

મણિકાન્તની સાક્ષી પુરી થઇ. તેમની સાદાઇ, સરળતા, સુરેંદ્ર માટે થતી લાગણી, સલુકાઇનું વર્તન અને ગંભીરતા વગેરેનો વિચાર કરતા ન્યાયાધીશને લાગ્યું કે, ખરો અપરાધી સુરેંદ્ર નહિ પણુ અન્ય કોઇ હોવો જોઇએ. તેમને લાગ્યું કે, હસમુખરાય ગમે તેમ કહે, પણુ ત્યા કોઇ માણુસ છુપાઇ રહ્યો હોવો જોઇએ. તે આ દુર્ભાગી સ્ત્રીનો

દુશ્મન હોવો જોઇએ ? તેમણે અનુમાન કર્યું કે, મરનારનો પ્રાણ લેવા કોઈ તેની પાછળ પાછળ બાળમાં આવ્યો હશે અને તક જોઇ ઘરમાં પેસીને છુપાઈ રહ્યો હશે તથા નીચ કર્મ પુરૂં કરી નાશી ગયો હશે. એટલામાં તેમને સ્મરણ થયું કે, દવા આપી તે વખતે હસમુખરાય હાજર હતા અને તેજ સમયે તેમાંથી વાસ આવી હતી એવી જુબાની પડી છે. ત્યારે છુપાઇ રહેનારી વ્યક્તિ ઝેર શી રીતે ઉમેરે ? ગમે તેમ હોય પણ સુરેંદ્રના હાથે આ ભૂલ થયેલી નથી એ અંતરાત્માના અવાજે ન્યાયાધીશને મૂંઝવણમાં નાખ્યા. એટલામાં બહાર કંઇ બુમાબુમ સંભળાઇ અને સર્વનું લક્ષ તે તરફ ખેંચાયું.

## પ્રકરણ ૧૩ મું.

### નિર્દોષ.

અદાલતમાં બેઠેલા સર્વ લોકો એકદમ ઉભા થઈ ગયા. કેટલાક બારીમાંથી જોવા લાગ્યા, કેટલાક રસ્તાપર આવ્યા અને કેટલાક જે તરફ બુમાબુમ અને ચીચીયારી સંભળાતી હતી તે તરફ દોડી ગયા. બુમાબુમ તથા ચીચીયારી નજીકમાં આવવા લાગી અને રસ્તામાં માણસોનું મોટું ટોળું જામ્યું. જે તે પોતપોતાની મતિ પ્રમાણે તર્ક કરવા લાગ્યા. કોઇએ કલ્પના કરી કે, દેસાઇ દાક્તરને ત્યાંથી જે નોકરને દવા આપવા મોકલ્યો હતો તે નોકરે, કોઇએ દવામાં ઝેર મેળવવા લાલચ આપી હતી અને પોતાને બાજુએ લઈ જઇ તેમાં ઝેર મેળવ્યું હતું એવી વાત કબુલ કરી હોવી જોઇએ અને તેથી તેને પોલીસ પકડી લાવે છે. કોઇએ કહ્યું, હસમુખરાયની દૃષ્ટિએ જે ચહેરો પડયો હતો તે ચહેરાવાળો માણસ હાથ આવ્યો છે અને પોલીસ તેને બાંધીને અદાલતમાં લાવે છે. કોઇએ કહ્યું, મરનાર સ્ત્રી કોણ છે, ક્યાંની છે, વગેરે હકીકત જાણવા જેટલો પુરાવો મળી આવ્યો છે. સારાંશ, જે તે કલ્પનાના ઘોડા દોડાવવા લાગ્યા. એટલામાં ટોળું

અદાલતની પાસે આવી પહોંચ્યું અને જોતજોતામાં લોકો અદાલતમાં દાખલ થઇ ગયા. એક પોલીસ સીપાઇએ એક બંધ પાકીટ ન્યાયાધીશના ટેબલપર મુક્યું. તે ફોડતાં તેમાંથી એક પત્ર નીકળ્યો. સાથે ફોજદારનો નિવેદન પત્ર હતો. તેમાં ' મૈયત સ્ત્રી ગામમાં આવી તે દિવસે તેણે જે પોલકું પહેરેલું હતું તેના ખીસામાં એક કાગળનો ટૂકડો હોઇ તે પર થોડી લીટીઓ લખેલી છે અને પછી શાહીનો મોટો ડાઘો પડેલો છે. એ પોલકું ઓરડીમાં બારણાની પાછળની એક ખૂંટીએ લટકાવેલું હતું અને અત્યાર સુધી તે તરફ કોઇનું લક્ષ ગયું નહતું. હમણાં બારીકાઇથી તપાસ કરતાં દૃષ્ટિએ પડયું છે અને તેમાંથી ઉપર કહ્યા પ્રમાણેનો પત્ર મળી આવ્યોછે. ઇન્સાફના કામમાં કંઇ ઉપયોગી થશે એમ સમજી મોકલી આપ્યો છે. ' વગેરે હકીકત લખેલી હતી. ન્યાયાધીશે તે પત્ર સરકારી વકીલને બતાવ્યો.

" શ્રી. મુ. સૈનેશ્વર, નર્મદાદ્વાર ઘર નં. ૧૩.

તા..............................

" પરમપ્રિય પ્રાણેશ્વરની સેવામાં,

સવિનય પ્રણામ. હું અહીં સુખરૂપ આવી પહોંચી છું. હું જાણું છું કે, આપને આશ્ચર્ય થશે અને કંઇક ગુસ્સો પણ આવશે; પરંતુ નિરૂપાય છું. મળીશું ત્યારે સર્વ ખુલાસો થશે. અહીં આવીને તરત દાક્તરનો તપાસ કર્યો. લોકોએ દેસાઇ દાક્તરો માટે સલાહ આપી પણ મેં કહ્યું કે, હસમુખરાયની જ દવા લેવી છે. આપનો શો અભિપ્રાય છે ? આજ સાંજે પ્રકૃતિ જોઇ જવા પત્ર લખવાની જરૂર જણાય છે. કારણ કે સ્ટેશનથી ગામ સુધીનો રસ્તો એવો ખરાબ છે કે, મારૂં આખું શરીર દુઃખી ઉઠયું છે. અને મને.—"

અહીંથી પત્ર અટકી ગયો હતો. આગળ શાહીનો ડાઘો પડેલો હતો. પત્ર પુરો કરવાને કંઇ અચાનક અડચણ આવી કે પછી ડાઘો પડવાથી બીજો પત્ર લખ્યો તે સમજવાને કંઇ સાધન ન હતું.

પત્ર વાંચ્યા પછી ન્યાયાધીશે હસમુખરાયને બોલાવવા હુકમ

ફર્યો. પહેલાં સાક્ષી આપ્યા પછી હસમુખરાય ઘેર ચાલ્યા ગયા હતા તેથી ન્યાયાધીશનો ઠપકો મળ્યો હતો. આ વખતે તેવો પ્રસંગ ન આવે તે સારૂ અદાલત ઉઠતા સુધી નહિ જવાનો વિચાર કરી હસમુખરાય એટલામાં ફર્યા કરતા હતા. સીપાઇએ આવી તેમને કહ્યું કે, 'સાહેબ બોલાવે છે; કંઇ નવી હકીકત બહાર આવી છે!' હસમુખરાયને આશ્ચર્ય થયું. 'શી હકીકત હશે ? પેલો ચહેરો જણાયો હતો તેની તો નહિ હોય ?' એવું ગણગણતા તે અદાલતમાં આવ્યા. તેમના મુખ ઉપર ભયની વિલક્ષણ છાયા દૃષ્ટિએ પડતી હતી. ન્યાયાધીશે તેમને પત્ર બતાવી કહ્યું:-

" દાક્તર, આ પત્ર જુઓ. મરનાર સ્ત્રીના અક્ષર છે કે કેમ તે કહી શકશો ? "

હસમુખરાય પત્ર લઇ બારી પાસે ગયા અને ન્યાયાસન તરફ પીઠ કરી પત્ર વાંચવા લાગ્યા. તેમણે બે વખત પત્ર વાંચ્યો, ઉલટો સુલટો કરી જોયો, ફરી વાંચ્યો. ન્યાયાધીશ એ સર્વ જોઇ રહ્યા હતા. પછી તેમણે નજીક આવી કહ્યું, " આ અક્ષર તેનાજ છે કે કેમ તે હું કહી શકતો નથી. "

" કેમ વારૂ ? તમને તેણે પત્ર લખ્યો હતો ને ? આ પત્રના અક્ષર તેના જેવા છે કે નહિ તે યાદ કરી કહી શકાય તેમ નથી ? "

" મેં તે અક્ષરો તરફ વિશેષ કંઇ લક્ષ આપેલું ન હતું." હસમુખરાયે ક્ષણવાર સ્તબ્ધ રહી કહ્યું, " બન્ને અક્ષરો હાજર હોત તો સરખાવી શકત. હું વચમાં ઘેર ગયો ત્યારે મેં પુનઃ તે પત્ર શોધ્યો હતો પણ ન મળ્યો. તે પત્ર મેં બાળી જ મુક્યો હોવો જોઇએ."

ખરેખર, સાક્ષી થયા પછી તે ઘેર ગયા ત્યારે પુનઃ તેમણે પુષ્કળ શોધ કરી હતી. ટેબલનાં ખાનાં ખેંચી જોયાં, કબાટના ખંડ જોયા, અભરાઇ ઉપર પડેલા કાગળો ફેંદયા, તે દિવસે પહેરેલાં કપડાંનાં ખીસાં તપાસ્યાં અને છેવટે આખું ઘર માથે કર્યું પણ પત્ર

મળ્યો નહિ ત્યારે તેમની ખાત્રી થઈ ગઇ કે તે દિવસે જે કાગળો બાળ્યા તે સાથે એ પણ બળી જ ગયો છે.

" ત્યારે અક્ષર કોના છે તે વિષે તમે કંઇ જ કહી શકતા નથી ? "

" ખાત્રી પૂર્વક કહી શકતો નથી. એટલું માત્ર કહી શકું કે અક્ષરો મળતા લાગે છે; પણ શું કહેવાય ? સર્વ સ્ત્રીઓના અક્ષર સરખા હોય એવો ભાસ થાય છે. "

" પરંતુ, જુઓ આ અક્ષર મરોડદાર અને સારા છે. એવા ઘણી થોડી સ્ત્રીઓના હોય છે. પણ દાક્તર, પત્ર તમે બારી પાસે કેમ લઇ ગયા ? આંખોનું તેજ ઘટેલું છે ? "

"નાજી, પણ વાદળાં થયેલાં હોવાથી પ્રકાશ ઓછો થયો છે. વળી સાંજ પડવા આવી છે અને મને લાગ્યું કે, પ્રશ્ન મહત્વનો હશે તેથી જરા લક્ષ પૂર્વક એકે એક અક્ષર વાંચી શકાય તે સારૂ અજવાળુ હોય તો ઠીક."

" ઠીક, હું એમજ ધારતો હતો. પણ એ બાબતમાં નિરાશા મળી છે. "

હવે કંઇ બાકી રહ્યું ન હતું. ફરીયાદી તરફનો પુરાવો પુરો થઇ ગયો હતો. ન્યાયાધીશે અપૂર્ણ પત્ર કામમાં દાખલ કરી લીધો અને પછી આરોપીના જવાબનો પ્રારંભ થયો. ફરીયાદ પક્ષ તરફથી પોતાની વિરૂદ્ધમાં જતો જે જે પુરાવો રજુ થયો હતો તે સર્વનો સુરેંદ્રે પૂર્ણ રીતે ખુલાસો કર્યો-મણિકાન્તે અને ગજેંદ્રે જે હકીકત કહી હતી તેજ તેમણે જણાવી; તેમના વદનની પ્રસન્નતા, ગંભીરતા, સરળતા, સાદાઈ, દઢતા, પ્રભુપરની શ્રધા વગેરે પરથી ત્યાં એકત્ર થયેલા લોકોની ખાત્રી થઇ કે, એ પુરૂષનો લેશ માત્ર દોષ નથી. તેમના જવાબમાં ગોળ ગોળ કે અસ્પષ્ટ એવું કોઇ કથન નહતું. પ્રત્યેકને લાગ્યું કે, એમનો શબ્દે શબ્દ ખરો હોવો જોઇએ. ઉભયપક્ષના વકીલોએ તહોમતનામું ઘડવું કે નહિ તે વિષે તકરાર રજુ કરી.

સરકાર તરફના વકીલે જણાવ્યું કે, પુરાવો જોઇએ તેટલો સબળ નહિ હોય તોપણ તહોમતનામું ફરમાવવા જેટલો તો છેજ, ગુન્હો ખૂનનો છે એટલે મહત્વનો છે. એનો યોગ્ય ન્યાય સેશનકોર્ટમાં થવાનો છે. એ પછી આરોપીના વકીલે ફરીયાદ પક્ષના પુરાવાની અપૂર્ણતા, મણિકાન્ત અને ગજેંદ્રની જુબાની, હસમુખરાયે જોયેલો ચહેરો, વગેરે હકીકત વ્યક્ત કરી સુરેંદ્રની અત્યાર સુધીની જાણીતી વર્તણુકનો વિચાર કરવા વિનંતિ કરી અને એકંદર કામનો વિચાર કર્યા પછી ઠરાવ આપવામાં આવશે એમ કહી ન્યાયાધીશ ઉઠી ચેંબરમાં ગયા.

ખરી રીતે મરનાર સ્ત્રીની શારદાએ પુષ્કળ શુશ્રૂષા કરી હતી એટલે તેની શાક્ષી થવી જોઇતી હતી; પરંતુ કુંદનના મરણ સમયે તે હાજર નહતી. કુંદને ઉંઘની દવા લીધી તે વખતે પણ તે ત્યાં ન હતી તેથી પોલીસની દ્રષ્ટિએ શારદાની સાક્ષી આવશ્યક જણાઇ નહિ. શારદા પણ અદાલત આગળ રજુ થતી હકીકતમાંથી કંઈ સત્ય તરી આવશે એવી આશા રાખતી હતી અને અનેક પ્રકારના તર્ક વિતર્ક કરી રહી હતી. કુંદન ઉપર કુદરતી રીતે જ તેના ચિત્તમાં પ્રેમ ઉત્પન્ન થયેલો હતો એટલે તેને વચ્ચે વચ્ચે ઘણું લાગી આવતું હતું. તેમજ સુરેંદ્રને તે સારી રીતે ઓળખતી હતી તેથી તે નિર્દોષને સહન કરવું ન પડે એમ ઇચ્છતી હતી.

સાંજે પ્રસંગવશાત્ શશીકળાનો મેળાપ થતાં તેણે અદાલતમાં ચાલેલા કામ વિષે પુછ્યું ત્યારે શારદાએ કહ્યું, "મને નથી લાગતું કે સુરેંદ્ર દોષવાન ઠરે."

" શીશાપર જાળાં બાઝ્યાની વાત સાંભળી ત્યારથી મને સુદ્ધાં એમ લાગે છે. પણ ઝેર શી રીતે દાખલ થયું તેનું મને રહી રહીને આશ્ચર્ય થયા કરે છે. પણ શારદા, હસમુખરાયે કોઇનો ચહેરો જોયો હતો એ શું છે ? "

" મને કંઇ ખબર નથી પણ તે કહે છે કે, તેવો ભાસ થયો હતો. "

" લોકમાં તો કંઈ કંઇ વાતો થાય છે. મરનાર સાથે જો મારે કંઇ લાગતું વળગતું હોત તો હું પુરેપુરો પતો પાડયા સિવાય ન રહેત. ઠીક, પણ શારદા, તારૂં શરીર આવું કેમ ? "

" હા, કુંદનના મરણથી મને ભારે આઘાત લાગ્યો છે અને વળી એ પહેલાં મારી દાઢ દુઃખતી હતી તેથી લોહી સુકાયું છે. બીજું શું ? હોય, આ ઘોટાળાથી કેટલાક દિવસથી અનાજ પણ ભાવતું નથી. "

" શારદા, ગાંડી તો નથી થઇ ? થવાનું તે થયું. એમાં આ પણો ઉપાય છે ? નહોતી તે તારી સગી કે વ્હાલી ? પરદેશી માણસ પંખી જેવું ! તેને સારૂ ખાતી કેમ નથી ? "

" હવે કંઇ નોકરી મળે તો સારૂ. મારે સારૂ કોણ કમાઇ લાવે તેવું છે ? " વિષય બદલી નાખતાં શારદાએ કહ્યું, " અમે રહ્યાં ભિક્ષુક. બે અક્ષર આવડે છે એટલે તેવું કામ મળે તો તે કરવું અને રસોઇનું મળે તો તે પણ કરવું ? "

" આજે જ મેં સાંભળ્યું છે કે, નર્મદા કુંજમાં કોઇ સરદાર રહે છે. તેમને પોતાની નાતનું માણસ જોઇએ છે. કહે છે કે, તેમના ઘરમાં જે બાઇ છે તે નીકળી જવાની છે. "

" કોણ છે એ લોકો ! "

" કંઇ દૂરથી આવેલા કહેવાય છે. તેમનું નામ બન્યું છે તો કંઇ. હા, સુમંતરાય ! લિલિ હાઉસ છે ને તેમાં તે રહે છે. એ નોકરી મળે તો તારા માટે ખોટી નથી. "

" ત્યારે તો તપાસ કરીશ. " એટલું કહી શારદા ચાલી ગઇ.

આજે શનીવાર હતો. અદાલતમાં સુરેંદ્ર માટેનો ઠરાવ બહાર પડવાનો હતો તેથી અદાલત ચીકાર ભરાઇ ગઇ હતી. ફરીયાદ પક્ષ તરફના પુરાવા વિષે વિવેચન કર્યા પછી ન્યાયાધીશે કહ્યું:—

" આ એકંદર વિગતનો વિચાર કરતાં મને લાગ્યું છે કે, જે દવા પીધાથી કુંદનનું મરણ થયું તે દવામાં આરોપીએ વિષ ( પ્રસીક એસીડ ) નાખ્યું છે એમ સાબીત થતું નથી–અરે, તેટલું માનવાને પ્રથમ દર્શનીય આવશ્યક પુરાવો લેશ માત્ર નથી તેથી તહોમતનામું ફરમાવ્યા વગર આરોપીને નિર્દોષ ઠરાવું છું. "

સુરેંદ્રપર આવેલી આફત ટળી. સગાં, સંબંધીઓ, સ્નેહીઓ વગેરેએ અભિનંદન આપ્યાં અને ગજેંદ્રએ માતા જગદંબાના ચરણમાં નમી પડી અનન્ય ભાવે તેની સ્તુતિ કરી.



# દ્વિતીય ખંડ.

## પ્રકરણ ૧ લું.

### સુમંતરાય.

સંધ્યાકાળનો સમય થયો હતો. ભગવાન રશ્મિકાન્તનાં સુવર્ણમય કિરણો નર્મદાકુંજમાં આવેલા એક સફેદ બંગલાપર પ્રસરી રહ્યાં હતાં અને તેથી આ સમયે તે અત્યંત આલ્હાદક લાગતો હતો મંદ અને શીતલ વાયુની લહરીથી જાઈ, જુઇ, મોગરો, ચંપો, ગુલાબ વગેરે પુષ્પોના પરિમલથી બંગલાનું વાતાવરણ મસ્ત બની ગયું હતું. એ આપણા સુમંતરાયનો બંગલો હતો. વાચકને યાદ હશે કે તેનું નામ લિલિ ડાઉસહતું. સુમંતરાય ઇનામદાર કહેવાતા પણ તે નામના ઇનામદાર હતા. કારણ કે મુખ્ય ઇનામદાર જુદા હતા. તેમને તો માત્ર પેટા ભાગીદાર તરીકે થોડી નીમણૂક મળતી હતી અને તેથી જ તેમને નોકરી સ્વીકારવી પડી હતી. થોડાં વર્ષો પર તેમનાં પત્નીનો સ્વર્ગવાસ થયો હતો અને તે પછી તેમને ચેંધીવાનું દર્દ લાગુ પડી ગયું હતું.

તેમની ત્રણ પુત્રીઓમાંની મોટી કમલિનીનું લગ્ન સારા કુળવાન ઘરમાં થયું હતું. પરંતુ તેના અને સુમંતરાયના દુર્ભાગ્યે તે કુલીન યુવક ગંજેરી ભંગેરી બની જઈને સર્વ મીલકતના ફના ફાતીયા કરી છેવટે તે કોઇ સાધુની સોબતમાં વિદાય થઈ ગયો હતો. એ વખતથી કમલિની પિતાની પાસે રહી પિતાની સેવામાં કાળ નિર્ગમન કરવા લાગી હતી. તે અતિ સુશીલ, શાંત અને શાણા સ્વભાવની હતી. સુમંતરાયને તે અત્યંત વ્હાલી હતી અને તેને કોઇપણ પ્રકારનો ત્રાસ ન થાય તે સારૂ તે પુષ્કળ કાળજી રાખતા હતા. માતુ-

શ્રીના મરણ પછી તેણે ગૃહ વ્યવસ્થા બની તેટલી ઉત્તમ રીતે સાચવી હતી. ઘરના સ્ત્રીવર્ગમાં વડીલ પદે તેજ હતી. આટલી નાની વયમાં ગૃહ વ્યવસ્થાનો સર્વભાર તેના ઉપર પડવાથી દિન પ્રતિદિન તેના શરીરની સ્થિતિ શોચનીય થતી જતી હતી.

બીજી હતી લિલિ. તેની ઉમર સત્તર અઢાર વર્ષની હતી. અદ્યાપિ તેનું લગ્ન થયું ન હતું. તેનું વદન સૌંદર્યપૂર્ણ અને મોહક હતું. તેનો બાંધો સુડોળ હોવા સાથે તેની બોલવા ચાલવાની ઢબ મનોહર હતી. પરંતુ તેનું અભિમાન ભારે હતું. બહુધા યુવાન બાળાઓ વૃથાભિમાની હોય છે અને તેમાં પણ સુંદર બાળાઓ તો તેવી હોય છે જ એમ કહેવામાં આવે છે; પરંતુ લિલિના અભિમાને તો એક ભારે દોષનું સ્વરૂપ પકડેલું હતું. હમણાં હમણાં તે અન્ય કોઈ વિકારથી વિવશ બનેલી હતી અને તેથી તેના સ્વભાવમાં પરિવર્તન થયેલું જણાતું હતું. એ મનોવિકાર દાક્તર હસમુખરાયની મૂર્તિથી ઉત્પન્ન થયો હતો. એને પ્રેમનાં પૂર્વ ચિહ્ન કહેવામાં આવે છે. હસમુખરાય હમેશાં સુમંતરાયને ત્યાં એક વખત તો આવતા જ અને લિલિ ચાતકની માફક તેમની રાહ જોયા કરતી.

ત્રીજી પુત્રી વિમલાની ઉમર સાત આઠ વર્ષની હતી. લિલિની માફક તે સુસ્વરૂપ હતી પરંતુ તેનો સ્વભાવ માત્ર કમલિની જેવો શાંત અને ગંભીર હતો.

આ ઉપરાંત તેમની સાથે રાયસંગ નામનો એક જુનો નોકર, રસોયણ, બે દાસી અને પરચુરણ કામ કરનાર એક નોકર એટલાં માણસ હતાં. પરંતુ સર્વનો નિર્વાહ ચલાવવાનાં સાધન ખૂટતાં જતાં હતાં. નોકરીનો અરધો પગાર અને ઇનામદારીમાંથી જે સાધારણ હિસ્સો આવતો હતો તેજ. એટલામાં આવા મોટા કુટુંબનો નિર્વાહ શી રીતે થાય ? આથી તેમને દેવું ઘણું થઇ ગયું હતું.

આજે સાંજે હમેશની માફક કમલિની હિસાબના ચોપડા લઇને બેઠી હતી. નજીકની દુકાનમાંથી મગાવેલા માલની યાદીઓ

પાસે પડેલી હતી. હિસાબી કામમાં કમલિની ચાલાક હતી એમ કંઈ ન હતું' તથાપિ સરવાળા બાદબાકી કરી જાણતી હતી. એકંદર રકમોનો સરવાળો કરતાં આંકડો ભારે જણાયો. હવે એટલી રકમની સવડ શી રીતે થઇ શકે તેનો વિચાર કરતી હતી. ક્ષણમાત્રમાં તેનું મુખ ચિંતાગ્રસ્ત બની ગયું. તેની એવી સ્થિતિ જોઇ લિલિએ કહ્યું;—

" બહેન, હિસાબની યાદીથી તું શા માટે હેરાન થઇ જાય છે? "

" લિલિ, કોઇને એ હેરાન તો થવાનું જ ને ? હું ન થાઉં તો દાદાને થવું પડે. "

" પણ દાદા જ એનો નિર્ણય કરવાને યોગ્ય ગણાય. વળી આવી સ્થિતિ પ્રાપ્ત થવાને કારણભૂત તેજ છે. આજ સુધી જો તેમણે સાચવી જાણ્યું હોત, કરકસર કરી હોત......"

" બસ કર, વડીલ માણસ વિષે ગમે તેમ બોલતાં શરમાતી નથી ? " કમલિનીએ તેને આગળ બોલતી અટકાવી કહ્યું:

લિલિ કંઇક દબાઇ; પણ ત્રણે પુત્રીમાં કુટુંબની દારિદ્રતાના કારણે વારંવાર જે જફા ઉત્પન્ન થતી તે માટે લિલિને ઘણું માઠું લાગતું હતું. તે બોલી, " મોટી બહેન, તેમની અવગણના કરવાની મારી ઇચ્છા નથી. તું જેમ પિતાજીને ચ્હાય છે તેમ હું પણ ચ્હાઉં છું. પણ હું કંઇ પથરો કે થાંભલો નથી. આપણા જેટલી ઉમરની અહીં ઘણી છોકરીઓ છે. તેમનામાં અને આપણામાં જે ફરક જણાય છે તે મારાથી જોઇ શકાતો નથી. આપણો વખત દુઃખ, કપટ અને ચિંતામાં જાય છે ત્યારે તે સુખચેનમાં, મોજમાં, આનંદમાં અને એશઆરામમાં રહે છે; તેથી કહું છું. "

" બહેન, તું ભૂલે છે. ઘેરઘેર માટીના ચૂલા હોય છે હોં ? " કમલિનીએ શાંતિ પૂર્વક કહ્યું. " બીજાનાં દુઃખ આપણે શી રીતે જાણીએ ? તને જે લોકો પૂર્ણ સુખ અને આનંદમાં વસ્તા જણાય છે તેમને સુદ્ધાં આપણી માફક કંઇ દુઃખ હશે. જગતમાં સર્વ વાતે સુખી કોણ છે ? "

" પણ મોટી બ્હેન, ચીડાઇશ નહિ. હું પુછુંછું કે, આપણે જે પ્રમાણે દિવસ ગાળીએ છીએ તે પ્રમાણે કોઇ કાઢતું હશે કે? આપણું ઘર એટલે જાણે કેદખાનું! અને તેમ ન કહીએતો સાધુઓનો મઠ જ! નહિ કોઇને ત્યાં જવાનું કે નહિ કોઇ આવવાનું! તેમાં વળી કહેવાઇએ ઇનામદાર! નામ મોટાં અને લક્ષણ ખોટાં. નામ સોનબાઈ અને પગે પીત્તળ! જેની પાસે અઢળક ધનભંડાર હોય, જોઇએ તેટલા નોકર ચાકર હોય, બાગબગીચા હોય, ગાડીઘોડા હોય તેમને આ બધો ઢોંગ પાલવે; પણ આપણને કેમ ફાવે? તુંજ કહેને? આવી સ્થિતિમાં કહેવા કરતાં......"

એટલામાં મેડા ઉપર મોટો અવાજ થયેલો સંભળાયો. કોઇ જમીનપર સોટો અફાળતું હોય તેમ લાગ્યું. તેજ ક્ષણે કમલિની બોલી ઉઠી, " જોયું? તું મોટેથી બોલતી હતી તેનું આ પરિણામ!"

પુનઃ સોટાનો અવાજ સંભળાયો અને તે સાથે 'લિલિ, અરે લિલિ!' એવી પ્રબળ હાંક સંભળાઈ. કમલિનીએ કહ્યું, ' બ્હેન જા, જા વહેલી. તને જ બોલાવે છે!'

લિલિએ જતાં જતાં નાકમાંની વાળી કાઢી કમલિનીને આપી. તેના ગયા પછી કમલિની વિચાર કરવા લાગી. તેનું મન કંઇક અકળાયું. વાળી હાથમાં લઇને તે તેના સામે ટગર ટગર જોવા લાગી. વાળી તેની માતાની હતી. જુના વખતની જણસ હતી. પૂર્વેની શ્રીમંતાઈના ચિહ્ન તરીકે એટલી વસ્તુ રહી હતી. પહેલાં લિલિ એ વાળી પહેરતી ન હતી પણ હમણાં હમણાં હમેશ સાંજે પહેરતી હતી. દાદાએ હાંક મારી તે સાથે વાળી કેમ કાઢી નાખી હશે? તેમને નહિ ગમે એમ કરીને કાઢી નાખી હશે. પણ તેમને પસંદ નથી ત્યારે ઉપયોગ કરવાની શી જરૂર? તે હમણાં હમણાં રોજ સાંજે પહેરે છે તેનું શું કારણ? વગેરે વિચારથી કમલિનીનું ચિત્ત અસ્વસ્થ બન્યું હતું. આ કીંમતી વાળી પહેરવામાં લિલિના મનનો હેતુ જુદો હતો; પણ કમલિનીના સરળ સ્વભાવને સંશય સુદ્ધાં આવ્યો નહિ. "

લિલિ ઉપર ગઈ. સુમંતરાય દિવાનખાનામાં ખુરશીપર પડેલા હતા. પગ સામે પડેલા સ્ટૂલ પર લાંબા કર્યા હતા અને ધૂંટણમાં દુઃખાવો થતો હોવાથી ફલેનલના કડકા બાંધેલા હતા. પગે તે અપંગ હતા પણ હાથ મજબૂત હતા. હાથથી તે સોટો અફાળી સર્વને ગભરાવી મુકતા હતા. જીભ પણ પાછી પડે તેવી નહતી. લિલિને જોઈ તે બોલ્યા, " નીચે તું શું બોલતી હતી? ગાંડી કંઈની?"

લિલિ કંઇ બોલી નહિ. પછી સુમંતરાયે એકાએક પુછ્યું; " પેલા કેસનો નીકાલ થયો કે ? "

" દાદા, મને તે સંબંધમાં બીલકુલ માહિતી નથી. "

" હસમુખરાય અદ્યાપિ આવ્યા નથી ? "

" ના, " લિલિએ કહ્યું, હસમુખરાયનું નામ નીકળતાં તેના મુખપર મંદ સ્મિત ફરક્યું; પણ પિતાની દૃષ્ટિએ તે પડે નહિં તે સારૂ પગ તરફનાં ગાદલાં બરાબર કરવાના નિમિત્તે તે નીચી નમી. પરંતુ તેમ કરવા જતાં રાયજીને જ્યાં દુઃખાવો થતો હતો ત્યાં સ્પર્શ થઈ ગયો. તત્કાલ, ' ઓય, ઓય, ' એમ કહીને રાયજીએ ચીસ પાડી. તેમણે સોટો જમીનપર અફાળ્યો અને હમેશની ટેવ પ્રમાણે લિલિને અનેક શબ્દ સંભળાવ્યા. ગમે તેમ બોલવાની પ્રકૃતિ હમેશની હતી પણ આજે લિલિને માઠું લાગ્યું અને તેણે કહ્યું:-

" દાદા, ભૂલથી હાથ અડકી ગયો તેને શું કરૂં ? "

" લિલિ, તારો પગ કોઈ દિવસ દુઃખે છે ખરો ? "

" ના, દાદા. "

" ત્યારે જેના પગ દુઃખતા હોય તેની પાસે સહજ કાળજી રાખીને બેસતી જા. કહે છે કે ભૂલથી અડકી ગયો ! તારે શું ? દુઃખ થવાનું હોય તેને થાય ! કમલિની શું કરે છે ? હસમુખરાય નથી આવ્યા તેનું કારણ શું ? હવે તેમને નવરાશ મળતી નથી એમ લાગે છે. ઠીક છે. આજે આખા દિવસમાં તે અહિં આવ્યા નથી. તેમને રજા આપી દઈ ઘણી વખત દેસાઈને બોલાવવા ઇચ્છા થાય

છે. પ્રથમથી તેમ કર્યું હોત તો ઠીક થાત. દેસાઇ દાક્તર હુશીયાર છે. લિલિ, હસમુખરાયને સંદેશો મોકલી જણાવી દે કે આજથી અહીં આવવું નહિ."

પિતાના શબ્દ કાને પડતાં લિલિનું મુખ લેવાઇ ગયું. તેને લાગ્યું કે, ખરેખર પિતા તેમ કરી બેસશે. તે ધીરજ રાખી બોલી, "પણ દાદા, તેમનું ચઢેલું બીલ ચુકવ્યા સિવાય રજા કેમ અપાય?"

તેણે ધાર્યું કે પોતાની સૂચનાની કંઇ અસર થશે. પણ રાયજીએ તે તરફ દુર્લક્ષ કરી કહ્યું, "રાયસંગ આવ્યો કે ?"

"નથી આવ્યો. હજુ આવવાનો વખત થયો નથી."

"વખત થયો નથી ? કેમ નથી થયો ? થયો છે થયો ! પેલો કેસ ચાલે છે ત્યાં ગયો હશે અને ભટક્યા કરતો હશે. એક ગયો, બીજો ગયો, બધાએ મૂર્ખ, કમઅક્કલ ! આવવા દે, સોટાથી બરડો! સીધો કરી નાખું ! પણ કુમુદ શું કહે છે ?"

કુમુદનું નામ અને તે પણ પિતાના મુખે નીકળેલું સાંભળી લિલિને આશ્ચર્ય થયું. તે પિતા તરફ જોતી સ્તબ્ધ બની ઉભી રહી.

પુનઃ રાયજીએ ધાંટો પાડી કહ્યું, "હું પુછું છું કે, કુમુદ શું કહે છે ? હવે સંભળાયું ? બહેરી છે કે શું ?"

"દાદા, કોણ શું કહે છે ?"

"કોણ શું કહે છે ? કેમ વારૂ ? પરમ દિવસે તેનો પત્ર કમલિનીપર આવ્યો છે ને ? ગુરૂવારે જ ને ? હા, હા, ગુરૂવારે જ."

"મોટી બહેનપર પત્ર નથી આવ્યો, દાદા !"

"મોટી બહેનની નાની બહેન, કમલિનીપર પત્ર આવ્યો છે, સમજી ? તારે વાત છુપાવી રાખવી છે પણ હું ફસાવાનો નથી."

"સાચું કહું છું, દાદા, કુમુદનો કાગળ નથી આવ્યો. હું ખાત્રીથી કહું છું. જો તેમ હોત તો મોટી બહેને વાત કરી જ હોત."

રાયજીના જમણા પગમાં સખત સણકો નાખવાથી તે ચીડાઇને બોલ્યા; "તું લુચ્ચી છું, મને ફસાવવા માગે છે ? તારી ખો

ભુલાવવી પડશે, કમલિની છે તે સારૂં છે; નહિ તો તમે મને પુતળા જેવો બનાવી દીધો હોત, પુતળા જેવો ! જુઠી કંઇની ! ચાલ, રસ્તો પકડ અહીંથી ? "

લિલિએ નીચે જઇ કમલિનીને કહ્યું, " આજે દાદાનો મિજાજ આટલો કેમ ખસી ગયો છે ? જે કંઇ કરીએ છીએ તે સર્વે વાંકુંજ પડે છે. વાતે વાતમાં વઢે છે. "

" બહેન, માંદાં માણસ ચીઢીયાં બની જાય છે. તેમાં વળી દાદાએ આખી જીંદગી લશ્કરમાં ગાળેલી છે. " કમલિનીએ શાંતિપૂર્વક કહ્યું. "કોઇ પણ સૈનિક તેમની આજ્ઞાનો ભંગ કરતો નહિ; તેથી અહીં પણ તેમના મન વિરૂદ્ધ કંઇ થાય છે એટલે ખીજવાય છે. "

" તે તો ઠીક, પણ કુમુદનો કાગળ આવ્યો છે ? "

" બહેન, તેનો કાગળ આવે તો તારાથી છુપાવું ખરી ? " કમલિનીએ આશ્ચર્ય ચકિત વદને કહ્યું, " તું એમ કેમ પુછે છે ? "

" દાદા કહે છે કે, ગુરૂવારે પત્ર આવ્યો છે એમ તું કહેતી હતી. મેં કહ્યું કે પત્ર નથી આવ્યો, ત્યારે તે કહે છે કે તું છુપાવી રાખે છે. "

" કુમુદનો પત્ર આવ્યાનું મેં કહ્યું છે એમ કહે છે ? "

" હા, હા, દાદા એમ કહે છે ? "

" એવી કલ્પના કેમ થઇ હશે ? " કંઇ વિચાર કરી કમલિનીએ કહ્યું, " બરાબર, તેમને એમ કેમ લાગ્યું તે સમજી છું. પરમદિવસે મેં તેમના આગળ કુમુદની વાત કહાડી હતી. તેના વિષે એમણે જે અબોલા લીધા છે તે છુટે એમ ધારી મેં કહ્યું હતું કે કદાચ થોડા વખતમાં તેના તરફથી પત્ર આવશે એમ લાગે છે. "

" તને એમ કેમ લાગ્યું ? "

" કારણ—કારણ—" કમલિનીએ અચકાતાં અચકાતાં કહ્યું, "મને બુધવારે રાતે એક ચમત્કારિક સ્વપ્ન આવ્યું હતું તે ઉપરથી મને લાગ્યું કે તેના સંબંધી થોડા જ સમયમાં આપણને માહિતી મળશે."

"બહેન, તારા સ્વપ્નની વાત નીકળે છે કે હસી હસીને પેટ દુઃખી જાય છે." લિલિએ ખડખડ હસી પડી કહ્યું, "કહેતો ખરી કે તે સ્વપ્ન કેવું હતું ?"

"હું નથી કહેવાની. તું મશ્કરી કરીશ. એ સ્વપ્ન સારૂં પણ નથી. એ સ્વપ્ન આવવાથી ગુરૂવારનો આખો દિવસ વિચારમાં ને વિચારમાં ગયો હતો અને આપોઆપ દાદા આગળ તે નામ નીકળી ગયું હતું. એથી તેમની ગેરસમજ થઇ હશે. સ્વપ્ન કહેવા જેવું નથી. કેટલું ભયંકર ? અરરર! મારી હિંમત જ નથી ચાલતી."

એટલામાં નોકરે આવી ખબર આપી કે, "પેલો ગાડીવાળો ફરી આવ્યો છે. કહે છે કે સરદાર સાહેબને મળવું છે."

"દાદા માંદા છે. કહે તે કોઇને મળી શકે તેમ નથી." કમલિની જવાબ આપતી હતી તેટલામાં ત્રાસીને લિલિએ કહ્યું.

"પણ તે માનતો નથી." નોકરે કહ્યું, "તે કહે છે કે સરદાર સાહેબને કે તેમના ઘરનાં બીજાં જે હોય તેમને મળ્યા સિવાય જવાનો નથી, તે મને બીજું કંઇ બોલવા જ દેતો નથી."

"ઠીક, ઠીક, કહે કે આવે છે." કમલિનીએ કહ્યું. તેના ગયા પછી તેણે લિલિને કહ્યું, "હવે હું થાકી ગઇ છું. લેણદારો ઉમરો તોડી પાડે છે અને પાઈ સુદ્ધાં છે નહિ. હવે મોત આવે તો સારૂં."

આ સમયે રાયજીનો સોટો મન માન્યો નાચી રહ્યો હતો અને તે સાથે 'કમલિની, કમલિની'ના પોકાર થઇ રહ્યા હતા. બોલાવતાની સાથે કોઇ આવતું નહિ ત્યારે તે આકાશ પાતાળ એક કરી નાખતા હતા. તેમની પાસે તરત જવું જોઇએ સમજીને કમલિનીએ લિલિને કહ્યું, "બહેન, દાદા પાસે કેટલીવાર બેસવું પડશે તે નક્કી થઇ શકે તેમ નથી. તું જઈને ગાડીવાળાને સમજાવી જો જે, તેના પર ચીડાતી નહિ. આવી, આવી, દાદા; એમ મોટેથી કહીને તે દાદરો ચઢવા લાગી. કારણ કે સોટાનો સપાટો વધે જતો હતો.

લિલિ બંગલાની બહાર આવી, ત્યાં એક પુખ્ત વયનો માણસ ઉભો હતો. તે કેટલીક ગાડીઓ રાખી ભાડે ફેરવતો હતો. સરદાર સાહેબનો તેને સારો આશ્રય મળેલો હતો. રાયજીને હમ્મેશાં ગાડીમાં બેસી ફરવા જવું સારૂં લાગતું હતું; પણ પૈસા ચુકવવાની તત્પરતા તેટલી ન હતી.

કમલિનીએ શીખામણ આપી હતી છતાં લિલિએ ગુસ્સા પૂર્વક કહ્યું, " સરદાર માંદગીમાં છે, આજે તે મળી શકશે નહિ. કેમ નોકરે નહોતું કહ્યું ? "

" એવી વાતો બહુ સાંભળી છે! રોજ એવો ને એવો કાંઇ જવાબ મળે છે. "

" તમારે શું જોઇએ છે ? "

" શું જોઇએ છે ? ભાડાના પૈસા જોઇએ છે. જુઓ, હું ગરીબ માણસ છું, ચાર છોકરા અને ત્રણ છોકરીઓ છે-એટલા મોટા કુટુંબનું પોષણ શી રીતે કરવું ? "

લિલિને તેની આવી વાત સાંભળી પૈસા આપી દેવા જોઇએ એમ લાગ્યું. તેણે પુછ્યું, " કેટલા પૈસા છે ? બહુ છે ? "

" પચાસ રૂપિઆ બાર આના. બહેન, એટલા લાવી આપોને ?"

આંકડો સાંભળીને તે દિંગમૂઢ બની ગઇ અને તેણે કહ્યું. " મારી પાસે હોત તો આપી દેત ! "

" ત્યારે સરદાર સાહેબની મુલાકાત કરાવશો ? "

" તેમની પ્રકૃતિ સારી નથી એટલે તેમ બની શકશે નહિ. મેં તમને ખોટું નથી કહ્યું, સમજ્યા ? કાંઇક પ્રકૃતિ સુધરે એટલે ખુશીથી મળજો. "

" જુઓ, તમે પૈસા આપતાં નથી. કદાચિત્ તમારી પાસે નહિ હોય. પણ મહેરબાની કરીને મારો સંદેશો પહોંચાડજો. સોમવારે બપોર સુધીમાં પૈસા મારા હાથમાં નહિ પડે તો પછી કાયદેસર પગલાં ભરવાની ફરજ પડશે. "

આટલું કહી તે માણુસ ત્યાંથી ચાલ્યો ગયો. લિલિને આ સ્થિતિ માટે ઘણું ખરાબ લાગ્યું, પરંતુ તેણે સીધા રસ્તા તરફ દૃષ્ટિ કરી તો જેની તે રાહ જોતી હતી, જેને માટે તે ઉત્સુક બની હતી તે તેનો પ્રણયવીર આવતો જણાયો. તેના ગૌર ગાલ પર લાલી છવાઇ અને નયનોમાં પ્રેમ તેજ ઝળકવા લાગ્યું. ક્ષણ માત્રમાં હસમુખરાય પાસે આવી ઉભા અને પુછયું.

" લિલિ, વ્હાલી લિલિ, તું મારી જ રાહ જોતી ઉભી હતી? "

તેણે કંઇ જવાબ આપ્યો નહિ. ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિથી થયેલા આનંદે, તેથી ઉત્પન્ન થયેલા આલ્હાદે અને પ્રિયકરના પ્રશ્નથી થયેલા હર્ષે, તેને નિરૂત્તર બનાવી હોય તો આશ્ચર્ય જેવું નથી.

પણ હસમુખરાયનો પ્રેમ તેના પર હતો? હા, હતો! અરે તે પ્રેમ ઘેલા બન્યા હતા. આજ સુધી હસમુખરાય એકાકી અને સ્વચ્છંદી હતા. જે વાત કરવાનો એક વખત તેમના મનમાં વિચાર આવતો તે તે કર્યા સિવાય રહેતા નહિ. તેમના પુર્વ જીવનમાં કેટલાક એવા પ્રસંગ બની ગયા હતા કે તેનું વિસ્મરણ થાય તો સારૂં એમ તેમને લાગતું હતું. લિલિની સાથે નયન મિલન થયું ન હતું ત્યાં સુધી શુદ્ધ અને સાત્વિક પ્રેમનો ઉદ્દભવ તેમના હૃદયમાં થયેલો ન હતો, હવે તો લિલિની પ્રાપ્તિ એ જ તેમના જીવનનું અંતિમ સાધ્ય હતું.

" દાદા પાણીની માફક વાટ જોઇ રહ્યા છે. " લિલિએ ધીમેથી કહ્યું.

" કેમ, આજે પ્રકૃતિ વિશેષ બગડી છે ? "

" તેવું કંઇ નથી પણ આજે બહુ ગુસ્સે થયા છે. "

" હું હમણાં અહીં આવવાનો નહતો. નજીકમાં એક દરદીને ત્યાં જવાનું છે. વધારે વખત બેસી શકાય તે માટે પાછા વળતી વખતે આવવાનો વિચાર હતો. "

" પણ ઉભા ઉભા આવી જાવ તો ઠીક. પછી પાછા વળતી વખતે પણ આવજો જ. "

*લિલિ અને હસમુખરાય સાથે સાથે બંગલા તરફ જવા લાગ્યાં.* ચાલતાં ચાલતાં લિલિએ કહ્યું, " મોટી બહેન બારીમાં છે. તેને આપણે સાથે સાથે ચાલીએ છીએ તે નહિ ગમે. " પણ હસમુખરાયે તે તરફ લક્ષ આપ્યું નહિ. તેમનું હલનચલન કમલિનીની દૃષ્ટિએ પડયું અને તે તેને ન ગમ્યું, તે મનમાં બોલી, કુલશીલને શોભે તેવું વર્તન ન ગણાય. લિલિ અદ્યાપી અવિચારી રહી. હસમુખરાય દિવાનખાનામાં આવ્યા પણ બહુવાર બેઠા નહિ. થોડીવારમાં તેમને નાચે ઉતરેલા જોઇ કમલિનીએ કહ્યું, " કેમ આજે વહેલા ચાલ્યા ? "

" આ તરફ એક દરદીને ત્યાં જવું છે. પાછો ફરતી વખતે પુનઃ આવી જઇશ. હવા આજે બગડી ગઈ છે. "

" હા, એમ લાગે છે ખરૂ. પેલા કેસનો ઠરાવ થયો કે નહિ ? "

" હમણાં જ વંચાયો. અહીં આવવામાં વિલંબ થયો તે એજ કારણથી. હું ત્યાં ગયો હતો, કારણકે તેમાં મારી પણ સાક્ષી હતી. "

" શો નિકાલ થયો ? "

" સંતોષકારક ન થયો. ન્યાયાધીશ કહે છે કે, વિષ આરોપીએ નાખ્યું, એવો પુરાવો થતો નથી. "

" ત્યારે સંતોષકારક એટલે કેવો થવો જોઇતો હતો ? "

" અદ્યાપિ રહસ્ય સમજાયું નથી. "

" તમને કોઈના ઉપર વહેમ આવે છે ખરો ? "

"વહેમ જેવું નથી, પણ—પણ" તે ધીમા સ્વરે કહેવા લાગ્યા,

" મારો નિશ્ચિત મત એવો છે કે, સુરેંદ્રના હાથે ભૂલ થઇ અને તેથી આવો ભયંકર બનાવ બન્યો. અન્ય કોઇના હસ્તે એવી ભૂલ થવાનો સંભવ નથી. પણ આ તમારા આગળ જ બોલુંછું. ખુલ્લી રીતે કંઈ પણ ન કહેવાય. તેમનો અને મારો ધંધો એક એટલે એવું બોલી શકાય નહિ. "

" મને શંકા રહી જ નથી. સુરેંદ્રના દવાખાનામાંથી દવા ઠેઠ કુંદનની ઓરડીમાં પહોંચી હતી તો પછી બીજા કોઇના હાથે વિષ

*શી રીતે પડી શકે ?"* કમલિનીએ કહ્યું, "વળી દવા આવી તેજ સમયે તમને વાસ આવી હતી ને ? આથી કેવો પુરાવો જોઇએ ? ઠીક, પણ તે બિચારી સંબંધી કંઇ જાણવા જેવી માહિતી મળી આવી કે નહિ ? કોણ હતી ? ક્યાંની હતી ?"

"બીલકુલ ન મળી !"

"પણ તમારા માટે તેને કોણે ભલામણ કરી એ વાત સુદ્ધાં સમજાઇ નહિ ?"

"ના. અદ્યાપિ સમજાતી નથી. મારી ભલામણ કરી શકે તેવા સર્વ મિત્રોને પત્ર લખ્યા હતા, પણ કોઇએ કુંદન વિષે માહિતી આપી નથી. તે મુંબાઇથી અહીં આવી હતી કે કેમ, એ વાતની ખાત્રી પણ શી રીતે થઇ શકે ? સર્વ કંઇ વિચિત્ર જ છે."

"કહે છે કે તેનું સૌંદર્ય અપ્રતિમ હતું. ખરી વાત ?"

"જ્યારે તેનું શરીર સારૂં હશે અને હરવા ફરવાના સમયે તે સારાં સારાં વસ્ત્રો તથા અલંકારો ધારણ કરતી હશે ત્યારે બહુ સુંદર જણાતી હશે; પણ મેં તેને કદી તેવી સ્થિતિમાં જોઇ ન હતી. મેં તો તેને પથારીવશ અને નિસ્તેજ દશામાં જોઇ અને તે પણ રાતે એટલે શું કહી શકું ?"

એટલામાં દરદીનું સ્મરણ થઇ આવવાથી 'અરે બહુ વખત થઇ ગયો' એમ કહી હસમુખરાય દરદી તરફ જવા રસ્તે પડયા.

---

## પ્રકરણ ૨ જું.

### પ્રેમ સિદ્ધિ.

સુંદર સંધિ પ્રકાશમાં બાગમાંથી હસમુખરાય નીકળી બહાર રસ્તા પર જતા હતા તે વખતે તેમના ભપકાબાજ, ફેશનદાર પોષાક તથા તેમની રોણકદાર સુંદર નયન મનોહર મૂર્તિ તરફ અનિમેષ નયને જોતી બારીમાં ઉભેલી લિલિનું હૃદય, તે થોડા વખતમાં

પાછા ફરશે ત્યારે પુનઃ મિલન થશે અને પ્રેમગોષ્ટી કરવાની થોડી ઘણી પણ તક મળશે એ આનંદિત વિચાર તરંગથી ઉછળી રહ્યું હતું. ભાવી સુખ માટે તેનું મનોરાજ્ય અનેક પ્રકારની કલ્પના કરી રહ્યું હતું અને તે તેમાં જ તલ્લીન થઇ ગઇ હતી આ વખતે કમલિની આવીને તેની પાસે ઉભી હતી પણ તેને તેનું ભાન ન હતું.

" ગાડીવાળો શું કહેતો હતો ? " કમલિનીએ પુછ્યું.

પ્રશ્ન સંભળાતાં લિલિ શુદ્ધિપર આવી. તે સહજ બાવરી બની પણ તરત બોલી; " કોણ ? ગાડીવાળો ! હું કહેવાનું જ ભૂલી ગઇ ! સોમવાર સુધી પૈસા નહિ મળે તો ફરીયાદ કરવાનું કહેતો હતો. તેના શબ્દો નિશ્ચયપૂર્વક નીકળતા હતા એટલે મને લાગે છે કે ફરીયાદ કર્યા સિવાય નહિ રહે. "

કમલિની મનમાં મુંઝાવા લાગી. એટલા પૈસા લાવવા ક્યાંથી ? તેને બીજી પણ એક ફીકર હતી. એક દાસીએ ચાર દિવસમાં પગાર ચુકવી છુટ્ટી કરવા સૂચવ્યું હતું. એટલામાં કોઇ બાઇ મળવા આવ્યાની ખબર નોકરે આપી. કમલિની આભી બની ગઇ. તેને લાગ્યું કે, કોઇ પૈસા માગવા આવ્યું હશે. કંઇ જવાબ આપ્યા વિના તે બેસી રહી. પુનઃ નોકરે કહ્યું કે, તે નોકરી રહેવાના વિચારથી આવી છે. તરત જ કમલિનીએ તેને બોલાવી લાવવા કહ્યું. તે બાઇ બંગલામાં આવી. તેની ચપળ મુદ્રા, સ્વચ્છ, સુઘડ વસ્ત્રો અને સભ્ય વર્તન જોઇ કમલિનીને તે પસંદ પડી, કમલિનીનો પણ શાંત અને સરળ સ્વભાવ તથા ઉચ્ચકુટુંબને શોભે તેવું વર્તન જોઇ થોડા દિવસ પણ રહી જોવું એમ તે બાઇને લાગ્યું. પછી કમલિનીએ તેનું નામ ઠામ પુછ્યું ત્યારે તેણે કહ્યું, " મારૂં નામ શારદા છે. નર્મદાદ્વારમાં મણિકોરના ઘર પાસે રહું છું. "

" મણિકોરના ઘર આગળ ? ત્યારે તો પેલો દુઃખકારક બનાવ બન્યો ત્યાં આગળ જ ?" કમલિનીએ મણિકોરનું નામ સાંભળી કહ્યું;

" હા, તે ઘરની સાથે જ ! "

કમલિનીની સર્વ જીજ્ઞાસા જાગ્રત થઇ, તેણે આતુરતા પુર્વક પુછયું, " તે બાઇને તેં જોઇ હતી ? "

" હા બહેન, હું તેની પથારી પાસે જ બેસી રહેતી હતી ! "

" બહુ ખરાબ થયું, નહિ શારદા ? "

" ખરાબ તો ખરૂંસ્તો, કોઇને દોષ આપવા જેવું નથી, પણ એટલું ખરૂં કે કૃત્ય અઘોર ગણાય ? "

"સુરેંદ્રને માથે દોષ આવે છે; અને એ માટે બે મત હોવાનો સંભવ નથી. "

" બે મત કેમ ન હોય ? ન્યાયાધીશનો મત જુદો પડયોને ?

" એવો ઇન્સાફ કેમ અપાયો તે મારાથી અજાણ્યું નથી. સુરેંદ્ર આખા ગામમાં પ્રસિદ્ધ છે, બધાને તેમની જરૂર પડે છે, વળી હોશીયાર છે અને અધિકારી વર્ગમાં તેમનું સારૂં વજન છે, તેમને પૈસાની ઉણુપ નથી એટલે એવા માણસને માથે સંકટ નાખવું... "

" ગમે તેમ હો. " શારદાએ કહ્યું, " એકંદરે બાબત ગહન છે. પણ મારી તો એવી સમજ છે કે, જ્યારે ત્યારે ખરી હકીકત બાહાર આવ્યા સિવાય રહેવાની નથી અને સુરેંદ્ર નિર્દોષ છે એવી લોકની અવશ્ય ખાત્રી થશે. "

" શું તને એમ લાગે છે કે, દવા તૈયાર કરવામાં લેશ માત્ર ચુક થઇ નથી ? "

" હા, મને એમ જ લાગે છે. હું માનું છું કે તે ભલી બાઇનું કોઇ દુષ્ટે ખૂન કર્યું છે. "

" કોણે ? "

લિલિ ચુપ ચુપ બેઠી બેઠી નોકર રહેવા આવેલી નવીન સ્રીનું નિરીક્ષણ કરી રહી હતી અને કુંદનની વાત નીકળેલી જોઇ કંઇ વિશેષ જાણવાને તે પણ આતુર બની હતી. તે બોલી ઉઠી.

" બહેન, એ કોકડુ કોઇથી ઉકેલાતું નથી. " રાયસંગ કહે છે—મોટી બહેન સાંભળ્યું કે ? તપાસ પુરી થયા પછી એવી વાત

ચાલતી હતી કે, હસમુખરાયે કોઇ માણસનો ચહેરો જોયો હતો અને એ વાત આગળ આવી નહોત તો સુરેંદ્રપર ગુન્હો સાબીત થયો હોત. "

" કોનો ચહેરો જણાયો હતો ? " કમલિનીએ પુછ્યું.

" રાયસંગ કહેતો હતો કે, " લિલિએ કહ્યું. " કુંદનના મરણ અગાઉ થોડીવાર પર ભીત આગળ એક વિલક્ષણ ચહેરો હસમુખ-રાયે જોયો હતો. હું મારા ઘરનું કંઇ કહેતી નથી. "

" લિલિ, તું ઉપર જા. દાદા ચીડાશે, રાયસંગ તો ગમે તેવી વાતો કહેશે; પણ તે તરફ લક્ષ આપીશ નહિ. જા, ઉપર જા ! "

લિલિ ઉપર ચાલી ગઈ અને પછી શારદા કહેવા લાગી; "કુંદન મરી ગઇ તે રાતે હસમુખરાય તેની પ્રકૃતિ જોવા આવ્યા હતા. ત્યાંથી પાછા ફરતી વખતે તેમને કોઇ આકૃતિ જણાઇ હોય એમ લાગ્યું. હવે તે કહે છે કે એ કેવળ ભાસ હતો. પરંતુ ન્યાયાધીશે એ વાતને પુષ્કળ મહત્વ આપ્યું છે. બધી વાત અદ્યાપિ બહાર આવી નહિ એ ઠીક થયું નહિ. "

એ પછી બન્નેની નોકરી વિષે વાટાઘાટ થઈ એવું ઠર્યું કે, એક બે દિવસમાં વિચાર કરીને જણાવવામાં આવશે. થોડી વારે શારદા પોતાના ઘર તરફ જવા નીકળી અને કમલિનીએ વચલા ઓરડાના ઉમરામાં પગ મૂક્યો તો હસમુખરાય અને લિલિ વાતો ક-રતાં નજરે પડયાં, તેને અંદર આવેલી જોઇ હસમુખરાય સહજ દુર ખસ્યા અને લિલિ પણ બાજુએ થઇ. થોડીવાર ઉપર હસમુખરાય અને લિલિને બાગમાંથી સાથે સાથે આવતાં તેણે જોયાં હતાં; પણ તે વખતે તેને વિશેષ કંઈ લાગ્યું નહતું. હવે માત્ર તેના મગજમાં સર્વ ખ્યાલ આવી ગયો, હમણાં હમણાં હમેશ સંધ્યાકાળે લિલિ સારાં સારાં વસ્ત્રો તથા માતુશ્રીની વાળી કેમ પહેરે છે, પટીયાં પા-ડીને કેમ ફરે છે, દાકતરનું આગમન થતા પૂર્વે તે બેચેન કેમ બને છે અને દુરથી તે દ્રષ્ટિએ પડે છે ત્યારે તેનું વદન પ્રફુલ્લિત કેમ

બને છે તથા તેમની સાથે વાત કરવાની તક એ કેમ શોધે છે તે સર્વ તેના લક્ષમાં આવવા લાગ્યું. ઉભયમાં પ્રેમ જાગ્રત થયો છે એમ તેને સમજાઇ ગયું અને તે સાથે જ તેને અત્યંત માઠું લાગ્યું. કમલિની પોતાના કુલિન કુટુંબ માટે અત્યંત અભિમાન ધરાવતી હતી. તેણે લિલિને બોલાવી કહ્યું:

" આપણે કોણ ? આપણે ઇનામદાર, આપણા બાપદાદા કોણ ? ગમે તેમ હશે તોયે ગર્ભશ્રીમંત તે ગર્ભશ્રીમંત ! અને હસમુખરાય ગમે તેવા હોય તો પણ દાક્તરી કરીને પેટ ભરનાર એક સામાન્ય માણસ. "

" મોટી બહેન, એ બાબતમાં હું તારૂં બીલકુલ નહિ માનું!" પ્રેમગ્રસ્ત બનેલી લિલિને એવો ઉપદેશ કેમ રૂચે ? તેણે લાલચોળ બની જઇ કહ્યું; " આપણે અમુક, આપણું કુટુંબ આવું વગેરે શબ્દોનો મને કંટાળો આવ્યો છે. આપણા કાકા મામા લક્ષાધિપતિ હોય પણ તે આપણને શા કામના ? તેમની શ્રીમંતાઇથી આપણને શો લાભ છે ? શું તેમના ઘરમાંથી ધનના ઢગલા અહીં ચાલ્યા આવે છે ? આવી જાઇને લોકો વાતો કરશે એ બ્હીક! ભલેને કરે, તેમના મોંઢે કોણ કુચા દઇ શકશે ? એવી વાતોનો મને કંટાળો આવે છે ! કદી કદી મને તો એમ થઇ જાય છે કે, જાણે કુસુમે કર્યું તેવું કરવું ! "

કુમુદનું પુનઃ નામ નીકળતાં કમલિની સ્તબ્ધ થઇ ગઇ. લિલિએ પણ જીભ ચાવી. ઉભયની વાત કંઇ ખેદના કારણે બંધ થઇ. ઉભયને ગત બનાવનું સ્મરણ થઇ આવ્યું. હમણાં હમણાં કુમુદનું નામ આખા ઘરમાં કોઇને ઠીક લાગતું ન હતું. તે કુમુદનું લિલિએ નામ લીધાથી કમલિનીને અતિશય દુઃખ લાગ્યું. તે પછી ચિત્તમાં થતું દુઃખ દબાવી રાખી બોલી; " બહેન, હસમુખરાય સાથે લગ્ન થાય તે કરતાં કુમુદે કર્યું તે ઘણે દરજ્જે સારૂં કહેવાય. જો હસમુખરાય

આપણા બરોબરીયા હોત, આપણા જેવા જ કુલિન હોત, તો પણ તેમની સાથે થયેલું લગ્ન મને પસંદ પડત નહિ. "

" કેમ, કારણ શું ? " લિલિએ ભ્રકુટી ચઢાવી કહ્યું.

" હસમુખરાય માટે મારો અભિપ્રાય એટલો બધો ખરાબ કેમ થયો તે હું પોતે જ સમજી શકિત નથી. " કમલિનીએ કહ્યું, " બ્હેન, તને શું કહું ? તેમનું મુખ જ મને ગમતું નથી. "

" પણ કારણ કંઇ ? "

" તે હું નથી કહી શકિત—એક કારણ છે, પણ હું નહિ કહું. બ્હેન, તું હમેશાં કહે છે ની કે કંઇએ કારણ નથી હોતું છતાં મારૂં મન કલુષિત બની જાય છે. તેજ પ્રમાણે હસમુખરાય માટે મારૂં મન કલુષિત બની ગયું છે. હસમુખરાય તારે માટે યોગ્ય નથી અને કદી-પણ યોગ્ય નહિ બની શકે ! માટે તેમની ધૂન છોડી દે તો સારૂં. "

" પણ કારણ કહે તો ખરી. "

" ન કહું એજ સારૂં છે. "

" પરંતુ કહે તો ઠીક થાય. તારે કહેવુંજ જોઇએ. કહે, કહે ! "

" સાંભળ ત્યારે, પણ જોજે તું મને ગાંડી કહીશ. મારી મ-શ્કરી કરીશ. ભલે ગમે તેમ કરજે. મને એક સ્વપ્ન આવ્યું હતું અને તેની સાથે હસમુખરાયનો દુષ્ટ પ્રકારનો સંબંધ છે. હસમુખરાય પહેલાં પણ મને ઠીક લાગતા ન હતા. પરંતુ તે રાતથી તો એક પ્રકારનો ભય લાગ્યા કરે છે. બ્હેન, મારૂં આ એક ગાંડપણ છે પણ મારો ઇલાજ નથી. મને ભય કેમ લાગે છે તે માત્ર હું કહી શકતિ નથી. "

એટલામાં રાયજીનો પોકાર સંભળાયો. તરત કમલિની ઉપર ગઇ. હસમુખરાય પ્રકૃતિ જોઇ નીચે ઉતર્યા. લિલિ એકલી ત્યાં ઉભી હતી. મનોરમ મૂર્તિનું દર્શન થતાં સર્વ વિચાર બાજુએ રહ્યા. કમ-લિનીના સ્વપ્ન મર્મનું વિસ્મરણ થઇ ગયું. હસમુખરાય જતાં જતાં કહેતા ગયાઃ—

" પ્રિય શાંત રહે. અવશ્ય તારૂં ભવિષ્ય મારી સાથે જોડાયલું સમજજે. સરદાર સાહેબ માગણી નહિ સ્વીકારે તો અન્ય કોઇ સ્થળે જઇને આપણે આપણો પવિત્ર પ્રેમ સિદ્ધ કરી શકીશું. ખાત્રી રાખજે ! "

---

## પ્રકરણ ૩ જું.

### તું તારો ધર્મ ચુકીશ નહિ!

એક, બે, ચાર, આઠ, દશ, એમ કરતાં કરતાં પંદર દિવસ નીકળી ગયા. કુંદનના અકસ્માત મૃત્યુની ચર્ચા દિન પ્રતિદિન થંડી પડતી ગઈ. પોલીસે એ સંબંધમાં પુષ્કળ શ્રમ લીધો પણ તે કંઇ સાર્થક થયો નહિ. સરદાર સાહેબને ત્યાં કેટલીક બાબતોને અવનવું સ્વરૂપ પ્રાપ્ત થતું જતું હતું; પણ તે કોઇના લક્ષમાં એ આવ્યું ન હતું. સુમંતરાયની પ્રકૃતિ સુધરતીતો ન હતી જ અને તેમાંતે કંઇ કુપથ્ય કરી બેઠા તેથી વિશેષ જ બગડી ગઇ. ઘરની દાસીમાંથી એકે રજા લીધી અને તેની જગ્યાએ શારદા આવી.

આ સર્વતો ઠીક થયું; પણ એટલેથી વાત અટકી નહિ. સુમંતરાયની પ્રકૃતિ વિશેષ બગડવાથી હસમુખરાયને ભાવતું મળ્યું. હવે તે બબે વખત આવવા લાગ્યા, એક વખત સવારે આવતા અને બીજી વખત સાંજે આવતા. સવારે બીજા દરદીઓને ત્યાં જવાની ઉતાવળ રહેતી એટલે બહુવાર બેસતા નહિ; પણ સાંજે નવરાશ જણાતીને પુષ્કળ વખત સુધી ગપ્પાં મારવા રોકાઇ રહેતા, રાયજીને લાગતું કે, દાકતરને પુષ્કળ કાળજી હોવાથી વારંવાર આવે જાયછે. એવા દાકતર મળી આવવાથી તે પોતાને ભાગ્યશાળી માનતા પણ દાક્તરના હેતુ માટે કમલિનીને બહુ શંકા આવતી હતી, તે દિવસની વાત પછી લિલિ અને હસમુખરાય બહુ સંભાળીને ચાલતાં હતાં.

તેમના વચ્ચે કંઇ વિશેષ પ્રકારના પ્રસંગ દષ્ટિએ પડયા નહિ તેથી કમલીનીને લાગ્યું કે, હવે બાજી સુધરી જશે ખરી.

તથાપિ કમલિનીને ખબર ન પડે તેવી રીતે હસમુખરાય અને લિલિ કદી કદી એક બીજાની છુપી મુલાકાત લેતાં હતાં. એક એવા જ મિલન સમયે હસમુખરાયે કહ્યું; "વ્હાલી, હવે હું રાયજી પાસે લગ્નની વાત કહાડીશ જ ! ક્યાં સુધી દમ પકડું ? મારા પિતા સુદ્ધાં હવે અનુકૂલ થયા છે. તે કહે છે કે, લગ્ન કરી લે. ખરચ માટે પૈસા આપીશ."

હસમુખરાયને દ્રવ્યની ઘણી જરૂર હતી. તે પોતાનો ભપકો મહા મુશ્કેલીથી જાળવી રહ્યા હતા. દિવસો કેમ પસાર થતા હતા તેની કલ્પના થવી મુસ્કેલ છે; પણ પ્રસંગ નિમિત્તે પિતા તરફથી નાણાં મળતાં તેમણે કેટલુંક કરજ ચુકવી દીધું અને બાકીની રકમ લગ્નની તૈયારી કરવા પાછળ ખરચવા માંડી. સારા સારા છેલ્લામાં છેલ્લી ઢબના કેટલાક દાગીના, વસ્ત્રો, વાસણો વગેરે ખરીદ કર્યાં અને હૃદય સ્વામીની લિલિને સુખના સાગરમાં તરતી રાખવા સારૂ ઘર શણગારવામાં આગળ પાછળનો વિચાર કરવાની આવશ્યકતા પણ ન જોઇ.

લિલિ માટે રાયજી આગળ બે શબ્દ વ્યક્ત કરીશ તો તે નિરર્થક જશે એમ હસમુખરાયને લાગતું ન હતું. કોઇ પણ વાત મનમાં આવતી એટલે તેને માટે તે તદ્દન અધીરા બની જતા. તે પ્રસંગ, સંધિ, અનુકૂળતા, પ્રતિકૂળતાનો વિચાર કરતા નહતા. એક દિવસે તે અચાનક રાયજી આગળ લિલિની વાત છેડવાના નિશ્ચયપર આવ્યા. કમલિની અને લિલિ બે બન્ને બંગલામાં નહતાં. હસમુખરાયને ભય હતો કે, જો કમલિની સમક્ષ વાત થશે તો તે વિરુદ્ધ જશે અને લિલિએ પણ સ્પષ્ટ જણાવ્યું હતું કે, તે અનુકૂલ નથી અને થશે પણ નહિ. તેમણે માન્યું કે, રાયજી કબૂલ કરે તો પછી કમલિનીને કોણ પૂછે છે ?

વિચારમાં ને વિચારમાં તેમણે બંગલામાં પ્રવેશ કર્યો અને કંઇ ખાનગી કામ માટે પાંચ મિનિટ વાત કરવી છે, એમ રાયસંગ સાથે કહેવડાવ્યું. થોડીવારે રાયસંગે આવી જણાવ્યું કે, ' ઉપર જાવ, ' તે સાથે તે ઉત્સુક ચિત્ત દાદરો ચઢી ઉપર ગયા.

થોડીજ વાર ઉપર તે તબીયત જોઇ ગયા હતા, છતાં પુનઃ તેમને આવેલા જોઈ રાયજીને નવાઈ લાગી. તેમણે પુછ્યું, " કેમ દાક્તર, ફરીથી કેમ ? "

હસમુખરાય રાયજીના સ્વભાવને સારી રીતે ઓળખી ગયા હતા. તેમની મરજી વિરૂદ્ધ કોઇ બોલતું તો તે ધડાધડ સોટો અફાળતા હતા. અને એકાદ પ્રસંગે બોલનાર પાસે હોતો તો તેને પણ વાંસો સીધો થઈ જવાનો ભય રહેતો. કદાચ એવો પ્રસંગ આવે એ ભયથી તે કંઈ પણ જવાબ આપ્યા વિના એક ખૂરશી ઉપર સભ્યતાપૂર્વક બેઠા. થોડીવાર વિચાર કર્યા પછી તેમણે કહ્યું.

" સરદાર સાહેબ, આપને એક વિનંતિ કરવાની છે. કેટલાક દિવસથી એ વાત કરવાની ઇચ્છા હતી પણ તેવો પ્રસંગ જ આવ્યો ન હતો. આજે ને કહેવા ધારૂં છું. મારો હેતુ પ્રકટ કરૂં તે પહેલાં મારે મારી સ્થીતિ અને હું કોણ છું તે સ્પષ્ટતાપૂર્વક જણાવવાની રજા લઉં છું. કારણ કે, કંઇ ગેરસમજ થતી અટકે. મારા પિતા મુંબઈ રહે છે અને તેમણે દાક્તરી ધંધામાં સારી કમાણી કરી છે. હું તેમનો એકનો એક પુત્ર છું, તેમની પાછળ સર્વ મિલકતનો હું જ માલીક છું. અને એ પ્રસંગ સત્વરે આવવાનો સંભવ છે. કારણ કે તે તદ્દન વૃદ્ધ થયા છે અને હવે તેમના જીવનો ભરોંસો નથી. પછી જેમને શ્રીમંત કહે છે તે લોકોમાં......"

" દાક્તર સાહેબ, એ સર્વ કહેવાની તસ્દી શા માટે લો છો?" સ્પષ્ટવક્તા સુમંતરાયે કહ્યું, " તમારા પિતા કોટયાધિપતિ હશે, તેમની સર્વ સંપત્તિના તમે સ્વામી બનવાના છો તે સાંભળીને મારે શું કરવું છે ? "

" મને હજુ થોડું બોલવા દો. " સુમંતરાયના શબ્દોથી ફીક્કા પડેલા વદને હસમુખરાય બોલ્યા, " મારો ધંધો પણ જામતો જાય છે. દેસાઇ દાક્તરોની પ્રતિષ્ઠા ઘટતી ચાલી છે અને તેમાં પણ સુરેંદ્રે કરેલી ભયંકર ચૂકનું પરિણામ એ આવશે કે તેમને હવે ઘેર જ બેસી રહેવું પડશે. થોડી જ મુદતમાં વર્ષ દિવસે પાંચ સાત હજારની આવક થઇ જાય તેવો રંગ જણાય છે. "

" જણાતો હશે, પણ તેમાં મને શું ? તમને લાભ થતો હોય તો કોણ ના કહે છે ? "

" મારૂં કહેવું એમ છે કે, એટલું ઉત્પન્ન ઓછું ન ગણાય. એવા સારા ઉત્પન્નમાં આપણા શાસ્ત્રાનુસાર ભાગીદારની જરૂર રહે છે. આપ તે પુરી પાડી શકો તેમ છો. આપની પુત્રી......"

છેવટના શબ્દો બ્હીતાં બ્હીતાં મહા મુશ્કેલીથી હસમુખરાયે ઉચ્ચાર્યા. રાયજીએ તે સ્પષ્ટ સાંભળ્યા હશે કે કેમ તે વિષે શંકા રહે છે. પરંતુ એટલું માત્ર ખરૂં હતું કે તે આશ્ચર્યચકિત થઇ હસમુખરાય તરફ જોઇ રહ્યા હતા. દાક્તરે આગળ ચલાવ્યું.

" હું આપની લિલિ સંબંધી વાત કરૂં છું. જો આપ તેનો સંબંધ મારી સાથે જોડશો તો તે મને અત્યંત ઉપયોગી થઇ રહેશે. આપનો અનેક સુધરેલાં કુટુંબો તથા અંગ્રેજો સાથે સંબંધ છે તેથી આપની સમક્ષ માગણી કરવામાં મને હરકત જણાતી નથી. હું તેને પ્રાણથી અધિક પ્રિય માનીશ. તેને લેશ માત્ર દુઃખી નહિ થવા દઉં અને આપને આ વૃદ્ધાપકાળમાં પુત્રીને સુખી થયેલી જોઇ સંતોષ થશે. બીજું શું કહું ? "

દાક્તર ગાંડા થયા છે કે પોતાનું મગજ ચસકયું છે એ વિષે રાયજીને શંકા થઇ. તેમને લાગ્યું કે પોતાના જેવા સરદાર કુટુંબ સાથે એક સામાન્ય દાક્તરનો ધંધો કરનાર માણસ સંબંધ જોડવા ઇચ્છા રાખે તે પલટણનો હવાલદાર રાજકન્યા સાથે લગ્ન કરવા માગતો હોય તેવી જ હાસ્યાસ્પદ અને શરમ ભરી વાત છે. તે ચીડાઇને બોલ્યાઃ—

" દાક્તર શું બોલ્યા ? ફરી કહો જોઇએ એકવાર ! "

" સાહેબ, આપની પુત્રીને હૃદય પૂર્વક ચાહું છું. લિલિપર પ્રેમ થયો છે તેવો આજ સુધી અન્ય કોઇપર કદી પણ થયો નથી. એ એક દૈવી પ્રેરણા છે. તેને મારી અર્ધાંગના બનાવવાને આપ સંમતિ આપો એટલી જ પ્રાર્થના છે. "

સુમંતરાયનો સોટો ગાજી ઉઠયો. રાયસંગ, રાયસંગની બૂમો પડી. " રાયસંગ, રાયસંગ એઇ રાયલા ! "

રાયસંગ ઉપર દોડી આવ્યો. સુમંતરાયે કહ્યું:—

" ખસ્યું છે ? હા, હા, એમનું મસ્તક ચસકયું છે. આમની ( હસમુખરાય તરફ સોટો લંબાવી કહ્યું ) ડાગળી ખસી ગઇ છે. એ પાગલ બની ગયા છે, પાગલ. ચાલ, હાંકી મુક. અહીંથી ચલાવ, ધપ્પા માર કે નીકાલો ! "

રાયસંગ ગૂંચવાયો. તે જાણતો હતો કે, રાયજીને ગમે તેમ બોલવાની આદત છે. તે હસમુખરાય તરફ જોવા લાગ્યો. તેને તે ગાંડા જેવા લાગ્યા નહિ.

" સરદાર સાહેબ, હું આ ગામનો એક પ્રતિષ્ઠિત અને સંભાવિત ગૃહસ્થ છું. " હસમુખરાયે ખૂરશી ઉપરથી ઉભા થઇ કહ્યું. "મારી વિનંતિ આપે શાંતિપૂર્વક સાંભળી લેવી જોઇએ છે. યોગ્ય ઉત્તર મળશે તો ઉપકાર થશે."

" પ્રાણ જતાં યે બીજો ઉત્તર મળવાનો નથી. તમે ખરેખર, પાગલ બન્યા છો દાક્તર ! પાગલ સિવાય એવી માગણી કરવાની કોણ હિંમત કરે ? દાક્તર, અમે સરદાર લોકો છીએ સમજ્યાને ? "

" પરંતુ હું પણ દાક્તર છું. હું પરીક્ષામાં બેઠે હતો અને વળી આર્ય વૈદ્યક સંમેલનનો મંત્રી છું. "

" હસમુખરાય, ગમે તેમ હોય; પણ તમારાં કુલ હલકાં તે હલકાં. સરદાર કુટુંબ સાથે સંબંધ જોડવાની મહત્વાકાંક્ષા તમારે ન રાખવી જોઇએ સમજ્યા ? તમે વૈદ્યક સંમેલનના મોટા થાંભલા

હશે પરંતુ તમને તમારી જાતનું ભાન હોત તો મારી પુત્રી તરફ દૃષ્ટિ પણ તમે કરી નહોત." પુનઃ રાયસંગ તરફ જોઈ તેમણે કહ્યું. "કેમરે મૂર્ખા આ પાગલને બહાર મુકી આવવાનું ભાન છે કે નહિ તને?"

રાયસંગે મોટેથી કહ્યું, "દાક્તર સાહેબ, બારણાં ખુલ્લાં છે-"

"સરદાર સાહેબ, " દાક્તરે આંગળીથી રાયસંગને ચૂપ થવા જણાવી કહ્યું, "હું આપને કહી ચુકયો છું કે આપની લિલિને હું ચ્હાઉં છું અને એમ પણ કહ્યું છે કે, થોડા જ સમયમાં સુયોગ્ય સ્થિતિમાં હું આવી જઈશ. વળી પુનઃ એકવાર પુછું છું કે, આપ મારી માગણી સ્વીકારશો ?"

"ખબરદાર, હવે એ વાત કહાડી તો?" રાયજીએ કહ્યું, તમારી સાથે લગ્ન કરીને આબરૂ ગુમાવું એ કરતાં એ મરી જાય તો ભલી. જાવ, જાવ !"

"તેના પ્રાણ, તેનું સર્વ ભાવી જીવન, તેના સર્વ જીવનતંતૂ મારા પર અવલંબી રહેલા છે." દાક્તરે ધીમેથી કહ્યું.

"તમે એક નીચમાં નીચ, અધમમાં અધમ માણસ જણાવ છો!" રાયજીએ ક્રોધ કરી કહ્યું. "રાયસંગ, શું જોયા કરે છે? મેં શું કહ્યું હતું? ધક્કા મારીને બહાર કાઢ, લુચ્ચો કંઈનો? શું જોયા કરે છે?"

રાયજીએ સોટો ઉંચકયો. દાક્તરે રસ્તો માપ્યો અને રાયસંગ પણ બહાર નીકળ્યો તેટલામાં રાયજીનો સોટો બારણા સાથે અફ-ળાયો. ઉભયમાંથી કોના પર તેમનું નિશાન હતું તે નક્કી થયું નહિ; પરંતુ બન્ને બહાર નીકળી ચુકયા હતા એટલે ઠીક થયું.

આ સર્વ પ્રકાર વિમલા બારણા પાછળ રહીને જોયા કરતી હતી. તે ભયની મારી અંદર જઈ શકી નહોતી. હસમુખરાય બહાર આવતાં "બહેનનું નામ કેમ નીકળ્યું હતું, દાદા કેમ ગુસ્સે થયા છે, તમે કોના લગ્નની વાત કરતા હતા "વગેરે ઘણા પ્રશ્ન એટલી નાની બાલિકાએ કર્યા. પણ હસમુખરાય હતાશ બનેલા હતા, ગુસ્સે થયેલા

હતા એટલે તે સુકુમાર બાળાના પ્રશ્ન તરફ લક્ષ આપી શક્યા નહિ. તે તરત રસ્તા ઉપર આવી પહોંચ્યા અને તેજ સમયે કમલિની અને લિલિ મળ્યાં. તેમણે લિલિને કહ્યું:—

"મેં સરદાર સાહેબને વિનંતિ કરી જોઇ. પણ તેમણે મારૂં અપમાન કર્યું છે. અરે, મારા ઉપર ધસી આવ્યા હતા અને હાડે-હાડ લાગી જાય તેવા શબ્દ વાપર્યા છે. હવે એક તારા ઉપર સર્વ આધાર રહેલો છે. એકાએક કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. તારા પિતાએ આજે મારૂં અપમાન કર્યું છે. ભલે કરવા દે! લિલિ, તારે ખાતર, કેવળ તારે ખાતર એ અપમાન ગળી જાઉં છું, સમજી? એવો પણ વખત આવશે કે તેમને મારી વિનંતિનો વિચાર કરવો પડશે. ધીરજ રાખવી પડશે. તેમના મનમાં જે ગેરસમજ દૃઢ થઇ છે તે અને તેમની કુત્સીત માન્યતાને નષ્ટ કરવાનો આપણે બન્નેએ પ્રયત્ન કરવો જોઇએ."

"દાક્તર, 'બન્ને' શબ્દ વાપરો છો ત્યારે શું લિલિ તમારા મતને અનુકૂલ થયેલી છે?"

"હા, અમે પરસ્પર પ્રાણુથી અધિક ચાહીએ છીએ. દૈવી પ્રેરણાથી ઉત્પન્ન થયેલો પ્રેમ એ કંઇ જેવી તેવી વસ્તુ નથી. એમાં કૃત્રિમતાને સ્થાન નથી એટલે આપના પિતા ગમે તેટલું કરશે પણ પ્રેમની વજ્ર કાયાનો ભંગ નહિ થઇ શકે."

"ત્યારે શું પિતાએ હવે અહીં નહિ આવવા આપને જણાવી દીધું છે? આપની વાત પરથી તેમજ લાગે છે."

"હા, પણ હું એટલું કહું છું કે, આપ મારી વિરૂદ્ધ જશો નહિ. લિલિને હું નહિ ત્યજી શકું!"

"દાક્તર, એ શબ્દો પુનઃ ન ઉચ્ચારશો." કમલિનીએ શાંત પણ દૃઢતા પૂર્વક કહ્યું." હસમુખરાય, તમારી ઇચ્છા કદી પાર નહિ પડી શકે. તમારે એ નાદ..."

" સમજ્યો, સમજ્યો! તમે તેમનાં જ પુત્રીને ?" દાક્તરે બે પરવાઇથી કહ્યું, " બીજ તેવો અંકૂર. તમારૂં મન પણ મારા માટે કલુષિત રહેવાનું. પરંતુ તમારી એ માન્યતા ફેરવવાને મારાથી બનશે તેટલો પ્રયત્ન અવશ્ય કરીશ. લિલિ સાથે લગ્ન કરવા ખાતર હું સર્વે કંઇ કરીશ અને લિલિ મારી જ થવી જોઇએ. આર્ય ધર્મ તેને મારાથી વિખૂટી પાડી શકતો નથી. લિલિ, તું માત્ર તારો ધર્મ ચુકીશ નહિ એટલું જ કહું છું."

હસમુખરાય એટલું બોલી ચાલ્યા ગયા અને કમલિની ક્ષણવાર સ્તબ્ધ બની ત્યાંને ત્યાં ઉભી રહી.



## પ્રકરણ ૪ થું.



### છુપી મુલાકાત.

લિલિ વિચારોના વમળમાં સપડાઇ હતી. તેના મનમાં અનેક પ્રશ્ન ઉત્પન્ન થવા લાગ્યા. આજ્ઞાનું પાલન કરવું કે ઉલ્લંઘન કરવું? કર્તવ્યનો સરળ માર્ગ સ્વીકારી પિતાની ઇચ્છાને શિરસાવંદ્ય સમજી માન આપવું કે આત્માના અવાજને આધીન થવું? એક વખત જેને હૃદયનો અધિષ્ઠાતા માન્યો તેને જગતની દરકાર રાખ્યા વિના વળગી રહેવું કે કહેવાતી કુલીનતાની ખાતર એક ભવમાં બે ભવ કરવા? તેની વિચારશ્રેણી શ્રોતાને ગૂંચવણમાં નાખી દે તેવી હતી.

દાક્તરના ગયા પછી સુમંતરાયે લિલિને પોતાની સમક્ષ બોલાવી એક પછી એક સંભળાવા માંડી. તેમને જેટલા કંઇ નિંદાત્મક શબ્દો યાદ હતા તે સર્વનો તેમણે આ વખતે ઉપયોગ કર્યો અને છેવટે તાકીદ આપી કે, "ખબરદાર, જો હસમુખરાય સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો તો ?" હસમુખરાય ત્યાં હાજર ન હતા તોપણ તેમના પર અપશબ્દોની વૃષ્ટિ થયા સિવાય ન રહી. તેમણે કહ્યું,

"હસમુખરાયની ધંધા વિષયક હુશીયારી બાજુએ રાખતાં તેમનામાં એવા એક પણ ગુણ નથી કે જે પસંદ થઇ શકે. એવા ગૃહસ્થનો હવે મારા મકાનમાં પગ પડવો ન જોઇએ." એવાં એવાં અનેક વાક્યો વારંવાર આવેશપૂર્વક તે ઉચ્ચારવા લાગ્યા. જાણે નાટયભૂમિપર એકાદ પ્રયોગ ચાલતો હોય તેવો ભાસ થવા લાગ્યો; પણ તેની પ્રેક્ષક કે શ્રોતા પર અસર થયેલી જણાઇ નહિ. બહારથી લિલિ અત્યંત શાંત જણાતી હતી પણ તેના મનમાં રોષ ભભુકી ઉઠયો હતો. છેવટે ત્યાંથી તે ગુપચૂપ ચાલી ગઇ. રાયજીને લાગ્યું કે, પોતાના ઉપદેશની ઠીક અસર થઇ છે; પરંતુ લિલિ તો પોતાનો હેતુ સિદ્ધ કરવાને વિશેષને વિશેષ દૃઢ બનતી ગઇ હતી.

લિલિ સ્વભાવે બે ફીકર હતી. એકાંતમાં હસમુખરાયે મળવા માટે આવેલા વચન પ્રમાણે તે હમેશાં બાગની વૃક્ષ ઘટામાં વિચરતી હતી. દાક્તર અન્ય દરદીઓને જોવા જવાના મિષે ત્યાં આવી પહોંચતા. લિલિને આવી રીતે મુલાકાત લેવામાં મુશ્કેલી પડતી નહતી; પણ તે સમજી શકી હતી કે આ રીત છેવટ સુધી છુપી રહેવી અશક્ય છે. પોતાના ચૌર્યકર્મથી તે મનમાં ને મનમાં શરમાવા લાગી. તેને લાગ્યું કે, આ કૃત્ય ખુલ્લું થયા સિવાય નહિ રહે. છેવટે એક દિવસે રાત્રીના અંધકારમાં કંપતી કંપતી તે વૃક્ષઘટામાં આવી અને ભીની આંખે હસમુખરાયને કહેવા લાગી, " દાક્તર, અહીં આવતાં મને ભય લાગે છે. હવે આ છેવટનો મેળાપ સમજજો. પુનઃ અહીં આવવાની હિંમત હવે નહિ થઇ શકે."

હસમુખરાયે બીજે દિવસે એક વખત આવવાને જેમ તેમ સમજાવી રજા લીધી.

અરેરે, ભોળી બિચારી લિલિ ! હસમુખરાયે પોતાની મોહજાળ વિસ્તારી ! અને તે જાળમાં તેમને સારી સફળતા મળી. તેમણે એક યુક્તિ કરી અને લિલિને તે પસંદ પડી. તેમણે કહ્યું. "પ્રાણેશ્વરી, આવી દુઃખી સ્થિતિમાં આમ જીવનને ક્યાં સુધી ઘસાઇ જવા

દઈશ ? હવે એ દુઃખાગારમાં શા માટે પડી રહેવું ? એ સ્થિતિનો અંત લાવવાની એકજ યુક્તિ છે. આપણે અન્ય કોઇ સ્થળે જઇને લગ્ન કરી નાખીએ. લિલિ, જો હાલની માફક અહીં પડી રહીશ તો લગ્નની આશા ફળીભૂત નથી થવાની. રાયજી પોતાની ધેલછા છોડે એમ માને છે ? એતો હઠાગ્રહી છે. પણ એક વખત આપણું લગ્ન થઇ ગયું છે એવી એમને ખબર પડશે એટલે પછી એમના માનવા પ્રમાણે થયેલા અપરાધની માફી મળવાને વિલંબ નહિ થાય. લિલિ, ક્રોધી અને અભિમાની માણસો બોલવામાં બાકી રાખતા નથી પણ તેમના હૃદયમાં દીર્ઘદ્વેષ હોતો નથી. એક વખત જ્યાં શુભમંગલ...થઇ જશે કે સુમંતરાયના બાપની પણ — " છેવટના શબ્દ ઉચ્ચારતાં ઉચ્ચારતાં હસમુખરાયે ઊમ કરડી. લિલિની ચિત્તવૃત્તિ લગ્ન સુખના મનોરાજ્યમાં મગ્ન થયેલી હોવાથી તેણે પણ છેવટના શબ્દ સાંભળ્યા નહિ. તેનાં નેત્રમાંથી પાણી વહેવા લાગ્યું અને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મુક્યો. છેવટે હસમુખરાયની સૂચનાને તે સંમત થઇ. બન્નેએ મળી એક દિવસ નક્કી કર્યો. ઉભય છૂટાં પડયાં. લિલિ તે દિવસની ચાતકની માફક રાહ જોવા લાગી. તેને એકેક દિવસ એકેક વર્ષ સમો ભાસવા લાગ્યો.

કુંદનના મૃત્યુને લગભગ ત્રણ મહિના થઇ ગયા હતા. રાતનો સમય હતો, આકાશમાં વાદળાં ચઢી આવતાં હતાં અને વરસાદની છાંટ થયા કરતી હતી. જોત જોતામાં આખું આકાશ ઘનઘોર વાદળાંથી છવાઇ ગયું અને સખત વરસાદ આવે તેવાં ચિહ્ન જણાવા લાગ્યાં. જમવાને થોડીવાર હતી તેથી સુમંતરાય, કમલિની, લિલિ અને વિમલા એકત્ર થઇ વાર્તા વિનોદ કરી રહ્યાં હતાં. પરંતુ લિલિનું ચિત્ત સ્થિર જણાતું ન હતું. તે વારંવાર બાવરી બની જતી હતી. આજે પેલી વૃક્ષઘટામાં હસમુખરાયને મળીને ક્યારે નીકળી નાશવું, કેવી રીતે જવું, ક્યાં જવું વગેરે નક્કી કરવાનું હતું. લિલિ અધીરી બની રહી હતી. હસમુખરાય આવીને ખોટી થતા હશે ? હું જલદી

નહિ જાઉં તો તે પાછા જતા રહેશે ? એવા એવા પ્રશ્ન તેના મનમાં ઉત્પન્ન થતા હતા. એટલામાં જમવાની તૈયારી થવાની ખબર આવી. લિલિને તેટલું જ જોઇતું હતું. સર્વ ભોજન કરવા ઉઠયાં પણ તે બેસી રહી. ' મારૂં માથું દુઃખે છે અને ખાવાપર રૂચી નથી તેથી સુઈ જવું છે, એમ કહી તે પોતાની ઓરડી તરફ જવા લાગી. થોડીવારે અન્ય સર્વને રસોડામાં ગયેલાં જોઇ તે છાનીમાની બહાર નીકળી આવી. પ્રેમમસ્ત બનેલી લિલિ સીધી વૃક્ષઘટામાં ગઇ. ત્યાં હમસુખરાય એક વૃક્ષના થડને અઢેલી ઉભા રહેલા હતા.

" દાક્તર, મારી રાહ જોઇ જોઇને કંટાળી ગયા હશો. " લિલિએ દક્તરને જોઇ કહ્યું, " હું દાદાની પાસે બેઠી હતી. મને બ્હીક હતી કે આજે બહાર નહિ નીકળાય."

"લિલિ, એક રાત અને એક દિવસ–બસ એટલો વખત ગયો એટલે પ્રસ્નેહ ? "

" પણ, દાક્તર, મારાથી એ કામ થઇ શકે એમ નથી લાગતું. લિલિએ ભયભીત બની ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું, "એવું ભયંકર કર્મ– દાક્તર, સાંભળો છો ને ?—કહું છું કે એ કૃત્ય અતિ ભયંકર છે."

" શું ભયંકર છે ? "

" ઘરમાંથી નીકળી નાશવું તે ? પુસ્તકમાં એવાં કૃત્ય વાંચ્યાં છે, પણ વ્યવહારમાં એવો બનાવ નથી જોયો. એ વખત જેમ જેમ પાસે આવતો જશે તેમ તેમ હું બ્હી જઇશ એમ મને લાગે છે."

" લિલિ, ભય શો છે ? શું એક અવિચારી પિતા પુત્રીનો ધર્મ જોયા સિવાય ગમે તેવી આજ્ઞા કરે એ વાસ્તવિક લાગે છે ? પિતાને ઉમર લાયક પુત્રીની ઇચ્છાની આડે આવવાનો શો હક છે ? આપણે નીકળીને નાશી જતા નથી પણ જુના ખખ્ખાઓની ખોડ તોડીને પ્રેમની પવિત્રતા જાળવવા માગીએ છીએ. લિલિ, છેવટની ઘડીએ દગો દેવા માગે છે ? શું તું મારાથી છૂટી પડીશ ? "

" નહિ છૂટી પડું–કદી નહિ ! " લિલિ ઉપર દાક્તરના

શબ્દની અસર થયા સિવાય ન રહી. તેણે રડતાં રડતાં પણ નિશ્ચયી સ્વરે કહ્યું; " હું કદી તમને નહિ ત્યજુ, પણ કોણ જાણે આજે મને બધું ભયંકર લાગ્યા કરે છે. મને ભવિષ્ય ભયંકર લાગે છે તેથી હું ગભરાઉં છું. "

લિલિને ઉત્સાહી બનાવવા હસમુખરાયે સુમધુર શબ્દો, ખુલાસા, પુરાણના દાખલા, સતીઓની કથાઓ, વેદાંતની વાતોનો પુષ્કળ ઉપયોગ કરી લીધો. તેમણે કહ્યું કે, " આપણે જે કરવાનો વિચાર કર્યો છે તે કંઇ નવી વસ્તુ નથી. પૂર્વે અનેક વખત એવા બનાવ બન્યા છે અને ભવિષ્યમાં પણ બનવાના. ઇતિહાસ એની સાક્ષી પુરે છે, એટલુંજ નહિ પણ એ આત્માના અવાજને માનનારાઓના ગુણ ગવાયા છે. કોઇ પણ સારા કૃત્યને આવાં વિઘ્નો આવવાનાં જ ! પ્રિયે, તારા સિવાય આ જગતમાં મને સર્વત્ર શૂન્યકાર જણાય છે. તારા વિનાનું જીવન ફોકટ છે."

લિલિને લાગ્યું કે, હસમુખરાય વગર પોતે પણ રહી શકે તેમ નથી. તેણે ગભરાયલા મનને શાંત કર્યું. ધીમે ધીમે એક પછી એક સર્વ ભય નષ્ટ થયા. છેવટે કોઈ જાણી ન શકે તેવી કઈ બાજુએ જઇ શકાશે વગેરે બાબતનો નિર્ણય થયો. વખત પોતાનું કામ કરે જતો હતો. હવે બારને બાર ચોવીસ કલાક બાકી હતા.

વાતમાં ને વાતમાં બહુ વખત થઇ ગયો હતો. વિશેષ વિલંબ થતાં ઊભાટ થવાનો સંભવ હતો. પ્રેમનાં અનેક લક્ષણ વ્યક્ત કરી દાક્તર જતા રહ્યા. લિલિ પ્રેમમીલનનો આલ્હાદ અનુભવતી થોડીવાર સુધી ત્યાં સ્તબ્ધ ઉભી રહી. હવે થોડા કલાક ગાળવાના છે, બસ તે ગયા કે આનંદ, આનંદ ! પછી જીવનનું પરમસુખ ભોગવવાનું ! એવા એવા વિચારમાં તે મગ્ન બની ગઇ હતી. પણ તે તરત શુદ્ધિમાં આવી. વિખરાયલા વાળને વ્યવસ્થિત કરી તે બંગલા તરફ આવવા લાગી પણ તેટલામાં કોણ જાણે શું થયું કે તે અચાનક અટકી ગઇ અને સર્વાંગે ધ્રુજવા લાગી. તેને લાગ્યું કે બીજી તરફની ધીચ વૃક્ષ

ઘટામાંથી કોઈ પોતાના તરફ જોઈ રહ્યું છે. આકૃતિ માણસ જેવી હતી; પણ અપરિચિત હતી. ધીમે ધીમે તે આકૃતિ નિકટમાં આવી અને તદ્દન ધીમા સ્વરે બોલી; "લિલિ, હસમુખરાય સાથે કેમ સંબંધ રાખે છે?"

લિલિના હોંશ કોશ ઉડી ગયા. તે નિર્જીવ પૂતળા જેવી સજ્જડ બની ઉભી રહી. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. તે આકૃતિના મુખમાંથી પુનઃ ઉદ્દગાર નીકળ્યા; "હસમુખરાય સાથે લેશ માત્ર સંબંધ રાખીશ નહિ. જો તારે સુખી થવું હોય, જો તને જીવ વ્હાલો હોય તો તેની સાથે કિંચિત માત્ર સંબંધ રાખીશ નહિ. કુમુદની તેણે કેવી દશા કરી છે તે તેને પુછી જો, તેને પુછ કે ઝેરી પદાર્થનો તું ઉપયોગ કરે છે ખરો?"

આકૃતિ અદૃશ્ય થઈ ગઈ. તે ક્યાં ગઈ તે ન સમજાયું. લિલિ કંઈ કલ્પના ન કરી શકી તે ઘોટાળામાં પડી ગઈ.

આ બાજુ હસમુખરાય રસ્તા ઉપર આવ્યા તેટલામાં તેમને યાદ આવ્યું કે, કાલને માટે જે વિચાર કર્યો છે તે વિષે કેટલીક હકીકત કહેવાની રહી ગઈ છે. તે તરત પાછા વળ્યા. પાંચ છ પગલાં ભર્યા નહિ હોય તેટલામાં તેમનાથી થોડે જ દૂર, તેમના માર્ગમાં એક લાંબી કફની અને કાનટોપી પહેરી એક માણસ ઉભેલો જણાયો. હસમુખરાયને લાગ્યું કે, કોઈ પરદેશી માણસ હશે. પરંતુ તે સહજ ચમકયા. તેમને લાગ્યું કે બાગમાં પોતે કોઈ સારા હેતુથી પ્રવેશ કર્યો ન હતો અને કદાચ આ માણસે બધું સાંભળ્યું હશે. વખતે પોગળ ખુલ્લુ કરશે તો? તેટલામાં તે માણસે ટોપી કહાડી નાખી અને તે સાથેજ પૂર્વે એક વખત જોયેલો ચહેરો યાદ આવ્યો. દાક્તરનું મુખ કાળુચંટ બની ગયું.

તેર નંબરના મકાનમાં કુંદનની ઓરડી આગળ જે ચહેરો જણાયો હતો તે જ! બરાબર તે જ! તે જ મોટી મોટી મૂછો, તે જ ફાટેલાં ચક્ષુ અને તેજ ભયંકર સ્વરૂપ! કોઈ ભૂત છે કે શું?

દાક્તર ભૂતની કલ્પના થતાં જમીન પર બેસી ગયા. જે આકૃતિ જણાય છે તે ભૂતની છે કે માણસની? કંઇ સમજાયું નહિ. પોતે શુદ્ધિમાં છે કે સ્વપ્નમાં તેની ખાત્રી કરવા ચૂંટી ભરી જોઇ અને પુનઃ જોયું તો કંઇ જણાયું નહિ.

આકૃતિ અદૃશ્ય થઈ પણ ગઈ ક્યાં? હસમુખરાય કંઇ નક્કી કરી શકયા નહિ. તેમની મતિ કુંઠિત થઇ ગઈ. તે આજસુધી માનતા હતા તે પોતાના જેવો શૂરો, નિડર અને દૃઢ અન્ય કોઇ નથી. પણ હવે એ અભિમાન જતું રહ્યું. આજ સુધી તે ભૂત પ્રુત માનતા નહતા; પરંતુ આજે તેમની માન્યતા પલટાઇ. તે રાતે જે આકૃતિ દૃષ્ટિએ પડી હતી તે જ આજે પુનઃ જણાઇ તેથી તેમને લાગ્યું કે, એ માનવી પ્રાણી નથી પણ કોઇ પિશાચ યોનીનું પ્રાણી છે. તે ત્રાસ આપવા માટે બ્હીવડાવે છે. તેમનું શરીર પરસેવાથી ઝેબ ઝેબ થઇ ગયું. થોડીવારે ઉભા થઇ તે પુનઃ લિલિને જ્યાં મળ્યા હતા ત્યાં આવ્યા. દૃષ્ટિએ પડેલા પ્રકાર વિષે એક અક્ષર સુદ્ધાં નહિ ઉચ્ચારવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. તે દૃષ્ટિએ પડતાં લિલિ દોડીને તેમને વળગી પડી અને ડૂસકાં ભરવા લાગી. પોતાની માફક તે પણ ભયભીત બની છે એમ સમજાતાં દાક્તરને આશ્ચર્ય થયું. તેમણે કહ્યું; " લિલિ, હૃદયેશ્વરી, તને શું થાય છે?"

" દાક્તર, દાક્તર, તમે કોઇ ને જોયો?" ડૂસકાં ભરતીભરતી લિલિ બોલી; " ત્યાં—ત્યાં કોણ ઉભું હતું, તેને તમે જોયો કે?"

" ક્યાં, કોણ ઉભું હતું?" દાક્તરે જેમ તેમ સર્વ શક્તિ એકત્ર કરી કહ્યું.

" કોણ હતું તે હું જાણતી નથી. પણે-પેલાં વૃક્ષોમાં તે ઉભો હતો. મે ખખડાટ સંભળાતાં તે તરફ જોયું તો તે દૃષ્ટિએ પડયો. પ્રથમ મને લાગ્યું કે તે કોઇ સ્ત્રી છે-તેનો અવાજ સ્ત્રી જેવો હતો-પણ પછી લાગ્યું કે તે પુરૂષ હોવો જોઇએ. પરંતુ ખાત્રીપૂર્વક કંઇ કહી શક્તિ નથી."

"અવાજ? શું તે આકૃતિ કંઈ બોલી હતી?' હસમુખરાયે દિંગમૂઢ બની કહ્યું.

"હા, પણ તે બહુ ખરાબ બોલી છે. તેણે મને તમારાથી સાવચેત રહેવા સૂચવ્યું છે. તે જો બોલી ન હોત તો મેં માન્યું હોત કે કોઇ માણસ આપણી વાતો સાંભળવા આવ્યો હશે. દાક્તર, પણ તેની વાત ખરી નહિ હોયને? ખરી નહિ હોયને?"

"શાંત થા! શાંત થા! ધીમે રહીને કહે." હસમુખરાયે કોઇના કાને અવાજ ન જાય તે માટે સૂચના કરી.

"તેણે મને આપનાથી સાવચેત રહેવા કહ્યું. તેણે કહ્યું-હા, તેણે કહ્યું—હસમુખરાય સાથે સંબંધ રાખીશ નહિ. તારે સુખી થવું હોય, તને તારો જીવ વહાલો હોય તો સંબંધ રાખીશ નહિ."

"સમજ્યો, સમજ્યો." દાકતરે તિરસ્કારપૂર્વક કહ્યું. "કોઇ દુષ્ટ વિઘ્ન સંતોષી માણસનો પ્રપંચ જણાય છે."

"મારૂં સાંભળો જરી. તેણે કહ્યું કે, કુમુદની કેવી દશા કરી, ઝેરી પદાર્થનો ઉપયોગ કરો છો કે કેમ, એમ તેમને પુછજે."

"શું? કુમુદ? કોણ કુમુદ?" હસમુખરાયે જેમ તેમ અચકાતાં અચકાતાં કહ્યું.

"હું નથી જાણતી. તમે જાણો છો કંઇ?"

"ના, એ નામની સ્ત્રી વિષે મને કંઈ માહિતી નથી."

"ઠીક, પણ ઝેરી પદાર્થની શી વાત છે. તેણે એવી વાત કરી તેનો શો અર્થ હશે?"

"તેનો અર્થ?' ઝેરી દવાનો ઉપયોગ' એવોજ થઇ શકે. દાક્તરનો ધંધો કરનાર પાસે ઝેરી દવા રહેવાની જ. વિષ હોય તદપિ નિયમિત પ્રમાણમાં આપવામાં આવે તો તેથી લાભ થાયછે. પણ એમાં તેણે શું કહ્યું?"

સ્વર અને વદન પરથી હસમુખરાય ભયભીત બનેલા લાગતા હતા તેથી લિલિએ સહજ લક્ષ પૂર્વક તેમના મુખનું નિરીક્ષણ કર્યું.

પણ હસમુખરાયનું લક્ષ બીજી તરફ હતું. તેમણે એકદમ પુછ્યું; " તે ચહેરો ફીકો પણ મોટી મોટી મૂછો વાળો હતો ? "

" હું સ્પષ્ટ જોઇ શકી નથી. ચહેરો ફીકકો હતો ખરો. કદાચિત મને તેવો ભાસ થયો હશે. પણ શું તમે એવો કોઇ ચહેરો જોયો છે ખરો ? "

" મેં તે ચહેરો બે વખત જોયો હોય એમ લાગે છે. તે સ્ત્રીનું મરણ થયું તે દિવસે તેની ઓરડી આગળ એક વખત જોયો હતો અને આજે હમણાં જ અહીં આવતાં જણાયો. "

" શું કુંદનને ઘેર જોયો હતો તેજ ? " લિલિએ વ્યગ્ર બની કહ્યું, " અશક્ય, અહીં તે શી રીતે અને શામાટે આવે ? "

" હું કંઇ કહી શકતો નથી. લિલિ, તે માણસ છે કે ભુત, કોને ખબર ? પુરૂષ છે કે સ્ત્રી, કોણ જાણે ? "

" તમે તેને ક્યાં આગળ જોયો. ત્યારે તે કઇ બાજુ ગયો ? "

" મેં રસ્તામાં જોયો. પણ તે ક્યાં ગયો તે સમજાયું નહિ. મને લાગે છે કે તે એકાએક અદૃશ્ય થઇ ગયો. પૂર્વે જણાયલો ચહેરો એજ હોવો જોઇએ, કિંવા બીજો કોઇ નીચ અને દુષ્ટ માણસ કોઇ ખરાબ હેતુથી અહીં આવતો હોવો જોઇએ. તેની ખો ભૂલાવી દેવી જોઇએ. અહીં તેને કોણે આવવા દીધો હશે ? તે તને શોધતો હતો કે મને ? "

" કુંદનને ત્યાં જે ચહેરો જણાયો હતો તે કોનો હતો ? "

" એટલું જણાયું હોત ત્યારે પછી જોઇએ છે શું ? "

" લોકો કહે છે કે તેણે જ કુંદનની દવામાં ઝેર નાખ્યું હોવું જોઇએ. "

" તેજ પ્રમાણે તે આપણા સુખમાં ઝેર નાખવા પ્રયત્ન કરતો જણાય છે. તે મારા માટે તને શંકિત બનાવવા ફાંફાં મારે છે. લિલિ, વ્હાલી લિલિ, હવે તારે વિચાર કરવો જોઇએ. તેના નિંધ

અને અસત્ય ભાષણને માનવું કે મારા જીગરના સાચા શુદ્ધ સ્નેહને સ્વીકારવો એ વાતનો તારે નિર્ણય કરવાનો છે."

"દાક્તર, એવું અમંગળ ન બોલો.' દયાજનક સ્વરે લિલિ કહેવા લાગી; " આખું જગત ભલે એક બાજુ થઇ જતું. આપ મારા પ્રાણ પતિ થઇ ચુક્યા છો. મારાપર ચીડાશો નહિ, મને ત્યજશો નહિ. તેણે જે કહ્યું તે તમને કહી સંભળાવ્યું છે જ. જો હું તે વાત સાચી માનતી હોત તો તમને શા સારૂ કહેત ?"

"તારા ઉપર ? અને તે આ હસમુખ ચીડાય ? એવો વિચાર પણ લાવીશ નહિ. જો આપણને ભિન્ન કરવા પ્રયત્ન કરે છે તેનાપર હું ગુસ્સે થયો છું. હવે વધારે વખત રોકાવાનું નથી. જગતની મને લેશ માત્ર દરકાર નથી. ચાલ, હવે આપણે આપણી તૈયારી કરવી જોઇએ."

લિલિ બંગલામાં ચાલી ગઇ. બંગલામાં દાખલ થઇ ત્યાં સુધી હસમુખરાય ત્યાં ઉભા રહ્યા હતા. તેમને ભય હતો કે કદાચ તેના પ્રાણને કંઇ અપાય થાય. પછી તે થોડીવારે પોતાના ઘર તરફ જવા નીકળ્યા.

આ બાજુ લિલિ માટે પ્રશ્ન ઉભો થયો ન હતો એમ કંઇ નહતું. બધાં જમી પરવાર્યાં પછી કમલિનીને એક વસ્તુની જરૂર હતી અને લિલિ પાસે હતી તેથી તેણે તેને હાંક મારી પણ ઉત્તર મળ્યો નહિ. કમલિનીએ તેની ઓરડીમાં જઈ જોયું તો ત્યાં પણ તે મળી નહિ. મેડે જોયું તો ત્યાં ન જણાઇ, નીચે જોયું તો ત્યાં પણ નજરે ન પડી. છેવટે તેણે રાયસંગને પુછયું, "લિલિ ક્યાં ગઈ ? તું જાણે છે કે ?"

લિલિ હમેશાં જે ચોરી છુપીથી હસમુખરાયને મળતી હતી તે રાયસંગથી અજાણ્યું રહ્યું નહોતું. પરંતુ લિલિ ઉપર તેનો બહુ પ્રેમ હતો અને જો વાત જાહેર થાય તો તેની આબરૂ જાય એમ તેને લાગતું હતું તેથી તેણે એ વાત કોઇને કરી નહતી. પરંતુ આજે

કમલિનીએ પ્રશ્ન કર્યાથી તે ગભરાયો, શું કહેવું તે તેને સુઝ્યું નહિ.

"રાયસંગ, અરે રાયસંગ!" કમલિનીએ પુનઃ ચીડાઇને પુછ્યું, "તું સાંભળે છે ને? હું પુછું છું કે લિલિ ક્યાં છે? ઉત્તર કેમ આપતો નથી? બહેરો છે?"

"ત્યાં છે ને?" બાગ તરફ આંગળી કરી છેવટે રાયસંગે કહ્યું, "તેમને શરદી નથી લાગવાની! શાલ ઓઢીને ગયાં છે. આવશે હમણાં!"

"બીજુ કોઇ સાથે છે કે?"

"મને લાગે છે કે, દાક્તર હશે. પણ તે બહુવાર નહિ ઉભા રહે."

કમલિનીના શરીરમાં આગ ભડકી ઉઠી. તેને માથે જાણે પહાડ તૂટી પડયો હોય તેવું લાગ્યું. તેને લાગ્યું કે, આવી કલંકિત જીંદગી કરતાં મોત ભલું. તેની ખાત્રી થઇ કે લિલિ આ રીતે હમેશાં હસમુખરાયને મળતી હોવી જોઇએ. અરરર પ્રભુ!

---

## પ્રકરણ ૫ મું.

---

### ભાગ્ય પલટો.

આજે સવારે લિલિ હાઉસમાં આશ્ચર્ય પામવા જેવો એક બનાવ બન્યો હતો. રાયસંગે ટપાલમાંથી કાગળો લાવી હમેશની રીત પ્રમાણે કમલિનીના હાથમાં મુકયા. કાગળ ત્રણ હતા. એક સુમંતરાયના નામનો હતો અને તે તરત તેણે તેમના હાથમાં મુકયો. બીજો તેના પોતાના નામપર હતો અને ત્રીજા પર 'શ્રીમંત શ્રીરંગનગરના ઇનામદાર સાહેબ' એવું સરનામું હતું. કમલિની તે તરફ એક સરખી જોઇ રહી હતી. સુમંતરાય પોતાનો પત્ર વાંચતા હતા તે પુરો થયા પછી તેમણે કહ્યું; "બન્ને પત્ર તારા છે કે?"

"એક મારો છે અને એક ઇનામદાર સાહેબના નામ પર

છે." કમલિનીએ કહ્યું; "જુઓ, પણ અહીં કેમ આવ્યો તે સમજાતું નથી."

"શ્રીમંત શ્રીરંગનગરના ઇનામદાર સાહેબ-લિલિ હાઉસ-નર્મદાકુંજ-સૈનેશ્વર" સુમંતરાયે પત્ર હાથમાં લઇ આમ તેમ ફેરવી સરનામું વાંચી કહ્યું; "હા, તેમનો જ પત્ર છે. અહીં આવવાના હશે. બેટા, તેમની મહદ્ કૃપાજ સમજવી જોઇએ. હું અને તે વડોદરામાં સાથે રહ્યા હતા. એ વાતને બહુ વર્ષ થયાં. ત્યારના તે આવીશ, આવીશ કહ્યા કરતા હતા. પણ અચાનક વિચાર શી રીતે થયો તે સમજાતું નથી. કદાચિત્ હવા ફેર સારૂ આવવાના હશે."

કમલિનીના પેટમાં ફ્રાસકો પડયો. ઘરનું પુરૂં થતું નથી અને પારકાની પંચાત આવી તેથી તે ગભરાઇ. તેને લાગ્યું કે, ઇનામદાર એટલે સાથે માણસો પણ પુષ્કળ આવવાનાં. બધાંને શી રીતે પહોંચી વળાશે ? તેણે કહ્યું; "પણ તે આપણે ત્યાં રહેવાના છે ? અહીં તેમની સગવડ શી રીતે સચવાશે ? એટલી બધી જગ્યા ક્યાં છે ? સામાન સુમાન.........."

"તે આવે તો ભલે આવે, જે હોય તેમાં તેમણે સંતોષ માની લેવો જોઇએ. હું વિશેષ પંચાત કરવાનો નથી અને તું પણ ન કરીશ. હું તેમને સ્પષ્ટ કહી દઇશ કે, ગરીબના ઘરની ભાખરીને પક્વાન સમજી લેજો. મારૂં જે હોય તે આપનું સમજીને સવડ કરી લેજો. પારકું કંઇ સમજશો નહિ."

"પણ તે કેમ આવવાના હશે તે વિષે કંઇ કલ્પના નથી થઇ શક્તિ."

"હાં, હાં, સમજ્યો હવે. તે કંઇ સરકારી કામ સારૂ સુરત જતા હશે તેથી સહજ મળતા જવાની ઇચ્છા થઈ હશે."

"ત્યારે નીકળી ચુક્યા હશે. કેમકે નીકળ્યા સિવાય અહીંના સરનામે પત્ર શી રીતે આવે ?"

" દાદા, અહીંથી તેમનું ઇનામી ગામ કેટલું દૂર છે?" નાની વિમલાએ પુછ્યું.

" દસ પંદર ગાઉ હશે. " સુમંતરાયે કહ્યું, " કમલિની, કદાચ આજે આવશે ખરા. દૂધ, પુરી ને ભજીયાં કરી રાખજે."

કમલિનીએ હા કહીને નિઃશ્વાસ મુકયો. ઘરમાં જોઇતું સાધન હશે કે કેમ એજ સવાલ ભારે હતો ત્યાં પુરી, ભજીયાંની આજ્ઞા થઇ.

હમણાં હમણાં રાયજીની તબીયત ઠીક થઇ હતી તેથી તે સવાર સાંજ બાગમાં સહજ આમ તેમ ફરવા નીકળતા હતા; તે પ્રમાણે આજે પણ બાગમાં ફરતા હતા. પુ: કમલિની પોતાનો પત્ર વાંચતી હતી તેટલામાં રાયજી એક છોડની ડાળી બાંધવા સારૂ દોરી લેવા ત્યાં આવ્યા તો તે પત્ર વાંચતી જણાઇ તેમણે કહ્યું; " એ પત્ર......

વાકય પુરૂ ન કરતાં તે એકાએક અચકી ગયા તેથી કમલિની ચમકી. તે " કુમુદનો છે ? " એમ બોલવાના હતા. આજ સુધી કુમુદનું નામ તે ઉચ્ચારતા ન હતા પણ હવે એ મત છોડી દેશે એમ લાગવાથી કમલિનીને આનંદ થયો પરંતુ એ નામનો ઉચ્ચાર નજ થયો. કુમુદ ઉપર સુમંતરાય ગુસ્સે થયેલા હતા અને અદ્યાપિ તેમાં કંઇ ઘટાડો થયો ન હતો.

" દાદા, આ પત્ર વડોદરાના શેઠ નવલશા તરફથી આવ્યો છે. " જવાબ આપતાં કમલિનીએ કહ્યું.

" ઠીક. " એમ કહી સુમંતરાય દોરીનો ટૂકડો લઇ બાગમાં જતા રહ્યા. કમલિનીએ પુનઃ પત્ર વાંચી જોયો. તે વડોદરાના કાપડવાળાનો હતો. તેની દુકાનેથી લીધેલા કાપડના પૈસા ઘણા દિવસથી બાકી હતા તેથી તેણે તગાદો કર્યો હતો.

વિમલાનો કેશ ગૂંથી તે લિલિ શું કરે છે તે જોવા લાગી. લિલિ ચિંતાગ્રસ્ત બની પોતાની પથારીપર પડી હતી. ગઇ રાતે બન્ને બહેનો પૈકી કોણ વિશેષ ચિંતામાં હતી તેનો નિર્ણય થઇ

શકે તેમ નથી. કમલિનીને રાયસંગ તરફથી જે હકીકત મળી હતી તે હકીકતથી તેને ભવિષ્ય અંધકાર પૂર્ણ લાગતું હતું. તેણે આખી રાત ફીકરમાં ને ફીકરમાં પુરી કરી હતી. લિલિનો વિચાર કરીએ તો તેની પણ એવી સ્થિતિ હતી. તેણે અને હસમુખરાયે મળીને જે વિચાર કર્યો હતો તે વિચાર તેને અત્યંત ભયંકર લાગ્યો હતો. હજુ એ કલંકિત કૃત્યથી મુક્ત થઇ શકાય તેમ છે કે નહિ તેના વિચારમાં તે લીન બનીને પથારીમાં આમતેમ આળોટયા કરતી હતી. તેટલામાં કમલિનીએ પાસે આવી કહ્યું:—

" બહેન, બહુ થયું હવે ? તું રોજ હસમુખરાયને ચોરી છુપીથી મળે છે તે હવે બંધ કરે તો સારૂ ? બહેન, તારી બુદ્ધિ મારી ગઇ છે કે શું ? "

લિલિનું હૃદય ધબકવા લાગ્યું. પોતાનું છુપું કૃત્ય જાહેર થયેલું જોઇ કાપે તો લોહી ન નીકળે તેવી તે બની ગઇ. તેને લાગ્યું કે તદ્દન ઇનકાર જવું એજ ઠીક છે અને તે બોલી; " કોણ કહે છે ? મોટી બહેન, તું તો ગમે તેવાં આળ મુકવા તૈયાર થઇશ ? "

" બસ કર હવે, જુઠાનું ફળ કદી સારૂં આવતું નથી, સમજી ? રોજ સાંજે તું બાગમાં તેને મળવા જાય છે કે નહિ ? જુઠું ન બોલીશ. "

લિલિ વિશેષને વિશેષ દૃઢ થતી ગઇ. તેણે બહેનને કંઇ ઉત્તર આપ્યો નહિ. તથાપિ કમલિનીએ ગળગળા સ્વરે કહ્યું, " બહેન, હું તારા ભલા ખાતર કહું છું, સમજી ? તારૂં સારૂ થાય તે માટે કહું છું કે, હસમુખરાયની સોબત છોડી દે. બહેન, એ માણસથી તને સુખ નહિ મળે. હું ખાત્રીથી કહું છું. તે ગમે તેવો મોટો જણાતો હોય પણ......"

" મોટી બહેન, હસમુખરાય માટે તારો આવો મહ કેમ થયો છે તેજ મને સમજાતું નથી. " લિલિએ ગુસ્સે થઇ કહ્યું.

"ફક્ત મારો મત ખરાબ થયો છે એમ નથી. દાદાનો પણ ખરાબ છે. ગમે તેમ હોય, પણ બહેન, એક પ્રશ્ન પુછું છું તેનો જવાબ આપ. હસમુખરાય સાથે આમ ગુપચુપ મુલાકતો લઇને તું શું કરવા ધારે છે ?"

"તેમની સાથે લગ્ન કરવા ધારૂં છું. હમણાં નહિ તો થોડા દિવસે–તારો મત બદલાશે ત્યારે......" છેવટે લિલિએ સ્પષ્ટ કહી નાખ્યું.

"અરરર ! છટ્ છટ્ ! એ વિચાર સુદ્ધાં ન કરીશ. તું કદી સુખી નહિ થઇ શકે !

"સુખ કેમ નથી મળતું તે જ મારે જોવું છે."

લિલિએ છેલ્લી ટોચે જઇ કહ્યું. પણ કમલિનીને ભયંકર આઘાત થયો. તેમનો ગુપ્ત વિચાર શો હશે તેની તેને કલ્પના થઇ ચૂકી, તેનું હૃદય ભરાઈ આવ્યું. પુનઃ તેણે કહ્યું. બહેન, તું સમજીને બોલે છે કે વગર સમજીને ! પુનઃ એમ ન બોલતી તારા શબ્દોનો તું વિચાર કરીશ તો એમાં કેવી ભયંકરતા, નિર્દયતા રહેલી છે તે તું સમજી શકીશ. હું તને પગે પડું છું, તારા આગળ ખોળો પાથરૂં છું; આટલી ભીખ આપ. ના ન કહીશ આપણી વ્હાલી માને સંભાળીને આટલી માગણી સ્વીકાર. નાહક કોઈની સ્ત્રી થવાને ખાતર બાપદાદાનું નામ બોળીને નાશી જવાની કલ્પનાનો સ્પર્શ પણ કૃપા કરીને ન થવા દઇશ. વડીલોની ઇચ્છા વિરૂદ્ધ થયેલા લગ્નથી કદી તું સુખી થઇશ નહિ અને બહેન, હસમુખરાયની સોબતથી તું ભયંકર વિપત્તિમાં ફસાઇ પડીશ. બહેન પગે પડું છું."

લિલિની આંખમાંથી ખળખળ અશ્રુ વહેવા લાગ્યાં. તે નીચું મુખ કરી ઉભી રહી તેના હૃદયમાં પ્રેમ અને કર્તવ્યનું દારૂણ યુદ્ધ ચાલી રહ્યું હતું. તેણે કોનો ત્યાગ કરવો ? પિતાનો, બહેનોનો અને અન્ય સર્વ સગાં સંબંધીનો ત્યાગ કરવો કે પ્રેમ સ્વામી હસમુખરાયનો ?

કમલિનીને લાગ્યું કે, પોતાના શબ્દોની કંઇ પણ અસર થઇ છે. તે તેને બાથમાં લઇ કહેવા લાગી:–

" આજથી એ બંધ કર, ઘરની બહાર નીકળી ચોરી છુપીથી કોઇને મળવામાં કેવું કલંક છે અને કેવો અધર્મ છે તેનો વિચાર કર. લોકોમાં પણ કેવું દેખાય ? આપણને એ ન શોભે ? "

આટલું કહી કમલિની ત્યાંથી બહાર આવી. છજામાંથી બાગ તરફ જોયું તો સુમંતરાય પણ બાગમાંથી ઘરમાં આવતા જણાયા. તેજ ક્ષણે એક ધબાક સરખો મોટો અવાજ સંભળાયો અને તેની સાથે જ એક કારમી ચીસ સંભળાઇ તત્કાલ કમલિની નીચે ઉતરી આવી અને સુમંતરાય સુદ્ધાં ત્યાં આવ્યા. જુએ છે તો વિમલા જમીનપર પડેલી હતી અને હાથ લોહીથી તરબોળ થઇ ગયો હતો. વિમલા સુમંતરાયને કંઈ કહેવા ઉત્સુકતાથી આવતી હતી પણ બારી ઉઘાડી તે સાથે ચોકઠું તૂટી જવાથી તે પડી ગઇ અને હાથમાં સખત જખમ થયો. સુમંતરાયે તેને બેઠી કરી મુજા વિશેષ થયેલી હોવાથી રાયસંગને દાક્તરને બોલાવી લાવવા કહ્યું.

" હસમુખરાયને બોલાવું કે ? " કોને બોલાવવો તે નક્કી કરવાના વિચારથી રાયસંગે પુછ્યું ! પણ તે સાથે સોટો હાથમાંથી છૂટયો. સહજમાં તે બચી ગયો.

" નીચ, બદમાશને ? નહિ નહિ ઘરનું એકે એક માણસ મરી જતું હોય તો ભલે, તે હરામખોરને બોલાવવાનો નથી. સમજ્યો કે ગધેડા ? દેસાઇને બોલાવી લાવ પણ જેણે પેલી બાઇની દવામાં ઝેર નાખ્યું હતું તેને ન લાવતો, તેને તો મારા બાગમાં પગ સુદ્ધાં ન મુકવા દઇશ. તેના ભાઇને બોલાવી લાવ, જા જલદી જા ! "

રાયસંગે બહાર નીકળી દોટ મુકી પણ તેને બહુ દોડવું પડયું નહિ તે થોડે ગયો તેટલામાં મણિકાન્ત રસ્તે જતા જણાયા. રાયસંગે તેમને રોકી હકીકત કહી. મણિકાન્ત ચાલતે પગલે બંગલામાં આવ્યા. તેમણે જખમ ધોઇ નાખીને મલમ લગાડયો અને ઉપર પાટો બાંધી દીધો. પછી તે જવા નીકળ્યા અને સુમંતરાય તેમને ઝાંપા સુધી વળાવવા ગયા. ચાલતાં ચાલતાં મણિકાન્તે કહ્યું:-

" હવે થોડીવારમાં તેને તાઢક વળશે. ઠીક થયું કે હું અહીં થઇને જતો હતો, નહિ તો વિલંબ થતાં કદાચિત જલ્દી આરામ થવામાં અડચણ આવત. "

" સાહેબ, આપનો અત્યંત આભારી છું. આપનો સ્વભાવ ઉમદા છે. આપ સારા લોકપ્રિય છો–હું ફક્ત એકજ વાત માટે દીલગીર થાઉં છું. "

" કઇ વાત માટે ? " મણિકાન્તે પુછ્યું.

" હું આજ સુધી મૂર્ખશિરોમણિ હસમુખરાયને બોલાવતો હતો તે માટે. મારે હાથે એ મોટી ભૂલજ થઇ છે. તે ગૃહસ્થ મને તદન નાપસંદ છે. હવે કદી પણ ફરીથી પોતાનું કાળું મોઢું લઇ તે અહીં નહિ આવે. મેં તેને માટે પાકો બંદોબસ્ત કર્યો છે. કંઇક તો સજ્જનતા જોઇએ ? કંઇ હુશીયારી કહીએ તો પણ નથી. અને ડોળ કેટલો ! કંઇ પુછશો જ નહિ. "

મણિકાન્ત સહજ હસ્યા. " હસમુખરાય એમતો હુશીયાર છે; પણ સ્વભાવ જરા... " એવું અગડં બગડં બોલતા બોલતા તે પોતાના માર્ગે વળ્યા.

તે દિવસ પુરો થયો. અત્યારની ગાડી ઉપર ગાડીવાળાને જવા કહ્યું હતું તે ગયો છે કે નહિ તે જાણવા સુમંતરાય ગાડીવાળા તરફ જવા નીકળ્યા. તેમના ગયા પછી પુનઃ એક પત્ર આવ્યો અને તે પણ ઇનામદારના નામ ઉપર હતો. કમલિનીએ તેના પર પડેલો શીક્કો જોયો તો તે મુંબઇનો જણાયો.

સાંજે ઠર્યા પ્રમાણે પુનઃ મણિકાન્ત આવ્યા. તે ટેબલ પાસે ઉભા ઉભા કમલિની સાથે વાતો કરતા હતા. ત્યાંજ ઇનામદાર સાહેબના સરનામાનો પત્ર પડેલો હતો તે તેમની દૃષ્ટિએ પડતાં " શ્રીરંગનમસ્ત! ઇનામદારને આપનો પરિચય હોય એમ જણાય છે." એવા શબ્દો સહજ નીકળ્યા.

" હા, પરિચય અને સંબંધ પણ છે. "

" ત્યારે હમણાં તેમની પ્રકૃતિ કેમ છે ? આપને ખબર હશે ! "

" હું ધારું છું કે સારી છે. તે આજે અહીં આવશે એમ ધારીને રાહ જોયા કરીએ છીએ. આ અને એક બીજો પત્ર અહીંના સરનામે આવેલો છે એટલે લાગે છે કે, આજે આવવા જોઇએ."

" મને લાગે છે કે આપની કંઇ ગેરસમજ થાય છે. ઇનામદાર સાહેબ ભયંકર માંદગીમાં છે. બે દિવસ ઉપરતો તેમના જીવવાની લેશમાત્ર આશા ન હતી. "

" તેમને શું થયું છે ? તે શ્રીરંગનગરમાંજ છેને ? "કમલિનીને દાક્તરની વાત ખરી લાગી નહિ.

તે શ્રીરંગનગરમાં છે અને તેમને સન્નીપાત થઇ પયો છે. "

કમલિની સ્તબ્ધ બની ઉભી રહી. તેને આશ્ચર્ય થયું. નજીકમાં વિમલા સુઇ રહી હતી; તે બોલી, " પણ દાક્તર સાહેબ, તે અહીં આવવાના ન હોય તો તેમના પત્રો અહીં શા માટે આવે ? "

વિમલા તેમના આગમનની રાહ જોઇ રહી હતી. તેને લાગતું હતું કે ઘરમાં પરોણા આવે તો કંઇ નવું નવું ખાવા મળ્યા કરે અને તે કંઇ નવું નવું લાવ્યા હોય તો પોતાને ગમ્મત પડે.

" હું તેજ કહું છું. એક નહિ પણ બે પત્રો આવ્યા છે. " કમલિનીએ કહ્યું, "જો અહીં આવવાના ન હોય તો વિમલા કહે છે તેમ પત્રો અહીંના સરનામે શા માટે આવત ? "

" હું જેમને શ્રીરંગનગરના ઇનામદાર કહુંછું તે અહીં નથીજ આવવાના એમ ખાત્રી પૂર્વક સમજો. તેમના નજીકના વારસ કોણ છે ?

" અમેજ છીએ. "

" શું સુમંતરાય વારસ છે ? "

" હા. "

" ત્યારે બહેન, હવે સર્વ સમજાયું. તે ઇનામદાર સાહેબનું અવસાન થયું છે એમ સમજો. આ પત્રો આપના પિતાને ઇનામદાર ગણીને લખાયલા છે. જો તેમ નહોત તો તે ઇનામદારનું નામ હોત. આપના પિતાનું ભાગ્ય પલટાયું છે. "



## પ્રકરણ ૬ ઠું.

### તેમને જોયા કે ?

કમલિની બન્ને પત્ર હાથમાં લઇ જોયા કરતી હતી. એટલામાં સુમંતરાય આવી પહોંચ્યા. તેમણે મોકલેલી ગાડી પાછી આવી અને ઇનામદાર આવેલા જણાયા નહિ. તેમના ગયા પછી જે પત્ર આવ્યો હતો તે તેમના હાથમાં મુકી કમલિનીએ કહ્યું—

"દાદા, ઇનામદારના આગમનની કલ્પના ભુલ ભરી લાગે છે, તમારા ગયા પછી મણિકાન્ત આવ્યા હતા. તે કહેતા હતા કે, બે દિવસપર ઇનામદારને સન્નિપાત થઈ ગયો હતો અને તેમના જીવનની આશા ન હતી. તે તો માને છે કે તમે નજીકના વારસ છો તેથી તમોને ઇનામદાર ગણીને લખાયલા છે."

કમલિનીના શબ્દો સાંભળી સુમંતરાયને ભારે ખેદ થયો. તેમનું હૃદય ઉદાર હતું, તે લક્ષ્મીના લાલચુ ન હતા." અરેરે, દુર્ભાગ્ય ! બીજું શું ! આમ અકાળે અમારા જેવા બુઢ્ઢાને મુકી ચાલ્યો ગયો ! બહુ ખોટું થયું," એજ વિચાર તેમના મનમાં આવ્યા. વારસો પોતાને મળ્યો તે માટે જે થયું તે ઠીક થયું એવી કલ્પના પણ તેમને થઇ નહિ.

"એક પત્ર ફોડી જોઉં. જો તેમની તબીયત સારી હશે તો પત્ર કેમ ફોડયો તે તેમને કહીશ. તે મારાપર ગુસ્સે નહિ થાય." સુમંતરાયે કમલિનીને કહ્યું," તેમનો સ્વભાવ સારો છે. સવારે જે પત્ર આવ્યો હતો તે આપ."

તેમણે પત્ર વાંચી જોયો. તેમનું મુખ ગંભીર બન્યું, કંઠ ભરાઇ આવ્યો અને તેમના મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યા, 'ગયો બિચારો ! કેવો ભલો હતો ! બહુ ખરાબ થયું ! ! !

આ પત્ર ઇનામદારના કારભારીનો હતો. યુવાન ઇનામદારના

શોચનીય મૃત્યુની હકીકત લખી તેણે સુમંતરાયને તરત આવવાને વિનંતિ કરી હતી.

સુમંતરાયે બીજો પત્ર ફોડયો. તે ઇનામદારના સોલીસીટરોનો હતો. તેમણે પ્રથમની માફક સંબંધ જાળવી રાખવા વગેરે સંબંધમાં લખ્યું હતું.—

સુમંતરાયે કાર્યક્રમ નક્કી કર્યો. પ્રથમ શ્રીરંગનગર જવાનો નિશ્ચય કરી તે ત્યાં જવા તૈયારી કરવા લાગ્યા. તેમનો સ્વભાવ લશ્કરી હતો, એક મિનિટનો વિલંબ પણ તેમને રૂચ્યો નહિ. ત્યાંથી આઠ માઇલ દૂર આવેલી રેલ્વે દ્વારા પણ શ્રીરંગનગર જઇ શકાતું હતું અને ત્યાંથી રાતે ગાડી ઉપડતી હતી તેથી તે તે તરફ જવા નીકળ્યા. જતી વખતે પુત્રીઓને બોલાવી ત્યારે કમલિની અને વિમલા પાસે આવી. લિલિ જણાઇ નહિ તેથી, ' લિલિ ક્યાં છે? ઠીક, હશે કંઇ. ચાલો જાઉં છું ' એમ કહી તેમણે બંગલો છોડયો.

તે દૃષ્ટિ બહાર ગયા પછી કમલિની અને વિમલા બંગલામાં ગયાં. વિમલાએ દાદર પાસે જઈ લિલિને પુષ્કળ હાંકો પાડી પણ જવાબ મળ્યો નહિ. લિલિ હસમુખરાયને મળવા બાગમાં ગઈ હશે એવો વિચાર કમલિનીના મનમાં આવ્યો. મેડે જઇ બધી ઓરડીઓ તેણે જોઇ નાખી પણ ત્યાં કોઇ ન હતું. પોતે આટલો આટલો ઉપદેશ કર્યો પણ તેની કંઇ અસર થઇ નહિ તેથી તે શોકવિવશ બની ગઈ. તેણે સર્વત્ર તપાસ કરાવ્યો, પણ વ્યર્થ. તેણે ધાર્યું કે તે હસમુખરાયને ઘેર ગઇ હોવી જોઇએ. બીજીજ ક્ષણે હજું રસ્તા ઉપર પુષ્કળ અવર જવર હોવાથી તે ત્યાં જાય એ અશક્ય લાગ્યું.

રાતના નવ વાગ્યા પરંતુ લિલિનો પત્તો ન લાગ્યો. દસ થયા તો પણ ઠેકાણું ન પડયું. અગીયાર થયા. હવે ધીરજ ખૂટી ગઇ. વિમલા પોકે પોક મુકીને રડવા લાગી. તે બ્હી ગઇ હતી. તેને લાગ્યું કે બહેનને ભૂતાં લઇ ગયાં. શારદા ચિંતાતુર જણાવા લાગી. રાયસંગનું મુખ ફીકકું પડી ગયું. તેની આજ સુધીની નોકરીમાં આવો

પ્રસંગ કદી બન્યો ન હતો. લિલિપર તેનો વિશેષ પ્રેમ હતો તેથી તે ગુમ થયેલી જણાતાં તે ગભરાઇ ગયો. છેવટે ધીરજ રાખી શારદાએ કહ્યું, " મોટી બા, સાંજે હસમુખરાય બાગમાં આવ્યા હશે અને તે વખતે બહેનને તેડી ગયા હશે માટે ત્યાં જઇને જોઇ આવું ?"

કમલિનીને તેમજ લાગતું હતું. પણ શરમની મારી તે બોલી શક્તિ ન હતી. શારદાએ વાત કરતાં તેણે તરત સંમત્તિ આપી.

શારદા હસમુખરાયને ત્યાં પહોંચી પણ ત્યાં કોઇ જણાતું ન હતું. દીવો સુદ્ધાં ન હતો. ઘરમાં સર્વ માણસોને સૂઈ ગયેલાં જોઇ તેને આશ્ચર્ય થયું. છેવટે તેણે હાંક મારી ત્યારે મેડા પરની બારી ઉઘડી અને "કોણ છે ? દાક્તર સાહેબ પરગામ ગયા છે!" એટલા શબ્દ સંભળાયા.

શારદાને લાગ્યું કે, દાક્તર એકાએક પરગામ ગયા છે અને લિલિ અદશ્ય થઇ છે ત્યારે અવશ્ય પરસ્પર કંઇ પણ સંબંધ હોવો જોઇએ. વિશેષ વિચાર કરતાં તેની ખાત્રી થઈ કે લિલિએ દાક્તર સાથે ગ:પલાયન કર્યું છે. તે ઘેર પાછી આવી અને કમલિનીને સર્વ હકીકત કહી કમલિનીના દુઃખનો આરો રહયો નહિ. તે રડી પડી. બીજું શું કરે બિચારી ?

હસમુખરાયે લિલિને લઇ નાશી જવાની યોજના બરાબર પાર પાડી. આગલી રાતે તેમને માથે સંકટ આવ્યાં નહતાં એમ કંઇ ન હતું; પરંતુ નાશી જવાના વિચારમાં કંઇ વિઘ્ન નહોતું આવ્યું.

હસમુખરાયે યોજના ઠીક કરી હતી. તે ચતુર અને અને ચપળ હતા. તેમણે લિલિને જણાવ્યું હતું કે સંધ્યાકાળ પછી પોતે નર્મદાકુંજની સુરેશગલી આગળ ગાડી લઇને આવશે અને તે વખતે તેણે ત્યાં હાજર રહેવું.

અંધારૂં થતાં હસમુખરાયે નર્મદાકુંજ તરફ ગાડી હંકારી. તે સુરેશગલીમાં ગાડી વાળતા હતા તેટલામાં મણિકાન્ત સામે મળ્યા. પોતે સુમંતરાયને ત્યાં ગયા હતા. વિમલાને વાગ્યું છે વગેરે હકી-

કત કહી તેમણે કહ્યું, "હસમુખરાય. શ્રીરંગ નગરના ઇનામદારનું મૃત્યુ થયું એવું કંઇ આપે સાંભળ્યું છે? બે દિવસ પર મને ખબર મળી હતી કે તેમને સન્નિપાત થઇ ગયો છે અને આજે શ્રીરંગ-નગરના ઇનામદાર' એવા સરનામાના પત્રો સુમંતરાય ઉપર આવ્યા છે તેથી કંઇ સારૂં નરસું થયું હોય એમ લાગે છે."

હસમુખરાયને વાતનો સંબંધ કંઈ સમજાયો નહિ. ઇનામદાર પોતાના કુટુંબી છે એટલું માત્ર તેમણે એક વખત સુમંતરાયના મોંઢે સાંભળ્યું હતું. પણ પત્રોનો શો સંબંધ હશે તેની કલ્પના ન થઇ શકી. મણિકાન્ત આગળ કહેવા લાગ્યાઃ—

"હસમુખરાય, જો ઇનામદારનું અવસાન થયું હશે તો એ પત્રો ઇનામદાર તરીકેજ સુમંતરાય ઉપર આવ્યા હશે. કેમકે તેમના સિવાય બીજો કોઇ વારસ નથી."

એટલું કહી મણિકાન્તે રજા લીધી. હસમુખરાયને આ હકીક-કતથી આશ્ચર્ય થયું પણ તે તેમણે વ્યક્ત થવા દીધું નહિ. 'સુમં-તરાય ઇનામદાર બન્યા એમ? ત્યારે તો લિલિ ઇનામદારની પુત્રી થઇ!" વગેરે વિચાર તેમના મનમાં આવ્યા. પણ મણિકાન્તને ગયેલા જોઇ તેમણે ગાડી સુરેશગલીમાં વાળી.

સંકેત પ્રમાણે લિલિ બંગલામાંથી બહાર નીકળવાની સંધિ શોધ્યા કરતી હતી. આખો દિવસ તેણે બેચેનીમાં પસાર કર્યો હતો. સંધ્યાકાળ ક્યારે થાય અને પોતે બહાર નીકળે એમ જ તેને થયા કરતું હતું. ક્યા બારણે કેવી રીતે છટકવું તે બધું તેણે મનમાં ઠરાવી રાખ્યું હતું. સંધ્યાકાળ થઇ, અંધકાર પ્રસર્યો, મેડા ઉપર દાક્તર કમલિની, સુમંતરાય, રાયસંગ, શારદા વગેરેને વિમલાનો જખમ ધોવામાં, પાટો બાંધવામાં રોકાયલાં જોઇ તે નીચે ઉતરી અને પા-છળના બારણે બહાર નીકળી. તે થોડે દૂર ગઇ નહિ તેટલામાં મણિકાન્ત નીચે ઉતરે છે એમ તેને લાગ્યું. તેમના બૂટનો દાદરમાં ખડખડ અવાજ થતો સંભળાયો. તેથી દાક્તર બહાર નીકળે તે પહેલાં

જ ખસી જવાય તે સારૂ તે ઉતાવળે પગલે ચાલવા લાગી. પણ તે કેટલું ઉતાવળે ચાલે ? મણિકાન્ત લાંબે પગલે ચાલતા હતા. લિલિ રસ્તા પર આવી તેટલામાં તે પણ આવી પહોંચ્યા. " કોણ, લિલિ બહેન ? હમણાં કઈ તરફ નીકળ્યાં ? " એમ તેમણે પુછ્યું તે સાથે લિલિના પેટમાં ધ્રાસ્કો પડયો. પ્રથમ ગ્રાસે મક્ષિકાપાતઃ એ પ્રમાણે તેને અપશુકન થયા લાગ્યા. તે અચકાતી અચકાતી બોલી, " હું-હું ? માથું દુઃખે છે તેથી સહજ બાગમાં ફરવાની ઇચ્છાથી નીકળી હતી. " ત્યારે " અંધારામાં ફરશો નહિ. વિંછી બીછી કરડી બેસશે, બંગલામાં જાવ ! " એટલું કહી મણિકાન્ત ચાલ્યા ગયા. તેમને સંશય ન આવે તેથી લિલિએ થોડાં પગલાં પાછળ ભર્યાં અને તે દૂર ગયા ત્યાં સુધી એક ઝાડ પાછળ ઉભી રહી. મણિકાન્ત દેખાતા બંધ થયા એટલે તે સુરેશ ગલીમાં આવી પહોંચી. હસમુખરાય પણ તેજ વખતે ત્યાં આવી લાગ્યા. લિલિ ગાડીમાં બેસી ગઈ અને ઘોડા ઉપર ચાબુકનો પ્રહાર થયો.

લિલિનાં નેત્ર આગળ હતાં પણ લક્ષ પાછળ હતું. મણિકાન્તે પોતાને જોઇ હતી તેથી પાછળ કોઇ પકડવા આવશે કે શું એવો તેને ભય હતો. જેમ જેમ ગાડી દૂર જતી ગઇ તેમ તેમ તેનો ભય ઓછો થવા લાગ્યો. સુમંતરાય ઉપર આવેલા પત્રો સંબંધી તથા ઇનામદારના અવસાન વિષે હસમુખરાયે લિલિને હકીકત પુછી; પણ તેનેયે એ સંબંધમાં વિશેષ માહિતી ન હતી એટલે તે શું કહે ? હસમુખરાયે પણ પોતે જાણી હતી તેટલી કહી નહિ. તેમણે લિલિને એ બાબતમાં અજાણી રાખવાનું પસંદ કર્યું. શું તેમને એવી શંકા હશે કે, પિતાને ઇનામદાર બનેલા જાણી કદાચ તે સાથે આવતી અટકી જાય ? પિતા પૈસેથી ખાલી હોવાથી લિલિ પોતાની સાથે આવવા તૈયાર થઇ છે એમ તે માનતા હશે ? કોને ખબર ?

હસમુખરાયે કોઇની દૃષ્ટિએ ન પડાય તે સારૂ આઠ માઇલ દૂર આવેલી રેલ્વેદ્વારા પ્રવાસ કરવાની યોજના ઘડી હતી. તેમણે

પૂર વેગમાં ગાડી હાંકી. સ્ટેશન માઇલ દોઢ માઇલ રહ્યું હશે તેટ-લામાં તે દિવસની માફક ઘોડો ઠોકર ખાઇને પડયો. ગાડી એક બાજુએ ઉંધી થઇ ગઇ અને એક પૈડું નીકળી ગયું. પરંતુ સુભાગ્યે બેમાંથી એકેને ઇજા થઇ નહિ. ઘોડાના પટા ચપ્પુવતી હસમુખરાયે કાપી નાખ્યા. તરત ઘોડો ઉભો થઇ ગયો અને કાન ઉંચા કરી નાશી છૂટયો. અંધકાર એટલો બધો હતો કે દૃષ્ટિ બિલકુલ કામ કરી શકિત ન હતી. તેમાં વળી પવનનો સુસવાટો તથા ઠંડી એટલાં ભારે હતાં કે શરીર કંપી જતું હતું. ગાડી ભાગી ગઇ અને ઘોડો નાશી છૂટયો એટલે પગે ચાલવા સિવાય અન્ય ઉપાય રહયો ન હતો. રસ્તા પર કોઇ મદદ આપી શકે તેવું હતું નહિ અને પૂર્વે કદી આ રસ્તો તેમણે જોયેલો ન હતો. અધુરામાં પુરૂં સ્ટેશન તરફ જતો સારો રસ્તો એક બાજુએ રહી ગયો હતો. જો કે આ રસ્તો પણ સ્ટેશને જતો હતો તથાપિ ફેરનો અને ખાડા ટેકરાવાળો હતો. હસમુખરાય હવે શું કરવું તેનો વિચાર કરતા કરતા માથું ખંજ-વાળવા લાગ્યા.

એટલામાં "બાપરે, કેટલું અંધારૂં? આંખો ખેંચી ખેંચીને થાકયા તોયે સઝતું નથી અને વળી આ શું પડયું છે?" એવા શબ્દ સંભળાયા. હસમુખરાયને હિંમત આવી. બે ખેડુત પોતાના ખેતરમાં રાતવાસો રહેવા જતા હતા. તેમણે હસમુખરાયને આફતમાં પડેલા જોયા. આવી દીન સ્થિતિમાં હસમુખરાયને લાગ્યું કે દેવ જ મળ્યા!"

બન્નેની મદદથી ગાડી રસ્તા ઉપર બાજુએ ખસેડી ખેતરમાં મુકી અને તેમની પાસે સરસામાન લેવડાવીને સ્ટેશન તરફ ચાલ્યા.

સ્ટેશન થોડું દૂર રહ્યું તેટલામાં એન્જીનની શીશોટી સંભળાઈ. બન્ને ગભરાયાં. ગાડી મળશે કે નહિ તેની શંકાથી દોટ મુકી તે જેમ તેમ સ્ટેશન પર આવી પહોંચ્યાં. ટીકીટની બારીએ હસમુખરાય

ગયો તો બારી બંધ ! લિલિ પ્લેટફાર્મપર જઈ ગાડી ઉભી રહે તે સારૂ બન્ને હાથ ઉંચા કરી ઉભી રહી. પોતે શું કરે છે તે તેને પોતાને જ સમજાયું નહિ. તેણે હાથ ઉંચા કર્યા પણ ગાડી શાની અટકે ! તેણે પંથ કાપવા માંડયો. એટલામાં તેનો બીજા વર્ગનો ડબ્બો લિલિના મુખ આગળથી પસાર થયો અને તેમાં સુમંતરાય કોઈની સાથે વાત કરતા જણાયા. તે થરથર ધ્રૂજી ઉઠી. તેને લાગ્યું કે પોતાને પકડવા સારૂ તે નીકળી ચુક્યા છે.

એ પછી ભાગ્યેજ ગાડી આવતી હતી. તેની રાહ જોવાની હતી એટલે હસમુખરાવ પોતાના સામાન પાસે આવ્યા. પેલા ખેડુ-તોના હાથમાં બે રૂપીયા મુકી તેમને રજા આપી. લિલિ અદ્યાપિ થરથર ધ્રૂજ્યા કરતી હતી. નહિ અહીંના ને નહિ તહીંનાં એવી સ્થિતિમાં તે સપડાયાં હતાં. હસમુખરાયે ધીમે રહી કહ્યું; "આજ ત્યારે ઉજાણી જ થઈ ? બેસ અહીં. કંઈ દાળ ચેવડો મળતાં હોય તો તપાસ કરી આવું. આ ઓવરકોટ પહેરી લે ! તાઢ અતિશય છે."

"છટ્, છટ્, તાઢ ક્યાં છે ? દાળ ચેવડો કંઈ ન જોઈએ ? આપે તેમને જોયા કે ?" ગભરાયલા સ્વરે લિલિ બોલી.

"કોને ?"

"દાદાને ? મારા દાદાને ?"

"સુમંતરાયને ? ક્યાં ?" હસમુખરાયે દિઙ્મૂઢ બની જઈ કહ્યું.

"તે આ ગાડીમાં ગયા. બીજા વર્ગના ડબ્બામાં હતા !"

હસમુખરાયને લાગ્યું કે લિલિને ભ્રમ થયો છે. તે આગળ કહેવા લાગીઃ—

"હું ખાત્રીથી કહું છું. દાદા જ હતા. તે કોઈની સાથે વાત કરતા હતા અને દીવાનો પ્રકાશ બરાબર તેમના મુખ પર પડેલો હતો. તેજ, દાદા જ હતા !"



# પ્રકરણ ૭ મું.



## લિલિનું લગ્ન.

કમલિનીની સ્થિતિ અત્યંત શોચનીય બની હતી. લિલિના કલંકિત કૃત્યથી તેને અત્યંત દુઃખ થયું. હવે શું કરવું એ એક વિકટ પ્રશ્ન હતો. સુમંતરાય ઘેર હોત તો એ વિષયમાં તેની જવાબદારી ઘણે અંશે ઓછી ગણાત. તેમની ગેરહાજરી કમલિનીને ભયકારક થઈ, લિલિ અને હસમુખરાયના સંકેતને પકડી પાડી તેમની ધારણા વ્યર્થ કરવાની તેનામાં શકિત ન હતી. કોઈનીયે સત્તામાં એ વાત રહી ન હતી. વખત ઘણો નીકળી ગયો હતો તેથી તેમને પકડી પાડવાનું કામ અશક્ય બન્યું હતું.

સવારે આ વાત આખા ગામમાં ફેલાઈ ગઈ. હસમુખરાયનો ઘોડો પેલા રસ્તે મળેલા ખેડુતોમાંના એકે ઓળખી લઇ પકડયો હતો. હસમુખરાયે તેમને રજા આપતી વખતે ઘોડાનાં અને ઘરનાં નિશાન કહીને સારૂં ઇનામ આપવા કહ્યું હતું તેથી તેમાંના એકે તેની શોધ કરી હતી. ઘોડાની અસ્તવસ્ત સ્થિતિ જોઇ નોકર ચાકરોને આશ્ચર્ય થયું. શું થયું, શું થયું એમ જેણે તેણે પુછવા માંડયું. તે માણસે પોતે જે જાણતો હતો તે સર્વ કહ્યું. તેણે જણાવ્યું કે, ઘોડાને શોધી કહાડી અહીં પહોંચાડવા કહ્યાથી ઘોડો હાથ આવતાં લઈ આવ્યો છું. વાતનો વિસ્તાર વધી પડયો. પ્રત્યેકના મુખમાંથી એવા શબ્દ નીકળવા લાગ્યા કે, ' હસમુખરાયને લઇને સુમંતરાયની લિલિ નાશી ગઇ! ચૌટે, ચકલે, દુકાને, બેઠકે, કચેરીએ, નિશાળે, સર્વત્ર એની એ વાત થવા લાગી, અને અનેક પ્રકારના તર્ક ઉત્પન્ન થયા.

સવારે મણિકાન્ત વિમલાને જોવા માટે લિલિ હાઉસમાં આવ્યા ત્યારે કમલિનીએ સર્વ હકીકત કહી સંભળાવી. તેની હૃદય-દ્રાવક મુખચર્યા જોઇ મણિકાન્ત દીલગીર થયા. આખી રાત તેણે રૂદન અને જાગરણમાં કાઢયાનાં ચિહ્ન સ્પષ્ટપણે જણાઇ આવતાં હતાં.

"બહુ ખરાબ થયું કહેવાય." મણિકાન્તે આશ્વાસન આપતાં કહ્યું; "પણ એનો યે એનો વિચાર કરી તમારી પ્રકૃતિ બગાડશો નહિ. બન્યું. ન:બન્યું થાય તેમ નથી."

દાક્તરની સહાનુભૂતિ અને લાગણી જોઇ કમલિનીએ કહ્યું; ગામમાં વાત ફેલાઇ ગઇ હશે!"

"હા, એ માટે શો ઉપાય થઇ શકે તેમ છે? બહેન, ગમે તેમ હોય પણ તમે ધીરજ રાખો."

"તમારી વાત ખરી છે. પણ મને લાગે છે કે-પણ જો હસમુખરાય સાથે ન ગઇ હોય તો કેવું સારૂં? દાક્તર, મારા માથે વીજળી તુટી પડી હોય તેમ લાગે છે. દાક્તર તેને નાનીની મોટી કરી, કેડમાં લઈ હું તેને ફરતી હતી, તેના સુખને વાસ્તે મારા લોહીનું પાણી કરી નાખતી તેનો આ બદલો? રામ, રામ, રામ!"

"ખરૂં છે. લિલિએ ભયંકર ભૂલ કરી છે! જગતમાં મોં બતાવવા જેવું નથી રાખ્યું-પણ ઉપાય નથી."

"પણ દાક્તર, એટલીવારમાં લોકોને શી રીતે ખબર પડી હશે?"

મણિકાન્તે સર્વ હકીકત કહી સંભળાવી અને પોતે સાંજે ગયા ત્યારે લિલિ બહાર નીકળતી જણાઇ હતી વગેરે વાત કહી તે પરથી સ્પષ્ટ સમજાયું કે સર્વ યોજના અગાઉથી નક્કી થયેલી હોવી જોઇએ. હવે એ હકીકત પિતાજીને શી રીતે જણાવવી તે વિષે કમલિનીએ દાક્તરની સલાહ માગી. કેટલીક વાત થયા પછી રાયસંગને સાથે લઇ કમલિનીએ શ્રીરંગનગર જઇ ખબર આપવી એમ ઠર્યું. દાક્તર વિમલાના જખમપર મલમપટો કરી ઘેર ગયા.

રાયસંગ અને કમલિની આઠ માઇલ દૂર આવેલા ચંદનપુર સ્ટેશને ગયાં અને શ્રીરંગનગર પહોંચ્યાં. ઇનામદારનું મકાન વિસ્તીર્ણ, ભવ્ય અને રમણીય હતું. તે એક મહેલ જ હતો. સુમંતરાય અનેક પ્રકારના શૃંગારથી સુશોભિત દિવાનખાનામાં

મખમલની મૃદુ ગાદીપર તકીએ અઢેલી બેઠા હતા. પાસે કારભારી બેસીને કેટલાક કાગળ પત્રોની હકીકત સમજાવતો હતો. કમલિની અંદર જઈને નીચા મુખે ભીંતને અઢેલી ઉભી રહી. રાયસંગ મુજરો કરીને ધ્રૂજતો ધ્રૂજતો એક ખૂણામાં ઉભો રહ્યો. તેમને જોઇ સુમંતરાયે કહ્યું:-

" અચાનક અહીં ક્યાંથી ? "

" દાદા, હું આવવાની ન હતી. પણ—મારા સિવાય આ કામ બીજા કોઇથી બની શકે તેમ ન લાગ્યું તેથી આવી. દાદા, આપણા ઉપર આફત તૂટી પડી છે. "

સુમંતરાયને લાગ્યું કે વિમલાની ભયંકર સ્થિતિ હશે. તેમણે પુછ્યું, " આફત ? આફત શાની ? સ્પષ્ટ કહે. અરે, રાયસંગ, શું છે કહે ! આમ પૂતળા જેવો કેમ ઉભો છે ? ચોખ્ખું કહો, મારે શું સમજવું ? શું વિમલા મરી ગઇ ! કહે, કહે જલ્દી. "

" દાદા, વિમલાને સારૂં છે. પણ...પ...ણ લિ...લિ, લિલિ..."

" લિલિનું શું છે ? તે મરી ગઇ ? થયું છે શું ? કેમ બોલતી નથી ? " સુમંતરાયે ઉતાવળા બની પુછ્યું અને પૂર્વની માફક તે સોટો ધડાધડ અફાળવા લાગ્યા.

" દાદા, કાલ રાતે નીકળતી વખતે તમે તેને બોલાવી હતી ને ? મને લાગ્યું કે તે સૂઇ ગઇ હશે. પણ-પણ ! ક્યાંએ જડી નહિ. પછી પુષ્કળ ખોળ કરી ત્યારે તે નાશી ગયેલી જણાઇ. "

" નાશી ગઇ ? કઇ તરફ નાશી ગઇ ? શામાટે ? હમણાં તેને પકડી લાવું છું. "

" તે એકલી નથી ગઇ. હસમુખરાય તેની સાથે છે. "

" શું ? '

" હા, દાદા, તે લગ્ન કરવા માટે નાશી ગઇ છે. હવે એમાં શંકા રહીજ નથી. "

સુમંતરાયનું મુખ લાલચોળ બની ગયું. જાણે બીજો નૃસિંહ

અવતાર ? તેમણે હજારો ગાળો દઇ દીધી ? જો બન્ને તેમના સપાટામાં આવ્યાં હોત તો તેમણે તેમને કચડીજ નાખ્યાં હોત!

કેટલીકવારે શાંત થઇ તેમણે કહ્યું " બેટા, એક ગઇ તેની પાછળ આ બીજી. જવા દે ! એ કાળમુખીનું નામ હવે કાઢીશ નહિ ! "

કમલિનીને લાગ્યું હતું કે, પિતાજી તેની શોધ કરશે. પણ તે વાત દૂર રહી અને કદી પણ નામ યાદ નહિ કરવાની આજ્ઞા થઇ. તેણે માન્યું હતું કે હવે મિલકત પુષ્કળ મળી છે એટલે કુમુદને પણ પુનઃ યાદ કરશે પણ તેની સાથે બીજીનું નામ પણ બંધ થયું. તે ત્યાં ઉભી ન રહી. ઘેર વિમલા પથારીમાં હતી તેથી વળતી ગાડીએ પાછી સૈનેશ્વર આવી.

આ તરફ લિલિ અને હસમુખરાય નવસારી આવ્યાં અને ત્યાં લગ્ન નોંધણી કચેરીમાં નોંધાવી લીધું. પ્રવાસની રીતે તેમને જે અ- થડામણ અને ત્રાસ વેઠવાં પડયાં તેના બદલા તરીકે થોડા દિવસ સુધી ડુમસ તરફ મઝા મારી લીધી અને આઠમા દિવસે એ નવીન જોડું સૈનેશ્વરમાં આવી દાખલ થયું.

લગ્નની ખુશખબર બીજે જ દિવસે પત્રદ્વારા હસમુખરાયે પોતાના નોકરોને આપી ધર્મપત્નીના સ્વાગતની અપૂર્વ તૈયારી કરી રાખવા સૂચવ્યું હતું. તે પ્રમાણે નોકરો આખું ઘર વાળી ઝુડી સ્વચ્છ બનાવી તથા, કાગળનાં ધ્વજા તોરણ બાંધી સ્વાગત કરવાને ઉત્સુકતા પૂર્વક આગમનના દિવસની રાહ જોઈ રહ્યા હતા.

આજે દાક્તર આવી પહોંચવાનો સંભવ હતો. સાત વાગ્યા, આઠ થયા અને નવના ટકોરા સંભળાયા પણ કોઇ આવ્યું નહિ. નોકરો કંટાળ્યા અને હવે બીજી ગાડીએ આવશે એમ માનીને તૈયાર કરી રાખેલી ચ્હા પીવા બેઠા. હમણાં તેમને કોઇ પુછનાર ન હતું તેથી નીરાંતે પડયા પડયા તે નાસ્તાનો દાબડો પણ સાફ કર- વાની તૈયારી પર આવ્યા. પ્રસંગાનુસાર ઠઠ્ઠા મશ્કરીનો આરંભ થયો અને હસાહસ થઇ રહી. એટલામાં બહારથી મોટી હાક સંભળાઇ.

તરત સર્વે ચમકી ઉઠયા. તેમને લાગ્યું કે દાક્તર સાહેબ પધાર્યા." સર્વેએ પોતાનાં ઠરેલાં વસ્ત્રો પહેરી લીધાં અને એકે બારણું ઉગાડયાં તો કોઈ બાઇએ મોઢું પોટલું નીચે મુકી કહ્યું; " સુમંતરાયને ત્યાંથી લિલિ બહેનનાં લુગડાં વગેરે મુકવા આવી છું. ક્યાં છે તે? તેમને એક સંદેસો કહેવાનો છે. "

વાચકો જાણી ગયા હશે કે આવનાર બાઈ શારદા હતી. હસમુખરાયે લગ્ન થયા પછી ઘેર પત્ર લખી સ્વાગત સમારંભની તૈયારી કરવા જણાવ્યું હતું; તેજ પ્રમાણે લિલિએ એક પત્ર કમલિનીને લખી પોતાના લગ્નની ખબર આપી હતી. એજ પાકીટમાં પિતાપર એક પશ્ચાતાપ દર્શક પત્ર મોકલી છેવટે તેણે માફી માગી હતી.

કમલિનીના પત્રપર 'કમલિની, લિલિ હાઉસ, નર્મદા કુંજ, સેનેશ્વર' એવું સરનામું હતું અને અંદર બીજા રાખેલા પત્રની ગડી ઉપર 'તીર્થસ્વરૂપ સુમંતરાય' એટલાજ શબ્દ હતા તે પરથી લાગતું હતું કે અદ્યાપિ તે સુમંતરાયને મળેલી ઇનામદારી વિષે કંઇ જાણી શકી નહતી. કમલિનીએ તેમના નામ પરનો પત્ર શ્રીરંગનગર મોકલી આપ્યો. તે લિલિનો છે એમ જણાતાં સુમંતરાયે તેના ટુકડે ટુકડા કરી નાખ્યા, કમલિની પણ પોતાના પર પત્ર આવ્યો હતો તેનો જવાબ લખી ન શકી, કેમકે તેની સાથે કોઈ પ્રકારનો વ્યવહાર નહિ રાખવા પિતાજીની સખત આજ્ઞા હતી. કારભારની વ્યવસ્થા કરી સુમંતરાય મંગળવારે ઘેર આવ્યા, બુધવારે સવારે પુનઃ કમલિનીપર લિલિનો એક પત્ર આવ્યો. તેમાં તેણે પોતે અને હસમુખરાય બુધવારે આવનાર છે માટે તે પહેલાં સાડી પોલકાં વગેરે પોતાનું જે હોય તે હસમુખરાયને ઘેર પહોંચાડવા જણાવ્યું હતું.

કમલિનીએ પિતાને તે પત્ર બતાવ્યો પણ સરદાર ગરમ થઇ ગયા અને સોટો પછાડતા પછાડતા બોલ્યા, " બસ, બસ, એક ચિંદરડી સુધાં મળવાની નથી. "

" પણ દાદા, તે એક લુગડા ભેર ગઇ છે. તેને પહેરવા......" કમલિનીએ આજીજી પૂર્વક કહ્યું.

"બહુ સારૂં ગઇ છે તો. કોણે કહ્યું હતું જવાને ? તું પણ તેની બહેન જ છે ને ? આવી મોટી ઉપરાણું લેવા ?"

તથાપિ કમલિનીથી ન રહેવાયું. લિલિએ ભયંકર ભૂલ કરી છે એમ તે માનતી હતી પણ તેના હૃદયમાં જે ભગિની પ્રેમ હતો તે શુષ્ક થયો ન હતો. જો કપડાં નહિ હોય તો તેને બહુ અડચણ પડશે એમ જાણી સંધિ જોઈ કમલિનીએ પિતાને પુનઃ વિનંતિ કરી. તે વખતે સરદાર સહજ ખુશમાં હતા. તરત તેમણે હુકમ કર્યો; "તેની એકે એક વસ્તુ હમણાં ને હમણા પહોંચાડી દો. તેનો એક ટૂકડો પણ આ ઘરમાં રહેવો ન જોઇએ."

કમલિનીને તે જ જોઇતું હતું. મળી તેટલી સર્વ વસ્તુનું પોટલું બાંધી તેણે શારદાને આપ્યું અને કહ્યું "આ આપી આવ અને બહેનને કહેજે કે બીજું જે હશે તે સર્વ કાલે મોકલી આપીશ. એક બાજુએ બોલાવીને કહેજે......" એટલું બોલી તે શારદાના કાનમાં કંઇ ગણગણી. અને તે જ કહેવા શારદા 'બહેન કયાં છે ?' એમ પુછી ઉભી રહી હતી. તેને જવાબ મળ્યો કે, 'અદ્યાપિ કોઇ આવ્યું નથી.' તે પોટલું ત્યાં મુકી પાછી ફરવાના વિચારમાં હતી તેટલામાં બ્હાર ગાડીનો અવાજ સંભળાયો. લિલિ અને હસમુખરાય ગાડીમાંથી નીચે ઉતર્યાં. રસ્તામાં કંઈ હરકત આવવાથી તેમને આવતાં વિલંબ થયો હતો.

ઉભયના મુખપર આનંદનું તેજ ચળકતું હતું. લિલિ પ્રફુલ્લિત બની ગઇ હતી. હસમુખરાય ગમ્મતમાં કંઇ કહેતા એટલે તે ગાલમાં ને ગાલમાં હસતી. દરવાજામાં આવતાં જ સર્વ નોકરોએ પદ્ધતસર સલામ ભરી. તેમના તરફ પ્રેમભરી નજરે જોતી જોતી લિલિ અંદર આવી. બીજી બાજુએ શારદા દૃષ્ટિએ પડી. તેને જોઇ લિલિને અતિ આશ્ચર્ય થયું, તેણે કહ્યું:—

"કોણ, શારદા ? અહીં કયાંથી ?"

"હા, બહેન હું જ છું" શારદાએ સભ્યતાપૂર્વક કહ્યું, "મોટી

બહેને આ પોટલું આપીને એક સંદેશો કહેવા આજ્ઞા કરી છે.
ઇનામદાર શાહેબ પણ હમણાં અહીં છે. ”

લિલિ તેના તરફ જોઇ રહી. શારદાએ ‘આજ્ઞા’ ‘ઇનામદાર સાહેબ, વગેરે શબ્દો વાપરેલા જોઇ તે અચંબો પામી અને બોલી;
“ શારદા, ઇનામદાર સાહેબ કોને કહે છે તું? ”

“ શું આપ નથી જાણતાં ? ”

“ હું કંઇ નથી જાણતી. ”

શારદાને લિલિને અત્યાર સુધી અજાણી રહેલી જોઇ આશ્ચર્ય થયું, તેણે કહ્યું:—

“બહેન, શ્રીરંગનગરના પ્રથમના ઇનામદાર મૃત્યુ પામ્યા છે અને તેનો સર્વવારસો આપના પિતાને મળ્યો છે એટલે હવે તેમને ઇનામદાર સાહેબ કહેવા પડેને? ”

“ ક્યારે મરી ગયા ? શું થયું હતું ? તમને ક્યારે ખબર પડી ? ”

“ આજે નવ દિવસ થયા મંગળવારે. તાવ આવતો હતો તેમાં એકાએક સન્નિપાત થયો અને ગુજરી ગયા. બુધવારે ‘ઇનામદાર’ એવા સરનામાના જે પત્રો આવ્યા હતા તે આપના પિતાને ઉદ્દેશી લખાયલા હતા. ”

“ તેં શી રીતે જાણ્યું. ઘેર એ વાતની સર્વને ક્યારે ખબર પડી ? ”

“ આપ ગયાં તેજ સમયે. તે દિવસે મણિકાન્ત દાક્તર સાંજે આપણે ત્યાં આવ્યા હતા તે આપને યાદ હશે જ. તેમણે ઇનામદાર સાહેબ ભયંકર માંદગીમાં હતા અને કદાચિત આ પત્ર તમારા પરના હશે એમ કહ્યું એટલે પત્ર ફોડી જોતાં તેની જ હકીકત માલુમ પડી. ”

“ હસમુખરાયને આ વાતની ખબર મળી હશે ? તે દિવસે એ પણ ઇનામદાર વિષે પુછતા હતા ખરા. ” એવો એક વિચાર લિલિના મનમાં આવ્યો. પણ હસમુખરાય પર તેનો અપૂર્વ પ્રેમ

અને વિશ્વાસ હતાં એટલે મનમાં જ તેણે નિર્ણય કરી લીધો. " છટ, છટ, એ જાણતા હોય તો મને કહ્યા સિવાય રહે નહિ. "

પછી એ લિલિએ સર્વની ખબર પુછી તથા અનેક પ્રશ્ન કરી આઠે દિવસની પુરેપુરી માહિતી મેળવી લીધી. શારદાએ 'હવે ઇનામદાર સાહેબ અહીંનો નિવાસ બંધ કરી દેવાના છે.' એમ કહી રજા લીધી. તેટલામાં પુનઃ લિલિએ કહ્યું:—

" તે રાતે દાદા મારા પર ખૂબ ચીડાયા હશે? "

" બહેન, તમે જતાં રહ્યાં છો એમ સમજાતા પૂર્વેજ તે અહીંથી નીકળી ગયા હતા એમ મેં હમણાં આપને કહ્યું હતું તે ભુલી ગયાં કે શું? તમારી વાત જણાવવા માટે બીજે દિવસે કમલિની બહેન જાતે શ્રીરંગનગર ગયાં હતાં. "

"પણ પાછા આવ્યા પછી અત્યંત ગુસ્સે થયેલા જણાય છે કે?"

" હા, મને તો એમ લાગે છે ખરૂં. "

" થવા દે ગુસ્સે! ખુશીથી ચીડાવ કહીએ? પણ શારદા, તું શું કહેતી હતી? મોટી બહેને શો સંદેશો કહેવડાવ્યો છે? કહેવાને ભુલી ગઇ કે શું?

વસ્ત્રો વગેરે થોડાં કેમ છે, બાકી કેમ રહ્યાં વગેરે કહી શારદાએ કહ્યું, " અમારા તરફના માણસો સાથે કોઇ પ્રકારનો સંબંધ નહિ રાખવા સૂચવ્યું છે. ઇનામદાર સાહેબનો સ્વભાવ તમે જાણો જ છો ને? "

" એ તો હું જાણતી જ હતી. મોડા વહેલા સઉ ઠેકાણે આવશે. "

શારદા રજા લઇ ત્યાંથી ચાલી ગઇ.

રાતે ભોજન વગેરે લીધા પછી હસમુખરાય અને લિલિ દિવાનખાનામાં વાર્તાવિનોદ કરવામાં લીન થયાં હતાં તેટલામાં 'નીચે કોઇ આવ્યું છે' એવી નોકરે ખબર આપી. હસમુખરાય ચીડાયા. " આવીને નિરાંતે બેઠા નહિ તેટલામાં બોલાવનાર તૈયાર! અરે કોઇ, કહે કે આજે રોગીને જોવાને નવરાશ નથી. જા, લોકોને બીજો ધંધો જ નથી! "

નોકર નીચે જઈને તત્કાલ પાછો ફર્યો:-"સાહેબ, તે પોલીસ સીપાઈ છે. તે કહે છે કે હમણાં જ આવવા કહે!"

હસમુખરાય ચમક્યા. "પોલીસ સીપાઈ!"

"કાલે પણ એ આવ્યો હતો." નોકરે કહ્યું. "આજે સવારે સુદ્ધાં આવ્યો હતો! કેમ અને શા માટે આવ્યો છે એમ પુછ્યું પણ કંઇ કહેતો નથી. ફક્ત કુંદનના સંબંધી કંઇ કામ છે એટલું બોલ્યો હતો."

હસમુખરાયનું હસતું મુખ કરમાયું. લિલિને આ શી માથાફોડ છે તે ન સમજાઇ. હસમુખરાય નીચે આવ્યા. તેમણે સીપાઇને ઓળખ્યો. કુંદનની તપાસ વખતે તપાસમાં એ સીપાઈ હાજર હતો. તેણે સલામ કરી કહ્યું:—

"દાક્તર સાહેબ, આટલી રાતે તમને હેરાન કર્યા છે તે માટે દીલગીર છું. નિરૂપાય છું. કચેરીમાં ધમાલ ચાલી રહી છે."

"શેની ધમાલ?"

"સાહેબ, પહેલાં ફોજદાર હતા તેમની બદલી થઇ ગઇ છે અને નવા કોઈ આવ્યા છે. તે કહે છે કે, કેસમાં બરાબર તપાસ થઇ નથી. નહિ તો ખરી હકીકત અવશ્ય બહાર આવી હોત. તે રાતે જે માણસનો ચહેરો આપે જોયો હતો તે વિષે કંઇ પુછવાનું છે."

"આ વખતે, હમણાં પુછવાનું છે?"

"ના સાહેબ, સવારે આવશો તો ચાલશે. મારા મનમાં આપ આવ્યા છો ત્યારે કહી રાખું, જેથી ફરી ધક્કો ખાવો પડે નહિ."

"ત્યારે ફરી ખણી કાઢવાનો વિચાર નવા ફોજદારે કર્યો લાગે છે! શું નામ તેમનું?"

"કમાલખાન!"

"કમાલખાન? કંઈ કમાલ કરી બતાવવા માગે છે? ઠીક છે, સવારે કચેરીમાં આવીશ."



## પ્રકરણ ૮ મું.

### પોલીસનું તેડું.

બીજે દિવસે સવારે પથારીમાંથી ઉઠયા પછી પ્રાતઃવિધિ પરવારી ચ્હા લઈ હસમુખરાય દરદીઓને જોવા જવા બહાર નીકળ્યા. આઠ દસ દિવસ કંઈ પણ સૂચના કે સલાહ વગેરે આપ્યા સિવાય ગેરહાજર રહેવાથી દરદીઓ દાક્તરથી કંટાળી ગયા હતા.

રસ્તે જતાં જતાં 'ફોજદાર કચેરી' એવું પાટીયું લટકતું હતું તે મકાન આગળથી પસાર થયા; પણ થોડાં પગલાં ભર્યા પછી તેમને રાતનું સ્મરણ થયું. અને તે સાથે જ તે પાછા ફર્યા. દરવાજામાં આશરે ચાલીસ વર્ષની ઉમરના કોઇ ગૃહસ્થ ઉભા હતા. તેમનું નાક નાનું અને ચીબું હતું, મુદ્રા ધૂર્ત, ચાલાક હતી અને નેત્ર કારમાં લાગતાં હતાં. ચતુર અને હુશીયાર માણસ અન્યનાં વર્તન તથા ઢીલચાલ સમજી લેવા કદી કદી દૃષ્ટિ એવી તીવ્ર અને ભયકારક બનાવે છે. તે ફોજદાર કમાલખાન હતા; પણ હસમુખરાય તેમને ઓળખતા ન હતા. તેમણે પુછ્યું:—

"ફોજદાર સાહેબ મળી શકશે?"

"હા, મળ્યા જ છે ને? શું કામ છે? હું ફોજદાર છું."

"એમ કે? ઠીક થયું ત્યારે કાલે રાતે સીપાઇ આવ્યો હતો તેથી લાગ્યું કે ચાલ, મળી આવું. હસમુખરાય દાક્તર કહે છે તે હું જ."

"ઓ હો! માફ કરજો દાકતર સાહેબ; આપનો પરિચય નહોતો. હું બદલી થવાથી હમણાં જ આવેલો છું. આવો, આવો, અંદર આવો, અરે, ખૂરશી લાવ ખૂરશી!"

ખૂરશીઓ ગોઠવાયા પછી તે બન્ને એક ઓરડીમાં જઇને બેઠા અને સીપાઇએ ઓરડીનાં બારણાં બંધ કરી દીધાં."

ગઇ રાતે સીપાઇ સાથે જે બોલવું થયું હતું તે કહીને હસ-

મુખરાયે કહ્યું; "પહેલાં જે માહિતી હતી તેમાં લેશ માત્ર વધારો થયો નથી. અને જે માહિતી હતી તે કહી ચુક્યો છું."

"હા, હા, દાક્તર, પણ તે હું નથી પુછતો. મને તેની જરૂર નથી. તમને કંઇ વિશેષ માહિતી માત્ર છે એમ હું નથી કહેતો. હું કહું છું તે એ જ કે, આપે પ્રથમના ફોજદારને જેવી માહિતી આપી હતી તેવી જ પુનઃ એકવાર શાંતિપૂર્વક મને આપો. મારો મત એવો છે કે, આ પ્રકરણની જોઇએ તેવી તપાસ થઈ નથી. બાળકને લઈ જનારી દુર્ગાબાઇને કોણે ખોળી છે? શું તેનો પત્તો ન પડે?"

"પણ મુંબઇમાં એ નામની સો સ્ત્રીઓ જોઇ; પરંતુ જેની જરૂર હતી તે મળી નહિ. કદાચ તેણે અહીં નામ બદલેલું હશે તો કોણ જાણે?"

"તમો કહો છો તે ઠીક છે, પણ કુંદને સરનામામાં 'દુર્ગાબાઇ' જ લખ્યું હતું ને?"

"હા, પણ પ્રથમથીજ એવી યોજના થયેલી હશે. ફોજદાર સાહેબ, એટલી વાત તો નિર્વિવાદ છે કે, કુંદન અહીં અજ્ઞાતવાસ-માં રહેવાના ઉદ્દેશથી આવી હોવી જોઇએ. તે મુંબઇથી આવ્યાનું કહેતી હતી પણ મને ખરૂં નથી લાગતું. દુર્ગાબાઈ કહેવાય છે તે સુધાં મુંબઇથી નહિ આવી હોય. કુંદને અહીં આવીને જે જે કંઇ વાત કરી છે તે ઉપરથી મારી તો ખાત્રી થઇ છે કે, આપણા સર્વની આંખમાં ધૂળ નાખવાનો જ તેનો હેતુ હતો અને તે ઉત્તમ રીતે પાર પડયો."

વાત કરતાં કરતાં તે પગ હલાવ્યા કરતા હતા. એટલામાં એકાએક તેમનો ચહેરો બદલાયો. ભયની એક ઝીણી લહરી તે પરથી પસાર થયેલી જણાઇ. ફોજદાર ચાણાક્ષ હતો, એ લહરી તેના લક્ષમાં આવી ગઇ. તેના તરફ જોઇ હસમુખરાય આગળ બોલવા લાગ્યા.

"ફોજદાર સાહેબ, શું કહું? તે મરી ગઇ પણ મને તેને

લીધે જે ત્રાસ થયો છે તેની વાત જ ન કરશો ! અરરર, દુશ્મનને સુદ્ધાં એટલો ત્રાસ ન થશો. લોકો તો એવું માનવા લાગ્યા હતા કે, તેમાં મારૂં કંઇ અંગ હોવું જોઇએ. અને તેમ માનવાનું કારણ એ જ કે, મરનાર કહેતી હતી કે તેની કેટલીક સખીઓએ મારા માટે ભલામણ કરી હતી તેથી હું તેને ઓળખતો હોવો જોઇએ. જોયું, ધર્મ કરતા ધાડ આવી જાયને ? '

" ત્યારે શું તમારી ભલામણ કોણે કરી તે પણ તમે જાણી શક્યા નથી ? "

" બીલકુલ નહિ, મુંબઇમાં મારા જેટલા સ્નેહી સંબંધીઓ છે તે સર્વને પત્ર લખી પુછાવ્યું પણ એકે ભલામણ કર્યાની વાત કબુલ કરતો નથી. કુંદન નામની કોઇ સ્ત્રીને જ તેઓ ઓળખતા નથી. હું તો માનું છું કે, તેનું નામ કુંદન નહિ હોય. દુર્ગાબાઇનું નામ બનાવટી લાગે છે તેમ એનું પણ હોવું જોઇએ. તે મરી ગઇ એટલી વાત સાચી છે. એ સિવાયની સર્વ બનાવટી હોવી જોઇએ. "

" દાક્તર સાહેબ, આપનો અંગત મત શો છે ? ખાનગી રીતે પુછું છું હોં ? "

" કઈ બાબતમાં ? ".

" મરણના કારણ સંબંધમાં. ઉંઘની દવા પીવાથી તે મરી ગઈ એમ હું જાણું છું; પણ હું પુછવા એ માગું છું કે તેમાં વિષ કોણે ભેળવ્યું ? "

" મારો મત પુછતા હોતો—પણ તે મત તમને કહેવો સુદ્ધાં ઠીક નથી—પરંતુ તમે ખાનગી રીતે પુછો છો એટલે કહું છું. મારો અભિપ્રાય એવો છે કે, સુરેંદ્રની નિષ્કાળજીનું એ પરિણામ છે. બીજી કલ્પના જ થઇ શક્તિ નથી. આ બાબતમાં એ મત કેમ છે તે જ મને સમજાતું નથી. "

ફોજદારે મસ્તક ધુણાવ્યું. દાક્તરના મતથી તેમનો મત ભિન્ન હતો. પણ તેમણે મોંઢેથી તેવા શબ્દો ઉચ્ચાર્યા નહિ. સુરેંદ્રને તે

તદ્દન નિર્દોષ ધારતા હતા. થોડીવારે તે બોલ્યા:-"હું તમને જણાયલા ચહેરા વિષે જાણવા માગું છું. એ એક મહત્વની વાત છે. તે માણસની પુરી શોધ થવી જોઇતી હતી. કેમ નહિ દાક્તર ?"

"પણ મને કોઇ માણસ નથી જણાયો, માત્ર ભાસ થયો હતો. મને લાગે છે કે ચંદ્રના આછા પ્રકાશથી દૃષ્ટિ સહજ વિકૃત થઇ હોવી જોઇએ."

"પ્રતિજ્ઞાપૂર્વક કહી શકશો કે ત્યાં કોઇ માણસ નહતો ?"

પ્રતિજ્ઞાપર ! નહિ. તેમ ન કહી શકું. તથાપિ મારી ખાત્રી છે. કે ત્યાં કોઇ અન્ય માણસ નહતો. મારી દૃષ્ટિએ જ મને ભૂલવ્યો હતો."

"દાક્તર, એટલું માત્ર સારી રીતે ધ્યાનમાં રાખો કે ત્યાં કોઇ માણસ હોવો જોઇએ અને તેણે જ આ સઘળું કાર્ય કર્યું છે, સમજ્યા ?" ફોજદારે સહજ ઉચા નીચા થઇ ગંભીર સ્વરે કહ્યું, "તમે કહેશો કે દવા આવી કે તરત સુંઘી જોઇ હતી અને તે વખતે વિષની વાસ આવતી હતી-અને તમે જુબાનીમાં તેમ જ કહ્યું છે ને ? પણ હું એ બીનાને મહત્વની નથી ચાનતો પ્રથમ દર્શનીય આ પ્રશ્ન અવશ્ય મહત્વનો લાગે છે; પણ મેં સર્વ હકીકતનું પૃથક્કરણ કરી પુરેપુરો વિચાર કર્યો છે અને એ કોકડું મારે મન ઉકલી ગયેલું છે. પછી તમે ભલે ગમે તે કહો !"

"ત્યારે શું જે ખરૂં ન હોય તે મારે કહેવું એમ તમારી ઇચ્છા છે ?"

"છટ્. છટ્, એક રતીભાર પણ કહેશો નહિ. બનેલો બનાવ બરાબર કહેવાને તથા એકંદર પ્રકરણપર પ્રકાશ પાડવાને તમે સ્વાભાવિક રીતે જ મારા જેટલા ઉત્સુક હશો. પરંતુ મને અનુભવ છે કે, ઇંદ્રિયો કેટલીક વખત ભૂલી પડે છે તેમ તમારી ઘ્રાણેંદ્રીય કેમ ભૂલી ન પડી હોય ? તમને લાગ્યું કે પ્રસીક એસીડની વાસ આવે છે પણ ખરી રીતે તેવી વાસ આવી નહતી; કેમકે તે વખતે તેમાં

વિષ નહોતું જ! તે દાયણ–કોણ જીવકોર, તેને બોલાવીને મેં પુછયું ત્યારે તેણે જણાવ્યું કે 'મને તો વાસ આવી નહતી.' મને ખબર મળી છે કે તે છાંટો પાણી લે છે, પણ તેથી કંઇ તેનું નાક બગડી ન જાય! એટલું ધ્યાનમાં રાખો કે, તે વખતે આપના કરતાં તેનું નાક સારી સ્થિતિમાં હતું."

"આપ ગમે તેમ બોલવા માગોછો. હું દાક્તર છું સમજ્યા? દવાની વાસ હું ન ઓળખી શકું એમ બને શી રીતે? હું ભૂલો પડું જ નહિ!"

"તમે દાક્તર છો તેનો હું ક્યાં ઇનકાર કરૂં છું? દવાખાનામાં કામ કરતા માણસોને વાસ વગરની વસ્તુમાં વાસનો આભાસ થવાનો વિશેષ સંભવ હોય છે અને તેથી જ કહું છું કે દવા લાવવામાં આવી તે વખતે તેમાં વિષની વાસ નહતી એ વાત સાચી છે."

"પણ હું કહું છું કે, વિષની વાસ આવતી હતી."

"અને હું કહું છું કે, નહોતી આવતી. ખરેખર, દાક્તર નહોતી આવતી હોં! મારી ખાત્રી થઇ છે. જે ચહેરો તમારી દૃષ્ટિએ પડયો હતો તેનું એ કામ છે અને તમારા ગયા પછી જ એ સઘળું બન્યું છે."

હસમુખરાય ચૂપ રહ્યા. ફોજદારનો નિશ્ચિત થયેલો અભિપ્રાય ફેરવવાનો પ્રયત્ન વ્યર્થ હતો. કદાચિત્ તેમને લિલિને મળ્યા તે રાતે દૃષ્ટિએ પડેલા ચહેરાનું સ્મરણ થયું હશે. એ કંઇ ભાસ નહતો. લિલિએ સુદ્ધાં તે ચહેરો જોયો હતો એટલે હસમુખરાય મનમાં ગૂંચવાતા હતા. તથાપિ એ કેવળ ભાસ ઠરે તો સારૂં એમ તેમને લાગતું હતું. થોડીવારે તેમણે કહ્યું," આટલું જ પુછવું હતું ને? મને પુષ્કળ કામ છે."

"એટલું જ કેમ? હજુ બીજું પણ પુછવું છે. મહેરબાની કરીને આપની દૃષ્ટિએ જેટલી બાબત આવી હોય તે સર્વ એકવાર કહો. સુરેંદ્ર દાક્તરે સર્વ કહી છે; પણ તમારા તરફથી મારે સાંભળી

લેવી જોઇએ. એક સાક્ષીદારને એક શબ્દ, બીજાનો બીજો, ત્રીજાનો ત્રીજો એમ એક પછી એક મળીને આખી વાત ઉભી થઇ શકે છે. મને લાગે છે કે, મુંબઇથી આવ્યા તે જ રાતે પ્રથમ આપે કુંદનને જોઈ હતી. તેણે લખેલો પત્ર જો આપે સંભાળી રાખ્યો હોત તો કેવું સારૂં થાત ?"

"એ પત્રની ભવિષ્યમાં જરૂર પડશે એમ કોણ ધારતું હતું. અને જો રાખી મુકયો હોત તો પણ કંઇ વિશેષ માહિતી મળવાની નહોતી. કેમકે તેમાં બીજું હતું શું ?"

"દાક્તર સાહેબ, પ્રત્યેક અક્ષર, પ્રત્યેક શબ્દ, પ્રત્યેક કાગળનો ટૂકડો જે તેનો ઉપયોગ કરવાનું જ્ઞાન ધરાવે છે તેને મહત્વનો લાગે છે. પુરાવો એકત્ર કરવામાં તે સહાયકારક થઇ પડે છે. ઠીક, ચાલવા દો, શું શું બન્યું તે કહો જોઇએ. છેક શરૂઆતથી જ કહો!"

"ઠીક પહેલેથી કહું છું." એમ કહી તેમણે પ્રથમ જેમ કહેલી હતી તેમ કહી સંભળાવી.

સર્વ સાંભળી લીધા પછી ફોજદારે કહ્યું, "આટલી જ માહિતી તમને છે ?"

"એટલી જ !"

ફોજદાર હોલ્ડરવતી નાક ખંજવાળવા લાગ્યા. આ ઉપરથી તે કોઈ ગૂઢ વિચારમાં પડયા હોય તેમ જણાયું. પુનઃ તે બોલ્યા; "આ પ્રકરણની સર્વ કડીઓ બેસે છે. માત્ર બે કડી બેસતી નથી. પહેલી એક સુરેંદ્રની ભુલ થાય એ અસંભવિત છે અને બીજી તમે જોયેલા ચહેરાની. એનો નિર્ણય થઈ શકતો નથી."

"પણ હું ખાત્રીપૂર્વક કહું છું કે તે ખરેખર કોઈ માણસ નહોતો."

"તમને તેમ લાગે છે પણ મારૂં મન માનતું નથી. જો ખરેખર તેમ હોત તો તમે મણિકોરને કંઇ પુછયું નહોત. દાક્તર સાહેબ, વિશિષ્ટ પ્રસંગે જે કંઇ વિશિષ્ટ પ્રકાર હોય છે તે અત્યંત વિચારણીય હોય છે. હવે આજ મુદ્દા તરફ મારે મારી બુદ્ધિનો વ્યય

કરવો પડશે. તે વખતે જરૂર ત્યાં કોઇ માણસનું અસ્તિત્વ હતું. શરત મારો!"

"ઠીક ભલા, ચાલવા દો ત્યારે! અમારૂં શું જાય છે? છે હવે રજા?"

"ભલે, દાક્તર સાહેબ, આપને બહુ તસ્દી પડી છે. માફ કરજો, જો વિશેષ જાણવા જેવી હકીકત મળી આવશે તો આપને જણાવીશ. માફ કરજો હોં!"

## પ્રકરણ ૯ મું.

### કુમુદ.

સુમંતરાય શ્રીરંગનગરમાં થોડા જ દિવસ રહ્યા હતા. આગળની વ્યવસ્થા વિષે કમલિની સાથે વાટાઘાટ કરી નિર્ણયપર આવવા તે એક બે દિવસ સારૂ અહીં આવ્યા હતા.

સુમંતરાયને મળેલી મિલકતનું વાર્ષિક ઉત્પન્ન લગભગ દોઢ બે લાખ જેટલું હતું. તેમની હાલની ગૃહસ્થિતિ સાથે તૂલના કરી જોતાં એ ઉત્પન્ન એટલે અઢળક સંપત્તિની ખાણ જ હતી. કમલિની અને સુમંતરાયને તેમ જ લાગ્યું. સુમંતરાય કેટલીક બાબતમાં સંભાળીને ચાલતા હતા તોપણ કરજ થયા સિવાય રહ્યું નહતું, તેમાં પણ રજા ઉપર ઉતર્યા પછી પ્રકૃતિની સંભાળ સારૂ તેમને ભારે ખરચ ઉઠાવવો પડયો હતો અને કેટલીક બાબતોમાં નામ પ્રમાણે વ્યવસ્થા રાખવી પડી હતી તેથી તે કરજમાં પુષ્કળ વધારો થઇ ગયો હતો.

આ બાજુ ધનામદારના ખજાનામાં કંઇ હતું એમ માનીએ પણ ત્યાં એ સીલીક નામે મીંડું હતું. એટલું જ નહિ પણ આજે કેટલાક મહીનાથી નોકરોનો પગાર ચુકવાયલો નહોતો. સુમંતરાયને એ સર્વ પરિસ્થિતિનો વિચાર કરવાની આવશ્યકતા હતી, તેમણે

શ્રીરંગનગરનો નિવાસ તદ્દન બંધ કરી જરૂર પુરતા નોકર રાખી મુંબઇ રહેવાનો નિશ્ચય કર્યો અને કમલિનીને તે પ્રમાણે ખબર પણ આપી.

કમલિનીએ સંમત્તિ આપી. તેને હવે અન્ય કંઇ જોવાનું રહ્યું નહતું. લિલિએ તેના હૃદયપર સખત પ્રહાર કર્યો નહોત તો આજે પોતા જેવું કોઇ સુખી નથી એમ તેણે માન્યું હોત. કદી કદી કુમુદનું સ્મરણ થઈ આવતું હતું ત્યારે નેત્રમાંથી પાણી કાઢી તે મન મનાવી લેતી હતી. તેને લાગતું હતું કે, હવે ઇનામદારી મળી છે તેથી કુમુદ ઘેર આવે તો સારૂં–પણ તરત તેને યાદ આવતું કે અદ્યાપિ પિતાજીનો કોપ ઓછો થયો નથી.

કુમુદની વાત કહાડવાને તે હિંમત કરી શક્તિ નહતી. તદપી તેણે વિચાર કર્યો કે, પિતાજી શ્રીરંગનગરથી આવે ત્યાર પછી જો એકાદ પ્રસંગે ખુશમીજાજમાં હોય ત્યારે વાત કરૂં તો કદાચ માની જાય ખરા. થોડા દિવસે સુમંતરાય શ્રીરંગનગરથી સૈનેશ્વર આવ્યા. પણ લિલિના કૃત્યથી તેમણે જમદગ્નીનું સ્વરૂપ ધારણ કર્યું હતું. વાત વાતમાં કેટલીક વખતે તે એટલા ક્રોધી બની જતા કે તેમના આગળ ઉભા રહેવાને કોઇ પણ ધૈર્ય રાખી શકતું નહિ; તો પછી કુમુદનો પ્રશ્ન ઉપસ્થિત કરી તેમનો રોષ ઉતારવાની આશા ક્યાંથી રાખી શકાય ? એક દિવસ ગયો, બે દિવસ ગયા પણ કમલિનીની જીભ ન ઉપડી શકી. છેવટે શ્રીરંગનગરનું સર્વ કાર્ય વ્યવસ્થિત કરવા સારૂં સુમંતરાય ત્યાં જવા તૈયાર થયા. ઘોડા ગાડી દરવાજા આગળ ઉભી હતી. અમુક લાવ, અમુક લાવ એવા હુકમો આપી રહ્યા તે વખતે કમલિની પોતાની ઇચ્છા વ્યક્ત કરવા સર્વશક્તિ એકત્ર કરી તત્પર થઈ. તેણે શાંતિપૂર્વક અને દયાળુવદને કહ્યું; "દાદા, તમે મને નહિ બોલવા કહ્યું છે ખરૂં; પરંતુ મને માફ કરો. ગુસ્સે થશો નહિ. કુમુદની તપાસ કરૂં ? કેટલાં બધા દિવસથી તેનું મેં જોયું નથી ગમે તેવી પણ આ........."

"શું ? કુમુદને બોલાવવી છે ?" સુમંતરાયે ગર્જના કરી કહ્યું, "નહિ, કદી નહિ, બસ નહિ ! તારી જીભને સંભાળી રાખ શામાટે તેને બોલાવવી છે ? તેને ખબર પડવા દે જરી !"

આટલું કહી સુમંતરાય ચાલ્યા ગયા. રાયસંગ પણ સાથે ગયો કમલિની બિચારી ભગ્ન હૃદયે રડતી બેસી રહી.

વાંચક ! સર્વ હકીકત બરાબર લક્ષમાં આવે તે માટે થોડા પૂર્વ ઇતિહાસનું એકાદ પાનું જોવું પડશે. સુમંતરાયની ત્રણ પુત્રી વિષે તમે જાણો છો; પણ તેમને ચાર પુત્રી હતી. વિમલા કરતાં મોટી કુમુદ નામની એક પુત્રી હતી. તે લિલિ કરતાં નાની હતી પણ તે તેના જેટલી જ લાગતી હતી. અને તેમાં કંઇ આશ્ચર્ય નહતું; કેમકે લિલિ અને તેની ઉમરમા માત્ર એક વર્ષનું અંતર હતું. તેનું સૌંદર્ય અપૂર્વ હતું. સુમંતરાવનાં ચંદ્રભાગા નામનાં એક કાકી હતાં તે હુશીયાર અને મરદને હઠાવે તેવાં હતાં. તેમને દસેક હજારની આવક હતી અને તે ઉપરાંત પીયરની મીલકત પણ ભારે હતી. તેમની સુમંતરાય તથા તેમની પુત્રીઓ પર સારી પ્રીતિ હતી. તેમાં પણ ખાસ કરીને લિલિ અને કુમુદ પર દૃઢ પ્રેમ હતો. તેમણે સુમંતરાયને કહ્યું કે, એ બન્નેને મારી પાસે રહેવા દો. તેમને ભણાવીશ અને લગ્ન સુદ્ધાં કરી આપીશ. એટલું જ નહિ પણ તેમનો સર્વ પ્રકારનો ખરચ હું ઉઠાવી લઇશ."

તમે બીલકુલ ફીકર રાખશો નહિ. "સુમંતરાયે સંમતિ આપી અને ચંદ્રભાગા લિલિ અને કુમુદને પોતાની સાથે વડોદરે લઇ ગયાં. ત્યાં ચાર પાંચ વર્ષ બન્નેએ સાથે ગર્લ્સ હાઇસ્કુલમાં અભ્યાસ કર્યો. ચંદ્રભાગા તેમની ખાન પાન તથા પોષાક વગેરે સર્વ ઇચ્છા પુરી કરતાં હતાં. પરંતુ પોતાની પુત્રીઓ અન્યને ઘેર ઉછરે એ વાત અભિમાની સ્વભાવના સુમંતરાયને ધીમે ધીમે નાપસંદ થવા લાગી તેથી ચાર પાંચ વર્ષે બન્નેને પુનઃ તેમણે બોલાવી લીધી. તે વખતે લિલિનું વય સોળ વર્ષનું અને કુમુદનું પંદર વર્ષનું હતું.

પરંતુ વડોદરામાં ચંદ્રભાગાને ત્યાં જે ગૃહસુખ મળતું હતું તે કરતાં પિતાને ત્યાં ઓછું મળવા લાગ્યું. કારણ કે, સુમંતરાયની સ્થિતિ નરમ બનેલી હતી. લેણદારોના હમેશ થતા તગાદા, મોજમાં રહેવાનાં સાધનોની અછત, અને હાથ છૂટો રહેવાને પૈસા મળે નહિ, એ સ્થિતિ ભણેલી ગણેલી અને સુશિક્ષિત કહેવાતી બાળાઓને સંતોષ શી રીતે આપી શકે? કમલિની પુખ્ત વયની અને સમજુ હતી. પિતા પર તેનો અત્યંત પ્રેમ હતો. તે સર્વ સમય તેમની સેવામાં વ્યતીત કરતી હતી, વિમલા તો બાળક હતી એટલે તેને કોઇ પ્રકારનો વિચાર નહતો. પરંતુ લિલિ અને કુમુદને આ જીવન અસહ્ય થઇ પડયું.

કુમુદે આ ત્રાસમાંથી મુક્ત થવાનો રસ્તો શોધ્યો. કેટલાક દિવસ સુધી તેણે સર્વ સહન કર્યું પરંતુ છેવટે તેણે સાફ સાફ કહી દીધું કે, પોતાથી આ દુઃખ સહન થતું નથી તેથી હવે કોઇ શાળામાં શિક્ષિકાની નોકરીપર જશે. ઘરનાં સર્વ માણસ તેનાથી નાખુશ થયાં. સુમંતરાવતો તેની સાથે બોલતા પણ નહિ. તેમણે તેને સખત ઠપકો આપ્યો અને પુનઃ તેવો વિચાર નહિ કહેવાને તાકીદ આપી. કમલિનીએ તેને બે ઉપદેશાત્મક વાતો કહી અને લિલિએ તેની મશ્કરી કરવા માંડી પણ કુમુદે હઠ છોડી નહિ.

વડીલ માણસોની ઇચ્છા અને આજ્ઞાનું ઉલ્લંઘન કરી લિલિ જેમ હમણાં જતી રહી તેમ તેણે ઘર ત્યજી દીધું. આ કામમાં ચંદ્રભાગા ન પડયાં હોતતો ઠીક થાત. તેમણે કુમુદને નહિ કહેવાના બોલ કહી નાખ્યા અને આકાશ પાતાળ એક કરવા જેવું કર્યું. પરંતુ તેમના ક્રોધનો કંઇ ઉપયોગ થયો નહિ. ઘરનો ત્યાગ કરતા પૂર્વે જ્યારે ભવતિ ન ભવતિ થઈ રહી હતી ત્યારે કુમુદે સર્વને કહી નાખ્યું હતું કે, ' મારા નામથી તમને કંઇ કલંક નહિ લાગે. હું મારૂં નામ, અટક સર્વ કંઇ બદલી નાખીશ અને સત્ય સ્થિતિનો અંશ સુદ્ધાં કોઇને નહિ સમજવા દઉં ' આટલું કહી તે ચાલી નીકળી

હતી. તે ગઈ તે ગઇ જ ! ચંદ્રભાગાને બહુ લાગી આવ્યું. કેમકે તે તેમના હાથ નીચે ચાર પાંચ વર્ષ રહીને ભણી હતી, તેમણે પુનઃ કદી પણ તેનું નામ નહિ લેવાનું પાણી લીધું અને સુમંતરાય તેમના જ ભત્રીજા હતા! તેમણે સુદ્ધાં તેમનું અનુકરણ કર્યું.

ઘર છોડયા પછી થોડા દિવસે કુમુદનો કમલિનીપર પત્ર આવ્યો. પોતે હાલ કયાં છે, શું કરે છે વગેરે હકીકત તેણે એ પત્રમાં લખી હતી. તેણે લખ્યું હતું કે હું મુંબઇ આવ્યા પછી સ્રી શિક્ષણ પ્રચારક સભાની સહાયથી નોકરી મેળવી શકી છું. ગીરગામમાં એક શ્રીમંત અને કુલીન ગૃહસ્થની પુત્રીઓને ભણાવવાનું કામ કરૂં છું. મને અહીં કોઇ પ્રકારની અડચણ નથી. મારી ફીકર કરશો નહિ. અહીં આવતાં જ નામ અટક વગેરે ફેરવી નાખ્યાં છે. શું નામ રાખ્યું છે તે કહેવાની ઇચ્છા નથી. જો પત્ર લખવો હોય તો તો 'સુરતવાસીની ઠે. પ્રાર્થના સમાજ–ગીરગામ' એ સરનામે લખવાથી મને પહોંચશે. વારંવાર પત્ર લખીને સર્વની કુશળતા જણાવ્યા કરશો, પિતાજીને મારા પ્રણામ છે. હું કુલને કલંક નહિ લગાડું એ માટે ખાત્રી રાખીને નિર્ભય રહેશો. મેં જે કંઇ કર્યું છે તે સદ્દહેતુ તથા સદ્દઇચ્છાથી કર્યું છે. એમ છતાં આપ સર્વ ગુસ્સે થયાં છો, તથાપિ ક્ષમા કરવાનો પ્રસંગ જલદી આવશે એવી આશા છે."

કમલિનીએ પત્ર પિતાને બતાવ્યો; પણ તે તો તેનાથી રાતા પીળા થઇ ગયા. તેમણે કમલિનીએ પત્ર લખ્યો તેમાં લખાવ્યું કે, 'તું કદીપણ પુનઃ મારે ઘેર પગ મુકીશ નહિ. હું તને કદીએ ક્ષમા કરવાનો નથી.' કમલિની સારી રીતે જાણતી હતી કે કુમુદ ટેકીલી છે તેથી હવે કાયમનો સંબંધ તૂટી જશે, પણ શું કરે? તેને પિતાની આજ્ઞાને આધીન થવું પડયું. સુમંતરાયે આ વખતથી સર્વને તાકીદ આપી હતી કે "એ નામનો ઉચ્ચાર સુદ્ધાં કોઇએ કરવો નહિ."

પરંતુ હવે સ્થિતિમાં પરિવર્તન થયેલું હતું તેથી કમલિનીને સ્વાભાવિક રીતે લાગ્યું કે, પિતાજીનો રોષ નરમ થયો હશે. હવે એ

કંઈ જેવા તેવાની પુત્રી નથી. ઇનામદારની પુત્રી ગમે તેવી જગ્યાએ રહી નોકરી કરે તે સુમંતરાયને શરમ ભરેલું લાગવું જોઈતું હતું. પણ કમલિનીએ વાત કાઢતાં તેમણે સંભળાવી દીધું; " બસ, ચૂપ ! આવવા દે ઠેકાણે ! "

સુમંતરાય ત્યાંથી જતા રહ્યા. કમલિનીને પણ વિશેષ વિચાર કરવાને અવકાશ ન હતો. જતી વખતે સુમંતરાય કહેતા ગયા હતા કે, આઠ દિવસ પછી વિમલાને લઇ શ્રીરંગનગર આવજે, હવે અહીં રહેવાની જરૂર નથી. જતી વખતે તે કરજ ચૂકવવાને પૈસા પણ આપી ગયા હતા. કમલિનીએ હવે સર્વ આટોપી લેવાનું હતું. લિલિની જેટલી વસ્તુ હાથ આવે તેટલી એકત્ર કરી રાખવા તેણે શારદાને કહ્યું. પણ શારદાએ કંઇ ઉત્તર આપ્યો નહિ. વખતે તેનું લક્ષ બીજે હતું. તે બારીમાંથી રસ્તા તરફ જોઇ રહી હતી."

શારદાએ પાછું પગલું ભરી કહ્યું, " આપે બોલાવી ? બારણા આગળ એક ગાડી આવીને ઉભી રહી તેથી તે તરફ જોતી હતી. કોઇ એક વૃદ્ધ બાઇ બેઠેલાં જણાય છે. "

કમલિનીએ બારીમાંથી તે તરફ જોયું તો, ચંદ્રભાગા ઉતરતાં જણાયાં. તે તરત નીચે ગઇ.

ચંદ્રભાગાનું શરીર ઠીંગણું અને સ્થૂળ હતું. પણ તે જ્યારે ચપચપ પગલાં ભરી અંદર આવ્યાં ત્યારે ઘણાં ચપળ જણાયાં કમલિની જઇને તેમના પગમાં પડી પણ તે તરફ દુર્લક્ષ કરીને તેમણે પુછ્યું:--

" ક્યાં છે તારા દાદા ? "

કઠોર અવાજ પરથી કમલિનીએ જાણ્યું કે કંઇ રોષે ભરાયાં લાગે છે. તેણે શાંતિથી કહ્યું:-

" શ્રીરંગનગર ગયા છે. આજે જ ગયા. "

" પેલો સીપાઇ એમજ કહેતો હતો. પણ એમ દોડાદોડ કેમ કરી મુકી છે એમણે ?

" હવે પછી શું કરવું અને ક્યાં રહેવાનું છે તે સમજાવવા માટે આવ્યા હતા. બે ત્રણ દિવસ જ અહીં રહ્યા હતા, દાદીમા ! "

એટલામાં વિમલા દોડી આવી દાદીમાતા–સર્વ તેમને દાદીમા કહીને બોલાવતાં હતાં–ખોળામાં બેસી ગઇ. તેમણે તેને બચ્ચીઓ ભરી અને પુનઃ કહ્યું; " કાલે રાતે શ્રીરંગનગર જવા સારૂ સ્ટેશન ઉપર આવી. રાત બહુ ગઇ હતી અને ભીડ બહુ હતી તેથી ત્યાંજ રહી. સવાર થતાં શ્રીરંગનગર તાર મુકી પુછતાં જવાબ આવ્યો કે સુમંતરાય સૈનેશ્વર ગયા છે. નાહકનો ધક્કો—"

" કાલે આવ્યાં હોત તો અહિં મળી શક્યા હોત. "

" ત્યાં જઇને મળવું પડશે. છૂટકો નથી. હું રહું છું તે જુના મકાનની શી વ્યવસ્થા કરવા ધારે છે? નવા મકાનમાં રહેવું ભારે થઇ પડશે. "

" દાદીમા, પણ ત્યાં રહેવાનો વિચાર નથી. "

" તારા દાદા ભાગ્યશાળી તો ખરા ? કોણ જાણતું હતું કે એ કનામદાર બની જશે ? "

" સ્વપ્નમાં પણ એ વાત ન હતી. "

" ઠીક, પણ હવે શું ધાર્યું છે ? ક્યાં રહેવાનું નક્કી કર્યું ? "

" આઠ દિવસ પછી અહીંથી અમે બધાં શ્રીરંગનગર જઇશું અને ત્યાંથી પછી મુંબઇ જવાના છીએ. "

" ચાલો, સારો વિચાર કર્યો છે. પણ લિલિની શી ખબર છે?

દાદીમાનો અચાનક નહિ ધારેલો પ્રશ્ન સાંભળી કમલિની ગાભરી બની ગઇ. કારણ કે સુમંતરાય આગળ બે અક્ષરે બોલી શકાય પણ દાદીમા સમક્ષ તો તેટલું બોલવું એ મહાન કઠિન થઇ પડે તેવું હતું.

" ગભરાઇશ નહિ, હું સર્વ જાણું છું. તે માંદી થઇ ગઈ કે શું ? "

કમલિનીએ કંઇ ઉત્તર આપ્યો નહિ.

" ઠીક, તે માણસ કેવો છે ! હસમુખરાયને ? રાક્ષસ મૂઓ !" દાદીમા બોલ્યાં.

" દેખાવમાં તો રાક્ષસ નથી. એમ તો સારો છે; પણ મને પસંદ નથી. "

" મરવા દે, અવશ્ય એ પસ્તાવાની છે. કરેલાં કર્મનાં ફળ ભોગવી રહેશે ત્યારે ભાન આવશે. શું આવી રીતે સુખ મળવાનું છે ? કોણ જાણે હાલનું ભણતર કેવું છે કે, આજકાલની છોકરીઓને શીતવી મુકી છે ? અને આપણી જ્ઞાતિમાં તો એ વાતને કેટલાક સુધારો ગણે છે ! પણ કુમુદ ક્યાં છે ? "

કમલિનીએ ધીમે ધીમે તે વિષે પોતાને જે માહિતી હતી તે કહી સંભળાવી.

## પ્રકરણ ૧૦ મું.

### નવું ઓળખાણ.

મુંબઇમાં ચોપાટીપર આવેલા એક સુંદર બંગલાના દિવાનખાનામાં ઇનામદાર સુમંતરાયની સ્વારી મખમલથી મઢાયલા નકશીદાર સોફા પર વિરાજમાન થયેલી હતી. કમલિની પિતાએ બોલાવ્યાથી નજીકમાં આવી ઉભેલી હતી. ગયો આખો મહીનો પુત્રીઓ સહ તે શ્રીરંગનગરમાં રહ્યા હતા અને ત્યાંથી હમણાં જ મુંબઇ રહેવા આવ્યા હતા. આ બંગલો ત્રણ મહીના માટે સર્વ ફરનીચર સહ ભાડે રાખ્યો હતો. શ્રીરંગનગરમાં બે મકાન હતાં. એક નવું અને બીજું જુનું મકાન અત્યંત વિશાળ હતું. એવા મોટા મકાનની આવશ્યકતા નથી જાણી સુમંતરાયે તે વેચી નાખવાનો વિચાર કર્યો અને તે વિષેની વર્તમાનપત્રોમાં જાહેરાતો સુદ્ધાં પ્રસિદ્ધ થઇ. આ હકીકત ચંદ્રભાગાના કાને આવતાં તે નારાજ થયાં. આ રીતે

આબરૂપર પાણી ફેરવવાનું શું કારણ છે તે સમજવા તે સુમંતરાયને મળવા આવ્યાં. બન્ને મળ્યાં પછી પુછવા જેવું શું હોય ? ઉભય ક્રોધ ! એક દાવાનળ અને તેની સામે વડવાનળ ! ઘણીવાર સુધી ઉભયમાં ભડીમાર ચાલ્યા કર્યો. કોઇ કોઇથી પાછું પડયું નહિ. છેવટે સુમંતરાયે રોકડું સંભળાવી દીધું કે 'મારી માલકીની મિલકતની ગમે તે વ્યવસ્થા કરીશ. તમારે રહેવું હોય તો નવું મકાન છે તેમાં રહો.' ચંદ્રભાગા શું કરે ? તે બોલતાં બોલતાં ઉઠી ગયાં અને એક ક્ષણ સુદ્ધાં ન રોકાતાં બંગલામાંથી ચાલ્યાં ગયાં. સુમંતરાયે મનમાં ને મનમાં કહ્યું "ઠીક થયું, એક લપ ગઇ. ફરી આવે નહિ એટલે પત્યું."

જાહેરાત પ્રસિદ્ધ થયા પછી પંદર દિવસ સુધી કોઇ આવ્યું નહિ. પછી કોઇ એક ગૃહસ્થની માગણી આવી. અનંતરાય બક્ષી નામના એક ગૃહસ્થ મ્હૈસુર તરફ સારી પદવીપર હતા. તેમણે એકાદ સારૂ મકાન ખરીદ કરવા પોતાના ભાઇ કાલુરાયને લખી રાખ્યું હતું. તે શ્રીરંગનગરની નજીકના એક ગામના વતની હતા. આથી સ્વાભાવિક રીતે તેમને લાગ્યું કે, શ્રીરંગનગરમાં એકાદ જગ્યા મળે તો ઠીક. તેમણે સુમંતરાયની મુલાકાત લીધી અને સંતોષકારક રીતે સોદો થાય તેવાં ચિહ્ન જણાયાં.

આ હકીકત જણાવવા સારૂ સુમંતરાયે કમલિનીને બોલાવી હતી. સુમંતરાયમાં એ એક ખૂબી હતી કે તે જે કોઇ વ્યવહાર લઇ બેસતા તે વ્યવહાર સરલ અને સાદી રીતે પંચાત વગર પાર પાડતા. કાલુરાય અને તેમની બે ત્રણ મુલાકાતો થઇ અને મકાન પ્રત્યક્ષ જોઇને કિંમત નક્કી કરવા ઠર્યું. કાલુરાયનાં પત્ની પણ આગલે દિવસે કમલિનીને મળવા આવ્યાં હતાં. એકજ મુલાકાતમાં તે બન્નેમાં ઠીક સખ્ય બંધાયું હતું. 'આજે પણ તે આવનાર છે અને પોતે તથા તે સાથે સાથે માધવબાગમાં જનાર છે. ત્યાં કહે છે કે કંઇ ઉત્સવ શરૂ થયો છે' એમ કમલિનીએ પિતાને કહ્યું. અને પછી બન્ને વચ્ચે મકાન વિષે વાત થઇ. આ વખતે કમલિનીના મનમાં બીજો એક

વિચાર ઘોળાતો હતો. વિમલા માટે એકાદ શિક્ષિકા રાખવાની તેની પ્રબળ ઇચ્છા હતી અને તે તેવી કોઇ સ્ત્રીની ખોળમાં હતી. એટલામાં આગલા દિવસે કાલુરાયનાં પત્નીએ એક સ્ત્રી માટે ભલામણ કરી હતી તે તેને યાદ આવી અને તેણે પિતાને પુછ્યું:-" દાદા, એકાદ સારી અને સભ્ય શિક્ષિકા મળે છે તો તેને રાખું ?"

"પણ વિમલાને મહિલા વિદ્યાલયમાં મુકીએ તો શું ખોટું ?" સુમંતરાયે કહ્યું.

" દાદા, મારી દેખરેખથી તેને દૂર રાખવાની વાત મને ગમતી નથી. " કમલિનીએ કહ્યું. " માના મૃત્યુ પછી મેંજ તેનું જતન કર્યું, નાનીની મોટી કરી અને હવે તેને દૂર રાખું તો મને ચેન શી રીતે પડે ? તમને એ વાત ગમે છે ? "

કમલિનીની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. સુમંતરાય બહારથી કઠોર દેખાતા હતા પણ તેમનું હૃદય અત્યંત કોમલ હતું. તેમણે કમલિનીની ઇચ્છા સ્વીકારી કહ્યું, " તને જેમ ઠીક પડે તેમ કર. માત્ર તે બાઇ સારી છે એવી ખાત્રી કરી લેજે એટલે થયું."

કમલિનીને સંતોષ થયો. તે કંઇ કહેવા જતી હતી એટલામાં સીપાઇએ ખબર આપી કે કોઇ બાઇ મળવા આવ્યાં છે.

કમલિનીને લાગ્યું કે, તે શિક્ષિકાજ આવી હશે, તેથી તે નીચે આવી. ઓસરીમાં એક ઉંચી, સુસ્વરૂપ પચીસ સત્તાવીસ વર્ષની સ્ત્રી ઉભી હતી. દેખાવમાં તે શાણી સુલક્ષણી અને શાંત જણાતી હતી. કમલિનીને લાગ્યું કે એ શિક્ષિકા નહિ હોય. પણ એ શિક્ષિકાજ હતી. તેનું નામ ગંગા બહેન હતું.

" મારા પિતા શિક્ષકજ છે. " તેણે કહ્યું, " મારો ગુજરાતી અભ્યાસ પુરો થયેલો છે અને અંગ્રેજીનો પાંચ ધોરણ સુધી કરેલો છે. હું હાલમાં એક જગ્યાએ નોકરી કરૂં છું; પણ તે છોડી દેવાનો વિચાર છે. "

" એક બે દિવસમાં વિચાર કરી કહીશ. " કમલિનીએ સર્વ સાંભળી લઇ જવાબ આપ્યો અને ગંગા ઘર તરફ ગઇ.

કાલુરાયનાં પત્ની ઠર્યા પ્રમાણે માધવબાગમાં જવા સારૂ આવ્યાં. તે વખતે કમલિનીએ " ગંગાના આગમનની વાત કરી. સારી જણાય છે. સુશીલ અને સુલક્ષણી લાગે છે " વગેરે હકીકત કહી. તેમણે પણ તેની સ્તુતિ કરવામાં બાકી રાખી નહિ. ત્યારે કમલિનીએ પુછયું:—

" પણ તમને જ્યારે એટલી બધી પસંદ છે ત્યારે તમે જ કેમ રાખતાં નથી ? તમારે પણ છોકરીઓ તો છે ને ! "

" મારે ઘેર એક ચંચળ કરીને બાઇ છે. તે હુશીયાર અને સદ્દચારિત્રવાળી છે એટલે મારે બીજીને શા સારૂ રાખવી પડે ? "

" સૈનેશ્વરમાં બાપાલાલની ચંચળ નામની પુત્રી હતી તે તો નહિ હોય ? " કમલિનીએ આશ્ચર્ય દર્શાવી કહ્યું. " તે પણ સારી ભણેલી ગણેલી છે. "

" તે નહિ હોય. પણ શું કરૂં ? તેને ઘરની કંઈ વાત પુછીએ છીએ કે મૌનજ પકડી બેસે છે. એક અક્ષર સુદ્ધાં બોલતી નથી. મેં તેને એક દિવસ કહ્યું, ' બહેન, તારૂં ખરૂં નામ ચંચળ નથી. બીજું કંઇ છે. પણ તેણે કહ્યું, ' ના, એતો તમને ભ્રમ છે; પણ મને તેની વાત ખરી ન લાગી. પુનઃ એક વખત આગ્રહ કરી કરીને પુછયું ત્યારે તેણે છેવટે એટલું કબૂલ કર્યું કે, ' પોતે કુટુંબ સંબંધી એક શબ્દ સુદ્ધાં ઉચ્ચારી શકે તેવી સ્થિતિમાં નથી. ' ત્યારથી મેં તેને પુછવાનું છોડી દીધું છે. જે બાઇની ભલામણ પરથી મેં તેને રાખી છે તે આબરૂદાર છે. એક કન્યાશાળામાં તે મુખ્ય શિક્ષિકા છે, તેણે એના સદાચાર અને સુલક્ષણપણા માટે ખાત્રી આપી છે. તેથી મને લાગ્યું કે, ભલે પોતાની હકીકત ન કહેતો ! આપણને તેની શી જરૂર છે ? "

કમલિનીના મસ્તકમાં સ્વચ્છ પ્રકાશ પડયો. એ કુમુદ તો નહિ હોય ? તેણે નામ બદલ્યાનું લખ્યું હતું ખરૂં.

" પણ બહેન, ચંચળ રૂપે કેવી છે ? કેટલી ઉમર છે ? " કમલિનીએ પુછ્યું.

" યુવતીજ છે; રૂપે સુંદર છે. કેમ વારૂ ? "

" તે કેટલા દિવસથી તમારે ત્યાં છે ? "

" કેટલા દિવસથી ? મને લાગે છે કે લગભગ બે વર્ષ થયાં હશે. આટલી પુછપરછ કેમ કંઇ ? "

" યુવતી, સુંદર, બે વર્ષ થયાં ? કુમુદને ઘર છોડે એક મહીના પછી બરાબર બે વર્ષ થશે. તેજ! " કમલિનીએ મનમાં ગણુગણી કહ્યું, " તેની અટક જાણો છો ? "

" અટક ? એક અક્ષરે તેણે કહ્યો નથી. સહી કરે છે તો તેમાં પણ 'ચંચળ' એટલાજ અક્ષર. પણ ખોટું ન લગાડશો, હું પુછું છું કે આટલું બધું પુછવાનું કારણ શું છે ? "

" પુછવાનું કારણ એટલુંજ કે, મારી એક સખી શિક્ષિકા થવા પરદેશ ગઇ છે તેનો અદ્યાપિ પત્તોજ નથી. " કમલિનીએ વિચાર તંદ્રામાંથી શુદ્ધિપર આવી કહ્યું; " તેને શોધી કહાડવા મારી બહુ ઇચ્છા છે. મને લાગે છે—લાગે છે કે કદાચિત તેજ હશે."

" તેનું નામ ચંચળજ હતું ? "

" નાના, પણ મને લાગે છે કે તેણે પોતાના કુટુંબની આબરૂ ધ્યાનમાં રાખીને નામ બદલ્યું છે. હું એના સંબંધમાં વિશેષ નહિ કહી શકું. જો તે મારી સખીજ હશે તો ખુલા દિલે વાત કરીશ. એક વખત તેનો મેળાપ કરાવી આપો. "

" હા, ચાલો હમણાંજ ! "

કમલિની તરતજ ગાડીમાં બેઠી. થોડીવારમાં નર્મદાગૌરીના—વાચક સમજ્યા હશે કે કાલુરાયનાં પત્ની નામ એ હતું—બંગલા આગળ ગાડી આવી પહોંચી. બન્ને બંગલામાં ગયાં અને નર્મદાગૌરીએ ચંચળને

હાંક પાડી. ચંચળ તરત ત્યાં આવી. તે કમલિનીએ વર્ણન કર્યું હતું તેવી હતી પણ કુમુદ ન હતી.

કમલિની નિરાશ થઇ. તેની આશા તૂટી પડી. તેણે કહ્યું; "બહેન, તમને તસ્દી આપી તે માટે માફ કરજો. આ મારી સખી ન હોય." પછી ચંચળને ઉદ્દેશી તે બોલી. "મારી એક સખી ઘણા દિવસથી નીકળી ગઈ છે અને તેનો પત્તો પડતો નથી. તમારી વાત સાંભળી તે પરથી મેં ધાર્યું કે તે તમેજ હશો, તેથી અહીં આવી હતી. ચાલો તમારૂં પણ એ નિમિત્તે ઓળખાણ થયું. નવરાશે આવતાં જજો."

પછી બન્ને માધવબાગમાં દેવ દર્શન, અને કથા શ્રવણ માટે ગયાં.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### પુરાવો ઠીક મળ્યો ?

સંધ્યાકાળનો સમય થયો હતો. ઘડી અરધી ઘડી દિવસ રહ્યો હતો. સાંજે હસમુખરાય દરદીઓને જોવા ગયા હતા તે હમણાં પાછા આવ્યા હતા. તે અતિશય થાકેલા અને કંટાળેલા જણાતા હતા. પ્રિયપત્નીના સહવાસથી તાજા થવા તે દિવાનખાનામાં ગયા પણ ત્યાં લિલિ દૃષ્ટિએ ન પડી. તપાસ કરતાં તેમને ખબર મળી કે 'તે ગાડી ભાડે કરી ત્રણ વાગ્યાનાં કોઇને મળવા ગયાં છે તે અદ્યાપિ પાછાં આવ્યાં નથી.'

હસમુખરાય છજામાં આવી એકીટશે રસ્તા તરફ જોઇ રહ્યા. કદાચિત લિલિની પ્રતિક્ષા કરતા હશે. તેમના બન્ને હાથ કોટના ખીસામાં હતા અને મુખથી ઝીણી શીશોટી વાગી રહી હતી. તેમનું મસ્તક કોઇ ગહન વિચારમાં પડી જતું ત્યારે તે એવીજ શીશોટી વગાડતા. હમણાં હમણાં તેમના ચિત્તમાં વારંવાર ઉદ્વેગ ઉત્પન્ન થતો

હતો. આ વખતે તેમના મનમાં પ્રશ્ન એ હતો કે, લિલિ કરકસરથી ગૃહજીવન ચલાવે નહિ તો શી રીતે પહોંચાય ? લિલિને તો પૈસાની કિંમત ન હતી. કમલિની અને તેના વચ્ચે એ વિષે વારંવાર તકરાર થતી હતી. હસમુખરાય સાથે લગ્ન થયા પછી લિલિના ખર્ચનો અંદાજ રહ્યો નહતો. વિના કારણે તે પુષ્કળ પૈસા ખરચી નાખતી.

પરિસ્થિતિ બદલાય છે એટલે સર્વ બદલાય છે, એ જગતના ક્રમને હસમુખરાય તથા લિલિ કંઇ અપવાદ રૂપે રહી શકે નહિ. તેમણે કોઇની સંમતિ મેળવ્યા વગર, વડીલોની સલાહ લીધા સિવાય છુપી રીતે લગ્ન કરી લીધું એ કાર્ય યોગ્ય ન હતું. વિશેષ કરીને જગતની દષ્ટિએ લિલિ જેવી કુલશીલવાન કુટુંબની કન્યા માટે એ કાર્ય નિંદ્ય હતું. પણ હવે પરિસ્થિતિ બદલાઇ. પૂર્વની લિલિ અને હાલની લિલિમાં મહાન અંતર પડયું. યદ્દકિંચિત્ સુમંતરાયની લિલિ જુદી અને ઇનામદાર સુમંતરાયની લિલિ જુદી. જગત્ એવુંજ છે! જેઓ પૂર્વે તેના તરફ તિરસ્કારની દષ્ટિએ જોતા તેઓ આજે લિલિ બહેન, લિલિ બહેન કહી રહ્યા હતા અને ગતકૃત્યનું સ્મરણ સુદ્ધાં કરતા ન હતા. પૂર્વે હસમુખરાય તરફ આંગળી થતી હતી પણ હવે તે કાળ બદલાયો. હવે તે ઇનામદારના જમાઈ બન્યા હતા. પ્રત્યેક તેમની પ્રીતિ મેળવવા પ્રયત્ન કરવા લાગ્યો અને પોતાને ઘેર બોલાવી જવામાં માન સમજવા લાગ્યો.

પરંતુ એવી સંભાવના કે પ્રતિષ્ઠિતતાની પંચાતમાં લાભ થવાને બદલે હાની માત્ર વિશેષ થાય છે એ વાત લિલિના લક્ષમાં આવતી ન હતી. તે સ્વભાવે બેફીકર હતી. એ સર્વ સ્થિતિ હસમુખરાયના લક્ષમાં આવવા લાગી. લોકોનાં નિમંત્રણ સ્વીકારી લિલિ બહાર જતી; પણ પ્રત્યેક પ્રસંગે ગાડી જોઇએ. સાડી પોલકાં નવાંનવાં જોઇએ, ફેશનદાર દાગીના જોઇએ અને સાથે એક દાસી તો હોવીજ જોઇએ. લિલિના આ અવિચારી ખરચથી હસમુખરાયનું કરજ વધી ગયું. લિલિપર તેમનો અત્યંત પ્રેમ હતો એટલે સહજ વ્યવસ્થિત

રહેવા તથા કરકસર કરવાની સૂચના કરવાનું તે ધૈર્યે કરી શકતા નહિ. કદાચિત તે ગુસ્સે થઈ જાય, નાખૂશ બને એનો પણ ભય હશે. વિચાર કરી તેમણે પૈસા માટે પિતાને વિનંતિ કરી. પણ તે ડોસો ઉસ્તાદ હતો ! તેણે પૈસા ન મોકલ્યા તો ભલે, પણ પત્રનો જવાબ સુદ્ધાં આપ્યો નહિ. ફરીથી વાર્ષિક નીમણુક બાંધી આપવામાં આવે તો પૈસા માગવાની જરૂર નહિ પડે એમ હસમુખરાયે લખ્યું. આ પત્રનો જવાબ મળવાની તેમને સારી આશા હતી.

હસમુખરાય છજામાં થોડીવાર ઉભા રહ્યા નહિ હોય એટલામાં ટપાલી ઝાંપા આગળ કંઇ કાગળો કહાડતો જણાયો. તરત તે નીચે ગયા અને નોકર પાસે પત્ર મંગાવી લીધો. તે પત્ર તેમના પિતાનોજ હતો. પાકીટ ફોડી પત્ર વાંચવા બહાર કહાડતા હતા તેટલામાં ગાડીનો અવાજ સંભળાયો. તેમને લાગ્યું કે રાણી સાહેબ પધાર્યાં; પણ જોયું તો કોઈ બીજા ગૃહસ્થ ગાડીમાં હતા અને તે ગાડી આગળ ચાલી ગઇ. એટલામાં ફોજદાર કમાલખાન લાંબે પગલે આવતા જણાયા. મનમાં ને મનમાં તે ગણગણ્યા 'કુંદનની વાતો વળી પુછવા આવતો હશે. થાક્યો હવે તો ! ' ફોજદાર સાહેબ ઝાંપા નજીકમાં આવ્યા. દાક્તરે જાણ્યું કે અહીં આવે છે તેથી પુછ્યું " પધારો, કેમ શું છે કંઇ ? "

" ભાઇ સાહેબ, અમારે તે કંઇ નિરાંતે બેસવાનું હોય છે ? એક સ્ત્રી તલાવમાં ડૂબી મરી છે તેની ત્યાં જાઉં છું; પણ જરા અહીં પધારશો ? "

દાક્તર નજીક આવ્યા એટલે તેમણે કહ્યું " દાક્તર સાહેબ, પેલા કામમાં સફળતા મળે તેમ નથી લાગતું. "

" ક્યા કામમાં ? "

" અરે પેલું, તમને મેં બોલાવ્યા હતા તે ? કુંદનના મોતનું ? હવે એ કામ પડતું મુક્યું નાખ્યું છે. બીજો ઉપાય નથી. "

ફોજદાર એટલુંજ બોલી આગળ ચાલ્યા ગયા. હસમુખરાય પિતાજીનો પત્ર વાંચવા ઉત્કંઠિત થઇ રહ્યા. તે દિવાનખાનામાં ગયા. અને આરામાસનપર પડી પત્ર વાંચવા લાગ્યા. તેમના કપાળે કરચલીઓ પડી, ભ્રકુટી વક્ર થઇ અને શ્વાસોશ્વાસ ગરમ થવા લાગ્યો. પત્રમાં નીચે પ્રમાણે હકીકત હતીઃ–

" ચી. હસમુખ,

આશીર્વાદ. પત્રો મળ્યા છે. એવા પ્રકારના ભીખના પત્રો લખીને ત્રાસ નહિ આપે તો ઉપકાર માનીશ. તું જાણે છેજ કે મને એ રીત પસંદ નથી. તું કહે છે કે, મેં તને લગ્ન કરી લેવા સલાહ આપી! મેં સલાહ આપી હતી ખરી; પણ તે ઇનામદારની છોકરી માટે નહિ. અને હું નહોતો ધારતો કે તું એવી મૂર્ખામી કરીશ. પૈસા મોકલવા લખે છે પણ તેમ બની શકશે નહિ. હું નવીન મૃત્યુ પત્ર લખવાનો છું અને તેમાં તારે માટે રકમ રહેશે કે કેમ તે કહી શકતો નથી. એ બાબતનો નિશ્ચય તારા વર્તનપરથી થશે. હવે મને તદ્દન આરામ થઇ ગયો છે અને હજુ કેટલાંક ચોમાસા જોઇશ એવી ખાત્રી થઈ છે. ફીકર કરીશ નહિ. "

હસમુખરાયે પત્રનો લોચો કરી નાખ્યો. ગુસ્સે થઇ તે બોલ્યો; " આ બાપ અને હું બેટા! શો પ્રેમનો પ્રવાહ! નિર્દય, નિષ્ઠુર! કોણ જાણે કોને માટે પૈસો એકઠો કરી રાખે છે? "

આજ વખતે ગાડી આવી પહોંચી. હસમુખરાયે ઉભા થઇ બારીમાં ડોકીયું કર્યું તો લિલિ–મિસિસ મઝમુદાર આવતાં જણાયાં. તે હસતી હસતી ઉપર આવી. હસમુખરાયે ચટપટ કાગળ કોટના ખીસામાં મુકી દીધો અને પ્રેમપૂર્ણ સ્વરે તેનું સ્વાગત કરતા તે બોલ્યા, "વ્હાલી, આજે આટલું મોડું કેમ? હું રાહ જોઈ જોઇને થાકી ગયો આજે તો! "

" હું આજે કેટલી જગ્યાએ ગઇ હોઇશ! કહો જોઇએ."

" કહું? દસ જગ્યાએ! કેમ ખરૂંને? હવે આપો ઇનામ! "

"હા, ગઇ હતી ખરી; પણ એટલી જગ્યાએ જવાનો પ્રથમ વિચાર ન હતો. નર્મદાકુંજમાં પેલો લીલો બંગલો છે ને? તે બંગલાવાળાં સુનંદાબહેને બેસવા બોલાવી હતી. ત્યાંથી પાછાં વળતાં લાગ્યું કે લિલિ હાઉસ આગળ થઇને જાઉં તો ઠીક, તેથી તે તરફ ગઇ. દરવાજામાં એટ ભૈયો હતો. બીજું કોઇ નથી. સર્વ શ્રીરંગનગર ગયાં છે. ભૈયાએ મને ઓળખી નહિ. મેં તેને ઓળખાણ આપ્યું એટલે તો મારા પગે પડયો. કહે છે કે રખવાલી સારૂ તેને રાખ્યો છે. સાંભળ્યું? ત્યાંથી રણછોડજીના મંદીરે ગઇ ત્યાં બે ચાર જણી મળી. તેમણે મને ન છોડી એટલે તેમને ઘેર ગઇ, બોલાવનાર તે કેટલાં?" એટલું બોલી લિલિ હસવા લાગી. હસમુખરાય પણ હસવા લાગ્યા.

"ઠીક, બીજુ શું કરી આવી તે કહું?" લિલિએ પુનઃ કહ્યું.

"મારે નથી સાંભળવું. પ્રથમ અમારૂં ઇનામ આપો!"

લિલિ ઇનામ શાનું માગવામાં આવે છે તે સમજી નહિ. તેનું તે તરફ લક્ષ જ ન હતું. પોતાની વાત કરવામાં તે મશગૂલ બનેલી હતી. તે બોલી; "પેલો ડોશીમા છે ને? નહિ, કદી કદી અહીં આવે છે? તેમને ઘેર આજે સત્યનારાયણની કથા છે. તેમણે તો સોગન દીધા છે અને કહ્યું કે? તમને સુદ્ધાં બોલાવ્યાં છે. આવશો ને? મારે તો જવું પડશે."

હસમુખરાયે કહ્યું "રાતે એક દરદીને ત્યાં જવાનું છે એટલે નહિ અવાય."

પછી તે પોતાની ઓરડીમાં ગઇ. રાતે કઇ સાડી અને ક્યું પોલકું પહેરવું, કઇ જણુસો પહેરવી એ જ વિચાર તે કરતી હતી. કબાટ ઉઘાડી નાખી તે સાડી, પોલકાં, ચોળી ઉથલાવવા લાગી. તેને ઠાઠમાઠ બહુ વહાલો હતો. ચાર માણસમાં જવાનો પ્રસંગ આવતાં તે કંઇએ અવનવું સ્વરૂપ ધારણ કરવાને તલપાપડ થઇ જતી. છેવટે તે એક નિશ્ચયપર આવી હોય તેમ લાગ્યું. તે પોતા પ્રત્યે બ

બોલી; " આજે તો ગુલાબી સાડી અને પોપટી રંગના મખમલની ચોળી પહેરવી છે. તેની કીનાર તૂટી છે તે સાંધી લેવાની છે. બળી ક્યાં ગઇ એ ચોળી ? " તે ચોળીઓવાળુ ખાનું જોઇ વળી પણ તે ચોળી ન જડી. તેનો મીજાજ ગયો. " સૂરીએ ક્યાં નાખી હશે ? કેવી નિષ્કાળજી રાખે છે ! "

બહાર આવીને તેણે બૂમ પાડી " સૂરી, ઓ સૂરી ! " સૂરી બિચારી દોડી આવી. તે જાણુતી હતી કે એક જ હાંકે નહિ પહોંચાય તો બાર વાગશે. તેણે ઓરડીમાં આવી જોયું તો કબાટ ઉઘાડું જણાયું અને સાડી, પોલકાં, વગેરે આમ તેમ પડેલાં હતાં. લિલિ લાલચોળ બની તેની જ રાહ જોતી હતી.

" સૂરી, પોપટી મખમલની ચોળી છે ક્યાં ? "

" કઇ ચોળી, બાઇ સાહેબ ? "

" કઇ ચોળી બાઇ સાહેબ ? જાણે આજે જ તું આવી હોયની ! પરમ દિવસે શીવડાવી તે !

" હાં, બાઇ સાહેબ તે ચોળી ? હવે યાદ આવ્યું. ખાનામાં મુકી છે. "

" આ ખાનામાં ? લે તું જ ખોળી કહાડ ! "

" એમાંજ હોવી જોઇએ. બીજી કોઇ જગ્યાએ ચોળીઓ હું મુકતી નથી. " એમ કહી સૂરી ખાનામાં લક્ષપુર્વક જોતી જોતી એકએક વસ્તુ બહાર કહાડવા લાગી. લિલિના ઉતાવળા સ્વભાવને અકળાટ થયો. તેણે મોટેથી બૂમ પાડી, " ચાલ જા અહીંથી, ખસ અહીંથી. તારો પાર આવવાનો નથી. " એમ કહી ખાનું બહાર કહાડી જમીનપર ઉંધુ વાળ્યું. સર્વ વસ્તુ બહાર પડી એટલે પુનઃ તે બોલી " જો હવે, છે એમાં ચોળી ? હું ખોટું કહેતી હતી એમ ? મુકી દે બધું હવે ! "

સૂરીની વાત ખોટી પડી અને પોતાની ખરી થઇ તેથી લિ-

લિને આનંદ થયો. તેણે વળી પાછું કહ્યું; " છે કે ચોરી એમાં ? કહે જોઇએ. "

" બાઇ સાહેબ, મેં એમાંજ મુકી હતી. બીજી કોઈ જગ્યાએ નથી મુકી. મને બરાબર યાદ છે. તમે કદાચ કોઇને આપી નથી ને? વખતે ભૂલી ગયાં હો તેથી પુછું છું. "

" સૂરી, બહુ થયું હવે ! ત્યારે મેંજ ચોળી ખોઇ, એમ કહેવા માગે છે ને ? "

સૂરી કંઇ બોલી નહિ. તેણે બહાર પડેલી સર્વ વસ્તુ ખાનામાં ગોઠવવા માંડી. છેવટે એક કાગળનો ટુકડો તળીએ રહેલા વર્તમાન-પત્રની નીચે રહેલો હતો તે લિલિએ ઉંચકી લીધો. તે પત્રના અક્ષર જોઈ લિલિ આશ્ચર્યચકિત થઇ.

ખોવાયલી ચોળીની વાત તે ભૂલી ગઇ, સૂરી ઉપરનો ગુસ્સો શાંત થઇ ગયો. કાગળનો ટૂકડો લઇ નીચે બેસી તેણે આખો કાગળ વાંચી નાખ્યો. અને ટીકીટીકીને અક્ષરોનું નિરીક્ષણ કર્યું. પત્રનો નીચેનો ભાગ ફાટી ગયો હતો. ફકત શરૂઆતની કેટલીક લીટી અને પાછળની બાજુએ છેવટની કેટલીક લીટી હતી. પત્રપર મિતિ ૧૯... ના મહા સુદ ૯ની હતી. તેની ખાત્રી થઇ કે, કમલિનીપર કુમુદનો પત્ર આવ્યો હતો તેજ આ છે. તે મનમાં બોલી; " મને નહોતું લાગ્યું કે, મોટી બહેન, જુઠું બોલતી હશે. કહેતી હતી કે કેટલાએ વખતથી કુમુદનો પત્ર આવ્યો નથી અને આના ઉપરતો મહા સુદ ૯ ની મિતિ છે. ખોટું કહેવામાં તેનો શો હેતુ હશે ? "

લિલિ થોડીવાર સુધી વિચાર ગ્રસ્ત સ્થિતિમાં ત્યાં બેસી રહી. હાથમાં પત્ર જેમનો તેમ હતો તેમાંની થોડી હકીકત વાંચી તે અક-ળાઇ. છેવટે તે હસીને પોતાના પ્રત્યે બોલી:—

" ગમે એટલું છાનું રાખવા મથે પણ છાનું રહેજ નહિ. મારી સાડીઓ વગેરે પોટલામાં બાંધી મોકલી તેમાં આ કાગળ આવી ગયો હોવો જોઇએ. સાચાનો ડોળ કરતી હતી તેનો પુરાવો ઠીક

મળ્યો ! એટલામાં સૂરી બહાર ગઇ હતી તે ચોળી હાથમાં લઇને આવી અને બોલી; " બાઈ સાહેબ, આજ કે બીજી ! નીચે ઓરડામાં ખુંટી ઉપર પોલકું છેની, તેની નીચે હતી. "

લિલિને પણ યાદ આવ્યું કે, કાલે ચોળી ત્યાં મુકી હતી ખરી. તેણે ભૂલ કબુલ કરી અને વિના કારણ બે શબ્દ સંભળાવ્યા તે માટે ઉદાર મને દિલગીરી દર્શાવી.

પછી ચોળીની કીનારીને દોરો ભરાવી લાવવા કહી તે કબાટ તરફ ગઇ. સૂરી બહાર નીકળી તેટલામાં હસમુખરાયનાં પગલાં સંભળાયાં. તરત જ તેણે પેલો પત્ર ખાનામાં મુકી દઇ તાળું મારી દીધું. પણ હસમુખરાય અહીં ન આવતાં દિવાનખાનામાં ગયા.

લિલિએ આજસુધી પોતાની બહેન કુમુદ વિષે કંઇક વાત હસમુખરાય આગળ કરી ન હતી. તેને એ વાત કરવામાં હીણપત લાગતી હતી. પોતાની એક બહેન કોઇ જગ્યાએ શિક્ષિકા તરીકે નોકરી કરે છે એમ કહેવામાં અભિમાન લેવા જેવું શું હોય ?

સૂરી પોતાના કામકાજમાં દક્ષ હતી. તે કિનારીને દોરો ભરાવી લાવી. લિલિને તે જોઇ અત્યાનંદ થયો અને 'શાબાશ' એમ કહી તેની પીઠ થાબડી. પછી લિલિએ ચોળી પહેરી, ગુલાબી સાડુ ધારણ કર્યો અને બીજી કેટલીક જણસો હાથ તથા કોટમાં નાખી. એ રીતે શૃંગાર સજી તે બહાર જવા નીકળી. તેને પોતાના સૌંદર્યનું પુષ્કળ અભિમાન હતું અને ખરેખર તેનું સૌંદર્ય કોઇપણ પ્રકારના પોશાકમાં ખીલી નીકળતું હતું. તેનાં નેત્રોમાં એક પ્રકારની ચમત્કૃતિ રહેલી હતી, તેની ભમરો કમાનદાર હતી, તેનું કપાળ, તેનું નાક, તેના ગાલ, ટુંકામાં તેનો વદન પ્રદેશ જાણે ઉર્વશીનું સ્મરણ કરાવતો હતો. લિલિ તે લિલિજ હતી.

તે ગાડીમાં બેસવા જતી હતી તે વખતે ઓસરીમાં હસમુખરાય કોઈ ગૃહસ્થ સાથે વાત કરતા હતા. જતાં જતાં નીચેના વાક્ય તેના કાને પડ્યાં:—

" તેથી કહુંછું, દાક્તર સાહેબ, તે મરણ પથારીએ છે. મણિ-કાન્તની તબીયત સારી નથી. તેમના ભાઇને બોલાવવા તૈયાર થયો ત્યારે કહે છે કે, તેમની દવા લેવાની નથી. હવે ગરીબ ઉપર મહેર-બાની કરો તો સારૂં. કૃપા કરો, આપનો ઉપકાર નહિ ભૂલું. "

" ઠીક છે. તમે આગળ થાવ ! " હસમુખરાયે જવાબ આપ્યો," હું આવ્યો ! જેના હાથે ભયંકર ભૂલ થઇ છે તેની દવા લેવી યોગ્ય નથી. ફરી ભૂલ નહિ કરે એમ શી રીતે કહી શકાય ?"

લિલિ સમજી કે સુરેંદ્રને ઉદ્દેશીને એ શબ્દ નીકળ્યા છે. તે ગાડીમાં બેઠી અને જોત જોતામાં ગાડી દૃષ્ટિ મર્યાદા બહાર નીકળી ગઇ.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### કુમુદની શોધ.

વિમલાની શિક્ષિકા તરીકે ગંગાબ્હેનની નીમણૂક થઇ હતી અને તે પોતાના કામપર હાજર પણ થઇ ગઇ હતી. પ્રથમ મુલા-કાતમાં તેમનું બોલવું ચાલવું, વગેરે સારૂં જણાવાથી કમલિનીને તે પસંદ પડી હતી. વળી ભરત, ગૂંથણ, સંગીત વગેરેમાં તે પ્રવીણ જણાઈ તેથી તેને વિશેષ જ સંતોષ થયો અને તરત નોકરીપર હાજર થવા ફરમાવી દીધું હતું. તે પ્રમાણે અમલ થયો પણ દસ પંદર દિવસ વિતી જતાં તેને લાગ્યું કે પોતે ઉતાવળ કરી તે સારૂં થયું નહિ. શિક્ષણ વિષે ગંગાબ્હેનને લેશમાત્ર કહેવા જેવું નહતું; પરંતુ અન્ય બાબતનું વર્તન કમલિનીને અયોગ્ય લાગ્યું. તે પ્રત્યેક કામમાં ડહાપણ બતલાવતી, નોકરોપર ગુસ્સે થતી અને ખૂદ કમલિનીને બે બોલ સંભળાવી દેવામાં આગળ પાછળ જોતી નહતી. ઘરમાં યુક્ત વયનું અને અનુભવી એવું બીજું માણુસ કોઇ નહતું. ગંગાબ્હેન કહેતી કે પોતે ઉમરે મોટી છે એટલે પ્રત્યેક કામમાં કમલિનીએ

પોતાની સલાહ લઇને જે કંઇ કરવું હોય તે કરવું જોઇએ. કમલિની જમવા બેસતી એટલે તેની સાથે જ પાટલો નાખી ગંગાબ્હેન બેસતી. તે નોકરને કંઇ કહેતી એટલે ગંગાબ્હેન પણ સાથે કંઇને કંઇ બોલતી. કોઇ નવીન માણુસ આવતું તો પોતેજ સર્વ આગળ વેડા કરતી તેથી લોકોની એવી માન્યતા થવા લાગી કે ગંગાબ્હેન નોકર નહિ પણ માલીકજ છે. ધીમે ધીમે ગંગાબ્હેને પગ ફેરવી સુમંતરાય પાસે બબે ઘડી બેસી ગપ્પાં હાંકવાનો ક્રમ સ્વીકાર્યો. સુમંતરાય તીખા સ્વભાવના હતા પણ કોણ જાણે શું હતું કે તે ગંગાબ્હેન આગળ તાઢા ટપ બની જતા. કમલિનીને આ શી રીતે પસંદ પડે ? તે કહેતી કે ગમે તેવી પણ નોકર, તેણે પોતાના દરજ્જાનો વિચાર કરવો જોઇએ. સર્વ બાબતમાં ડહાપણ ડોળવાની રીત સારી નહિ. તેણે તક જોઇ એક દિવસે સુમંતરાય આગળ વાત ઉપાડી પણ તેમણે સ્પષ્ટ પણે જણાવી દીધું કે, તે સારી છે કે નહિ તે નક્કી કરવાનું કામ તારૂં છે, તારે રાખવી હોય તો રાખ નહિતો રજા આપી દે, મારા તરફની કોઇ પ્રકારની હરકત નથી. પણ તે શિક્ષણના કામમાં કેવી છે ?' એવો પ્રશ્ન થતાં કમલિનીએ કહ્યું કે ' એ કામ સારી રીતે કરે છે. એમાં ઠપકો આપવા જેવું બીલકુલ નથી. આવો ખુલાસો થતાં સુમંતરાયે કહ્યું, "એજ મુદ્દાની વાત છે. તે જો એ કામ ઉત્તમ પ્રકારે બજાવતી હોય તો તેની બીજી સહજ કુટેવ માટે હરકત લેવાની જરૂર નથી. માત્ર સાંભળીને રહેવું એટલે બસ થયું."

કમલિની કંઇ બોલી નહિ વિમલાના શિક્ષકનો પ્રશ્ન માત્ર મહત્વનો હતો એટલે તેણે તરત અન્ય બાબતમાં શિથીલતા દર્શાવી. એજ દિવસે સાંજે સુમંતરાય વર્તમાનપત્ર વાંચતા હતા અને કમલિની પાસે બેઠી બેઠી કંઇ ગુંથ્યા કરતી હતી. તેટલામાં વાંચતાં વાંચતાં સુમંતરાય બોલ્યાઃ—

"તું કુમુદની શોધ કરવાની હતી ને ?"

કમલિનીના મનમાં પણ તે વખતે કુમુદની વાત કેવી રીતે કહાડવી તેનો વિચાર ચાલતો હતો. સુમંતરાયના પ્રશ્નથી તેને આશ્ચર્ય થયું અને આનંદ પણ થયો. તેણે કહ્યું:—

"તેની શોધ કરૂં ? તમે ગુસ્સે નહિ થાવને ? તેને ઘેર આવવા દેશો ?"

"તને શું લાગતું હશે તે હું જાણતો નથી; પણ મારો મત એવો છે કે, મારા જેવા ઇનામદારની પુત્રી માસ્તરેણ થઇને ગામે ગામ ભટકે તે મને પસંદ નથી. કુમુદનો અપરાધ લિલિ જેવો નથી. તેને ક્ષમા કરવી જોઇએ. હમણાં તે ક્યાં છે ? તું જાણતી હોઇશ."

"હું નથી જાણતી."

"નથી જાણતી ? હું તો આજ સુધી સમજતો હતો કે તું જાણે છે. તેના પત્ર તારા ઉપર આવે છે ને ?"

"પણ દાદા, હમણાં તે ક્યાં છે તેની મને ચોક્કસ ખબર નથી. મને લાગે છે કે, ગીરગામમાં કોઇ જગ્યાએ છે. તેણે મને જણાવ્યા પ્રમાણે હું પ્રાર્થના સમાજના નામપર પત્ર લખતી હતી. ત્યાં તપાસ કરૂં ?"

"હમણાંજ ત્યાં જઇ આવ!" એમ કહી સુમંતરાયે ગાડી મગાવી. કુમુદને જોવાને અધીરા બની ગયા હતા.

કમલિની ગાડીમાં બેસી પ્રાર્થના સમાજમાં ગઇ પણ એક અડચણ આવી. કયા નામથી તપાસ કરવો એ વિચાર થઇ પડયો. તેણે 'સુરત નિવાસીની' એ નામથી પત્ર લખવા જણાવ્યું હતું સાથે સાથે એમ સુદ્ધાં જણાવ્યું હતું કે એ નામથી તેને અહીં કોઇ ઓળખતું નથી.

પ્રાર્થના સમાજના મંદીરમાં એક નોકર મળ્યો. તેને કમલિનીએ પુછ્યું:—

"સુરત નિવાસીની બહેન છે તે ક્યાં રહે છે ? તે માસ્તરેણ છે. આટલામાં જ કોઇને ઘેર છોકરીઓને ભણાવે છે."

"સુરત......? મને કંઇ ખબર નથી."

"પણ એ નામથી અહીંના સરનામે કેટલાક કાગળો લખ્યા હતા. તે લેવા અહીં આવતી હશે ને?"

"ખરી વાત. કાગળો લેવા કોઇ સ્ત્રી આવે છે ખરી." યાદ આવ્યા જેવું કરીને નોકરે કહ્યું; "પણ તેમનું નામ તો કુસુમબાઇ છે. તમે તો સુરત નિવાસીની કહો છો ને? તમે કહો છો એ નામથી પત્ર આવતા હતા ખરા, પણ તે કુસુમજ લઇ જાય છે."

"કુસુમ! સર્વ નિર્ણય થયો. તેનું મૂળ નામ કુમુદ હતું તે બદલીને કુસુમ રાખ્યું હશે" એમ મનમાં બોલી કમલિનીએ કહ્યું, "હા, હા, કુસુમનું ઘર બતાવશો?"

"ઘર? હું જાણતો નથી. પણે ધરમશી શેઠનો બંગલો છે ને? પહેલાં તે ત્યાં શિક્ષિકા તરીકે હતાં. પછી લાલજી શેઠને ત્યાં હતાં પણ ત્યાં બહુ દિવસ રહ્યાં નહિ હોય."

આ હકીકત કમલિનીના જાણવામાં ન હતી. કારણકે, સ્થળ બદલાયા વિષે કુમુદે કદી લખ્યું ન હતું. તેણે કહ્યું, "તેનાં ચહેરા નિશાન કહી શકશો. મારી શંકા મટે તેટલા ખાતર પુછું છું."

નોકરે તેનો બાંધો, વર્ણ વગેરે કહ્યાં અને બોલ્યો:—

"મને લાગે છે કે કુસુમબહેન એકાએકજ કંઇ નીકળી ગયાં છે. કેટલાએ દિવસથી તે અહીં આવતાં નથી અને આટલા તેટલામાં જણાતાં પણ નથી. તમો કહો છો તે નામપર આવેલા બે ત્રણ પત્રો પણ પડી રહેલા છે."

તેણે કબાટમાંથી ત્રણ પત્ર કહાડી કમલિનીના હાથમાં મુક્યા. તે કમલિનીએજ લખેલા હતા તેથી હરકત ન હોય તો પોતાને લઇ જવા દેવા કહ્યું. તેણે જણાવ્યું કે, તમારા હોય તો લઇ જાવ. પછી પોતે લખેલા છેવટના એક પત્ર ઉપર પોતાનું હાલનું સરનામું લખી તે રહેવા દઇ કમલિનીએ કહ્યું; "આ કાગળ રહેવા

દો. કદાચ કુસુમ બહેન આવે તો તેમને આપજો. બાકીના આ બે પત્ર હું લઇ જાઉં છું. "

કમલિની ત્યાંથી નીકળી ગાડીમાં બેસી ધરમશી શેઠના બંગલામાં ગઇ અને ત્યાં શેઠાણીને મળવા માટે રજા માગી. પછી એક દાસી તેને શેઠાણી પાસે લઇ ગઇ. નામ ઠામ વિષે વાત થયા પછી કમલિનીએ કહ્યું, " આપને ઘેર કુસુમ નામની શિક્ષિકા હતી તે હાલ ક્યાં છે એ વિષે આપ કંઇ જાણતાં હો તો તે જાણવા આવી છું. "

શેઠાણીના કપાળે કરચલીયો પડી. તેમણે કહ્યું, " કુસુમની વાત પુછો છો ? ઠીક, ઠીક, અમે નથી જાણતાં કંઇ. તે અમારે ત્યાં સારી રીતે રહી નથી. અહીંથી છૂટયા પછી લાલજી શેઠને ઘેર ગઇ હતી પણ ત્યાં એ કહે છે કે વિશેષ વખત ટકી નથી. હવે કોને ખબર ક્યાં છે તે ? કુસુમનાં તમે કોણ થાવ, બહેન કે ? ઠીકરતો ! "

આટલું બોલીને શેઠાણી અંદરના ભાગમાં જતાં રહ્યાં. વ્યવહાર, સભ્યતા, વિનય વગેરે ગુણનું ચિહ્‌ન પણ તેમનામાં જણાયું નહિ. તે મનમાં જ બોલી " ગરજ આગળ છૂટકો નહિ એટલે અહીં આવવું પડયું. આવા ઘરમાં કુસુદે એક દિવસ પણ કેમ કરી ગાળ્યો હશે ! "

લાલજી શેઠના બંગલા આગળ તે આવી પહોંચી. શેઠાણી માયાળુ અને નિરાભિમાની હતાં. ક્યાં તે શેઠાણી અને ક્યાં આ ? કમલિનીને જમીન આસ્માન જેટલો તફાવત લાગ્યો. તેણે પોતાના આગમનનું કારણ કહ્યા પછી શેઠાણી બોલ્યાં:–

" કુસુમ ધરમશી શેઠને ત્યાંથી છૂટી થઇ અમારે ત્યાં આવી હતી. તે નોકરી છોડવાનું કારણ એ હતું કે, તેમનો એક ઉછાંછળો ભત્રીજો છેની, તે તેની સાથે ચીબાવલા વેડા કરવા લાગ્યો. રોજ કંઇને કંઇ ખોડ કાઢતો અને મશ્કરી કરતો. તેને તે પસંદ ન પડયું.

થોડા દિવસ એ સર્વ સહન કર્યું; પણ તેની છોકરવાદી વધતી ગઈ ત્યારે તેણે શેઠાણીને એ હકીકત કહી. પરંતુ તેણે લક્ષ આપ્યું નહિ. તે ભત્રીજાનો પક્ષ લઈ ઉલટી કુસુમને ઠપકો આપવા લાગી. મારી છોકરીઓ માટે એક શિક્ષિકાની જરૂર હતી તેથી પછી અમેજ તેને રાખી લીધી. ૭ મહીના રહ્યા પછી તેણે એક દિવસ એકાએક મને કહ્યું કે હવે રજા લઇશ. મને માઠું લાગ્યું. મેં તેને કારણ પુછ્યું પણ તે કંઇ તેણે કહ્યું નહિ અને પછી એક બે દિવસમાં ચાલી ગઇ."

"કઇ બાજુ ગઇ?"

"તેની ખબર નથી પડી. ક્યાં જવાની છે, શું કરવાની છે વગેરે કંઇ જ તેણે જવાબજ આપ્યો નહિ. અમને લાગ્યું કે, કંઇ છુપો પ્રકાર હશે."

"ત્યારે તેણે ધાર્યું શું હશે?"

"શું કહી શકાય? અમારી સમજ તો એવી થઈ કે લગ્ન કરી લેવાનો વિચાર હશે."

"લગ્ન? એટલે?" કમલિનીએ આશ્ચર્ય પામી પુછ્યું.

"અમે તેને પુછ્યું કે, 'હવે ઘેર જવા વિચાર છે?' ત્યારે તે હસી અને બોલી, 'કોને ઘેર? નારે! મારી જીંદગીની દિશા જુદીજ છે.' તેના આ શબ્દો પરથી લાગ્યું કે કદાચ્ લગ્ન કરવાના વિચારમાં હશે."

"તે અહીંથી ગઇ ત્યારે આનંદી જણાતી હતી ને?"

"હા, ખૂશમાં હતી. ફરી આવીશ ત્યારે મળીશ એમ પણ બોલી હતી. તમારો અને તેનો કંઇ સંબંધ જણાય છે ત્યારે તો?"

"હા. એ વાતને કેટલા દિવસ થયા?"

"એને કે? બરાબર એક વર્ષ થયું હશે."

"ત્યાર પછી આપે પુનઃ કદી જોઇ નહિ હોય!"

"ના, બીલકુલ નથી જોઇ. કદી કદી તેનું શું થયું હશે એ વિચાર મને પણ આવી જાય છે."

"તેનો મારે પત્તો પાડવો જોઇએ. આપ કહો છો કે તે લગ્ન કરવાના વિચારમાં હતી પણ મને એ વાત ખરી નથી લાગતી. કુટુંબની સંમતિ વિના કંઇ પણ કરે તેવી એ નહોતી. તે કુલીન કુટુંબની છે. સુમંતરાય ઇનામદારનું નામ આપે સાંભળ્યું હશે. તેમની એ પુત્રી થાય. અમે ચાર બેહનો છીએ. હું મોટી છું, મારાથી નાની એક છે અને તેનાથી એ નાની છે. એનું નામ કુમુદ છે અને એનાથી નાની છે તેનું નામ વિમલા છે."

પછી કમલિનીએ પોતાના કુટુંબની સર્વ હકીકત કહી સંભળાવી.

"તમે તેનાં બહેન ત્યારે!" અચંબો પામી શેઠાણી બોલ્યાં, "તેનું નામ કુમુદ કે? શું બોલો છો?" ક્ષણવાર સ્તબ્ધ રહી પુનઃ તે બોલ્યાં.

"ત્યારે અહીંથી તે ગયા પછી ઘેર આવી નથી." અને ક્યાં ગઇ છે તે એ નથી જાણતાં? હવે શું કરશો ત્યારે?"

"કંઈ જ ખબર નથી. ક્યાં તપાસ થઈ શકે તે મને પણ સમજાતું નથી."

"મને લાગે છે કે તમારા પિતાને ઈનામદારી મળ્યાની વાત એ નહિ જાણતી હોય."

"નહિ જાણતી હોય. અમે ખોળ્યા કરીએ છીએ. જ્યારે નશીબમાં હશે ત્યારે મળશે. આટલી માહિતી આપીને આપે ઉપકાર કર્યો છે તેજ પ્રમાણે કંઇ ખબર મળે તો તત્કાળ જણાવવાની કૃપા કરજો. ચોપાટીપર અમારો બંગલો છે."

શેઠાણીની રજા લઇ કમલિની ગાડીમાં આવી બેઠી અને ગાડી ચાલવા લાગી. તેને વિચાર આવ્યો, 'કદાચ કોઇ ગમે તેવા સામાન્ય માણસ સાથે લગ્ન કરી બેઠી હોય અને તેથી આગળ આવતી ન હોય એમ પણ બને.' આ વિચાર ઉત્પન્ન થતાં તેના ચિત્તને અત્યંત વેદના થઇ. તેને લાગતું હતું કે, કુમુદને શોધી કાઢી આજે અવશ્ય ઘેર લઇ જઇ શકીશ? પણ એવો સુદીન ક્યાં હતો?

વિચારમાં ને વિચારમાં બંગલો આવ્યો અને નોકરે ગાડીનું બારણું ઉઘાડયું ત્યારે તે શુદ્ધિ ઉપર આવી બંગલામાં ગઇ. દિવાનખાનામાં જઇ જુએ છે તો સુમંતરાય અને દાદીમા વચ્ચે વાદ ચાલી રહ્યો હતો. દાદીમા સુમંતરાય અને તેમની પુત્રીઓને મળવા આવ્યાં હતાં. જ્યારે જ્યારે મળવાનો પ્રસંગ આવતો ત્યારે તે અને સુમંતરાય સહજ સહજમાં વઢી પડતાં હતાં.

આ વખતે એવાજ કોઇ ક્ષુલ્લક કારણસર બોલાચાલી થઇ હતી કમલિની આવતાં બન્ને ચૂપ થયાં. કમલિનીએ કંઇ પત્તો પડયો નહિ એમ કહ્યું ત્યારે સુમંતરાય બોલ્યાઃ—

" અત્યાર સુધી તું કહેતી હતી કે કુમુદ ક્યાં છે તે જાણું છું અને હવે કહે છે પત્તો પડતો નથી, તેનો અર્થ શો ? "

કમલિનીએ સર્વ હકીકત કહી સંભળાવી. તે સાંભળીને સુમંતરાયને શું લાગ્યું હશે તેનું વર્ણન થવું કઠિન છે. કુમુદનો કંઇ પત્તો પડતો નથી—તે કંઇ નાશી ગઇ એમ સમજાયાથી તેમણે સોટો હાથમાં લઇ ફૂદાફૂદ અફાળવા માંડયો. કમલિનીને પણ પુષ્કળ સંભળાવી દીધી અને દાદીમાને સુદ્ધાં બાકી રાખ્યાં નહિ.

થોડીવારે તે શાંત થયા પછી પ્રાર્થના સમાજમાંથી જે બે પત્ર પાછા આણ્યા હતા તે બતાવી કમલિનીએ કહ્યું, " જુઓ દાદા, ગયા માઘ માસથી આજ સુધીમાં ત્રણ પત્ર લખ્યા હતા અને તે સર્વ ત્યાં પડી રહ્યા હતા, બે હું લાવી છું અને ત્રીજો કદાચ તે આવી પડે તો તેને પહોંચે એમ ધારી ત્યાં રહેવા દીધો છે. "

" ત્યાં કેમ પડી રહ્યા હશે ? " દાદીમાએ પુછ્યું.

" મને પણ કારણ સમજાતું નથી. એથી મનમાં શંકા—અને ભય ઉત્પન્ન થયાં છે. ગયા કારતકમાં તેનો એક પત્ર આવ્યો હતો અને તેના ઉપર મુંબઇનો સીક્કો હતો. એ પત્ર દાદાને બતાવ્યો હતો પણ તેમણે જવાબ નહિ લખવા સખત આજ્ઞા કરી હતી. પછી બે મહિને શું——શું કહું દાદીમા, એક બનાવ બન્યાથી મને

કુમુદને માટે ચિંતા થવા લાગી અને તેથી મેં તેના ઉપર એક પત્ર લખ્યો હતો. એક રાતે મને કાતે અત્યંત માઠું સ્વપ્ન આવ્યું:—

" કેવું ? " જીજ્ઞાસાપૂર્વક દાદીમાએ પુછયું.

" દાદીમા, મને ગાંડી કહેશો, ભલે કહો ! પણ સ્વપ્ન ખરાબ હતું. ભયંકર, વિલક્ષણ અને અશુભ સૂચક હતું. મને લાગ્યું કે કુમુદ ઉપર વિપત્તિ આવશે અને તે મૃત્યુ પામશે, સ્વપ્ન ઉપર મને ભરાંસો રાખવાની ટેવ હોવાથી તેની મારા ચિત્તપર ભારે અસર થઇ. હું બેચેન રહેવા લાગી. એથી જ મેં પત્ર લખ્યો હતો અને અમે સર્વ હવાફેર માટે સૈનેશ્વર આવ્યાં છીએ એમ જણાવ્યું હતું. એ પત્રનો ઉત્તર નહિ આવવાથી બીજો પણ એક પત્ર લખ્યો. છતાં ઉત્તર ન મળ્યો. છેવટે ત્રીજો લખ્યો તેનો ઉત્તર ન જ આવ્યો. મેં ધાર્યું કે તેનો કારતકમાં પત્ર આવ્યો હતો તેનો ઉત્તર મેં લખેલો ન હતો એટલે ગુસ્સે થઇ હશે; અને અત્યાર સુધી એમ જ માનતી હતી; પરંતુ પ્રાર્થના સમાજમાં પત્રો પડી રહેલા જણાયા ત્યારે એ ભ્રમ દુર થઇ ગયો. "

ત્રણે ચિંતા ગ્રસ્ત બન્યાં અને સાથે સાથે એક પ્રકારનો ભય પણ તેમના મનમાં ઉત્પન્ન થયો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### લુગડાં પોટલાં લઈ રસ્તે પડો !

એક રાતે ચોપાટીપરના બંગલા સામે ગાડીઓપર ગાડીઓ આવે જતી હતી. નિમંત્રિત સ્ત્રી પુરૂષોનાં ટોળે ટોળાં બંગલામાં દાખલ થતાં હતાં. પુરૂષોની બેઠક દિવાનખાનામાં રાખેલી હતી અને તેની બાજુના ખંડમાં સ્ત્રીઓ સારૂ વ્યવસ્થા કરવામાં આવી હતી. બંગલો ઉત્તમ પ્રકારે શણગારવામાં આવ્યો હતો અને રોશનાઇ

આકર્ષક બની હતી. આજે સુમંતરાય ધનામદારના બંગલામાં જલસો હતો અને તે માટે સર્વ પરિચિત જનોને નિમંત્રણ થયાં હતાં.

ધનામદારી મળ્યા પછી તે પ્રથમ મુંબઇમાં આવ્યા હતા અને સ્વાભાવિક રીતે સગાં સંબધી, સ્નેહી, અધિકારી, સોલીસીટર, બેરિસ્ટર વગેરે પરિચિત ગૃહસ્થોએ અભિનંદનનો વરસાદ વરસાવી દીધો હતો. હમેશાં મીજબાની, પાનસોપારી, ચ્હાપાર્ટી, માનપત્ર વગેરે થયા કરતાં હતાં. એક બે સ્થળનાં ભોજન માટે નિમંત્રણ નહોય કે નિદાન ચ્હાપાણીનું તેડું ન હોય એવો એકે દિવસ જતો નહિ. આથી કમલિનીને લાગ્યું કે આપણે આટલા બધા લોકોને ત્યાં ગયાં ત્યારે તે સર્વને એકાદ દિવસ આપણે ત્યાં બોલાવી તેમનું સ્વાગત કરવું જોઇએ. આ વિચાર તેણે સુમંતરાય સમક્ષ રજુ કર્યો, પણ સુમંતરાય ધમાધમથી કંટાળતા હતા તેથી પ્રથમ પ્રથમ તો તેમણે તે તરફ લક્ષ આપ્યું નહિ; પરંતુ છેવટે કમલિનીના આગ્રહથી સંમત્તિ આપી. માગણીનો સ્વીકાર થતાં કમલિનીએ એ માટે તેજ દિવસની રાત નક્કી કરી.

કુમુદ સંબંધી સુમંતરાયે બને તેટલી સર્વ પ્રકારે શોધ કરી. પોલીસની પણ સહાય લીધી હતી તેમાં તેમને જણાઇ આવ્યું કે, સ્ત્રી શિક્ષણ પ્રચારક સભાના પ્રયાસથી આશરે દસેક મહીના ઉપર કુસુમ નામની એક વિદ્યાર્થીનીને જુનાગઢ તરફ નોકરી મળી છે. તે ઉમરે યુવાન, દેખાવમાં સુસ્વરૂપ અને આનંદી સ્વભાવની છે. આ ઉપરથી કમલિનીને લાગ્યું કે તે કુમુદ હોવી જોઇએ. સુમંતરાયે પણ તરત તે તરફ પત્રો લખ્યા. હવે તેમને લાગતું હતું કે, કુમુદનો અવશ્ય પત્તો પડશે. આથી તેમનું મન સ્વસ્થ હતું અને તેથી આજનો જલસો તેમને એક પ્રકારે આનંદદાયક લાગ્યો.

સમારંભ પુરો થવા આવ્યો. સર્વત્ર અત્તર ગુલાબનો સુવાસ પ્રસરી રહ્યો. સ્ત્રીઓ અને પુરૂષોમાં પાન સોપારી અપાવા લાગ્યાં. નાનકડી વિમલા અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં એમ હેરા ફેરા

મારતી હતી. નાનાં બાળકોને કામ કરવાની હોંસ બહુ હોય છે તેથી તે પણ અત્તર ગુલાબ અને પાન સોપારી આપવા લાગી. ફરતી ફરતી થાકી ગઇ. તેને અત્યંત થાકેલી અને પરસેવાથી ઝેળ ઝેળ થયેલી જોઇ કોઇએ કહ્યું. " અરે, આને કોઇ બાજુએ લઇ જાવ. પરસેવાથી ઝેળ ઝેળ થઇ છે. " તરતજ કમલિનીએ વિમલાને પાસે લઇ કહ્યું, " બહેન, બહુ દોડા દોડ ન કરીશ. અને ગંગા બહેન ક્યાં છે ? મને લાગ્યું કે તું તેમની પાસે હોઇશ. ક્યાં ગયાં તે ? "

" તે તો દાદા પાસે છે. પુરૂષો વેરાઇ ગયા છે તેથી દાદા ઓરડીમાં બેઠા છે અને તે વાતો કરતાં ત્યાં બેઠેલાં છે. હું કંઇ ગભરાઇ ગઇ નથી ? "

સર્વ સ્ત્રીઓ એક પછી એક ચાલી ગઇ અને તે સાથેજ કમલિની સુમંતરાયની ઓરડી તરફ ગઇ. ઓરડીનાં બારણાં ખાલી વાસી અંદર ગંગાબહેન અને સુમંતરાય વાતો કરતાં હતાં.

" ગંગાજી, તમને આ બધી ધાંધલ ગમે છે ? "

" મને તો નથી ગમતી. બાર ઘરનાં બાર માણસ એકઠાં થાય તેમાં શી મઝા પડે ? ખરૂં સુખ કહે છે તે જુદું જ છે. સ્ત્રી પુરૂષ, બાળ બચ્ચા વગેરે ઘરનાં સર્વ માણસ એક ઠેકાણે બેસીને સંસારના સુખદુઃખની વાતો કરતાં હોય, પ્રેમનાં સંભાષણ કરતાં હોય તેનું નામ સુખ. ગૃહસુખ કહે છે તે એજ."

" એ તો પ્રત્યેકને ઘેર હોય છે જ. "

" દરેકને ઘેર ક્યાંથી હોય ? મારી વાત કરોની ! મારા નસીબમાં એ સુખ નથી."

" શું, મળશે જ નહિ ? "

" રાજાજી, " ગંગાજીએ કિંચિત હાસ્ય કરી કહ્યું, " નસીબની વાત છે. એક રાજાની રાણી થાય છે ત્યારે બીજીની દશા એવી થાય છે કે, ભીખ માગતાંએ કકડો રોટલો નથી મળતો. વારંવાર મને લાગે છે કે, ઇશ્વરે મને નોકરી કરવા જન્મ નથી

આપ્યો. મારૂં મન, મારૂં અંતઃકરણ, મારૂં સૌંદર્ય એ સર્વ ઉચ્ચ સ્થિતિ માટે નિર્માણ થયેલાં છે; પણ જે લલાટે લખ્યું હોય તે પ્રમાણે થાય. બીજું શું ?"

આ વખતે ગંગા બહેનના મુખપર લાવણ્ય છટા પ્રસરી રહી. તેનો ગૌરવર્ણ સ્વચ્છ પ્રકાશમાં ખીલી ઉઠયો હતો. ગાલ મનોહર દેખાતા હતા. આજે બંગલામાં ઘણી સ્ત્રીઓ આવી ગઇ હતી; પણ તેમાં ગંગા બહેનની હારમાં બેસી શકે તેવી એક ન હતી. તેનું સ્વરૂપ એટલું ઝળકતું હતું કે જાણે તે ઘરની સ્વામીની હોય. કદાચિત આ વખત સ્વામીની થવાનો વિચાર પણ તેના મનમાં ઘોળાતો હશે.

ઇનામદાર સાહેબના મનમાં તો એ વિચાર ચાલતો હતો ખરો. તે અનિમિષ નયને ગંગાજીનું નિરીક્ષણ કરી રહ્યા હતા. સાઠી આવી પહોંચી હતી પણ સ્ત્રીનો અભિલાષ અદ્યાપિ નષ્ટ થયો ન હતો ગંગાજીએ તેમની દૃષ્ટિ પરખી લીધી હતી. તે તેમની નિકટમાં ને નિકટમાં ખશતી જતી હતી. આવતી વખતે તે એક પુષ્પ ગુચ્છા લાવી હતી. સુમંતરાયને તે અને તેની સાથે પોતાનું હૃદય સુદ્ધાં અર્પણ કરી દેવાનો વિચાર હશે કે શું ?

ઇનામદાર સાહેબનું કામ મુદ્દે રોકડું હતું. તે જે કહેવાનું હોય તે ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દેતા. તેમણે એકદમ ગંગા બહેનને પુછયુંઃ " તમે મારા ભાગ્યનાં ભાગીદાર બનશો ? "

ગંગાબહેને પોતાની ઘેરી નજર તેમના તરફ નાખી, તેને લાગ્યું કે આ સર્વ મશ્કરી છે. સરદાર સાહેબ થોડા આગળ આવ્યા અને પુનઃ બોલ્યા; " મને લગભગ આઠ વર્ષ થવા આવ્યાં છે પણ હું લહેરી માણસ છું. હજી મારા શરીરની શકિત હણાઇ ગઇ નથી. સંધીવા સિવાય બીજો કોઇ વ્યાધી મને નથી. તું મારી અર્ધાંગના થઇશ તો સુખી થઇશ. "

માગણીની આ એક વિચિત્રજ પદ્ધતિ હતી ! સાઠી, સંધીવા અને લગ્નની વિલક્ષણ સંકલના ગૂંથાતી હતી. વળી તે બોલ્યા; " કહે, ચાલ તારો શો વિચાર છે ? "

ગંગાબહેને સહજ દૂર ખસી અશ્રુપૂર્ણ નયને ઇનામદાર સા-હેબ તરફ જોઇ કહ્યું:-

" રાજાજી, આપની આભારી છું; પણ અશક્ય છે. આપની પુત્રીઓને એ વાત પસંદ નહિ પડે."

સુમંતરાય પોતાની ઇચ્છા વિરૂદ્ધ કોઇ જાય તે પસંદ કરનારા ન હતા. પછી ભલે તે ગમે તે હોય. તેમણે ગંભીર સ્વરે કહ્યું; " મારી પુત્રીઓને પસંદ નહિ પડે ? પણ એમાં તેમનો શો સંબંધ છે ? "

ગંગાબાઇના મનમાં વિચારોનું દ્વંદ્વ ચાલ્યું.

" રાજાજી, આપ મારી સાથે લગ્ન કરશો તો આપની પુત્રીયો અને તેમાં કમલિની બહેન સાથે આપને કલહ કરાવ્યા જેવું થશે. જરૂર તેમજ થાય. "

" મારી પુત્રીઓ તરફથી લેશમાત્ર પણ મને ત્રાસ થવાનો નથી. એ માટે મને ખાત્રી છે. "

ગંગાબહેને ચૂપકી પકડી.

" જુઓ ગંગાજી, " સુમંતરાયે કહેવા માંડયું, " ઇનામદારી મળી તેજ દિવસે લગ્ન કરવાનો મેં નિશ્ચય કર્યો છે. કેમકે તેમ કર-વાની આવશ્યકતા છે. ઇનામદારી માટે કોઇ વારસ જોઇએ કે નહિ ? તારા રૂપ પ્રમાણે તારો સ્વભાવ પણ સારો છે. ત્યારે બીજે શોધવા કયાં જાઉં ? તુંજ મારી પત્ની, તુંજ આ ઇનામદારીની માલીક અને તુંજ મારી જીંદગીની સ્વામીની થા એટલે પત્યું. "

આટલે સુધી વાત આવી પહોંચી, આવી અઢળક સંપત્તિની સ્વામીની થવાનું મળે ત્યાં ગંગાજી બીજો શો વિચાર કરે ?

" રાજાજી, મને આશ્રય આપવાની આપની ઇચ્છા હોય તો ભલે ! આપને સુખ આપવા મારાથી બનશે તેટલું સર્વ કરીશ."

"બસ, નક્કી થયું ત્યારે. " નિષ્કપટી, સરળ અને ભોળા ઇના-મદારે કહ્યું. તેમણે તેના ગળા ઉપર હાથ નાખ્યો અને ચુંબન લેવા મસ્તક નમાવ્યું. શબ્દ વચન લઇ તેના ઉપર ચૂંબનની સીલ મારી !

આજ વખતે કમલિની ઓરડીની બહાર ઉભી રહી ચાટમાંથી જોતી હતી. અંદરનો પ્રકાર જોઇ તેનું શરીર ભડકી ઉઠયું. તેની ભ્રકુટી વક્ર થઇ અને લોહી ઉકળવા લાગ્યું. તે ચુંબન સાથે કોઇ વિશિષ્ટ હેતુનો સંબંધ હશે એ વાતની તેને કલ્પના ક્યાંથી થઇ શકે ? પિતા હવે આ વયે લગ્ન કરવા તૈયાર હશે એ વિચારનો સ્પર્શ પણ તેના ચિત્તને થયો નહિ. સુમંતરાયપર તેનો અત્યંત પ્રેમ અને નિઃસીમ ભક્તિ હોવાથી એવી કલ્પના થવાને સ્થાન જ ન હતું. અંદરનો પ્રકાર જોઇ તેને એટલુંજ લાગ્યું કે, પિતા કંઇ મૂર્ખામી કરે છે; ધોળામાં ધૂળ ઘાલે છે ! તે મનમાં બોલી, "ગંગા બ્હેન એટલે અન્ય નોકર પ્રમાણે એક નોકર. તેની સાથે આવું અનુચિત વર્તન રાખવું એટલે શું ? વળી એ પણ ક્યાં શરમાય છે ? ખુરશીની સાથે ચોટી રહી છે !" કમલિનીના મનમાં તેના માટે અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થયો. તે બહારજ ઉભી રહી. એટલામાં સુમંતરાય બહાર આવવા ઉઠયા. તેમના નીકળ્યા પછી કમલિની અંદર ગઇ. ગંગા બહેન બેસી રહી હતી. તે વિચારગ્રસ્ત હતી. કમલિનીએ તેને કહ્યું; "તમે અહીં કેમ બેસી રહ્યાં છો ! બધે યે શોધી વળી, મારા મનમાં કોણ જાણે ક્યાં ગયાં ? વિમલા તરફ પુરતું ધ્યાન આપતાં રહો. જાવ, તે સહજ હેરાન થઇ છે. આ કંઇ અહીં આવીને બેસવાનો વખત છે ?"

કમલિનીના શબ્દ આજ્ઞાવાચક હતા. ગંગાબહેને આ પૂર્વે કદી એવો સ્વર સાંભળ્યો ન હતો. તે કંઇ પણ બોલ્યા વગર બહાર નીકળી ગઇ. કમલિની તેના તરફ જોતી ઉભી રહી. તેણે નક્કી કર્યું કે, કાલે એ આ બંગલામાં ન જોઇએ. તેને લાગ્યું કે પિતાજીને ફસાવવા ખાતર તે અહીં આવીને ચોટી અને છેવટે તેમના ફસાવ્યાજ !

સવારે ચ્હા પીધા પછી કમલિનીએ હિસાબના કાગળો જોયા. હિસાબ ચોખ્ખો હતો. ગંગાબહેનનું કેટલું લહેણું નીકળે તે નક્કી કરી રાયસંગને તેણે કહ્યું, "ગંગાને મોકલી આપ !"

ગંગાબહેનની આખી રાત બહુધા ઉઘાડી આંખે ગઇ હતી.

ભાવી ઐશ્વર્યના મનોરાજ્યમાં તે મસ્ત હતી. એક વખત તેને લાગ્યું કે, સર્વ ઐશ્વર્ય રસ્તામાં આવી ગયું પણ બીજીજ ક્ષણે શંકા આવી. વખતે સાહી બુદ્ધિ નાહી જેવો પ્રકાર હોય તો! સૂર્યોદય થયો પણ શંકાનું નિરસન ન થયું. એટલામાં રાયસંગે આવી કમલિનીની આજ્ઞા સંભળાવી. તે તુરત ઉઠીને કમલિની પાસે ગઈ.

" ગંગાબહેન, હવે તમને આ ઘરમાં રાખવામાં શોભા નથી. બહુ થયું. આજે જ જવામાં અડચણ નથી ને ? "

ગંગાબહેન સ્તબ્ધ થઈ ગયાં, તે એકી ટશે કમલિની તરફ જોઈ રહી. ગઈ રાતે સુમંતરાય સાથેના પ્રસંગની તેને ખબર થઈ હશે એવી તેને કલ્પના સુદ્ધાં ન હતી. તે ધારતી હતી કે વિમલા સંબંધી કંઈ કહેવાનું હશે. ઉપરોક્ત શબ્દ કાને પડતાં તે ગૂંચવાઈ. ધીમે રહી તેણે કહ્યું, " બહેન, ચાલી જવા કહો છો ને ? આજે જ જવું એમ કહો છો ને ? "

" હા, એટલું કરો તો મોટી મહેરબાની ! " કમલિનીએ શાંત સ્વરે કહ્યું.

" એકાએક મારા ઉપર એવો ગજબ કરવાનું કારણ કહો તો સારૂં. "

" ગંગાબહેન, કારણ પુછવાની પંચાત કરવામાં માલ નથી. તમેજ તમારા મનમાં વિચાર કરશો તો કારણ જણાઈ આવશે. કેટલીક વાતો મોંઢે નહિ બોલવા જેવી હોય છે. હું તમને અત્યાર સુધી સારાં અને સુલક્ષણાં સમજતી હતી. પરંતુ એ મારી ભૂલ હતી અને તેથી મને દિલગીરી થાય છે. વિમલાને તમારાં જેવાંના છત્ર નીચે રાખવામાં મોટી ચૂક થઈ છે. "

કમલિનીના એકે એક શબ્દે ગંગા બ્હેનના હૃદયને બાંધી નાખ્યું.

" જુઓ બહેન, " કમલિનીએ કહ્યું " તમારા પચીસ રૂપીયા નીકળે છે. આ પચીસ રૂપીયા અને તેમને પ્રથમથી સૂચના આપ્યા સિવાય રજા આપું છું તેથી કંઈ અગવડ થવાનો સંભવ છે. એટલે

એક મહીનાનો પગાર વિશેષ આપું છું. આ વીસ રૂપીયા. એમ બે ઢગલી થઇને પીસ્તાલીસ છે તે ગણી લો, પાછળથી પંચાત નહિ "

"મોટી બહેન, આપ નારાજ થયાં તેથી મને દુઃખ થાય છે." ગંગા બહેને વિના આનાકાનીએ રૂપીયા ઉંચકી લઈ થોડીવારે શાંત પડી કહ્યું, "પણ હું તમને મોટી વહેલી વ્હાલી લાગીશ."

"એ વાત કરશો નહિ." કમલિનીને નખશીખ ક્રોધ વ્યાપી ગયો. પૂર્વે તે કદી આટલી ઉગ્ર બની નહતી. તેણે કહ્યું, "બસ કરો, હવે આ ઘર સાથે તમારો શો સંબંધ છે? લુગડાં પોટલાં લઇને રસ્તે પડો અને જતી વખતે વિમલાને મળશો નહિ. સમજ્યાં?"

ગંગા બહેન સામાન સુદ્ધાંત લઇ જવા તૈયાર થઇ. પ્રથમ તેને સુમંતરાયને મળવાની જરૂર જણાઇ નહિ; પણ દ્વાર ઓળંગતાં રાતના પ્રકારનું સ્મરણ થયું. રાતે જે શબ્દો નીકળ્યા હતા તે સત્ય છે કે કેમ તેની ખાત્રી કરી લેવી જોઇએ એવો વિચાર કરી તેણે મળવાની આવશ્યક્તા માની. તેણે સુમંતરાય પાસે જઇ કહ્યું:—

"રાજાજી, મોટી બહેને મને રજા આપી છે."

"શું?" સુમંતરાયે વર્તમાનપત્ર વાંચતાં વાંચતાં મોટેથી કહ્યું.

"મને આજથી કમલિની બહેને રજા આપી છે."

"શા માટે?"

"કારણ કંઇ કહ્યું નથી."

"પણ તું આ રીતે ઘરમાંથી જાય એ મને પસંદ નથી. તેનું સાંભળવાની તારે શી જરૂર છે? ઘરનો માલીક હું છું. જઇશ નહિ. રહે. શું કરવાની છે તે?"

"છટ્ છટ્! રાજાજી, મારા શબ્દોથી માઠું ન લગાડશો. કમલિની બહેનની ઇચ્છા વિરૂધ હું નહિ રહી શકું. તાબેદાર માલીકની ઇચ્છા વિરૂદ્ધ રહે એમ શી રીતે બને?"

"પણ, હવે તો તું મારી થઇ ચુકી છું. આવી રીતે તને કાંઢી મુકવાનો કમલિનીને શો હક્ક છે?"

"ગમે તેમ હોય પણ મારે જવું જોઇએ, જો-જો-"

"ઠીક, ઠીક, આપણું લગ્ન થવાનું છે એટલે જવું જ જોઇએ. પછી માલીક બનીને સર્વ બદલો લેવાશે. હમણાં જવું એજ ઠીક છે. હાં, પણ તારી તૈયારી ક્યારે પુરી થશે?

"તૈયારી શાની? જઉં છું જ હમણાં."

"જવાની વાત નથી પુછતો. બુદ્ધિ બહેર મારી ગઇ છે કે શું? લગ્નની તૈયારી પુછું છું! આઠ દિવસમાં?"

"બહ્યું." શરમાઇ જઇને ગંગા બહેને કહ્યું. "નિદાન મહીનો તો જોઇએ?"

"મહીનો? લગ્નની તૈયારી કરવામાં બધો મહીનો? એનો અર્થ શો?"

"એ વિષે પાછળથી વિચાર થશે." એ વિષયની વાટાઘાટ તરતમાં કરવી ઠીક નહિ લાગવાથી ગંગા બહેને કહ્યું; "અહીં વધારે વખત બેસીશ તો મોટી બહેન ખીજવાશે. કહેવાનું હતું તેટલું કહ્યું. જાઉ છું હવે. મારા પિતાના નામપર પત્ર લખજો."

"ઠીક, હમણાં તો જા! આપણું કાર્ય પાર પડતા સુધી કમ-લિનીને હું કંઇ જ જણાવવાનો નથી. તારી પાછળ પાછળ હું આવી પહોંચ્યો જાણજે!"

વિરહનું દુઃખ અસહ્ય હોય છે. ગંગા બહેનની સ્થિતિ કઠિન થઇ પડી; પણ જેમ તેમ મન મનાવી તે બહાર નીકળી. એટલામાં વિમલા દોડતી દોડતી આવી અને સાડીનો છેડો પકડી તેને અંદર ખેંચી જવા લાગી. જતી વખતે વિમલાને નહિ મળવા કમલિનીએ જણાવ્યું હતું પરંતુ હવે શું કરે? વિમલા તો સજ્જડ વળગી. હવે રહેવાય તેમ નથી, જવાની અગત્ય છે વગેરે કહી સમજાવવા પ્રયત્ન કર્યો; પણ તે રડવા લાગી. 'કમલિનીને હું કહું છું, મારૂં કેમ ન માને?' એમ કહી તે અંદર ગઇ પણ કમલિનીએ તેને ધમકાવી એટલે તે બારણા પાછળ રડતી ઉભી રહી.

પછી કમલિનીએ સુમંતરાય પાસે જઈ શિક્ષિકાને રજા આપ્યાની હકીકત જણાવી અને કારણમાં એટલું જ કહ્યું કે, તે આપણે ઘેર રાખવા યોગ્ય નથી. તે રૂમાલ ગૂંથતી ગૂંથતી વાત કરતી ઉભી રહી. તેણે મુખ સુદ્ધાં ઉંચુ કર્યું નહિ. તેને ભય હતો કે, કદાચ પિતાજી કંઇ પુછશે, હરકત લેશે અથવા વખતે ચીડાઇ જશે; પણ સુમંતરાય કંઇ બોલ્યા નહિ. તે શાંતિપૂર્વક સાંભળી રહ્યા. કમલિની બોલી રહી એટલે તેમણે કહ્યું:—

"પણ એમ એકદમ રજા આપવી એ તો સખત શિક્ષા કહેવાય."

"દાદા, એક મહીનાનો વિશેષ પગાર આપ્યો છે એટલે પછી શું છે?"

"જેવી તારી મરજી. પણ કુમુદ માટે શું કરવું હવે?"

"દાદા, હું કહેવાનું ભૂલી ગઇ. હમણાં જ એક પત્ર આવ્યો છે. જુનાગઢ તરફ હોવાની વાત આપણને મળી હતી તે ખોટી ઠરી. આ પત્ર પરથી જણાય છે કે તે બીજી જ કોઇ જગ્યાએ હશે."

"ત્યારે, હવે આશા નથી જ ને?"

"પ્રભુની ઇચ્છા હશે તેમ બનશે. પ્રયત્ન કરવો એ આપણી ફરજ છે. બીજું શું કરૂં દાદા?"

"ચાલ આજે હું તપાસ કરવાનો પ્રયત્ન કરૂં." એમ બોલી સુમંતરાયે રાયસંગને ગાડી લાવવા કહ્યું.



## પ્રકરણ ૧૪ મું,



### એ તો હવે ઘર ધણીયાણી છે!

ગંગા બહેનને રજા આપી પણ હવે તેની જગ્યાએ કોને રાખવી તે વિચાર થઇ પડયો. કમલિનીએ નિશ્ચય કર્યો કે તેને રાખવામાં ઉતાવળ કરી હતી તેવી તો હવે નજ થવી જોઇએ. તેને પુષ્કળ સ્ત્રીઓ આવીને મળી ગઇ અને પુષ્કળ ભલામણો પણ આવી.

છેવટે ઘણી તપાસ કરી ગોદાવરી નામની એક સ્ત્રીને તેણે પસંદ કરી. ગંગાબહેન અને ગોદાવરીમાં જમીન આસ્માનનો તફાવત હતો.

ગંગાબહેન ગયે થોડા દિવસ થયા હશે, એટલામાં સુમંતરાયે આજ્ઞા કરી કે, ' ચાર દિવસ શ્રીરંગનગર જઇ આવવું છે માટે મારો સરસામાન તૈયાર કરો. ' રાયસંગ પણ તૈયાર થવા લાગ્યો, કિન્તુ ઘેર કોઇ નહિ, વળી નાહકનું ભાડું ખરચવું એમ જણાવી તેની તૈયારી બંધ પાડવામાં આવી. સુમંતરાય પેટી, પથારી લઈ સ્ટેશનપર આવી ગાડીમાં બેઠા.

સુમંતરાયને લેવા માટે અનંતરાય બક્ષી પોતાની ઘોડાગાડી લઇ સ્ટેશને આવ્યા હતા. સુમંતરાય તેમની સાથે તેમને બંગલે ગયા.

આ બાજુ એવું બન્યું કે, કાલુરાયનાં પત્ની નર્મદાગૌરી કંઇક કારણસર સૈનેશ્વર ગયાં હતાં. ત્યાં લિલિ અને તેમનો મેળાપ થયો. લિલિ ખુલ્લા દિલની અને આનંદી હોવાથી ઉભયમાં તત્કાલ સખ્ય બંધાયું. વળી પોતાના જેઠ અનંતરાય ઇનામદારની જુની હવેલી ખરીદવાના છે વગેરે હકીકત નર્મદાગૌરીએ કહી સંભળાવી એટલે ઉભયને વારંવાર વાતચિત કરવાનો એક વિષય જ મળી ગયો. સૈનેશ્વરથી લિલિ પણ તેમની સાથે થોડા દિવસ રહેવા અનંતરાયને ત્યાં આવેલી હતી.

ઘોડાગાડીમાં બેઠા પછી ચાલતાં ચાલતાં રસ્તામાં સ્વાભાવિક રીતે અનંતરાયે ખબર આપી કે, " લિલિ બહેન બે દિવસ રહેવા સૈનેશ્વરથી આવ્યાં છે. "

" ત્યારે તો હું તમારી સાથે નહિ આવું. " સુમંતરાયે ઉગ્ર સ્વરે કહ્યું; " અહીંથી પરભારે શ્રીરંગનગર જઇશ. તેનું મોંઢું પણ મારે નથી જોવું, નીચ, દુષ્ટ, કૃતઘ્ની છોકરી ! તે બદમાશ દાક્તર સાથે લગ્ન કરવા નાશી ગઇ ! "

અનંતરાય શું કહે ? તેમણે ગાડીવાનને શ્રીરંગનગરને રસ્તે ગાડી હાંકવા કહ્યું અને ઇનામદાર પોતાની હવેલીમાં આવી પહોંચ્યા.

શ્રીરંગનગરમાં એક રાત રહીને તેમણે અનંતરાયને કહેવડાવ્યું કે હવે પોતે જવા ઇચ્છે છે. અનંતરાયનું ગામ ત્યાંથી દોઢ બે માઇલ દૂર હતું. તેમને આશ્ચર્ય થયું. ચાર દિવસ રહેવાનું કહેતા હતા, હવેલીના વેચાણ વિષે કંઇ વાત થઇ નથી અને એટલામાં કહે છે કે જઉં છું, એનો અર્થ શો ? કદાચિત લિલિ બહેન આવ્યાં છે તે તેમને પસંદ નહિ પડવાથી ગુસ્સે થઇ જવા તૈયાર થયા હશે એમ સમજી તે પણ બોલ્યા નહિ. છેવટે અનંતરાયે સૈનેશ્વર આવી પુનઃ એકવાર અવકાશ મેળવી ચાર દિવસ રહેવા આવવા આગ્રહ પૂર્વક વિનંતિ કરી અને અન્તે છૂટા પડયા.

ખરૂં કહીએ તો અહીં વધારે દિવસ રહેવાનો પ્રથમથીજ તેમનો વિચાર ન હતો. તે ગંગા બહેન તરફ જવા નીકળ્યા હતા અને ઘરનાં માણુસોને સંશય ન આવે તે સારૂ અનંતરાયને મળવા-નો દેખાવ માત્ર કર્યો હતો.

સુમંતરાય મુંબઇ તરફ જતી ગાડીમાં બેઠા પણ આગળના સ્ટેશને ઉતરી પડી વડોદરા તરફ જતી ગાડીમાં ચઢી બેઠા અને ગંગા-બહેનનો બાપ નડીઆદ શાળામાં માસ્તર હતો ત્યાં આવી પહોંચ્યા. ગંગાબહેનનું ઘર નાનું પણ સ્વચ્છ અને વ્યવસ્થિત હતું. ઘર ગામના છેડે હતું અને ચોતરફ ખુલ્લી જગ્યોમાં સાધારણ બાગ જેવું હતું. એ પછી બાવળીની ઘીચ ઝાડી હતી. સુમંતરાયના આગમન પ્રસંગે સવાર થયું હતું. પ્રભાતના પ્રહરમાં તે ઝાડીમાંથી સંભળાતો પક્ષી-ઓનો મંજુલ કિલકિલાટ, બાગનાં સુવાસિક પુષ્પોની સુગંધ અને શીતલ સમીરની લહરીથી સુમંતરાયને નવજીવન મળ્યા જેવું લાગ્યું.

તે ગંગા બહેનના પિતાને મળ્યા. ચ્હા પીધા પછી ઇનામદાર સાહેબે કોઇ પણ જાતની શરમ રાખ્યા વગર આવવાનો હેતુ પ્રકટ કર્યો. તેમણે જણાવ્યું કે, "પરિચય મેળવવા તથા લગ્ન દિવસ નક્કી કરવા ખાતર જ હું આવ્યો છું."

"સર્વ હકીકત મારા જાણવામાં આવી છે." માસ્તરે કહ્યું,

" આપે ગરીબની કન્યાનો સ્વીકાર કરી જે ઉપકાર કર્યો છે તે માટે અત્યંત ઋણી છું. આપનો મહદ્ અનુગ્રહ થયો કહેવાય. આપની સાથે સંબંધ થાય એ અભિમાન લેવા જેવી વાત છે. પરંતુ મારા મનમાં શંકા થાય છે તે એ છે કે, આપની પુત્રીઓને આ સંબંધ પસંદ પડશે નહિ તેનું શું ? "

વાચક, ઇનામદાર સાહેબની ટેવ આપણાથી અજાણી નથી. તેમનો સોટો સાથે જ રહેતો હતો. તેમણે જમીનપર સોટો અફાળ્યો. માસ્તર એકાએક ગભરાયા. ઇનામદાર સાહેબે ભારે ગગડાટ કરી માસ્તરની શંકાને રદીયું આપી દીધું. બિચારા માસ્તર ધૈર્ય ગલિત બની ગયા અને પુનઃ શંકાનું સ્મરણ જ ન કર્યું. તેમની એટલી તો ખાત્રી થઇ ગઇ કે, ઇનામદાર પોતાના શબ્દે શબ્દને વળગી રહેવાની સારી શક્તિ ધરાવે છે. પછી તેમણે પ્રત્યેક બાબતમાં હા એ હા ભણી.

સર્વ વાત નક્કી થઇ. ફક્ત મુહુર્ત નિશ્ચય થવાનો રહ્યો. કેટલીક અડચણ અને મુહુર્તના અભાવે લગ્ન ત્રણ મહીના સુધી થઇ શકે તેમ ન હતું. ઇનામદાર સાહેબ દીલગીર થયા. તેમણે આ વખતે જ અહીં સર્વ કાર્ય આટોપી લઈ ગંગાબહેનને સાથે લઇ જવાનો વિચાર રાખ્યો હતો. તેમને એકલા મુંબઇ પાછા આવવું પડયું અને તે ભાવી સુખની આશામાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા.

આ ત્રણ મહીનામાં સુમંતરાયને ત્યાં કંઇ નવીન બન્યું નહિ. કુમુદ વિષે કમલિનીને થતી ફીકરમાં પણ લેશમાત્ર ઘટાડો થયો ન હતો. જોત જોતામાં ત્રણ મહીના નીકળી ગયા. સુમંતરાય ચાર દિવસથી શ્રીરંગનગર ગયા હતા. આજે આખો દિવસ કમલિનીએ બેચેનીમાં કાઢયો હતો. તેને કંઇ ઠીક લાગતું નહતું. તેને લાગ્યું કે આજે તાવ આવશે. આથી તે પથારીમાં જઇ સુતી.

એટલામાં શારદાએ આવીને કહ્યું કે, " બહાર કોઇ ગૃહસ્થ આવ્યા છે અને ઇનામદાર સાહેબને મળવું છે તે કયારે આવવાના છે એમ પુછે છે. "

"કોણ છે?"

"બક્ષી સાહેબના કામ માટે જે હમેશાં આવે છે તેજ છે. એ સીપાઇને કહેતા હતા કે, શ્રીરંગનગરથી ધનામદાર સાહેબને તરત મોકલવા સંદેશો આવ્યો છે. કંઇ જરૂરનું કામ છે ત્યાં."

"શ્રીરંગનગરથી સંદેશો આવ્યો છે? પણ દાદા ત્યાંજ ગયા છે. જા કહે તેમને."

એટલામાં વિમલા કૂદતી કૂદતી ત્યાં આવી અને બોલી, "ના, મોટી બહેન, દાદા ત્યાં નથી ગયા. હું સ્ટેશન સુધી તેમની ગાડીમાં ગઇ હતી ને? તેમણે ટિકીટ નડીઆદની લાવવા કહ્યું હતું."

કમલિનીને આ વાત ખરી લાગી નહિ. બંગલામાંથી તે બહાર નીકળ્યા તે વખતે 'શ્રીરંગનગર જાવ છો ને?' એવો પ્રશ્ન કર્યો ત્યારે તેમણે મસ્તક નમાવી હકાર દર્શાવ્યો હતો. ખરી સ્થિતિ સમજવા માટે તેણે તેમની સાથે ગયેલા નોકરને બોલાવી પુછ્યું ત્યારે નોકરે જણાવ્યું કે 'નડીઆદની ટીકીટ કઢાવી હતી.' હમણાં હમણાં બે ચાર વખત ગયા ત્યારે તેમણે નડીઆદની જ ટીકીટ લીધી હતી. કમલિનીને આશ્ચર્ય થયું. ત્યાં જવાને શું કારણ હશે તેની તેને સમજ પડી નહિ. તેણે આવનાર ગૃહસ્થને કહેવડાવ્યું કે, આવશે એટલે તમારો સંદેશો કહીશું.

તેજ સાંજે એક ગાડી બંગલા આગળ આવી ઉભી રહી. ગાડીમાંથી ધનામદાર સાહેબ અને ગંગા બહેનને નીચે ઉતરેલાં જોઇ વિમલાએ દોડી જઇ કમલિનીને કહ્યું; "દાદા આવ્યા અને ગંગા બહેન પણ આવ્યાં. તેમણેને આજે તો સારાં સારાં લુગડાં પહેર્યાં છે."

કમલિનીને લાગ્યું કે વળી શું છે? તેને કહાડી મુક્યા પછી તે પાછી શા સારૂં આવે? તેણે શારદાને બોલાવી કહ્યું "શારદા, નીચે જો તો, કોણ આવ્યું છે?"

શારદા નીચે જઇ સર્વ હકીકત જાણી લઈ ઉપર આવી. ગંગા બહેનના આગમનની વાત સાચી જણાઇ. તેનું લોહી ઉકળી આવ્યું. 'જોઉં છું હવે મારા ઘરમાં કેવી પગ મુકે છે તે' એમ બબડી તે નીચે જવા લાગી; પણ શારદાએ તેને અટકાવી કહ્યું:—

"નીચે જઇને નકામો કંકાસ ન કરશો. કંઇ ઉપયોગ થવાનો નથી. ગંગા બહેન પાછાં જવાને કંઇ આવ્યાં નથી! એ તો હવે ઘર ધણીયાણી થયાં છે. ઇનામદાર સાહેબે તેમની સાથે લગ્ન કર્યું છે, બહેન."

કમલિનીનું હૃદય ધબક ધબક થવા લાગ્યું. તેના પગ ધ્રૂજી ઉઠયા. એક પગલું પણ આગળ ભરાયું નહિ. શારદાએ ધીમેથી તેને પથારીમાં સુવાડી દીધી. એટલામાં સુમંતરાય અલકકિશોરીને-ગંગા બહેનનું નામ બદલવામાં આવ્યું હતું એટલે આપણે પણ હવે તેજ નામે ઓળખીશું-લઇ કમલિનીની ઓરડીમાં આવ્યા અને કહ્યું:—

"શિક્ષિકા સાથે મેં લગ્ન કર્યું છે એટલે હવે તે તમારી સર્વની માતા થઇ છે. પહેલાં તેં એની સાથે સારૂં વર્તન રાખ્યું ન હતું; પણ હવે તેવો પ્રસંગ આવવો ન જોઇએ. તમારે સર્વએ ધ્યાનમાં રાખવાનું છે કે એ હવે માલીક બની છે."

અલકકિશોરીએ કમલિનીને મનાવવા પુષ્કળ યત્ન કર્યો પણ વ્યર્થ. તેના મનની એવી ખાત્રી થઇ હતી કે, દાદા ભોળા ભટ છે. સર્પ જેમ પોતાના ભક્ષને ચૂડ મારી સજ્જડ કરી નાખે છે તેમ આ દુષ્ટાએ મોહપાશમાં એમને બદ્ધ કરી દીધા છે. એ ચંડાળણીએ સુખમાં ઝેર કાલવ્યું છે અને હવે પિતાજીથી વિખૂટી થવાનો પ્રસંગ આવ્યો છે. કમલિનીને ચૂપ જોઇ સુમંતરાય અને અલકકિશોરી ત્યાંથી ચાલ્યાં ગયાં. વિમલાએ કહેલી વાત સત્ય હતી અને પોતાની પરમપૂજ્ય સ્વર્ગસ્થ માતાની જે વ્હાલી સાડી હતી તે તેણે ધારણ કરેલી હતી તેથી તેને પરાકાષ્ટાનું દુઃખ થયું. તે ક્ષણ માત્રમાં છૂટે મોંઢે રડી પડી.

તે રાતે કમલિનીને બીલકુલ ઉંઘ ન આવી. આમથી તેમ આળોટવામાં રાત પુરી કરી. તેના હૃદયમાં ખળભળાટ થઇ રહ્યો હતો. જે નહોતું જોઇતું તેજ દુર્દૈવે મળ્યું, જેનાથી તે ડરતી હતી તેજ પ્રત્યક્ષ થયું! તેને લાગ્યું કે આ દુષ્ટાથી દૂર રહેવું એ જ શ્રેયસ્કર છે. પણ જવું કયાં? છેવટે મનમાં નિશ્ચય કરી તેણે સેનેશ્વર રહેવાનું નક્કી કર્યું. સવારમાં સુમંતરાય દિવાનખાનામાં આમતેમ આંટા મારતા હતા તે વખતે કમલિનીએ અંદર જઇ પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. તેણે સાથે સાથે એમ પણ જણાવ્યું કે, વખત જાય તથા દેખરેખ રહે માટે વિમલાને સાથે લઇ જઇશ. સુમંતરાયે તેને અનેક રીતે સમજાવી પણ તે એકની બે થઇ નહિ. તેનો દુરાગ્રહ જોઈ સુમંતરાયે સંમત્તિ આપી અને ખરચ વગેરેની વ્યવસ્થા કરી; પણ વિમલાને મોકલવા ના પાડી.

કમલિની પિતાની રજા લઇ સેનેશ્વરમાં આવી રહી. ત્યાં આવ્યા પછી તેની પ્રકૃતિ વિશેષ બગડી. રોગ જેવું કંઇ ન હતું; પણ તેને જે માનસિક ત્રાસ થયો હતો તેના પરિણામે દિનપ્રતિદિન તે ક્ષીણ થતી જતી હતી. આથી તેણે મણિકાન્તને બોલાવી પ્રકૃતિ બતાવી. તેમણે જણાવ્યું કે, રોગ શારીરિક નથી પણ માનસિક છે. કાળના વહેવા સાથે પ્રકૃતિ સુધરતી જશે. ઔષધનો ઉપયોગ થાય તેમ નથી. ઇનામદાર સાહેબે અલકકિશોરી સાથે લગ્ન કર્યાની વાત ગામમાં પ્રસરી ગઇ હતી અને તે વિષે જ્યાં ત્યાં ચર્ચા ચાલતી હતી તેથી કમાલનીની પ્રકૃતિ બગડવાનું કારણ દાક્તર કલ્પી શક્યા હતા. તેમણે કંઇક શાંતિ મળે તે ખાતર ચિત્તને ઉલ્હાસિત રાખે તેવું એક ઔષધ આપવા માડયું અને રોજ આવીને આમની તેમની બે વાત કરી ઉદ્વેગ ઓછો કરાવવા પ્રયત્ન શરૂ કર્યો. એક દિવસે સાંજે મણિકાન્ત આવેલા હતા ત્યારે કમલિનીએ સ્વાભાવિક રીતે પુછયું:—

"અહીંથી ગયા પછી અહીંનો કંઇ હકીકત અમે જાણી શકયાં નથી. કંઇ નવા જુની?"

"નવાજુની કંઇ નથી. કેટલાક મરી ગયા, કેટલાક જન્મ્યા અને કેટલાકનાં લગ્ન થયાં એજ, બીજું શું હોય?

"હસમુખરાયનો ધંધો સારો ચાલે છે કે?"

"પૈસા તો સારા પેદા કરે છે. અમારા વિષે લોકોની ગેરસમજ થઇ છે એટલે કુદરતી રીતે તેમને ફાયદો મળવા લાગ્યો છે."

"એટલે? મને સમજ ન પડી!"

"કુમુદના મૃત્યુનો જે બનાવ બન્યો તેથી લોકોમાં અમે અપ્રિય થયા છીએ. અમારા ઉપર અવિશ્વાસ ઉત્પન્ન થયો છે એમ કહીએ તો ચાલે. આથી લોકો સુરેંદ્રને બોલાવતા નથી."

"સુરેંદ્રને અરરર, ત્યારે કેટલો ખેદ થતો હશે?"

"ખેદ અને ત્રાસ થાય છે તો ખરો જ. મને તો તે આટલા શાંત કેમ રહી શક્યા છે તેનું જ આશ્ચર્ય થાય છે. તે કહે છે કે 'કાળાંતરે સર્વ સ્પષ્ટ થશે!'"

"પણ પછી કુંદનની કંઇ માહિતી મળી કે નહિ?"

"બીલકુલ નહિ. ગઇ તે ગઇ! નથી કોઇ વારસ જણાયો કે નથી કોઇ માલીક સમજાયો!"

---

## પ્રકરણ ૧૫ મું.

### ગજેંદ્રનો અભિપ્રાય.

સૈનેશ્વરના એક છેડાથી બીજા છેડા સુધી સર્વ લોકોનો મત સુરેંદ્ર દેસાઇ વિરૂદ્ધ થઇ ગયો હતો. ન્યાયાધીશના ઠરાવથી થોડા અંશે સુધરેલો મત પુનઃ પલટાઇ જવામાં વિશેષતઃ હસમુખરાય કારણભૂત હતા. અગ્નીમાં ઘૃત હોમવા પ્રમાણે લોકોના મનમાં સુરેંદ્ર વિષે સંશય ઉત્પન્ન કરવાના કામમાં હસમુખરાય મચ્યા રહેતા. પ્રથમ પ્રથમ તેમની આ ઇચ્છા જાહેરમાં આવી ન હતી. કેમકે તે અતિ

સાવચેતીથી એ કામ કરતા હતા. છેવટે ટર્ણું પરંપરાએ વાત બહાર આવી. મણિકાન્ત અને સુરેંદ્રને પણ એ સ્થિતિ સમજાઇ. તે પરસ્પર કહેવા લાગ્યા, ' ધંધો જમાવવાનો હેતુ હશે પણ આ રીતે વિના કારણ નિંદા કરી કામ સાધવાની રીત નીચ, અધમ અને દુષ્ટ ગણાય!' ગજેંદ્ર હસમુખરાયનાં પાપી પ્રયત્નથી ચીડાઇ ગયો હતો.

ગજેંદ્રની માતાની પ્રકૃતિ સારી ન હતી તેથી હવાફેર માટે તે પીયર ગઇ હતી ત્યાંથી તરતમાં આવી હતી. ગજેંદ્ર માતૃઘેલો હતો. 'ન માતુઃ પરં દૈવતમ્' એવીજ તેની સ્થિતિ હતી. માતા કરતાં આ જગતની એકે વસ્તુ તેને વિશેષ પ્રિય ન હતી. આટલા દિવસ તે માતાથી દૂર રહ્યો એજ નવાઇ જેવું હતું. સુરેંદ્રની તેને ભારે ધાક હતી. તેથી તે નીરૂપાયે ઘેર રહ્યો હતો.

ગયા સાત આઠ મહીનામાં સૈનેશ્વરમાં જે નવા જુની થઇ હતી તે માતાને કહેવામાં તે લીન બનેલો હતો. તેમાં કુંદનના મૃત્યુની વાર્તા સ્વાભાવિક રીતે મુખ્ય હતી. આમાં સુરેંદ્રપર જે ચિંતાજનક પ્રસંગ આવેલો હતો તે પૂર્ણ ચિંતા થશે અને ગભરાશે એમ જાણી સુરેંદ્રે તેનો એક અક્ષર લખ્યો નહતો. એથી ગજેંદ્રના મુખે તે વાત સાંભળી તેને આશ્ચર્ય થયું. તે તેના મુખ તરફ જોઇને બોલી; " બેટા, તું શું કહે છે તે હું ન સમજી. એમણે દવામાં વિષ નાખ્યું હતું ? "

" મા, પણ નહિ કહ્યું કે એમણે ઝેર નહોતું નાખ્યું. દવા તૈયાર થઇ ત્યારે હું પાસે જ હતો. મિશ્રણ મેં મારી આંખે જોયેલું છે. ઝેરના શીશાને સ્પર્શ સુધાં કર્યો નહતો. "

" બેટા, હું પણ એ જ કહું છું. એમના હાથે એવી ભૂલ થાય એમ મને નથી લાગતું. સિવાય તારી સાક્ષી, તારા કાકાની સાક્ષી અને ન્યાયાધીશે એમને નિર્દોષ ઠરાવ્યા છતાં લોકોના મનમાં સંશય કેમ રહે છે ? "

" એનું કારણ એટલું જ કે, લોકો મૂર્ખ છે." ગજેંદ્રે કહ્યું; " હવે તો ગામમાં દસ ઘરે એમને બોલાવનાર રહ્યાં નથી. કાકા એથી જ કંટાળે છે."

" હાસ્તો, એમને ઘડી બેસવાનો વખત નહિ મળતો હોય. શું કરે ?"

" તેવું પણ નથી." ગજેંદ્રે કહ્યું, " ઘણા લોકો હસમુખરાય તરફ વળી ગયા છે. તેજ આપણા વિરૂદ્ધ લોકોનાં મન ભમાવે છે. ઉપર ઉપરથી તો એવો દેખાવ કરે છે કે જાણે સ્વર્ગના દેવ! તે કહે છે કે, સુરેંદ્રને લોકો બોલાવતા નથી તેથી મને બહુ દુઃખ થાય છે. હું તેમને હુશીયાર સમજુ છું. તેમના હાથે જે ભૂલ થઇ તે માટે માત્ર મને ખેદ થાય છે. હવે પછી કદી તેમના હાથે ભુલ થવાનો સંભવ નથી. પણ લોકોએ શું કરે ? બાળ બચ્ચાંના જીવપર જ્યારે આવી પડે......"

ગજેંદ્ર હસમુખરાયની નકલ એવી આબેહુબ કરતો હતો કે તે જોઇને તેની માતા હસી પડી. તેણે કહ્યું; " પણ બેટા, તે એવું કહે છે એમ તેં શી રીતે જાણ્યું ?"

" આખા ગામમાં એ વાત તો ચાલે છે."

" પણ એમાં એમનો હેતુ શો હશે ?"

" બીજો શો હોય ? આપણા દરદીઓ ઝુટવી લેવા ! બીજો પણ છે તો ખરો જ. હું તેને દાક્તર નહિ પણ દૈત્ય કહું છું તે ખોટું નથી."

" પણ એવું શું કારણ છે ?"

" મા, મને લાગે છે કે તેણે જ વિષ ભેળવ્યું છે." ગજેંદ્રે ધીમે રહી કાનમાં કહ્યું.

પણ આ વાત તેની માને ખરી લાગી નહિ.

ગજેંદ્રે પુનઃ કહ્યું, " મા, આપણા દવાખાનામાં દવા પૂર્ણ સંભાળથી તૈયાર થઇ, નોકરે ત્યાં પહોંચાડી અને તે પહોંચતાં જ

હસમુખરાયે હાથમાં લઈ વિષની વાસ આવે છે એમ શા માટે કહ્યું હશે ? તે વખતે દવામાં વિષ હોવાનો સંભવ જ નહતો અને જો ખરેખર વિષની વાસ હોય તો ભૂતાવળીનું કામ કહેવું પડે ?"

ગજેંદ્ર એક વખત બોલવા લાગતો એટલે તે ક્યાં જઈ અટકશે તે કહેવાતું નહિ. તેથી તેની માતાએ તેને ચૂપ રહેવા ઇસારો કર્યો પણ તે શાનો ઝંપે ? તેણે કહ્યું:—

"હું ચૂપ નથી રહેવાનો. મારા મનનો ઉભરો ખાલી કરીશ. ક્યાં સુધી દાબી રાખું ? તે જ રાતે મને હસમુખરાય ઉપર શક આવ્યો. તે બાઇના મરણની વાત સાંભળીને તરત જ હું અને કાકા ત્યાં દોડી ગયા. હસમુખરાય ત્યાં હાજર હતા અને પોતાની કથની ગાઈ રહ્યા હતા. દવા આવી ત્યારે વાસ કેવી આવી હતી, પછી પોતે સુરેંદ્ર તરફ ક્યારે ગયા, તે મળ્યા નહિ તેથી ઘેર જઇ બીજી દવા તૈયાર કરી, વખતસર આવી પહોંચાયું નહિ વગેરે હકીકત કહી હતી. મા, આ વાત તેમણે એવી ખૂબીબંધ કરી કે કાકા અને શુકલને લાગ્યું કે તે સાચું જ કહે છે. પણ મને તેમ લાગ્યું નહિ. તે જાણે કડકડ પાઠ વાંચતા હોય તેમ બોલતા હતા. તેથી મારી તો એવી ખાત્રી થઇ કે, ભાઇ સાહેબનું કૃત્ય છે. સાહેબ બહાદુર દાક્તર નહિ પણ દૈત્ય છે."

"નાના મોંઢે બહુ બોલવું સારૂં નહિ. તારી વાતથી તેમના પર કેવી આફત આવી પડે તેનો કંઇ વિચાર કરે છે કે નહિ ?"

"લોકોને હું ક્યાં કહેવા જાઉં છું. પણ તને તો કહેવું જોઇએ ને ? તે દિવસથી રોજ મારૂં લોહી બળતું જાય છે. તેમનાં નેત્ર અને મુખ તેમનો ભાવ સારી રીતે વ્યક્ત કરતાં હતાં; પણ તે સૂક્ષ્મ નિરીક્ષણ કરનાર સિવાય અન્યમાં પારખવાની શક્તિ નહતી. મને તે ઓળખી ગયા હતા અને તેથી ઓરડીમાંથી મને બહાર જવા પણ કહ્યું હતું. મારો સંશય તેજ વખતે પાકો થયો. પછી અદાલતમાં સાક્ષી થઇ ત્યારની સ્થિતિ પણ વિચારવા જેવી હતી. તેમની

જીભ પાપડની માફક તડતડ બોલતી હતી. જાણે પોપટ પઢી રહ્યો હોય! તેમની અસ્ખલિત જુબાની માટે ન્યાયાધીશે પ્રસંશા કરી પણ તે સર્વ વાત સાવ જૂઠી છે એમ તે જ સમયે હું સમજી ગયો હતો."

"પણ બેટા! હસમુખરાય માટે તારો મત એવો કેમ થઇ બેઠો છે?"

"મા, કહું? પ્રથમ મારો મત તેમની વિરૂદ્ધમાં ન હતો. ખરૂં કહું છું; હું તે ઓરડીમાં દાખલ થયો તે વખતે તેમના માટે મારા મનમાં કંઇ જ નહતું. પણ દરા વિષે જ્યારે તે વાત કરવા લાગ્યા ત્યારે માત્ર મને લાગ્યું કે કંઇ પ્રપંચ છે. તે ખોટું જ બોલતા હોવા જોઇએ."

"કેવળ કલ્પના કરવી ઠીક ન કહેવાય. દેશ, કાળ, પરિસ્થિતિ સર્વનો વિચાર કરવો જોઇએ. કુંદનને તેમને શી ઓળખાણ હોય?"

"અમે યે કયાં ઓળખતા હતા?"

"ત્યારે તેનો જીવ લેવામાં હસમુખરાયનો શો હેતુ હોય?"

ગજેંદ્ર શું કહે? તે ચૂપ ઉભો રહ્યો. માતાના પ્રશ્નથી તે વિચારમાં પડયો. શારદા, મણિકોર, સુરેંદ્ર એ સર્વ કહેતાં હતાં કે બાઇ હસમુખરાય કે અન્ય કોઇની પરીચિત ન હતી. હવે તે હસમુખરાયે જોયેલા ચહેરા વિષે બોલવા જતો હતો એટલામાં સુરેંદ્રને આવતા જોઇ તે બોલ્યો, "મા, આમાંનો એક પણ અક્ષર વ્હાલા ભાઇને કહીશ નહિ હોં?"

સુરેંદ્ર અંદર આવ્યા. તેમના હમેશના આનંદી ચહેરા પર દુઃખની છાયા ફરી વળેલી હતી. તે દુઃખી, કંટાળેલા, ત્રાસેલા જણાતા હતા. હા......શ કરીને તે ખુરશીપર પડયા અને પતિ પત્ની વચ્ચે વાત ચાલી. ગજેંદ્ર ઉભો જ હતો.

"આજ કેમ બહુ થાકી ગયા જેવા લાગો છો?"

"હવે તો મરવા જેવો થઈ ગયો છું. આટલો તો કોઇ પણ વખતે થાકયો નહતો. મુકામ ફેરવવો પડશે."

"મુકામ ફેરવવો પડશે?" તે આશ્ચર્ય ચકિત થઇ બોલી

ગજેંદ્ર બારી આગળ ઉભો હતો તે પણ પિતા તરફ જોવા લાગ્યો.

" હા, હવે બીજે કોઇ સ્થળે જવું જોઇએ અને તે પણ એવા ઠેકાણે કે, જ્યાં દવામાં મેં ભૂલથી વિષ નાખ્યું હતું એ વાત પહોંચી ન હોય. દિવસે દિવસે અપવા ભારે થતી જાય છે અને તેથી મોટા ભાઇને પણ બહુ ત્રાસ થાય છે. એમાં કંઇ નવાઇ જેવું નથી. કેમકે તેમને એક મજુરની માફક રખડવું પડે છે. જોને, ઘરમાં પગ મુકે છે નથી મુકતા ને કોઇનો કોઇ બોલાવવા આવ્યો જ હોય. વળી કેટલીક વખત બબ્બે ત્રણ ત્રણ માણસ એકઠા થઈ જાય છે અને પ્રથમ ક્યાં જવું તે પંચાત થઇ પડે છે. પેલા ત્રણ જણ એકઠા થઈ ગયા હતા તેમને તેમણે કહ્યું કે ' ૭ કલાક ફરી ફરીને થાકી ગયો છું; જરૂર હોય તો સુરેંદ્રને લઇ જાવ ! ' પણ મને લઇ જવા કોઇ જ ખુશી નહિ. ત્રણેએ કહ્યું કે, 'તમે જ આવો, બીજા કોઇની જરૂર નથી. ' એ પણ શું કરે ? ગયા, પણ કેટલા દિવસ એવી રીતે નભી શકાય ? "

" ખરૂં છે. પણ હું કહું છું કે, લોકો ખરી સ્થિતિ જાણે છે છતાં તેમનાં મન કોણ જાણે કેમ કલુષિત થઇ ગયાં છે."

" કાલે અમો બન્ને વચ્ચે વાત થઇ હતી. કેટલાક મહીનાથી મારા મનમાં જે વાત ઘોળાયા કરતી હતી તે મેં સ્પષ્ટ રીતે કહી. મેં કહ્યું કે, ' મારે બીજે કોઈ સ્થળે જઇને નશીબ અજમાવવું જોઇએ. ' અહીં રહું તેથી તમને કંઇ લાભ થવાનો સંભવ નથી. તમને મદદ કરનાર કોઇ રહેતું નથી. પણ હું રહું તેથી એ મદદ તો થવાની નથી જ."

ઘણાં વર્ષોથી જ્યાં રહ્યાં હતાં ત્યાંથી ખસવાનો પ્રસંગ આવવાથી દીલગીર થઇ તેમનાં પત્નીએ કહ્યું:—

" ક્યાં જઇશું ? "

" કદાચ, મુંબઇ ઠીક પડશે."

" પણ એક વાત કહેશો ? હસમુખરાયે કોઇ ચહેરો જોયો હતો તે કોણ હશે ? "

પ્રશ્ન સાંભળી ગજેંદ્ર ટગર ટગર માતા તરફ જોવા લાગ્યો. તેને લાગ્યું કે, પોતાની બધી વાત પહોળી થાય છે કે શું?

"શું કહેવાય? કોઇએ કહી શકે તેમ નથી. હસમુખરાય કહે છે કે, ચંદ્રના આછા પ્રકાશથી ભાસ થયો હતો. પરંતુ એટલી વાત તો નિર્વિવાદિત છે કે ત્યાં કોઈ હોવું જ જોઇએ. એ સંબંધમાં પોલીસને અમે કોઇ પણ પ્રકારે તેને પકડી પાડવા આગ્રહપૂર્વક ભલામણ કરી રાખી છે. તે જ ગુન્હેગાર છે."

"તમને તેમ લાગે છે ખરૂં?"

"હા, મારી તો ખાત્રી છે."

"બેટા, સાંભળ્યું કે? તે માણસ સિવાય બીજા ઉપર તને કેમ શક આવે છે?" સુરેંદ્રના ગયા પછી ગજેંદ્રને તેણે કહ્યું.

"એ વિષે મારા મનમાં ઘોટાળો રહ્યો છે. કોઇ પણ દુષ્ટ માણસ ત્યાં હતો એમાં સંશય જેવું છે જ નહિ. પણ હસમુખરાય જૂઠું બોલે છે, લબાડી કરે છે એવો જે મત થયો છે તે મનમાંથી માત્ર દૂર થતો નથી. મા, તું જાણે છે કે, આ જગતમાં લાંચ જેવી કોઇ વસ્તુ છે?"

"લાંચ?" આશ્ચર્યથી તેણે કહ્યું.

"હા. લાંચ! હસમુખરાય અપરાધી નહિ હોય પણ અપરાધીના સોબતી તો હોવા જ જોઇએ. તેમણે લાંચ લીધી હશે. મા, ચીડાઈને મને દબાવીશ નહિ. મારી આ માન્યતા નથી તૂટતી. હસમુખરાય ખરેખર ગુન્હેગાર નહિ હોય તોપણ એ બાબતમાં તે કંઇ પણ વિશેષ માહિતી ધરાવે છે એમાં લેશ માત્ર શંકા જેવું નથી."

ગજેંદ્રની વાતથી માતા ચમકી. કોઇ સાંભળે તો વિપરિત પરિણામ આવે એ ભયથી તે બોલી:—

"ગજેંદ્ર, તું હમેશ ગમે તેમ બકયા કરે છે. એવું કદી બોલવું નહિ, સમજ્યો? ચૂપ રહેજે!"



## પ્રકરણ ૨૬ મું.

### અમે અમારૂં ફોડી લઇશું.

સાંજના ચાર વાગ્યા હતા. કમલિની વિચારમગ્ન બની પોતાની ઓરડીમાં બેઠેલી હતી. તેને થયેલો માનસિક ત્રાસ ધીમે ધીમે ઓછો થઇ તેની પ્રકૃતિ પણ થોડી થોડી સુધરતી જતી હતી. તથાપિ વચ્ચે વચ્ચે ગંગા બહેનના સ્મરણથી તેનું ચિત્ત વ્યગ્ર બની જતું. હમણાં પણ તેના મસ્તકમાં એ જ વિચાર ચાલતો હશે. એટલામાં બહારથી કંઇ અવાજ સંભળાયો. કોઇ આવ્યું હશે એમ સમજી તે બારીમાંથી જોવા લાગી તેટલામાં લિલિની સ્વારી ઓરડીમાં આવી પહોંચી.

આ વખતે લિલિ ઇંદ્રના ઘરની સૌંદર્યશાલીની ઇંદ્રાણી જેવી લાગતી હતી. તેણે ભરતની સીંદુરીયા રંગની સાડી પહેરેલી હોઇ લીલી સાટીનતું સોનેરી કિનારવાળું નવી ફેશનનું પોલકું પહેર્યું હતું. કેશ ગૂચ્છમાં રત્નજડિત ચાક ખોસેલો હતો. કંઠમાં પાણીદાર મોતીનો હાર લટકતો હતો. કાનમાં ચકચક થતાં એરીંગ ઝૂલતાં હતાં. તેનું વદન આકાશની ચંદ્રિકા જેવું ઝળકી ઉઠયું હતું. તેના હસ્ત-કંકણ વચ્ચે વચ્ચે તારલા ચમકતા હોય તેમ ચમકતાં હતાં અને પગમાં કરપચીનાં નાજૂક સાંકળાં પડેલાં હતાં.

" કેમ મોટી બહેન, પરવાનગી છે ને ? " અંદર આવતાં જ લિલિ બોલી. " હરકત ન હોય તો આવું."

"બહેન આવ, રસ્તો ભૂલી પડી લાગે છે. શરીર સારૂં છે ને?"

" સારૂં છે; પણ ભૂલી નથી પડી. ઇરાદા પૂર્વક આવી છું. દાદા એક વખત વચક્યા એટલે બહ્માનું પણ ચાલે નહિ એ હું જાણું છું. પરંતુ તારૂં તો તેમ નથી ને ? અહીં પંદર વીસ દિવસથી તું આવી છું પણ હું જીવું છું કે નહિ તેની એ તપાસ કરે છે ? "

" હું આવવાની હતી બહેન; પણ મારી તબીયત સારી નથી."

" એ કંઇ ખરૂં કારણ નથી. દાદાએ મારે ઘેર આવવાની બંધી કરી છે ને ?"

" ના, તેમણે બંધી કરી નથી. હું જ આવી નહિ. બહેન, તું આવી તે ઠીક થયું. આપણ બન્નેના ઉભરા ખાલી થવા દે એટલે કંઇ તાઢક વળે, જો માઠું ન લગાડીશ. હું તને ચોખ્ખે ચોખ્ખું કહી દઉં છું કે, હું તારે ઘેર નથી આવવાની ! પણ જો તું અહીં આવીશ તો મને સારૂં લાગશે. ગમે તે વખત આવતી રહેજે. સમજી ? માત્ર હસમુખરાયે અહીં આવવાની જરૂર નથી."

" તું કેમ મારે ઘેર ન આવે ?"

" કેમ એટલે ? તે હસમુખરાયનું છે માટે ! તેમનું મોઢું પણ મારે જોવું નથી."

" ત્યારે તેમના માટે જે માની બેઠી છું તે હમેશને જ માટે કે ? એમાં ફેરફાર થવાનો નહિ, એમજ ને ?" લલિએ કહ્યું.

" હું કંઇ કહી શકતિ નથી પણ એટલું માત્ર ખરૂં છે કે, દિનપ્રતિદિન મારી માન્યતા એમને માટે બગડતી જાય છે."

" પણ તેમાં કદાચ તેમનો મેળાપ થાય તો તારૂં બગડવાનું શું હતું ?"

" બહેન, એ વાત જ જવા દે, એમાં કંઇ સાર નથી. મારૂં મન કહે છે કે, હસમુખરાયનું મોં જોવું નહિ. કદાચ ગેરસમજ હશે. વળી દાદાની આજ્ઞાને પણ માન આપવું જોઇએ. બહેન, તેં જે વર્તન ચલાવ્યું તે માટે હું તારી નિંદા કરતી નથી. બનવાનું તે બની ગયું પણ માત્ર હસમુખરાયને મળવાની વાત મારા આગળ કરીશ નહિ."

" પિતાની આજ્ઞાને માન આપવું જોઇએ એમ તું કહે છે ? પણ પિતાએ તારી વાતને કેટલું માન આપ્યું ? તેમણે કેવી મૂર્ખાઇ કરી છે ?"

કમલિની ઓશીયાળી બની ગઈ. આ પૂર્વે પિતાની વાત વાજબી હોતી કે ગેરવાજબી હોતી તો પણ તે તેમનો પક્ષ કરતી પણ હવે એ વૃત્તિનો ઉચ્છેદ થયો હતો. તેણે કંઇ ઉત્તર ન આપ્યો. પુનઃ લિલિએ પુછ્યુંઃ—

" ઠીક, પણ બહેન, તે બાઇ કેવી છે ? "

" એમાં શું પુછવા જેવું હતું ! ગમે તેવી હશે ? લગ્ન તો થઇ ગયું છે ને ? થયું ત્યારે હવે, હવે એની વાત શી ? "

કમલિનીની વાત પરથી તેને કેટલું દુઃખ થતું હશે તે સમજાયું.

" પણ બહેન ત્યારે વિમલાને સાથે કેમ ન લાવી ? " લિલિએ કહ્યું.

" તેમણે ના કહી. "

" ત્યારે અહીં એકલી રહીશ ? "

કમલિની સ્તબ્ધ રહી, એકલાં રહેવાનો વખત આવ્યો એજ વિચાર તેના મનમાં હતો. તે સમજતી હતી કે, સર્વ સહન કરવું જોઇએ.

" બહેન, તને નીમણૂક કેટલી બાંધી આપી ? "

" વર્ષના પાંચસો. "

" પાંચસો જ ? એટલા જ ? શું કમલિની બહેનને ફક્ત પાંચસો જ ? એટલા તો છ મહીનાએ ન ચાલે. "

" કેમ ન ચાલે ? પુષ્કળ છે. મધ્યમ સ્થિતિમાં રહીએ તો કંઇ અડચણ ન પડે. ઠાઠ માઠ, ડોળ દમામને મેં ક્યારનાંએ છોડી દીધાં છે એટલે કેમ પુરૂં ન થાય ? એતો ઠીક, પણ બહેન તને મન માન્યો ખરચો મળે છે ને ? " કમલિનીએ જીજ્ઞાસા પૂર્વક પુછ્યું.

લિલિ મનમાં કચવાઇ. તે પોતાને હવે ઇનામદારની પુત્રી હોવાથી ઉચ્ચ દરજાની ગણતી હતી. એવા શ્રીમંત કુટુંબમાં સામાન્ય રીતે જે ભપકો અને ઐશ્વર્ય હોય છે તે પોતાને મળવાં જોઇએ એમ માનતી હતી. પણ હસસુખરાયના પિતા કોડી સુદ્ધાં આપતા ન હતા

તેથી દાક્તરી ધંધામાં જે મળતું તેટલા ઉપર નભાવી લેવાની જરૂર હતી એટલે થોડી કરકસરની ટેવ પાડવા હસમુખરાયને સૂચના કરવાની જરૂર પડી હતી. પણ લિલિતો શ્રીમંતાઇ ભોગવવાની આશા રાખતી હતી; તેથી તે બોલી:—

" પણ હું કહું છું કે, દાદાને જ્યારે આવી મોટી ઇનામદારી મળી ત્યારે તેમણે મને કંઇ આપવું જોઇએ કે નહિ ? કંઇ ન આપ્યું તો ભલે, પણ દાક્તરની ખબર અંતર તો પુછવી જોઇએ ! કેટલો અન્યાય ? એ કંઇ નથી સમજતા એમ નથી. પણ બોલી બતાવવાની શી જરૂર ? "

" અન્યાય ? કેવી રીતે ? " કમલિનીએ પુછ્યું.

" હા, હા, અન્યાય નહિ તો બીજું શું ? હું કહું છું કે, દાદાએ શરમાવું જોઇએ. મેં એવો શો અપરાધ કર્યો હતો ? તેમની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કર્યું એ કે બીજું ? અને તેમણે પોતે શું કર્યું ? અમો સર્વેની મરજી વિરૂદ્ધ કર્યું ને ! ઉતરતા કુળમાં મેં લગ્ન કર્યું તેથી મારૂં કાર્ય અયોગ્ય ઠરતું હોય તો માસ્તરેણ સાથે લગ્ન કરવામાં કયું ભારે કૂળ આવ્યું તે કોઇ સમજાવશો ? એક સાધારણ માસ્તરેણ ! તે હવે ઇનામદારેણ ! મને ચીડ ચડે છે તે એની જ ! "

લિલિની વાત તદ્દન અયોગ્ય ન લાગી. તેમાં થયેલી દલીલ તોડી પડાય તેવી ન હતી. કમલિનીએ વિષય બદલી કહ્યું,

" બહેન, કુમુદને દાદાએ ક્ષમા આપી છે. "

" ક્ષમા ? ત્યારે તે ઘેર કેમ નથી આવી ? "

" તેનો કંઇ પત્તો લાગતો નથી. "

" પત્તો લાગતો નથી ? એટલે ? તું શું કહે છે ? "

" સાચું કહું છું, તેનો પત્તો નથી પડતો. મારૂં અનુમાન એવું છે કે તે કોઇની સાથે દૂર ગયેલી હોવી જોઇએ. દાદાએ પુષ્કળ ખોળ કરી ! ચોતરફ પત્રો લખ્યા પણ વ્યર્થ. પોલીસે સુદ્ધાં બહુ ચોકસી કરી. એથી મારા મનને કંઇ ચેન પડતું નથી, દાદાને તું

નિર્દય, નિષ્ઠુર કહે છે; પણ તેમને સુદ્ધાં મારી માફક ચેન નથી."

લિલિના મનનું સમાધાન થયું નહિ, તેણે પ્રશ્નપર પ્રશ્ન કર્યા. કમલિનીએ સર્વ હકીકત કહી. છેવટે લિલિ બોલીઃ- "

"ગયા જુનથી—એટલે વર્ષ ઉપરાંતથી તેના સંબંધી તને કંઈ ખબર નથી મળી? પણ, તારાપર પત્ર આવ્યા હતા ને?"

"હા. એક પત્ર આવ્યો હતો પણ તે ઉપરથી તે ક્યાં છે તે સમજાયું ન હતું. કારતકમાં આવ્યો હતો તેજ, ત્યાર પછી ક્યાં છે પત્ર?"

"એ કંઈ છેવટનો પત્ર નહોતો!"

"છેવટનો જ હતો. તે પછી મેં ત્રણ પત્ર લખ્યા પણ જવાબ ન મળ્યો અને છેવટે પ્રાર્થના સમાજમાં તે સઘળા પડી રહેલા જણાયા. બહેન, તેના સંબંધી મને એક વિચિત્ર–ભયંકર સ્વપ્ન આવ્યું હતું. મેં તને તે કહ્યું હતું–યાદ છે?"

"તેં મને કહ્યું ન હતું. માત્ર એટલું બોલી હતી કે, 'ખરાબ સ્વપ્ન આવ્યું છે પણ કહેતી નથી–તું મશ્કરી કરીશ.' બીજું શું કહ્યું છે?"

"બરાબર છે, એ સ્વપ્નથી મારા મનને કેટલો આઘાત થયો છે તે પુછીશ જ નહિ. મેં કુમુદને કેટલીએ વખત તેની હકીકત લખવા લખ્યું પણ જવાબ નજ મળ્યો. અદ્યાપિ પણ તે સ્વપ્ન ચિતાર ચક્ષુ સમીપ ખડો છે. કેટલીક વખત મને એવું લાગે છે કે, કુમુદપર તૂટી પડનારી આફતની એ પ્રસ્તાવના જ છે. મને એમ લાગે છે કે, બહેન! હવે તેનું મોઢું નહિ જોઈ શકાય."

કમલિની એટલું બોલી રડી પડી.

"પણ બહેન, એ સ્વપ્ન કહેતી કેમ નથી?"

"નથી કહેવાતું બહેન. નિદાન તારા આગળ નહિ કહેવાય."

"કેમ, એવું શું છે?"

"કારણ–કારણ–તેસ્વપ્નમાં કુમુદપર......બહેન, નહિ કહી શકું."

લિલિએ આગ્રહ કર્યો નહિ. કમલિની સ્વપ્નની વાત કરતી ત્યારે લિલિ તેને હસી કહાડતી તેથી આ વખતે તેમજ બન્યું હોત. લિલિએ એ વાત પડતી મુકી પુછ્યું:-

" બહેન, તું કહે છે કે કુમુદનો પત્ર નથી આવ્યો, પણ એ શું જુઠું નથી? "

" જુઠું, શું હું જુઠું બોલું છું એમ તને લાગે છે ? "

" બહેન, એ રીતે નહિ છેતરાઉં ! " લિલિએ પિતાના વારસામાં પ્રાપ્ત થયેલા કંઇક તીવ્ર સ્વરે કહ્યું. " થુંકેલું ગળવું પડશે! એ પછી એક પત્ર તો તારાપર આવ્યો જ હતો અને તેમાં શું લખ્યું હતું તે હું જાણું છું. "

" તારૂં ચિત્ત ક્યાં ભમે છે તે સમજાતું નથી." કમલિનીએ થોડી વારે પોતાની કાંઇ ભૂલ થાય છે કે શું તેનો વિચાર કરી કહ્યું; " કારતક પછી એક લીટી અરે એક અક્ષર પણ તેના હાથનો મેં જોયો નથી. "

" જો, આ શું છે? " પોલકાના ખીસ્સામાંથી એક ફાટેલો કાગળ કહાડી કમલિનીના હસ્તમાં મુકતાં લિલિએ કહ્યું; " આ તેનો પત્ર ખરો કે નહિ? તને બતાવવા માટે જ લઈ આવી છું. "

" હા, અક્ષર કુમુદના જ છે. " પત્ર જોઈ કમલિનીએ કહ્યું.

પત્રમાં આરંભની થોડી હકીકત હતી; મિતિ, માસ, સંવત લખેલાં હતાં અને છેવટની પણ થોડી હકીકત હતી. નીચે કુમુદની સહી હતી. ' સવિનય વિનંતિ કે, હું આપને જે એક વાત પુછું છું—' અહીંથી આગળનો કાગળ ફાટી ગયો હતો. પાછળની બાજુએ છેવટના શબ્દ આ હતાઃ-' લેશમાત્ર વિલંબ થવો ન જોઇએ.' અને તે નીચે ' કુમુદ ' એવી સહી હતી. અર્થાત્ પત્ર ટુંકો હતો.

કમલિની મિતિ, હકીકત વગેરે સંબંધમાં વિચાર કરવા લાગી. પણ તેણે પૂર્વે એ પત્ર કદી પણ જોયો ન હતો એટલે તેવું જ લિલિને કહ્યું.

" વિચિત્ર વાત કહેવાય! તારા પરનો નહિ ત્યારે કોના પરનો છે? તે ગઇ ત્યાર પછી બીજા કોઇ ઉપર પત્ર તો લખતી ન હતી. "

" મારા સિવાય આપણા ઘરમાં કોઇના ઉપર પત્ર આવતો ન હતો એ વાત ખરી છે; પણ આ પત્ર વિલક્ષણ દેખાય છે. કોઇ પણ પત્રમાં આવી હકીકત આવેલી ન હતી. જાણે પતિને લખ્યો હોય એવો ભાવ લાગે છે. પણ તારા હાથમાં એ શી રીતે આવ્યો?"

" મારી એક ચોળી જડતી ન હતી તેથી કબાટનું ખાનું કહાડી ઉંધુ વાળ્યું ત્યારે નીચે પાથરેલા વર્તમાનપત્રના કાગળ તળેથી એ નીકળી પડયો હતો. તેં મારાં લુગડાંનું પોટલું ગોઠવ્યું હતું તેમાં બંધાઇ આવ્યો હશે. "

કમલિનીએ યાદ કરવા માંડયું. તેનું પોટલું બાંધતી વખતે તેણે એકે એક વસ્તુ જોઇ જોઇને મુકી હતી, સિવાય એ પત્ર પૂર્વે કદી તેની દૃષ્ટિએ આવ્યો ન હતો. તેને અજાયબી લાગી. તેણે પત્ર માગી લઈ પોતાની પાસે રાખ્યો. તેને મન આ એક ગહન ગુઢ થઇ પડયું.

લિલિ 'આવીશ કોઈ વખત, ઘણી વાતો કરવાની છે,' એમ કહી ઘેર જવા ઉઠી. કમલિની રસ્તા સુધી વળાવા આવી અને બાગમાં આમતેમ ફરવા લાગી, તેટલામાં રસ્તા ઉપર કંઇ બોલા ચાલી થતી સંભળાઇ. ઉંચુ મસ્તક કરી રસ્તા તરફ નજર ફેંકી તો હસમુખરાય અને ગજેંદ્ર વચ્ચે તકરાર ચાલતી માલમ પડી. કમલિની ઝાડની ઓથે ઉભી રહી શું છે તે જોવા લાગી.

તકરારનું કારણ એવું હતું કે, સુંદરલાલ નામના એક ગૃહસ્થ પત્નીની પ્રકૃતિ સારી નહિ હોવાથી હવાફેર સારૂ થોડા દિવસથી સૈનેશ્વરમાં આવી રહ્યા હતા. તેમણે નર્મદાકુંજમાં જ બંગલો ભાડે રાખ્યો હતો. એ બંગલાથી હસમુખરાયનો નિવાસ નજીકમાં હોવાથી તેમણે તેમની દવા શરૂ કરી હતી. ઘણા દિવસ થયા પણ કંઇ ફાય-

દો થયો નહિ. બાઇની તબીયત વિશેષ બગડી ત્યારે મદદમાં એક બીજા દાક્તરની જરૂર છે, મણિકાન્ત દેશાઇને બોલાવો એટલે ઉભયની સલાહથી ઔષધ યોજના કરવી ઠીક થશે એમ તેમણે સૂચવ્યું. સુંદરલાલને ગામની કંઇ માહિતી ન હતી. તે મણિકાન્તને ઘેર ગયા પણ તે વખતે તે ન મળ્યા. તેમના ભાઇ સુરેંદ્ર હતા. સુરેંદ્ર વિષેના લોકમતની સુંદરલાલને ખબર નહિ હોવાથી, ' આપ ચાલો. આપ દાક્તર જ છોને.' એમ કહી તે તેમને ઘેર લઇ ગયા. હસમુખરાય પણ ત્યાં હતા. મણિકાન્તને બદલે સુરેંદ્રને આવેલા જોઇ તેમને આશ્ચર્ય થયું; પણ તે વખતે તે કંઇ બોલ્યા નહિ. સુરેંદ્રે બાઇની પ્રકૃતિ જોઇ અને દવા બતાવી ત્રણ ત્રણ કલાકે આપવાનું કહી તે ચાલ્યા ગયા. તેમના ગયા પછી હસમુખરાયે સર્વ હકીકત કહી સંભળાવી. સુંદરલાલે પડોશીદ્વારા માહિતી મેળવી તો તેમાં એ વાત ખરી ઠરી. એટલું જ નહિ પણ બીમાર બાઇને એ વાતની ખબર પડી. તે તો ડરી જ ગઇ. તેણે કહ્યુંઃ–

" તે મૂઆને ઉમરા પર પણ ન ચડવા દેશો. સારૂં થયું કે ખબર પડી. નહિ તો વિના મોતે મરી હોત. હસમુખરાયની દવા બસ થશે. "

આ સંબંધમાં સુરેંદ્રને કંઈ ખબર મળી ન હતી. સાંજ પડવા આવ્યા છતાં, સવારની દવાની અસર વિશે કાંઇ ખબર નહિ મળવાથી તેમણે ગજેંદ્રને તપાસ કરી આવવા કહ્યું. ગજેંદ્રે સુંદરલાલને ઘેર આવી પિતાની ઇચ્છા જણાવી. પણ તરત જવાબ મળ્યો; " છોકરા તારા પિતાને કહે કે તમારી દવાની જરૂર નથી અને આ તરફ તમારે આવવાનું કારણ પણ નથી. કહે છે કે દવામાં એ તો ભૂલે ચૂકે ઝેર મેળવી દે છે. અમે શું જાણીએ ? ભલું થજો હસમુખરાયનું કે અમને ચેતાવ્યા. જા ભાઇ ! "

ગજેંદ્ર પાછો ફર્યો. પિતાને થયેલા અન્યાયથી તે દુર્વાસાના અવતારરૂપ બની ગયો. રસ્તે તે ચાલ્યો જતો હતો તેટલામાં કમલિ-

નીના બંગલા આગળ હસમુખરાયનો મેળાપ થયો. ક્રોધમૂર્તિ ગજેંદ્રે સામે આવી કહ્યું:-

" દાક્તર સાહેબ, મહેરબાની કરીને એક ક્ષણ માત્ર ઉભા રહો. સુંદરલાલના મનમાં મારા પિતા વિશે શું ભેરવી દીધું છે તે કહો જોઈએ!"

હસમુખરાય આંખો ફાડી તેના તરફ જોવા લાગ્યા. તેમનો ચહેરો મગરૂર પણ વિચિત્ર જણાતો હતો. તે બોલ્યાઃ-

" નાહક શા માટે ચીડાય છે ? હું છું ને તારો બાપ છે ! અમે અમારૂં ફોડી લઈશું. તું તારે રસ્તે ચાલ્યો જા."

" હસમુખરાય, તમે દાક્તર છો કે દૈત્ય ? તમે દુષ્ટ અને કપટી છો." દાક્તરના રોણાદાર શબ્દો સાંભળી ગજેંદ્રે કહ્યું, "તમે મારા પિતાને ગામમાંથી હાંકી મુકવા છુપા પ્રયત્ન ચલાવી રહ્યા છો, ખરૂં ને ? રોજ ને રોજ નિંદા કરવી એ તમારો ધંધો થઈ પડ્યો છે. પણ તેમના મોંઢે કેમ બોલતા નથી ? જરી પ્રત્યક્ષ આવો તો ખુલાસો થાય. રાંડીરાંડની માફક પાછળ શા સારૂ બબડાટ કરો છો ? "

" છોકરા, તારા કાકા મારા ધંધાદારી બંધુ છે." ગજેંદ્રને બીવડાવવા હસમુખરાયે સોટી ઉગામી કહ્યું; " તારા બાપે ભૂલ કરી છે પણ તારા કાકા માટે મારા મનમાં આદરભાવ છે. સમજ્યો ? નહિ તો આ સોટી પીઠપર ચોડીને સભ્યતા અને રીતભાતનો પાઠ ભણાવ્યા સિવાય ન રહેત ! ચાલ રસ્તો પકડ અહીંથી ?"

ધમકીથી ગજેંદ્ર પાછો પડે તેવો નહતો. તેણે કહ્યું:—

" દાક્તર, હું કહું છું કે મારા પિતાએ ભૂલ નથી કરી અને એ વાત તમે સારી રીતે જાણો છો. દવા આવી ત્યારે તમે એકલા જ ત્યાં હતા. તમે જ વિષ ઉમેર્યું છે ! કેમ ખરૂં કે નહિ ? હસમુખરાય તમારી સોટી નીચી કરો. એવી તો ઘણી સોટીયો જોઈ

છે ! તમે વિષ નહિ ભેળવ્યું હોય તો જે ચહેરો તમારી નજરે પડયો તેનું એ કૃત્ય હોવું જોઇએ. કદાચિત લાંચ લઇને તમે તેને મળી ગયા હશો અને તેથી તેના પરની શંકા દૂર કરાવવાના ચાળા કરો છો. તે જ રાતે મને તમારા પર શક આવ્યો હતો દાક્તર, તમે મને એથી જ બહાર કહાડી મુકવા વિચાર કર્યો હતો, યાદ છે ને ? અદાલતમાં પણ તમારા માટે મને સંશય આવ્યો હતો. એ તમે સમજી ગયા છો ખરા. ગરીબ બિચારી કુંદને એવું શું તમારૂં બગાડયું હતું ? હું સ્પષ્ટપણે કહું છું કે, તમે દાક્તર નહિ પણ દૈત્ય છો, તમે જ ખૂન કર્યું હોવું જોઇએ, અથવા ખૂનીને છુપાવવા શ્રમ લઇ રહ્યા છો. પ્રભુની દૃષ્ટિ સર્વત્ર હોય છે એટલું યાદ રાખજો. જા, જા, બદમાશ, મારા પિતા માટે બોલાય તેટલું બોલ! પાજી ! ! હરામખોર ! નીચ ! અધમ ! નરપિશાચ ! ”

સોટીના તડાકાથી દૂર રહી કહેવાય તેટલું ગજેંદ્રે કહી નાખ્યું પણ એકદમ તેની પીઠપર સોટી પડી. ગજેંદ્રે વ્યાઘ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેણે દાક્તરનો હાથ પકડી સોટી ખેંચી લઇ તેના ટૂકડે ટૂકડા કરી નાખ્યા. હસમુખરાય. મૂછો પર તાલ દઈ ગાળો દેતા દેતા ચાલ્યા ગયા. પણ ગજેંદ્ર સહજ શાંત થવા ઝાંપાને અઢેલી ઉભો રહ્યો.

કમલિનીએ આ સર્વ પ્રકાર સાંભળ્યો અને જોયો, તેણે ધીમે રહી પાછળથી આવી ગજેંદ્રની આંખો દાબી, ગજેંદ્ર ચમક્યો, તેણે જોરથી તેનો હાથ દૂર કર્યો અને જોયું તો કમલિની જણાઇ, તે શરમાયો.

“ ભાઇ, તેં હસમુખરાયને શું કહ્યું તે મેં સાંભળ્યું છે. ” કમલિનીએ કહ્યું “ તું જે આરોપ મુકે છે તે તને પણ ખરો નહિ લાગતો હોય. માત્ર તારા પિતાની તે નિંદા કરે છે તેથી જ એવો આરોપ મુકે છે ને ? ”

“ આપે અમારો વાદ સાંભળ્યો હોય તો તે માટે હું દિલગીર થાઉં છું, માફી માગું છું; પણ વિના કારણ આરોપ કરૂં છું એટલું માત્ર માનશો નહિ. ખરેખર, હું તેમ માનું છું. તે રાતથી જ મારી ખાત્રી થયેલી છે. ”

રસ્તામાં પડેલી ટોપી ખંખેરી માથે મુકી ગજેંદ્ર એટલું બોલી ચાલ્યો ગયો. કમલિની મનમાં બોલી:—

"ગાંડા જેવો ગમે તેમ બકે પણ સ્વભાવે મરદ છે. હસમુખરાય કોણ જાણે બિચારાને કેટલી રીતે પીડશે, કોને ખબર ?"

## પ્રકરણ ૧૭ મું.

### સુમંતરાયનું મૃત્યુ.

શનિશ્વર સુરેંદ્રની પાછળ ખાઇ પીઇને પડેલો હતો. સૈનેશ્વરમાં નીભાવ નહિ થવાથી તેમને મુંબઇ જઇને રહેવું પડયું, ગંજેંદ્ર માત્ર અભ્યાસ ચાલુ રાખવા કાકા પાસે રહ્યો. સુરેંદ્ર મુંબઇ ગયા તે અરસામાં જ કાલબાદેવી પરના એક સુપ્રસિધ દાક્તરનું અવસાન થયું હતું. સુરેંદ્રે તેમનું મકાન રાખી લીધું. સુરેંદ્ર જાતે સારા સ્વભાવના, મહેનતુ, ખંતીલા અને હુશીયાર હોવાથી થોડા વખતમાં પ્રસિદ્ધિમાં આવી ગયા. તેમનો ધંધો સારી રીતે ચાલવા લાગ્યો અને સૈનેશ્વરમાં બન્ને ભાઇઓને જેટલો પૈસો મળતો હતો તેના કરતાં બમણો તમણો મળતો થયો.

કમલિનીને મુંબઇથી સૈનેશ્વર આવે આશરે વર્ષ થઇ ગયું હતું. એટલા સમયમાં કંઇ વિશેષ બન્યું ન હતું. લિલિને એક બાળક થયું હતું પણ તે જન્મની સાથે જ પ્રભુ શરણ થવાથી તે મોજમાં ફરતી હતી. હસમુખરાયનો ધંધો પણ ઠીક જામ્યો હતો. સૈનેશ્વરની આજુબાજુ પુષ્કળ વસ્તી વધી હતી અને તે લોકો હસમુખરાયની દવા લેવા આવતા હતા. ગજેંદ્ર અને હસમુખરાયને પુનઃ તકરાર થઇ ન હતી. પોતાને વિચારી અને સમજુ ગણી તે ઉદ્ધત છોકરા તરફ તે દુર્લક્ષ કરવા લાગ્યા. કદી રસ્તામાં તે મળતો તો પણ બીલકુલ બોલ્યા ચાલ્યા વિના આગળ નીકળી જતા.

હા, ચોપાટીપરના બંગલામાં માત્ર એક વિશેષ બનાવ બન્યો હતો ખરો. સુમંતરાયને ગંગા બહેન જેવી સારી સ્ત્રી મળી ગઇ હતી. કમલિનીની માફક તે ઇનામદાર સાહેબની પુષ્કળ કાળજી રાખતાં. વિમલાપર પણ તેમનો અઢળક પ્રેમ હતો. પંદર દિવસથી તે સુવાવડમાં હતાં. પાસે એક ઝૂલતા પારણામાં બાળક સુતેલું હતું-સુમંતરાયે જે હેતુથી લગ્ન કર્યું હતું તે હેતુ સફળ થયો હતો. પાછળને માટે વારસનું અસ્તિત્વ જોઈ ઇનામદાર સાહેબને અત્યાનંદ થયો, પણ તેમની તબીયત હમણાં સારી ન હતી. સંધીવાનું દરદ વધી જવાથી તે પથારી વશ થઇ પડયા હતા. તેમનો એકનિષ્ઠ નોકર રાયસંગ ઉંસીકા પાછળ બેસી હુક્કાં ભરતો હતો. પાસે ત્રણ દાક્તર પ્રકૃતિ જોતા બેઠા હતા અને ચોથાને બોલાવવા ગાડી ગઇ હતી. ઘરમાં સર્વ માણસનાં મુખ ઉદાસ જણાતાં હતાં.

સુમંતરાયને પોતાની પ્રકૃતિનું ભાન થયું હતું. તેમને હવે ભરોંસો ન હતો. સવારનો સમય હતો તેથી તબીયત સહજ શાંત હતી. તેમણે કહ્યું; "દાક્તર પાયો ખવાઈ ગયો છે, પીઢ પાટીયાં અને થાંભલા સડી ગયા છે. ગમેએટલા ટેકા મુકશો તેથી શું વળવાનું છે?"

" પ્રકૃતિ એટલી બધી ભયંકર નથી. " ધીરજ આપવાના હેતુથી દાક્તરે કહ્યું. " દવા બદલી છે અને હવે જલદી તેની અસર થશે. "

" દાક્તર, ખોટું બોલો છો. " સુમંતરાયે સ્પષ્ટ કહ્યું, " તમારે એમજ કહેવું પડે. રોગી અમુક વખતમાં મૃત્યુ પામશે એમ તમે જાણતા હો તો પણ ' પ્રકૃતિ સુધરતી જાય છે!' એમ કહીને લોકોને ફસાવવાની વાત તમે નહિ છોડવાના. હું ફસાઉં તેવો નથી. સ્ત્રીઓ, બાળકો વગેરે નાજૂક પ્રકૃતિનાં અથવા સમજ વગરનાં માણસોને માટે એ ઠીક છે, પણ મારા આગળ એવી વાત કરવી યોગ્ય નથી."

ઇનામદાર સાહેબનો સ્વર ઉંડો જવા લાગ્યો. દાક્તરે ગ્લાસમાં દવા નાખી પાઇ અને કપાળ પરનો પરસેવો લૂંછી નાખ્યો.

" દાક્તર, હું લશ્કરી માણુસ છું. મેં ભરયુવાનીનો સઘળો કાળ વિપત્તિઓમાં ગાળેલો છે. પ્રાણ જાયતો ભલે, પણ કર્તવ્યમાં લેશ માત્ર ખામી ન આવવી જોઇએ એ મારૂં બીરદ છે–રણક્ષેત્રના મોખરાનો મને અનુભવ છે. એ વખતે હું મરણથી બ્હીધો નથી અને હવે બ્હીશ ? શું તમને એમ લાગે છે ? જો તમે એમ સમજતા હો તો કહેવું પડે કે તમે મને અદ્યાપિ ઓળખી શક્યા નથી. મારો સ્વભાવ તીખો છે. હું સહજ ઉગ્ર અને હઠીલો છું, મારા મનમાં આવે તે બોલી નાખનારો છું; પણ લશ્કરી નોકરીના કારણે એ સ્વભાવ બંધાઇ ગયો છે તે હવે કંઇ જવાનો નથી. એ માટે ઉપાય નથી. એ સર્વ પરમકૃપાળુ જાણે છે, તે માણુસનું અંતઃકરણ જુએ છે. મારા મુખમાંથી ભૂલથી એકાદ અપશબ્દ નીકળી ગયો હશે તો તે માટે તે ક્ષમા કરશે. રાયસંગ, અરે રાયસંગ !"

રાયસંગ આગળ આવી નજીકમાં ઉભો રહ્યો. તેનું મુખ રડું રડું થઇ રહેલું હતું. ઇનામદાર સાહેબે તેને કહ્યું, " રાયસંગ, તું કહે, હું તારાપર ચીડાયો હોઇશ, ખીજવાયો હોઇશ, તને ગમે તેમ કહ્યું હશે પણ હું ખરાબ માણુસ છું કે ? હું કેવો છું કહે ! "

બીચારો રાયસંગ માલીકના ચરણમાં મસ્તક મુકી ઉભો રહ્યો. તેના દિલને બહુ દુઃખ થતું હતું. અશ્રુથી તેણે પગ ભીંજવી નાખ્યા. તે ડુસકાં ભરતો ભરતો બોલ્યોઃ—

" આવો ઉમદા માલીક નશીબદારને જ મળે. હું શું કહું ? પરમેશ્વર તમારા પહેલાં મને કેમ બોલાવતો નથી ? હું જવા તૈયાર છું. "

સુમંતરાયની પ્રકૃતિ પળે પળે વિશેષ બગડતી જતી હતી. તે બોલ્યા; " હવે મારી છેલ્લી ઘડી છે. કોઇ પણ ઉપાયે એક વખત કમલિનીને અહીં બોલાવો; અને અલકને સુદ્ધાં બોલાવો."

અલક કિશોરી સુવાવડમાં હતાં. પ્રસુતિ થયે થોડા જ દિવસ થયા હતા. ઇનામદારની માંદગીથી અત્યંત દુઃખ થાય અને કદાચ

પરિણામ વિપરીત આવે એમ સમજી કોઇએ તેમને કિંચિત્ માત્ર ખબર પડવા દીધી ન હતી. દાસીએ ફક્ત સહજ પ્રકૃતિ નરમ હોવાની વાત કરી હતી. દાક્તરોએ જણાવ્યું કે, બાઇ સાહેબને અહીં લાવવામાં સાર નથી. તેમના મનને આઘાત થતાં વિકટ સ્થિતિ ઉત્પન્ન થવાનો સંભવ છે. નિરૂપાયે સુમંતરાયે એ વાત જવા દઇ, કમલિનીને બોલાવવા કહ્યું. તત્કાલ કમલિનીને તાર કરવામાં આવ્યો.

કમલિની અને શારદા રાતે આવી પહોંચ્યાં. દાક્તર માણેકજી ત્યાં હતા જ. તેમણે કમલિનીને કહ્યું; " પ્રકૃતિ તદન લથડી ગઇ છે. દવે કંઇ અર્થ જણાતો નથી. તમે બહુ બોલશો નહિ. કેમકે એથી ત્રાસ થવાનો સંભવ છે. " કમલિની સલાહ સ્વીકારી પલંગ પાસે જઇ ઉભી રહી. સુમંતરાયની આંખો મિચાયલી હતી. દીર્ઘશ્વાસ ચાલી રહ્યો હતો અને વદનપર મૃત્યુની છાયા પ્રસરતી જતી હતી. કમલિનીના હૃદયની સ્થિતિનું શું વર્ણન થઇ શકે? તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું અને આંખમાંથી ડબડબ આંસુ પડવા લાગ્યાં.

પગરવ સંભળાતાં સુંમતરાયે નેત્ર ઉઘાડયાં. કમલિની દૃષ્ટિએ પડતાં તેમનું વદન ચમકવા લાગ્યું. પોતાનો અશક્ત હાથ તેમણે તેના મુખ ઉપર ફેરવ્યો. સ્વાભાવિક રીતે કમલિની છુટે મોંઢે રડી પડી.

" બેટા રડીશ નહિ, છાની રહે. " સુમંતરાયે કહ્યું; " દુઃખી ન થઇશ. સર્વને છેવટે એક દિવસ જવાનું હોય છે. એ તો કાળનો ધર્મ છે ! "

" દાદા, અમને મુકીને જશો ? તમારી ઇચ્છા પ્રમાણે હું ચાલી નથી તે માટે માફ કરો ! દાદા, માફ કરો ! "

" બહેન, છાની રહે. તારી ભૂલ નથી. મેં જ તને દુઃખી કરી છે. હું અણુસમજુ નથી. મને પશ્ચાતાપ થયો હતો. પણ—પણ છોકરો ન હતો. આટલી મિલકતનો વારસ જોઇએ કે નહિ ? એટલા ખાતર જ મેં લગ્ન કર્યું. પ્રભુ કૃપાથી પુત્ર પણ થયો છે.

પ્રભુએ સામે જોયું. તને પુછીને સઘળું કરવું જોઇતું હતું એ વાત ખરી છે. એટલી મારી ભૂલ થઇ. મને લાગ્યું કે, તું એ વાતમાં સંમત્તિ નહિ આપે તેથી મેં મારી મરજી પ્રમાણે આરોપી લીધું. તેનો સ્વભાવ સારો છે. તારા પર પ્રેમ છે, વિમલા તો તેને બહુ વ્હાલી છે. તેં મારી સેવા કેટલી બધી ઉઠાવી છે ! મારો શબ્દ પણ તોડયો નથી; છતાં છેવટે મેં તને દુઃખ દીધું ! મનમાંથી મારે ખાતર એટલું કહાડી નાખ."

પછી લિલિ કેમ આવી નહિ એમ પુછયું ત્યારે તે બહેનીને ગામ ગઇ છે, તાર કર્યો છે, બીજી ગાડીમાં આવી પહોંચશે વગેરે હકીકત કમલિનીએ કહી.

"તેનો પતિ ખુશીમાં છે ?" થોડી વારે સુમંતરાય બોલ્યા.

"હા, દાદા, પણ હું ત્યાં જતી નથી. લિલિને સાથે લાવવા નીકળતી વખતે માત્ર ગઇ હતી. હસમુખરાય ઘેર હતા, પણ હું તેમની સાથે બોલી નથી."

"ઠીક કુમુદ ક્યાં છે ?" સુમંતરાયે આંખમાં પાણી લાવી કહ્યું "તમારા બધા કરતાં તેના તરફ મારૂં વિશેષ લક્ષ જાય છે. કંઇ વિપત્તિમાં તો નહિ આવી પડી હોય !"

"વિપત્તિ શેની ?"

"તે નથી કહી શકતો, પુનઃ લાગે છે કે કંઇ દૂર દેશમાં ગઇ હશે પણ તેનું સ્મરણ ભૂંસાતું નથી. ગમે તેમ હો, હવે મારાથી નથી બોલાતું. તેની ખબર લેતી રહેજે. એની સઘળી જવાબદારી તારે શિર મુકું છું ! ભૂલતી નહિ, તેને ખોળી કહાડવા લેશ પણ આળસ કરીશ નહિ. મને વચન આપ ! તે મળે ત્યારે મારો અંતકાળનો એ સંદેશો કહે જે કે, તારા માટે યોગ્ય ગોઠવણ કરી રાખી છે. તારી મરજી પ્રમાણે વ્યવસ્થા કરી છે."

ઠનામદાર સાહેબનો સ્વર ઉંડો જવા લાગ્યો, ક્ષણ માત્રમાં બંધ થઇ ગયો અને ગ્લાની પ્રસરી ગઇ.

કમલિની પલંગ પાસે બેસી રહી બહુ વખત વહી ગયો પણ લિલિ આવી પહોંચી નહિં. તે મનમાં બોલી "લહેરી છે. મનમાં આવ્યું તે ખરૂં. મરજીમાં હશે તો જ આવવાની પણ આ વખતે તેણે એવું કરવું ન ઘટે" તેનું સર્વ લક્ષ લિલિ તરફ હતું. સહજ કંઇ અવાજ થતાં તેને લાગતું કે, લિલિ આવી. દાક્તરો વારંવાર આવતા જતા હતા. સુમંતરાય અવાક્ પડયા હતા. નાડી તૂટતી હોવાથી સર્વ અવયવ અચલ બની ગયા હતા.

રાતના દસ વાગ્યા. કમલિનીને જમવા બોલાવવા એક બાઇ આવી. તેની સાથે તે વાત કરવા જતી હતી તેટલામાં 'બેટા' એવો શબ્દ સંભળાયો. એ શબ્દ સુમંતરાયનો હતો. તેમને સહજ શુદ્ધિ આવી હતી અને કિંચિત્ હુશીયારી પણ આવેલી જણાઇ, કમલિનીએ ચમચો દૂધ મુખમાં મુક્યું.

"બહેન, હવે કૈલાસ દેખાય છે. જો નદીઓ કેવી સ્ફટિક જેવી ચમકે છે! ઉભય કાંઠાપર સુંદર, સુવાસિક પુષ્પો વિકસી રહ્યાં છે. હવે જઇ પહોંચ્યો સમજ. વચ્ચે થોડું અંધારૂં છે. તે દૂર થાય એટલે બસ."

કમલિનીને લાગ્યું કે સનિપાતનું લક્ષણ છે. તે અધોવદને આંસુ વહેવડાવવા લાગી. પુનઃ સુમંતરાય બોલ્યાઃ-

"કુમુદ કયાં છે? આવી કે નહિ?"

"અમે કુમુદની રાહ જોતાં નથી. તે આવવાનો દાદા સંભવ કયાં છે?"

"કદાચિત્ મારા પૂર્વે તે ત્યાં જઇ પહોંચી હશે. ત્યાં મળશે. જ! કયાં જવાની છે!"

કમલિની સમજી ગઇ કે, પિતાને કુમુદનો ધ્યાસ લાગ્યો છે. તેણે કહ્યું:—

"દાદા, તે આ અંત વખતે નહિ આવી શકે તે માટે તેના ઉપર ગુસ્સે ન થશો, તેના અપરાધ ક્ષમા કરજો. બચ્ચાં ભૂલ પણ કરી બેસે!"

"કદાચિત્ મારા પૂર્વે તે ત્યાં જઇ પહોચી હશે. ત્યાં તો મળશે જ! ક્યાં જવાની છે?"

કમલિની સમજી ગઇ કે, પિતાને કુમુદના ધ્યાસ લાગ્યો છે. તેણે કહ્યું:—

"દાદા, તે આ અંત વખતે નથી આવી શકી તે માટે તેના ઉપર ગુસ્સે ન થશો. તેનો અપરાધ ક્ષમા કરજો. બચ્ચાં ભૂલ પણ કરી બેસે."

"અપરાધ! અપરાધની ક્ષમા આપી ચુકયો છું. તે મને મળવા આવ્યા સિવાય ન રહે પણ જમાઇરાજે આવવા દીધી નહિ હોય."

"દાદા, લિલિની વાત કરો છો? મેં નહિ કહ્યું કે તે ઘેર ન હતી. હસમુખરાય અટકાવે તેવા નથી."

"તેને કહેજે, સમજી? તેને કહેજે કે તને અને તારા પતિને ક્ષમા કરી છે. પણ તે મને પ્રિય નથી. કદી પ્રિય થઇ શકશે નહિ. એ લિલિને સુખ નહિ આપે. તેવો પ્રસંગ આવે તો તું સંભાળી લેજે. તારા સિવાય સંભાળ રાખનારૂં બીજું કોણ છે?"

અંતકાળે કહે છે કે કેટલાકને ભવિષ્યજ્ઞાન થાય છે. તેમાંનું જ આ વાક્ય હશે? તેમ પણ હોય!"

"બહેન, તેને–તારી સાવકી માને કહેજે કે મેળાપ થયો હોત તો ઠીક થાત. પણ દાક્તર રજા આપતા નથી. તેં તારા ભાઇને જોયો? તેના ઉપર પ્રીતિ રાખજે. અને વિમલા અદ્યાપિ નાની છે. તેને પણ સંભાળજે! મેં મૃત્યુપત્ર કરી રાખ્યું છે. સર્વની વ્યવસ્થા કરી છે."

પુનઃ સુમંતરાય અવાક થઇ ગયા. જીભ ટૂંકી થઇ ગઇ. અગીયારના અરસામાં તે એકાએક ચમકી ઉઠેલા જણાયા. તે બોલ્યા; "બહેન, બેટા, કયાં છે તું? મારી પાસે આવ. જો શંકરના દૂત આવી પહોંચ્યા છે. મને બોલાવે છે. ચાલ, રજા આપ. જાઉં

હું, છોડ, છોડ, શી....વ, શી....શીવ....શી....વ! " એટલું કહી તે અચેત બની ગયા. પ્રાણ પંખેરૂં ઉડી ગયું !

આ સમાચાર આપવા એક માણસ નીચે ઉતર્યો. તેટલામાં લિલિ આવી. તાર બક્ષીને ઘેર પહોંચ્યો તે વખતે લિલિ ત્યાં ન હતી. તે અને અન્ય પરિચિત મંડળ સોમેશ્વરનું પ્રાચીન દેવસ્થાન તથા નર્મદાનો સુંદર ખળખળ વહેતો પ્રવાહ જોવા ગયું હતું. ત્યાંથી પાછાં આવતાં તેને તાર મળ્યો અને તેવી જ તે ત્યાંથી નીકળી આવી હતી. પરંતુ વચ્ચે ગયેલા વખતથી વિલંબ થયો તે થયો જ. સુમંતરાયને તે જીવતાં જીવત ન મળી શકી.

લિલિ પિતાના શબ આગળ લાંબી છાટ થઇને પડી. કારમી ચીસ પાડીને તે રડી પડી. અરરર પ્રભુ, છેવટ, છેવટનું દર્શન પણ ન થયું ? હું કેવી દુર્ભાગી ? મારૂં નશીબ ફૂટી ગયું વગેરે મર્મભેદક શબ્દ ઉચ્ચારવા લાગી. કમલિનીની પણ લગભગ એવી સ્થિતિ થઇ, કિન્તુ તે વિચારી હતી. લિલિનું તે સાંત્વન કરવા લાગી અને પિતાએ કરેલી ક્ષમા વગેરે હકીકત કહી સંભળાવી. પરંતુ લિલિનું રૂદન શાંત ન થયું.

એ રૂદન ધ્વનિ અલકકિશોરીને કાને ગયા સિવાય ન રહ્યો. તેમને લાગ્યું કે કંઇ અનિષ્ઠ છે અને તત્કાળ તે બહાર નીકળી ઉપર આવ્યાં. સર્વ સ્થિતિ જોઇ તે દુ:ખી થયાં અને ચીડાયાં પણ ખરાં. આવી સ્થિતિ આવી પહોંચતાં સુધી પોતાને ઘરમાંને ઘરમાં ખબર ન મળવા દીધી તેથી તેમના મનમાં કંઇનું કંઇ થઇ ગયું. પણ તેમનો સંયમ ભારે હતો. તેમણે વૃત્તિ મહા મુશ્કેલીથી શાંત રાખી ક્રોધ વ્યક્ત ન થવા દીધો.

ધીમે રહી મેળાપ કેમ ન થવા દીધો વગેરે પ્રશ્ન કમલિનીને કરતાં તેણે સર્વ હકીકત સમજાવી ત્યારે તેમના મનને કંઇ ઠીક લાગ્યું. પછી તે પણ પોતાનું દુ:ખ ગળી જઇ કમલિની અને લિલિને આશ્વાસન આપવા લાગ્યાં. છેવટે તેમણે કહ્યું;

"મોટી બહેન, હા હું તમને મોટી બ્હેન માનું છું. આવા દુઃખના પ્રસંગે ભિન્નભાવ ભૂલી જવો એજ યોગ્ય છે. એતો હવે એવા સ્થાને ગયા છે કે, જ્યાં તંટા, તોફાન, કલહ, કંકાશ કંઇ નથી; હું દુર્ભાગી એટલું જ ! ભિન્નતા ઉત્પન્ન થઇ તે માટે હું કારણ-ભૂત બની છું પણ ક્ષમા કરજો. મારા ઉપરનો રોષ દૂર કરો. મારી ગમે તેવી સ્થિતિ હશે, પણ હું તમને મારાં માલીક માનું છું."

કમલિની અલકકિશોરીની કોટે વળગી મોટેથી રડી પડી. અને તેજ ક્ષણે નોકર ચાકર સર્વ કોઇ એકી સાથે રૂદન કરી ઉઠ્યાં.

---

## પ્રકરણ ૧૮ મું.

### લિલિને કંઇ નહિ ?

આ પ્રસંગે એક વિલક્ષણ યોગાયોગ બની આવ્યો. ઇનામ-દાર સાહેબનું મૃત્યુ થયું તેજ દિવસે દાદીમા પણ ભુલેશ્વર પાસેના બંગલામાં સ્વર્ગસ્થ થયાં. ઉભયની સ્મશાનવિધિ સાથે પુરી થઇ અને પછીનું ક્રિયા કર્માંતર લૌકિક ધોરણે કરવામાં આવ્યું.

આથી ચઉદ દિવસ સુધી કમલિની અને લિલિને મુંબઇમાં રહેવું પડયું. એટલા સમયમાં અલકકિશોરીનું વર્તન જાણવાની કમ-લિનીને આપોઆપ તક મળી. તેમનો નિરાભિમાની સ્વભાવ, પોતા-પર તથા બ્હેનો પરનો નિષ્કપટ પ્રેમ, વિમલાપરનું તેમનું લક્ષ વગેરે તથા પ્રત્યેક બાબતમાં પ્રકટ થતી દક્ષતા જોઇ તેને અત્યંત આશ્ચર્ય થયું અને એવી સર્વગુણ સંપન્ન સ્ત્રી વિષે વિના કારણ ખોટો મત બાંધી લેવામાં પોતાનો જ દોષ સમજાયો.

ઇનામદાર સાહેબના મૃત્યુના દુઃખકારક સમાચાર સુરેંદ્રને મળ્યા. તે ચોપાટીપરના બંગલામાં આવ્યા અને નાના પ્રકારે કમ-લિની તથા અલકકિશોરીને આશ્વાસન આપી સૈનેશ્વરથી આવીને

કાલબાદેવી રસ્તાપર દવાખાનું કાઢ્યું છે, પૈસો પુષ્કળ મળે છે અને જમાવ સારો થયો છે, સત્તાધિકારીઓનો સારો ચાહ છે વગેરે હકીકત કહી. કમલિનીને તેમના સાલસ સ્વભાવ વિષે સારી માહિતી મળી હતી. શારદાને તો તેમના નિર્દોષત્વ વિષે પ્રથમથી ખાત્રી હતી. બન્નેએ અલકકિશોરી આગળ પ્રશંસા કરી અને ત્યારથી તે હમેશ ત્યાં આવતા જતા થયા.

ચઉદ દિવસ થયા પછી એક દિવસ કમલિની ગાડીમાં બેસી લાલજી શેઠનાં પત્નીને મળવા ગઇ. એક વર્ષપર તે કુમુદની માહિતી મેળવવા ત્યાં ગઇ હતી ત્યારે કંઇ જાણવામાં આવશે તો પત્ર લખી જણાવીશ એવું વચન પણ શેઠાણીએ આપ્યું હતું; તેથી જો કંઇ ખબર મળી હોત તો તેમણે અવશ્ય આપી હોત; પરંતુ મળી આવું તો ઠીક એમ સમજીને કમલિની ત્યાં ગઇ હતી. તેમણે જણાવ્યું કે કંઇ ખબર નથી મળી, આથી તે નિરાશ થઇ અને કંઇ જાણવામાં આવે તો પત્ર લખવા વિનંતિ કરી ઘેર આવી.

વચલા ઓરડામાં અલકકિશોરી અને લિલિ વાતો કરતાં બેઠાં હતાં. લિલિના ખોળામાં બાળક રમ્યા કરતો હતો. લિલિ પ્રથમ સ્વભાવે તોછડી હતી. તેને નાનાં બાળકોનું રડવું, મૂતરવું વગેરે અતિ ખરાબ લાગતું. પણ તેને એક બાળક થઇ ગયું હતું તેથી એ ચીડ હવે જતી રહી હતી. બાળક પ્રત્યેની માયા મમતાનો તેને અનુભવ થઇ ચુકયો હતો તેથી હવે તો કોઇનું યે બાળક તેને અત્યંત વ્હાલું લાગતું. તેમાં વળી આ તો તેનો બંધુ હતો એટલે સ્વાભાવિક પણે તેને ખેલવવાનું મન થઇ આવતું. તે બાળક લઇને બેઠી હતી પણ વચ્ચે વચ્ચે તેને પોતાના બાળકનું સ્મરણ થઇ આવતું અને તેથી આંખમાંથી પાણી નીકળી પડતું, એટલામાં કમલિની ગાડીમાંથી ઉતરીને આવી.

" બહેન, ધકકો પડયો, શેઠાણીનો મેળાપ થયો પણ કુમુદની બાતમી ન મળી. મને તો લાગે છે કે તેનું દર્શન દુર્લભ છે. પ્રભુ, તારો શો અપરાધ કર્યો છે ! "

" દુર્લભ છે?" લિલિ બોલી ઉઠી, " દુર્લભ શામાટે ? આખું જગત ઉધું છતું કરીશ પણ કુમુદને શોધી લાવીશ. આ જગતમાંથી જતી તો નથી રહીને ? કોઇ પણ જગ્યાએ છે તો ખરી ને ? તો પછી કેમ ન મળે ? "

સુમંતરાયની એક પુત્રી વિષે કંઇ ગૂઢ છે એવો અલક કિશોરીને આછો આભાસ થયો હતો પણ તે સર્વ હકીકત જાણતાં નહતાં. પૂર્વે તે શિક્ષિકા તરીકે હતાં ત્યારે કુમદ સંબંધી સામાન્ય પણે નીકળેલા શબ્દો તેમને કાને અથડાયા હતા અને લગ્ન થયા પછી એક વખત એ વિષે સુમંતરાયને તેમણે પુછ્યું પણ હતું. પરંતુ તેમણે તે તરફ કંઇ જ લક્ષ આપ્યું નહતું. એ સર્વ વાત અલકકિશોરીએ આ વખતે કમલિનીને કહી ત્યારે તે બોલીઃ—

" તમને દાદાએ કંઇ જ કહ્યું નથી ? નવાઇ જેવું ત્યારે તો ! "

" એમાં નવાઇ જેવું શું છે ? " લિલિએ વચ્ચે કહ્યું, " હું પણ બીજા આગળ કુમુદની વાત કરી શકિા નથી. આપણે વાત કરીએ અને લોક મોં મરડે ! દાક્તરને સુદ્ધાં એ વાત મેં જણાવી નથી. ઠીક યાદ આવ્યું બહેન, સેનેટોરમાં મેં તને કાગળ બતાવ્યો હતો તે યાદ છે ? "

" સારી રીતે. એ વાત ભૂલાય તેમ નથી. જ્યારથી એ કાગળ દૃષ્ટિએ પડયો છે ત્યારથી હું એવા ગોટાળામાં પડી છું કે કંઇ નિર્ણય થઇ શકતો નથી.

" કદાચિત્ દાદાએ એ પત્ર ગુસ્સામાં ફાડી નાખેલો હશે ! પણ પત્ર તારા નામપર હતો કે ? "

" હું શી રીતે કહી શકું ? મારા મનથી ખુલાસો થયો નહિ ત્યારે દાદા પર પત્ર મોકલી જોયો. પણ તેમનો વળતી જ ટપાલે જવાબ આવ્યો કે, એવો કોઇ પત્ર પોતે જોયો સુદ્ધાં નથી. મારૂં મન તો એમ જ માની બેઠું છે કે કુમુદ મળવી દુર્લભ છે. "

" બ્હેન, તું ગાંડી છે. તે જીવે છે કે મરી ગઇ એટલું તો સમજાવું જ જોઇએ."

લિલિને લાગતું કે, આરંભમાં અમંગળ કલ્પના કરવી તે ઘેલછાનું જ એક લક્ષણ છે. કમલિનીએ આરંભથી અંત પર્યંતની સર્વ હકીકત અલકકિશોરીને કહી. એ વાત કરવામાં આ વખતે સુદ્ધાં કમલિનીએ પોતાને પડેલા સ્વપ્નનું કથન કર્યું હતું. એથી લિલિ તેને બનાવવા લાગી.

" બ્હેન, કોઇ તો કહેશે કે તું એંસી વર્ષની ડોસી છું. હજુ તારી ટેવ કોણ જાણે કેમ જતી નથી! જ્યાં ત્યાં તારૂં સ્વપ્ન તો ખરૂં જ!"

" તું હસ, મશ્કરી કર, ગાંડી ગણ; પણ એટલી વાત તો ખરી છે કે, સ્વપ્ન આવ્યું ત્યારથી કુમુદની કંઇ પણ હકીકત મળતી બંધ થઇ ગઇ છે. જ્યારે કુમુદને આ આંખોએ જીવતી જાગતી જોઇશ ત્યારે જ સ્વપ્ન ભૂલાશે. ત્યાં સુધી નહિ ભૂલાય, તારે કહેવું હોય તે કહે."

" સારૂં સારૂં." એમ કહી લિલિ ઉભી થઇ ગઈ. તેને ગાડીમાં બેસી બહાર જવું હતું તેથી ભાઇને પાળણામાં સૂવાડી સાડી પહેરવા તે મેડે ગઇ. તેના ગયા પછી કમલિનીએ અલકકિશોરીને કહ્યું; " જીજી, લિલિ મશ્કરી કરે છે. ભલે કરે. પણ હું તમને કહું છું કે, ત્રણ ચાર વખત એવાં એવાં સ્વપ્ન મને આવ્યાં છે અને તે સર્વ ખરાં પડયાં છે."

" કુમુદના સંબંધી એવું જ સ્વપ્ન આવ્યું છે ?"

" હા, તે વખતે દાદાને ઇનામદારી મળેલી નહતી. કેવું ભયંકર સ્વપ્ન ? એ ઉપરથી મને લાગ્યું છે કે, કુમુદ આ લોકમાં નથી. કુમુદને શોધવાનો વિચાર આવતાં જ એ સ્વપ્નનું સ્મરણ થઇ આવે છે."

"સ્વપ્ન કેવું હતું ?"

"એ સ્વપ્નામાં લિલિના પતિ–હસમુખરાયનો વિશેષ સંબંધ છે અને તે અતિ ભયંકર પ્રકારનો છે. વધારે મારાથી કહેવાતું નથી. ફક્ત તેમાં કુમુદ મૃત્યુ પામી અને તેના કારણભૂત હસમુખરાય છે. નિદાન એમાં કોઈપણ પ્રકારે એમનો ભાગ છે એવું મને જણાયું હતું."

અલકકિશોરી ધર્મ ઘેલાં નહતાં. તે સુધરેલાં ગણાતા હતાં. તેમણે સ્વપ્ન મિથ્યા માન્યું. તથાપિ કમલિનીના વદનપર ઉપસી આવતી ભીતિ, શબ્દ ગાંભીર્ય અને પ્રસંગ તે સાચું હોય એવો ભાસ ઉત્પન્ન કરાવવા લાગ્યાં. એક ક્ષણે તેમનું શરીર પણ એથી કંપી ઉઠ્યું.

"તે વખતે લિલિનું લગ્ન થયું નહતું." કમલિની કહેવા લાગી; પણ હસમુખરાય હમેશાં આવતા હતા તેથી જ કદાચ સ્વપ્નમાં તે જણાયા હશે. એકાદ વખત લાગે છે કે એ એક પ્રકારનો યોગાયોગ હોવો જોઈએ; તથાપિ સ્વપ્નમાં હસમુખરાયની જે ભયંકરતા જણાઈ તેની અસર ચિત્તમાંથી જતી નથી. તેજ વખતથી તે દાક્તાર નહિ પણ દૈત્ય જેવા લાગે છે. ભલે, તમે કહો કે મારૂં મન વિચિત્ર છે. પણ મને લાગે છે તે કહું છું."

"પણ કુમુદ હસમુખરાયને ઓળખતી હતી કે?"

"બીલકુલ નહિ અને તેથી જ ચમત્કાર જેવું લાગે છે. મેં એક વખત લિલિને સુદ્ધાં એ વાત કહી હતી. પણ તે ભુલી ગઇ હશે. તેનું લગ્ન થતા પહેલાંની વાત છે."

"એક વખત એ સ્વપ્ન પુરેપુરૂં સાંભળવા દો. સ્વપ્નપર મારો ભરોંસો નથી, હું માનું છું કે એ તો મનની કલ્પના છે; પરંતુ તમારૂં સ્વપ્ન સાંભળવાની મારી પ્રબળ ઇચ્છા છે."

"એ સ્વપ્ન કોઇને કહ્યું નથી અને તમને પણ નથી કહેતી. હસમુખરાય જેવા માણસના હાથે એવું કરપીણ કૃત્ય ! ...ભ... ગાંડી કહો, બાવરી કહો, અક્કલ વગરની કહો, ગમે તેમ કહો પણ—"

એટલામાં પાળણામાં સૂતેલા બાળકે રડવા માંડયાથી અલક-કિશોરી ત્યાં ગયાં અને વાત અટકી.

થોડીવારે ઇનામદારના મુંબઈના સોલીસીટર આવીને દાખલ થયા. તેમણે " ઇનામદાર સાહેબે એક મૃત્યુપત્ર કરી નોંધવા સારૂ અમારે હવાલે કર્યું હતું. તેમાં લખ્યા પ્રમાણે વ્યવસ્થાનું કામ મારે કરવાનું છે. " એમ કહી ખીસામાંથી એક લાંબો કાગળ કહાડી સર્વને વાંચી સંભળાવ્યો. એ મૃત્યુપત્રથી તેમણે ઠરાવ્યું હતું કે કમલિનીને હયાતી સુધી દરવર્ષે બારસો રૂપીયા આપવા, વિમલાના લગ્ન માટે દસહજાર અને વસ્ત્ર વગેરે માટે પાંચ હજાર મળી પંદર હજાર જુદા રાખવા, કુમુદ મળી આવે તો તેને સારૂ પાંચ હજારની ગોઠવણ કરવી. અને લિલિ માટે? લિલિ માટે તેમણે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો હતો કે તેણે અપમાન કર્યું છે, પોતાની આજ્ઞાનું ઉલંઘન કર્યું છે માટે કંઇ ન આપવું. અલકકિશોરી ગર્ભવતી છે તેને જો પુત્ર થાય તો ઠીક છે; નહિતો દરસાલ પાંચ હજાર આપવા.

એ પછી બીજો એક કાગળ કહાડી સોલીસીટરે કહ્યું, " ચંદ્ર-ભાગા બાઇએ પણ પોતાની મીલકતની વ્યવસ્થા કરવાનું ઠરાવી પાંચ હજાર કમલિનીને અને પાંચ હજાર વિમલાને આપવા જણાવ્યું છે. બાકીની મીલકત તેમની પુત્રીઓ વચ્ચે વહેંચી આપવાની છે."

પિતાએ કંઇ નહિ આપવાનું ઠરાવ્યું હતું તથા દાદીમાએ પોતાનું સ્મરણ સુદ્ધાં કર્યું નહતું તેથી લિલિને ઘણું માઠું લાગ્યું. તેને એક ક્ષણ પણ મુંબઇમાં રહેવું ઠીક ન લાગ્યું. અલકકિશોરીએ પુષ્કળ આગ્રહ કર્યો પણ તેણે નજ માન્યું. છેવટે કમલિનીએ પણ તેને એકલી જવા દેવાનું અયોગ્ય માન્યું. વિમલાને સાથે લઇ જવાની તેની ઇચ્છા હતી. મૃત્યુપત્રથી વિમલાને અલકકિશોરીના વાલીપણામાં મુકી હતી એટલે તેમની સંમત્તિની આવશ્યકતા હતી. બ્હીતાં બ્હીતાં કમલિનીએ પોતાની ઇચ્છા વ્યક્ત કરી અને અલક-કિશોરીએ તે સ્વીકારી.

તે ત્રણ અને ચોથી શારદા આગગાડીના ડબામાં બેઠાં પણ લિલિએ ખૂણો પકડયો તે છોડયો જ નહિ. તેને રોષ ચઢયો હતો. થોડીવારે તેણે કમલિનીને કહ્યું; "પેલો કાગળ તેં દાદાપર મોકલ્યો પણ મને કેમ ન પુછ્યું. બધાંએ સરખાં છો ને? મારી કોને પડી છે?" એમ કહીને તે રડવા લાગી.

"તને કેમ ન પુછ્યું તે માટે હવે શું કહું?" કમલિનીએ તેને શાંત થવા વિનંતિ કરતાં કહ્યું, "જે બનવાનું હતું તે બની ગયું. એ માટે શો ઉપાય છે? કુમુદ વિષે વાત કરવી ગમતી નથી. વળી એ પત્રથી કંઇ સમજાયું નહિ એટલે મને લાગ્યું કે એમાં શું પુછવું છે?"

ચારે સૈનેશ્વરમાં આવી પહોંચી. પ્રથમ હસમુખરાયનું મકાન આવતાં લિલિ ઉતરી પડી અને બાકીની ત્રણે નર્મદાકુંજ તરફ ગઇ.

આ વખતે રાતના આઠ વાગ્યા હતા. હસમુખરાય ઘરમાં જ હતા. તેમણે પત્નીનું પ્રેમપૂર્વક સ્વાગત કરીને કહ્યું; "હું નહોતો જાણતો કે મુંબઇ જતાં આવતાં વીસ બાવીસ દિવસ થાય છે. એટલા દિવસમાં મેં પૃથ્વીની પ્રદક્ષિણા કરી હોત. તારી પાણીની માફક રાહ જોયા કરૂં છું. એક એક દિવસ એક એક યુગ જેવો લાગ્યો મને તો."

પછી લિલિએ સર્વ હકીકત કહી અને મોઘમ જણાવ્યું કે તેમણે પોતાની મિલકતની વ્યવસ્થા માટે મૃત્યુ પત્ર કરી રાખેલાં છે. આ સાંભળી હસમુખરાયે કહ્યું:-

"એમ? ત્યારે તું હવે શ્રીમંત બની હોઇશ! અમારા જેવા ગરીબ ઉપર મહેરબાની રહેશે ને? તને શું મળ્યું છે? વીસ પચીસ હજાર હશે જ?"

"સાચું કહું? બન્નેએ મને કંઇ આપ્યું નથી. બન્ને પ્રથમથી મારા પ્રત્યે નાખૂશ હતાં. પરંતુ અન્ય સર્વને ઓછુંવત્તું આપ્યા છતાં મને તદ્દન બાકી રાખી તેથી માઠું લાગે છે."

"માઠું લગાડવાથી શો લાભ ? પ્રાપ્ત સ્થીતિમાં આનંદ માનવો."

આંખોમાં પાણી ભરાઇ આવવાથી લિલિ અંદર ગઇ પણ દાક્તર બારી આગળ ઉભા 'રહ્યા હતા. તેમના વદન ઉપર સુદ્ધાં ખેદની છાયા દેખાવા લાગી. દુઃખથી કે પૂર્વના કોઇ સ્મરણથી ? કેટલીક વાર સુધી તે જેમના તેમ ઉભા રહ્યા હતા. લિલિએ કહેલી હકીકતથી તે વિચાર વમળમાં પડયા હતા. તેમને આશા હતી કે તે સારા પૈસા લાવશે અને કરજનો નીકાલ થઈ જશે. પણ નિરાશા મળી એટલે શું કરે ? વિચાર તંદ્રામાંથી જાગ્રત થઇ થોડી વારે તેમણે દૃષ્ટિ ઉંચી કરી.

ઉંચે જોયું પણ દૃષ્ટિએ શું પડયું ? સામે એક બારી હતી. અને તેનાં બન્ને બારણાં બંધ હતાં. બહારની બાજુ ઉભું ઉભું ફાટમાંથી કોઇ જોતું હોય તેમ લાગ્યું. તેમણે સહજ બારિકીથી જોયું તો પૂર્વે દીઠેલો ભયંકર ચહેરો–કુંદનની ઓરડી આગળ દૃષ્ટિએ પડેલો અને સુમંતરાયના બંગલા આગળ નજરે ચઢેલો ચહેરો પુનઃ ફાટને નાક લગાડી પોતા તરફ જોતો જણાયો.

હસમુખરાય ગભરાટથી પાણી પાણી થઇ ગયા. સર્વાંગ થર-થર કંપી ઉઠયું અને ક્ષણ માત્રમાં ચીસ પડાઇ ગઇ ! ભૂત !



# તૃતીય ખંડ.

## પ્રકરણ ૧ લું.

### દુર્ગાનો દીકરો ?

ગત પ્રકરણોમાં કહેલ હકીકતને સાત વર્ષ થઇ ગયાં છે. એટલા સમયમાં આપણી કથામાં કંઇ વિશેષ પ્રકાર બન્યો નથી. નર્મદાકુંજમાં માત્ર ઘણું પરિવર્તન થયું હતું. બંગલા, દુકાનો, બાગબગીચા, દેવાલય, વગેરે વિશેષ પ્રમાણમાં બંધાયાં હતાં અને તેથી તેને મહત્વ પ્રાપ્ત થયું હતું.

આટલા કાળ દરમીયાન કમલિનીની વૃત્તિમાં વિશેષ ફરક પડયો નહતો. ગૃહ વ્યવહાર તથા તેને અંગભૂત અન્ય જવાબદારીથી તે મુક્ત થઈ હતી; પરંતુ કુમુદ વિષે તેને જે ચટકો લાગેલો હતો તે લેશ માત્ર ઘટયો ન હતો. તેણે પુષ્કળ પ્રયત્ન કર્યો, અનેક સ્થળે મુદ્દામ તપાસ કરાવી, પત્રો લખ્યા પણ નામ કે નિશાન કંઇ જ ન મળ્યું. તેની પ્રથમથી ખાત્રી થઇ ગઇ હતી કે બહેનનું મુખ હવે જોવા નહિ મળે, પણ અંતકાળ વખતે પિતાએ કરેલી આજ્ઞા પ્રમાણે જીવન પર્યંત શોધ કરવાની પોતાની ફરજનો તે વિચાર કર્યા કરતી હતી. સર્વ બાજુથી નિરાશા મળવા છતાં કોઇ કોઇ વખત તેને એમ પણ લાગતું કે, આજ નહિ તો કાલે, કાલે નહિ તો પરમ દીવસે, વરસે બે વરસે કદાચ મળી પણ આવે.

આ સાત વર્ષમાં લિલિના વર્તનમાં ઘણો ફેરફાર થયો હતો. વૃદ્ધ સસરાનો સ્વર્ગવાસ થવાથી હવે હસમુખરાય શ્રીમંત બન્યા હતા. પ્રથમ પ્રથમ લિલિને લાગતું કે, હસમુખરાયનો પ્રેમ અકૃતિમ છે, પરંતુ હવે તેમના લહેરી અને મોજીલા સ્વભાવથી તેમના એક પત્નીત્વ વિષે શંકા થવા લાગી હતી. તેમાં વળી હસમુખરાય

સંબંધી બીજી કેટલીક ઉડતી વાતોએ તેનું ચિત્ત ક્ષુબ્ધ બનાવી દીધું હતું. કદાચ એકાદ બાળક હોત તો તેનું લક્ષ એ તરફ ન ગયું હોત; પરંતુ એક બાળક થયા છતાં તે બાળપણમાં જ મૃત્યુ-વશ થયું હતું. એ પછી તેને બીજું બાળક થયું નહતું. હસમુખ-રાયને ઘરમાં વખત જવા જેવો બીજો કોઇ માર્ગ મલતો નહતો તેથી તે ઘણો ખરો વખત બહાર ફરવામાં ગાળતા હતા. એ સ્થિતિએ લિલિના સંશયને મજબૂત બનાવ્યો. તેને જીવન દુઃખી લાગ્યું. કૃત કર્મનો હવે તેને પશ્ચાત્તાપ થયો.

આ તરફ સુરેંદ્રની સ્થિતિમાં પણ પુષ્કળ તફાવત પડયો હતો. તેમનો ધંધો પ્રબળ થતો ગયો અને પછી પછી તો શ્રીમંતો તથા અધિકારીઓને સુદ્ધાં તે પ્રિય થઇ પડયા. સરકાર તરફથી તેમને રાવ બહાદુરનો ખીતાબ મળ્યો; એટલુંજ નહિ પણ એક દેશી રાજા તરફથી તેમને વાર્ષિક નીમણૂક મળવા લાગી. આખા મુંબ-ઇમાં સુરેંદ્રનું નામ પ્રસિદ્ધ થઇ ગયું. કાલબાદેવી રસ્તાપરનું મકાન છોડી દઇ તે હવે મહાલક્ષ્મી તરફ એક હવાશીર અને ઝમકદાર બંગલામાં રહેતા હતા. તેમનો પુત્ર ગજેંદ્ર મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરતો હતો. આ વખતે તેની ઉમર બાવીસ તેવીસ વર્ષની હતી. મૂળમાં તે સભ્ય, ચપળ, ચાલાક, ચબરાક, નીડર અને દેખાવમાં આકર્ષક હતો અને તેમાં પિતાની પ્રસિદ્ધિ ભારે હતી તેથી અનેક મોટાં મોટાં કુટુંબો તરફથી તેના લગ્ન માટે માગણીયો આવતી; પરંતુ ગજેંદ્રનો પ્રેમ વિમલા તરફ હતો. વિમલાની ઉમર લગ્ન યોગ્ય થઇ ચુકી હતી. બાળપણમાં સૌનેશ્વરના નિવાસ દરમીયાન પરસ્પર સારો પરિચય થયો હતો; તેમાં પાછા સુમંતરાયના મૃત્યુ પછી કમલિનીની ભલામણથી તે અલકકિશોરીના કુટુંબી દાક્તર બન્યા હતા. આથી મુંબઈ આવ્યા પછી ગજેંદ્ર અને વિમલાનો સંબંધ ઘટ્ટ થતો ગયો. રોજ સવારે કે સાંજે ગજેંદ્ર એક વખત ચોપાટી તરફ જતો. ઉભયની અજ્ઞાન સ્થિતિમાં પ્રેમ અંકૂર ફૂટયો

હતો. અલકકિશોરી ચાણાક્ષ હોવાથી આ વસ્તુસ્થિતિ તે ઓળખી ગયાં. કેટલાક દિવસ પસાર થવા દઇ પોતાની સમજની તેમણે ખાત્રી કરી લઇ તાર કરી કમલિનીને બોલાવી અને સર્વ હકીકત કહી સંભળાવી. ઉભય વચ્ચે કેટલીક સલાહ મસલત થયા પછી ઠર્યું કે, એમાં ફેરફાર કરવો યોગ્ય નથી, દૈવેચ્છાથી જે બનતું હોય તે ખરૂં, ઉભય સમાનશીલ છે, ઘરની સ્થિતિ ઉત્તમ છે, રાજદરબાર સર્વત્ર માનનીય છે અને ઘર ખોળવા જઇએ તો ન મળે. આ નિર્ણય થયો તેટલામાં અચાનક સુરેંદ્ર અને ગજેંદ્ર પણ ત્યાં આવ્યા. પછી સર્વ ખુલાસો થયો અને વાક્ નિશ્ચય કરવામાં આવ્યો. હવે માત્ર સારૂં મુહુર્ત જોઇ લગ્ન કરવાનું બાકી રહ્યું. વિપિન ત્યાં આગળ રમ્યા કરતો હતો. વાક્ નિશ્ચયના ગોળધાણા આવેલા જોઈ તેને મઝા પડી. તે વિમલા અને ગજેંદ્ર તરફ જોતો જોતો પેટ પકડીને હસવા લાગ્યો.

વાચક, કુંદનના મૃત્યુને આશરે આઠ વર્ષ થઇ ગયાં હતાં. અને તેટલા કાળમાં તેની સત્ય સ્થિતિનો અંશપણ આપણા જાણવામાં આવ્યો નથી. પરંતુ તેના બાળકની સ્થિતિ વિષે જીજ્ઞાસા થઇ હશે જ.

તે છોકરાને આઠમું પુરૂ થઇ નવમું વર્ષ શરૂ થયું હતું; પરંતુ તેની પ્રકૃતિ નાજૂક અને અશક્ત હોવાથી જોનારને તે સાત વર્ષ જેટલો પણ નહોતો લાગતો. કુંદનના મૃત્યુ વિષેના કંઇ જ સમાચાર દુર્ગાબાઇને મળ્યા નહતા. બાળકને પોતે લઇ આવી પણ આટલા વર્ષમાં તેનો પત્ર નથી કે કંઇ નથી તેનું કારણ તે સમજી શકી નહતી. તેણે આટલાં વર્ષ જવા છતાં ખબર નહિ મળવાથી જાતે સૈનેશ્વર જવાનો નિશ્ચય કર્યો અને છોકરાને લઇ સૈનેશ્વર આવવા નીકળી. દૈવયોગે જીવકોર દાયણ કંઇ કામ નિમિત્તે તે દિવસે સ્ટેશન ઉપર ગઇ હતી. તે બન્ને એક જ ગાડીમાં બેસી ગામમાં આવી. કુંદનને ભૂલથી ઝેરી દવા અપાઇ અને તે મરી ગઇ તથા ત્યાર પછી

જે કંઇ થયું તે સર્વ હકીકત જીવકોરે કહી. દુર્ગાબાઇ એ સર્વ સાંભળીને દિલગીર થઇ.

ગામમાં આવ્યા પછી કુંદન જે ઘરમાં રહી હતી તે ઘરમાં રહેવાનો દુર્ગાબાઇનો વિચાર હતો પણ તે ઘર ખાલી નહતું તેથી બીજું એક સારૂ હવા અજવાળાવાળું મકાન ભાડે રાખી તેમાં તે છોકરા સાથે રહી.

બે ચાર દિવસ પછી એક દિવસ જીવકોર તે ઘર આગળ થઇને જતી હતી તેને દુર્ગાબાઇએ બોલાવીને કહ્યું; "જીવકોર, સહજ બજારમાં જવું છે, ત્યાં સુધી અહીં ના બેસો? છોકરો સુઇ રહ્યો છે." જીવકોરે બેસવાનું કબુલ કર્યું અને દુર્ગાબાઇ બહાર ગઈ. એટલામાં શારદા ત્યાં થઇને જતી હતી. મુંબઇથી તેને તથા કમલિનીને આવે પંદર દિવસ થયા હતા. જીવકોર ઓસરીમાં જ બેઠેલી હતી. તેને જોઇ શારદાએ કહ્યું; "જીવકોર, અહીં ક્યાંથી? અહીં કોણ રહે છે?" ત્યારે જીવકોરે કહ્યું, "બે ચાર દિવસ પર સ્ટેશને ગઇ હતી ત્યાંથી પેલી બાઇનો સંગાથ થયો. કુંદન શાથી મરી ગઇ તેનો તપાસ કરવા આવી હોય એમ લાગે છે. પુછી પુછીને મારો જીવ ખાઇ નાખ્યો! તે મને પુછતી હતી કે એ બધી હકીકત કોઇ પેપરમાં છપાઇ છે કે નહિ? તેનો એક છોકરો છે. તદન અશક્ત અને નિર્માલ્ય જેવો છે. જો આ રહ્યો."

શારદા જીવકોર સાથે અંદર ગઇ. પેલો સુતેલો છોકરો તેણે જોયો. તેનું મુખ જોતાં જ શારદાને આશ્ચર્ય થયું. તેને કોઇપણ ઓળખીતા માણસના ચહેરાને આબેહુબ મળતો ચહેરો લાગ્યો. પુનઃ પુનઃ તે તે છોકરા તરફ જોવા લાગી.

પછી શારદા પોતાના કામે ચાલી ગઇ. ત્યાંથી પાછી ફરી તે વખતે તેણે જોયું તો જીવકોરને બદલે બીજી કોઈ બાઇ બેઠેલી જણાઈ. શારદાએ જીવકોરે કેટલીક આપેલી માહિતી પરથી તરત તેને ઓળખી લીધી. તેણે સ્વાભાવિક પ્રશ્ન કર્યો કે;" કુંદ-

નનું બાળક તમે જ લઇ ગયાં હતાં ને? " દુર્ગાબાઇએ કહ્યું; " બહેન, હા, પણ હું કોણ છું, કેમ આવી છું વગેરે કોઇને કહેશો નહિ. કારણ કે કુંદન કોણ હતી, ક્યાંની હતી તે વિષે કોઇને કંઇ ખબર નથી એટલે લોકો મારી પાસે આવી મને પુછીને કાયર કરી નાખશે, તેથી કહું છું." શારદાએ એ વાત કબુલ કરી બાળકની ખબર પુછી ત્યારે તેણે જણાવ્યું કે " તે મરી ગયો છે. જો હોત તો આજે નવ વર્ષનો થયો હોત. આ તો મારો છે. સાતમું વર્ષ જાય છે. "

શારદાએ પુનઃ તે છોકરાના મુખ તરફ જોઇ કહ્યું;

" જાણે કોઇ ઓળખીતા માણસનો ચહેરો હોય, એમ લાગ્યા કરે છે; પણ તેનું નામ લક્ષમાં નથી આવતું." પછી ઉપકાર કરતાં આ વિશેષ માહિતી આપી શકશે એમ ધારી દુર્ગાબાઇએ કુંદનના મૃત્યુ વિષે ઝીણી ઝીણી વાતો પુછવા માંડી. કુંદનને દવા આપવા ક્યા દાક્તર આવતા હતા, તે સંભવિત હતા કે લુચ્ચા હતા, તેમનું લગ્ન થયેલું હતું કે નહિ, બે દાક્તર કેમ આવતા હતા, કેટલા દિવસથી આવતા હતા, બાળકને લઇ ગયા પછી કેટલા દિવસે મરણ થયું વગેરે પ્રશ્ન કરી જોયા. તેણે પણ પોતે જાણતી હતી તે પ્રમાણે સરળ જવાબ આપ્યા એથી દુર્ગાબાઇની ઉત્કંઠા વધી. તેણે તેને આગ્રહ પૂર્વક આજનો દિવસ પોતાને ત્યાં રહેવા કહ્યું પણ આજે વખત નથી, જરૂરી કામ માટે નીકળી હતી તેથી ઘેર મારી રાહ જોવાતી હશે, ફુરસદે જરૂર આવીશ એમ કહી તે ત્યાંથી ગઇ.

શારદા ઝપાટાબંધ જતી હતી પણ તેના મસ્તકમાં અનેક વિચાર ઘોળાતા હતા. ' દુર્ગાબાઇ ભલે કહે, પણ છોકરો તેનો ન હોય, માન ન માન પણ કુંદનનું જે બાળક તે લઇ ગઇ હતી તે જ છે. દેખાવમાં જોઇએ તેટલું આકર્ષક જણાતું નથી પણ બાળક તો તે જ છે.' આ વિચાર આવ્યો ન આવ્યો અને પુનઃ તે મનમાં બોલી, ' કદાચિત્ કુંદનનો ન પણ હોય, તેના મુખમાં અને છોક-

રાના મુખમાં કોઇ પ્રકારનું સરખાપણું જણાતું નથી. ' એટલામાં લિલિ હાઉસ આગળ આવી પહોંચતાં તેના મગજમાં સ્વચ્છ પ્રકાશ પડયો. જે માણસના મુખ જેવું તે મુખ લાગતું હતું તે માણસનું તેને સ્મરણ થયું, તેના હૃદયમાં એકાએક આંચકો લાગ્યા જેવું થયું. તે બોલી ઉઠી, " પણ એમ શી રીતે બને ? "

જીવકોરને જતી વખતે દુર્ગાબાઇએ કહ્યું હતું કે છોકરો માંદો છે. ઘૂંટણ ફૂલી ગયા છે અને પગે સોજા પણ ચડયા છે તેથી અત્યંત અશક્ત થઈ ગયો છે માટે કોઇ ઓળખાણનો સારો દાક્તર હોય તેને મોકલશો તો ઠીક થશે. આથી જીવકોર સંધ્યાકાળે હસમુખરાયને ઘેર ગઇ હતી પણ તે વખતે તે ઘેર નહતા. આજે સૈનેશ્વરમાં એક પ્રચંડ જાહેર સભા ભરાઇ હતી. નર્મદા કીનારે નીલકંઠેશ્વરનું પુરાણુ પ્રસિદ્ધ દેવાલય હતું તે તૂટી પડવાની સ્થિતિમાં આવી લાગ્યું હતું તેથી તેનો જીર્ણોદ્ધાર કરવાની ધારણાથી ફંડ એકત્ર કરવા તથા સરકાર વગેરેની મદદ મેળવવાનો ઉદ્દેશ હતો. પ્રમુખ સ્થાન હસમુખરાયને મળેલું હતું. હસમુખરાયનો સ્વભાવ એકાકી હોવાથી તેમને સમૂહમાં જવું ગમતું નહતું પણ આ વખતે તેમણે આવું સ્થાન સ્વીકાર્યું હતું તેથી આશ્ચર્ય થતું હતું. ગમે તેમ હો પણ તેમણે સ્વીકારેલું કામ યથાસ્થિત પાર પાડયું. તેમનું ભાષણ પ્રૌઢ અને સદ્ વિચારથી ઓતપ્રોત થયેલું ગણાયું. જન સમૂહે વાહ વાહ કહી ગુણાનુવાદ ગાયો, અને સભા બરખાસ્ત થયા પછી ઘેર જતાં જતાં હસમુખરાયના મનમાં અનેક પ્રકારના વિચાર તરંગ ઉદ્દભવ્યા. તેમને લાગ્યું કે, ધંધા માટે આ ગામ કરતાં મુંબઇ સારૂ. ત્યાં જઈને રહીશું તો પ્રસિદ્ધિ મળશે, પૈસાની રેલમછેલ થશે, શ્રીમંત લોકો સાથે સંબંધમાં અવાશે અને વિદ્વાનોનો લાભ લેવાશે. આ ભીખારી ગામમાં પડયા પડયા સડી જવું તેના કરતાં મુંબઇમાં નશીબનો પાસો નાખી જોવો એજ ઉત્તમ. કલ્પના તરંગમાં તરતા તરતા તે ઘેર આવી પહોંચ્યા. જીવકોર તેમની પ્રતીક્ષા

કરતી બેસી રહી હતી. તેણે કહ્યું; 'એક દુર્ગાબાઇ નામની પરદેશી સ્ત્રી.........ઘરમાં રહે છે, તેને એક સાત વર્ષનો છોકરો છે, તે માંદો છે તેથી બાઇએ આપને બોલાવ્યા છે. કાલે બાલે ફૂરસદ મેળવીને ત્યાં જઈ આવશો તો ગરીબનો આશીર્વાદ મળશે!' હસમુખરાયે 'ઠીક' કહ્યું અને જીવકોર પોતાને રસ્તે ગઇ.

બીજે દિવસે સવારે હસમુખરાય દરદીઓ તરફ જવા નીકળ્યા. દુર્ગાબાઇનું ઘર રસ્તામાં આવતું હતું. તે સીધા તે તરફ ગયા, ઓરડામાં પલંગડી પર એક છોકરો બેસી રહેલો જણાયો. તેની પાસે પાંચ સાત લાકડાનાં પૂતળાં અને બીજાં રમકડાં પડેલાં હતાં. તેની સાથે તે રમ્યા કરતો હતો. હસમુખરાયે અંદર જઇ કહ્યું; "કેમરે, તું માંદો......"

હસમુખરાયના મુખમાંથી આટલા શબ્દ નીકળતાં છોકરાએ તેમના મોં સામે જોયું. હસમુખરાય દિઙ્મૂઢ બની છોકરાના મુખ તરફ એકી ટશે જોવા લાગ્યા. શારદાની માફક તેમને પણ મુખમાં કંઇ સામ્યતા જણાઈ હશે? ગમે તેમ હો, પણ એટલું ખરૂં હતું કે તે તેના તરફ જોઈને સજ્જડ થઇ ગયા હતા. રસોડામા બેઠી બેઠી દુર્ગાબાઇ આ પ્રકાર જોઇ રહી હતી. થોડીવારે બાઇ તરફ લક્ષ જતાં હસમુખરાય શુદ્ધિપર આવ્યા.

"મારા મનમાં કે કોણ એ બોલ્યું? દાક્તર આવવાના હતા તે આપ જ કે?" દુર્ગાએ બેઠાં બેઠાં કહ્યું.

"હા, હું જ." એટલો ઉત્તર આપી તે દુર્ગાબાઇનું નીરિક્ષણ કરવા લાગ્યા. દાક્તર ચમત્કારિક દૃષ્ટિથી છોકરા તરફ જોઇ રહ્યા હતા તે પરથી દુર્ગાબાઇએ ધાર્યું કે તેની અશક્તિ ધ્યાન ખેંચી રહી હશે. તેણે કહ્યું:—

"ખરૂં છે, બહુ જ અશક્ત છે. દાક્તર, એથી જ તમને આશ્ચર્ય થયું ને?"

" એ તો ઠીક છે ! અશક્તિને લીધે નહિ. એને જોતાં મને કોઇ યાદ આવે છે, એનું નામ શું ?"

" માધવ ! "

" કયે ગામથી તમે એને લઇને આવ્યાં છો ?"

દુર્ગાબાઇનું બોલવું એક ઘાને બે ટૂકડા જેવું હતું. તેનો દેહ-સ્વભાવ જ એવો હતો. તેણે કહ્યું:—

" લોકોને કોણ જાણે પારકાંની પંચાત કરવાની શી ટેવ હશે દાક્તર, હું તમને કંઇ નથી કહેતી. બધાંને એવી ટેવ હોય છે. અમે અમદાવાદથી આવ્યાં છીએ, સમજ્યા ? એની બાલ્યાવસ્થા બધી ત્યાં જ ગઇ છે. મારો એ છેવટનો છોકરો છે. એકનો એક છે. છોકરાં ઘણાં થયાં પણ બધાંને બાળપણમાં જ પરમેશ્વરે લઇ લીધાં. આ છોકરા માટે માધવતીર્થે સ્વામીએ જીવનેશ્વર મહાદેવની બાધા આપી હતી. "

" ત્યારે બાધા કરી હશે ? ખરચ બહુ થયો હશે. "

" થોડો અને ઘણો, નકામી પંચાત કરે છે તે આનું નામ. કેટલો ખરચ થયો તે હું જાણું. હું નકામો ખરચ કરૂં તેવી નથી હોં, દાક્તર ? પાંચ વર્ષનો થયો ત્યાં સુધી કંઇએ કર્યું ન હતું અને પછી સ્વામીને પગે પડી ફૂલ નહિ ને ફૂલની પાંખડી અર્પણ કરી. સ્વામી પૈસાના લાલચુ નથી. "

" એનો જન્મ અમદાવાદમાં જ થયો હતો ?" હસમુખરાયે હસી પડી પુછ્યું.

" વળી પાછું એ જ. અમદાવાદ હશે કે સુરત હશે તેની શી જરૂર છે. એટલી બધી રજે રજની માહિતી મેળવ્યા સિવાય દવા ન અપાતી હોય તો આવ્યા તેવા પાછા સીધાવો. બીજાને બોલાવીશ મારી મેળે." કંટાળો આવવાથી દુર્ગાએ છેવટનું સંભળાવી દીધું. પોતાની ખાનગી બાબતમાં દાક્તરને મન ઘાલતા જોઇ તેને ગુસ્સો આવ્યો.

" બાઈ, ગુસ્સે ન થશો." દાક્તરે શાંતપણે કહ્યું; " કેટલીક વખત રોગી કયા પ્રદેશમાં રહેતો હતો, જન્મભૂમિ કઈ એ સર્વ સમજી લેવાથી દવા કરવામાં ઘણી મદદ મળે છે. અમે ખાલી પ્રશ્ન કરતા નથી. ભલે, પણ એને શું થયું છે તે જોવા દો."

દુર્ગાબાઈએ ઘૂંટણ ઉપર બાંધેલા પાટા છોડી નાખ્યા. દાક્તર ઘૂંટણ જોવા નીચા નમ્યા પણ તેમની દૃષ્ટિ મુખ તરફ ચોંટી રહી હતી. મુખમાં વિશેષ પ્રકાર ન હતો પણ ફક્ત ચક્ષુ સર્વ લક્ષ ખેંચી રહેલાં હતાં. મુખ ફીકું કૃશ જણાતું હતું; પણ નેત્રમાં એવી કંઈ ચમક હતી તથા તેની રમણીયતા એવી અદ્‌ભુત હતી કે નિરીક્ષક તલ્લીન થઈ જતો. ઘૂંટણને હાથ લગાડી દાક્તરે થોડી વારે કહ્યું:—

" બાઈ, ઘૂંટણ દુઃખે છે ? "

"ના દાક્તર, પણ મારો રાજા જુઓ, ઉભો જ રહેતો નથી." છોકરાએ એક પૂતળું હાથમાં લઈ કહ્યું.

" લાવ જોઈએ કેમ ઉભો રહેતો નથી. પગે માટી લાગી જણાય છે. " દાક્તરે ચપ્પૂ કહાડી માટી ઉખેડી નાખી કહ્યું; " જો હવે, ઉભો રહે છે કે નહિ ? "

છોકરો ખૂશ થયો. તે ઘણી વારથી મથ્યા કરતો હતો પણ પૂતળું ઉભું રહેતું નહતું. દાક્તરની કારીગીરીથી તે ઉભું રહેતાં તેનાં નેત્રમાં કંઈ વિલક્ષણ તેજ ચમકી ઉઠયું. હસમુખરાયે આનંદ અને કૌતુક અનુભવ્યાં. જો દુર્ગાબાઈ ત્યાં ન હોત તો કલાકના કલાક સુધી તેમણે મુખાવલોકન જ કર્યા કર્યું હોત.

"છોકરો શાંત જણાય છે." દાક્તરે કહ્યું.

" શાંત ! તમને પાછળની શી ખબર હોય ? એના જેવો હઠી, તોફાની, મસ્તીખોર મેં જોયો નથી. ધાર્યું કરે ત્યારે જંપવાનો. એની વાત કબુલ કરવી જ જોઈએ પણ આ બાધી લાગુ પડયો ત્યારથી ગરીબ બોકડી જેવો થઈ ગયો છે. એ હુશીયારી, એ ચપ-

ળતા, એ મિજાજ હવે ક્યાં છે? ખાવાનું તો નામ જ લેતો નથી. આખા દિવસમાં સોપારી જેટલો ભાત ખાય તો નશીબ. આ વ્યાધી કેમ લાગુ પડયો હશે? પડયો નથી કે આખડયો નથી! નથી લપસ્યો કે નથી માર્યો ભુસકો!"

"અશક્તિ વ્યપેલી હોય છે તો આ વિકાર લાગુ પડી જાય છે. કેટલીક વખત બીજું કંઇ દરદ હોય છે તો તેમાંથી સુદ્ધાં આ વિકાર ઉત્પન થઇ જાય છે. હવે આ ગામમાં કાયમને માટે રહેવા વિચાર છે?"

"એ તો શું કહેવાય? અહીંની હવા માફક આવે છે કે કેમ તે ઉપર આધાર. મારા મનની હું મુખત્યાર છું. અમુક જ જગ્યાએ રહેવા કંઇ બંધાયલી નથી."

પછી પથ્ય અપથ્યની વાત કરી દાક્તર ત્યાંથી બહાર નીકળ્યા પણ તે છોકરાનો ચહેરો તેમનાં નેત્ર આગળથી ખસ્યો નહિ. તેમના મુખમાંથી અસ્પષ્ટ ઉદ્‌ગાર નીકળી ગયા. "શું એ દુર્ગાનો દીકરો હશે?"

---

## પ્રકરણ ૨ જું.

---

### સંશયની છાયા.

ખરેખર બાળકનાં નેત્ર અતિ મોહક હતાં. જોનારને કૌતુક હતું; એટલું જ નહિ પણ તેની વૃત્તિ તલ્લીન બની જતી.

એજ દિવસે સાંજે કમલિની અને લિલિ દેવદર્શન માટે બહાર નીકળી હતી. દુર્ગાબાઇના ઘર આગળથી જતાં ઓસરીમાં પલંગડી પડેલી હતી તેના ઉપર એક છોકરો સુતેલો જણાયો. નજીકમાં જમીન ઉપર લાકડાંનાં કેટલાંક રમકડાં પડેલાં હતાં. છોકરો સુતેલો હતો પરંતુ તેનો ચહેરો સારી રીતે જોઇ શકાતો હતો. લિલિની દૃષ્ટિ તેના તરફ ગઇ અને તે એકદમ અટકીઃ—

" અરે બહેન, આ શો ચમત્કાર ! આબેહુબ !"

" એટલે ? તું શું કહે છે ? આબેહુબ એટલે કોના જેવો છે ? છોકરો રોગી અને ફીકો જણાય છે. કોણ જાણે કયા ગામનાં છે એ ! શારદા કહેતી હતી કે કોઈ ભાડે રહે છે."

" મોટી બહેન, આખી જીંદગીમાં આટલો આબેહુબ ચહેરો જોવામાં આવ્યો નથી. તને નથી લાગતું એમ ?"

લિલિ એકી ટશે છોકરા સામે જોઈ રહી હતી.

" કોના જેવો તું કહે છે ? મને કંઈ નથી સમજાતું!"

" તારી તે આંખો છે કે શું છે ? તું નથી ઓળખી શકતી ત્યારે હું પણ નથી કહેતી."

તે આગળ જવા લાગી તેટલામાં અંદરથી ' માધવ ' એવી હાંક સંભળાઈ; તે સાથે લિલિએ કમલિનીને અટકાવી કહ્યું; " સાંભળ ? "

" માધવ પાછો સુઈ ગયો કે ? રમવા કહ્યું હતું તે પાછો સુઈ ગયો લાગે છે. હવે મને નહિ ફાવે એ! દહાડે આટલું ઉંધે એટલે રાતે કયાંથી ઉંઘ આવે ? ઉઠયો કે નહિ ? ઉઠ બેઠો થા!" એવું બોલતી બોલતી દુર્ગાબાઈ બહાર આવી.

કમલિનીએ તેને પુછ્યું; " છોકરો માંદો જણાય છે-"

" જણાય છે શું ? છે જ માંદો! સવાર સાંજ જયારે જુઓ ત્યારે સૂતેલો. પછી આખી રાત જાગ્યા કરવાનું. પોતે ઉંઘવું નહિ અને બીજાને ઉંઘવા દેવાં નહિ તેથી ઉઠ, ઉઠ, કહું છું પણ ઉઠે ત્યારે ખરો," દુર્ગાબાઈએ કહ્યું

" માંદાં માણસ ઘણુંખરું દિવસે ઉંઘવાનાં જ. તમે પરગામી જણાવ છો."

" હા. મારા મનમાં અહીંની હવાથી કંઇ સારો થાય તો ઠીક, એમ સમજી આવી છું."

પછી દુર્ગાબાઇએ છોકરાના હાથપર ટપલો મારી કહ્યું; "માધવ, ઉઠ, જો કેટલો દહાડો ચઢયો છે ? જો આ તારી ગાડી કેવી દોડે છે ? જો તો ખરો !"

દુર્ગાબાઇનો મરદાની અવાજ, ટપલો અને ગાડી એ સામગ્રી એ છોકરાને બેઠો કર્યો. તે આંખો ચોળીને પેલી બન્ને સ્ત્રીઓ તરફ જોવા લાગ્યો.

"બહેન, હવે મારા લક્ષમાં આવ્યું. તદન તેવું જ ! આંખો આબેહુબ તેની જ છે ! અણું જેટલોયે તફાવત નથી." કમલિનીએ ધીમે રહી કહ્યું.

"અને આખો ચહેરો કેવો લાગે છે ? આંખો મીંચેલી હતી ત્યારે આખું મોં મને બરાબર મળતું લાગ્યું હતું."

"જોતો ખરી. આંખોનું પાણી સુદ્ધાં એવુંજ હતું. એજને !"

"આંખોનું એટલે ? હું ન સમજી. બહેન, તારી કલ્પના કઇ તરફ વળી છે ?"

"કઇ તરફ એટલે ? મને કુમુદ યાદ આવે છે. તેના જેવો જ ચહેરો લાગે છે."

"કોનો છોકરો આ ?" દુર્ગાબાઇ તરફ જોઇ કમલિનીએ કહ્યું; "મારી એક-એક સખીના જેવો જ છે."

"હશે; પણ આતો મારો છોકરો છે." એટલોજ ઉત્તર મળ્યો.

કમલિનીએ દુઃખનો શ્વાસ કહાડયો. કુમુદનું સ્મરણ થતું ત્યારે એવા ઉચ્છ્વાસ વારંવાર નીકળતા. પણ આ વખતના ઉચ્છ્વાસમાં આરામનું મિશ્રણ હતું. આરામ કેમ લાગ્યો હશે તે કહેવું કઠિન છે; પણ એટલી વાત નક્કી હતી કે તેને કંઇક આરામ મળ્યા જેવું લાગ્યું હતું.

જતી વખત કમલિનીએ "આટલું સરખાપણું કેમ હશે કોણ જાણે ?" એમ કહ્યું; પણ દુર્ગાબાઇએ તે તરફ લક્ષ આપ્યું નહિ. બન્ને બહેનો ચાલતી ચાલતી વાત કરવા લાગીઃ—

" શું છોકરો કુમુદના જેવો લાગે છે ? " લિલિએ કહ્યું, " તારી બુદ્ધિને ભ્રમ જ થયો છે. "

" એટલે ! તદ્દન મળતો છે, એમ તુંજ પહેલાં કહેતી હતી ને ?"

" એ બાપરે, પણ કુમુદ જેવો નથી. તેના ચહેરા સાથે જરીકે મળતો આવતો નથી. "

" ત્યારે કોના જેવો કહેતી હતી ? "

" તે નથી કહેવાની. પણ કુમુદ જેવો તો નથી જ. "

" બહેન, છોકરાની અને કુમુદની—અને કંઇક વિમલાની; પણ વિમલાની સહજ ઝીણી છે—આંખો છે તેવી આંખો જગતમાં અન્ય કોઇની નહિ હોય. અહાહા, કેવી સુંદર, કેવી કોમળ અને તેનું તેજ ? તારી આંખો છે પણ પાણી તેવું નથી. એવી કુમુદની માત્ર હતી ! કેવું આશ્ચર્ય જનક ? "

કમલિનીના શબ્દ સાંભળી લિલિ ચમકી. "ઉભી રહે હું ફરી જોઇ આવું. " એમ કહી લિલિ પાછી ફરી અને છોકરા સાથે વાતે વળગી. તેનું સર્વ લક્ષ છોકરાના મુખ તરફ હતું. દુર્ગાબાઇ ત્યાંજ હતી પણ લિલિએ તેના તરફ લક્ષ આપ્યું નહિં, જતી વખતે માત્ર લિલિએ તેના તરફ જોઇ મુખ વાંકુ કર્યું અને ભ્રકુટી ચઢાવી.

લિલિ પાછી આવી એટલે કમલિનીએ પુછ્યું. " કેમ ? "

" કેમ શું ? કુમુદનું એકે ચિહ્ન નથી જણાતું. બીજા એકના જેવું જણાય છે; પણ તે આંખોમાં સરખાપણું છે એટલા ઉપરથી જ મળતું છે એમ નથી કહેતી. તે સુતેલો હતો, આંખો બંધ હતી ત્યારે મને જેટલું આશ્ચર્ય થયું હતું એટલું જાગ્રત સ્થિતિમાં નથી થતું. "

" ચમત્કાર જ ! "

" ચમત્કાર શાનો ? "

" ચમત્કાર નહિ તો બીજું શું ? મને કુમુદ જેવો લાગ્યો એ એક ચમત્કાર, તને તેવો નથી લાગતો એ બીજો ચમત્કાર.

બીજા કોઇ જેવો તને લાગે છે એ ત્રીજો ચમત્કાર અને કોના જેવો જણાય છે તે તું કહેતી નથી એ ચોથો ચમત્કાર. એકંદરે ચમત્કારની માળા થતી લાગે છે. બહેન, આપણા ઘરનાં માણસો પૈકી બીજા કોઇ જેવો લાગે છે ?"

" નહિ નહિ. આપણા કુટુંબના એકે માણસની સાથે મળતો આવતો નથી પણ બહેન, એવી કુમુદની હતી એમ તેં કહ્યું ને ? હતી એમ શા માટે કહે છે ? શું તું એમ માને છે કે તે હવે જીવતી નથી ? "

" બીજું શું કહું ? આટલાં વર્ષ વહી ગયાં પણ તેનો પત્તો નથી. પિતાએ મરતી વખતે તેને શોધી કહાડવા કહ્યું હતું; પરંતુ લેશ માત્ર ખબર નથી મળતી. કંઇ સાંભળવામાં પણ નથી આવતું તેથી હવે મને આશા નથી. "

" તે જીવતી નથી એવી તારી ખાત્રી થતી હોય તો તેને માટે જે પાંચ હજાર રાખેલા છે તે તું લઇ લે જા. " પોતાને કંઇ મળ્યું નથી એ વાતનું સ્મરણ થતાં લિલિએ ટાણો મારતાં કહ્યું.

" નહિ. તેના પૈસા મારે નથી જોઇતા. મારી પાસે શું નથી ? " કમલિનીએ શાંતપણે જવાબ આપ્યો.

વાચક, ચહેરા માટે ઉભયમાં મતભેદ થયો તેથી આશ્ચર્ય પામવાને કારણ નથી. એકને જ્યાં સામ્ય જણાય છે ત્યાં બીજાને નથી જણાતું એવો પુષ્કળ વખત અનુભવ મળે છે. કોઇને શરીરના બાંધામાં સામ્ય જણાય છે તો કોઇને મુખારવિંદમાં જણાય છે. એક કહેશે કે છોકરો બાપના જેવો જણાય છે ત્યારે બીજો કહેશે કે, મા જેવો છે. અને ઉભયની વાત ખરી હોય છે. બે ભાઇનો જ વિચાર કરો. તેમના સંબંધથી અપરિચિત માણસ મુખના મળતાપણા પરથી કહેશે કે બન્ને ભાઇ છે; પણ બીજા પરિચિતને તેવું નહિ લાગે. તેની દૃષ્ટિમાં સામ્યતાનું પ્રતિબિંબ કદાચિત ઉપસ્થિત નહિ થતું હોય. આવા અનુભવ પ્રત્યેકને થતા હશે. તેજ પ્રમાણે ઉભય બહેનોની સ્થિતિ થઈ. એકને જણાયું તે બીજીને ન જણાયું.

આ તરફ સંધ્યાકાળે હસમુખરાય એક સ્ત્રીની પ્રકૃતિ જોવા માટે ગયા હતા ત્યાં જીવકોરનો મેળાપ થયો. જીવકોરમાં કેટલાક અવગુણ હતા પણ તે અતિ હુશીયાર અને ચતુર તથા પ્રસંગે છાતી કહાડી ઉભી રહેનારી હતી. પ્રસંગે તેની કર્તૃત્વશક્તિ ઝળકી ઉઠતી. તે કહેતી હતી કે, એકાદ કઠિન પ્રસંગ આવે છે ત્યારે મારા શરીરમાં જબરૂં જોર આવે છે અને તે વખતે મારી મહત્તા લોકોને સમજાય છે. એ ગુણથી તે ઘણીખરી જગ્યાએ પોખાતી હતી; નહિતો કોઇ ખૂણામાં પડી પડી સડયા કરતી હોત તોયે કોઇ તેને ન બોલાવત.

હસમુખરાય જીવકોર સાથે ગપ્પાં હાંકતા હતા; પણ વચ્ચે વચ્ચે વિઘ્ન આવ્યા કરતું હતું. કારણ કે, ભૂલા પડેલા કુતરાની માફક જીવકોર એક વખત અહીં તો એક વખત તહીં, ઘડીમાં પરસાળ તરફ તો ઘડીમાં રસોડા તરફ જા આવ કરતી હતી. એટલા તરફ જઇને પાછી તે દાક્તર પાસે આવી અને બોલી;—

" દાક્તર, તમે દુર્ગાબાઇને ત્યાં ગયા હતા ? "

" હા, સવારે ગયો હતો. કયાંથી એ આવેલાં છે ? "

" છોકરાની આશા રખાય તેવી નથી. " દાક્તરની વાત તરફ દુર્લક્ષ કરી જીવકોરે કહ્યું.

" મને લાગે છે કે વખતસર દવા દારૂની વ્યવસ્થા રખાઇ નહિ તેનું પરિણામ છે. કયાંથી એ આવ્યાં છે; અહીં કેમ આવ્યાં છે તે તું જાણે છે ? "

" કયા ગામથી-અમદાવાદ કે વડોદરાથી આવ્યાનું કંઇ કહેતાં હતાં. અહીં શા કામે આવ્યાં એ વાત જુદી છે. "

" તે અહીં કેમ આવેલ છે તેની તને કંઇ કલ્પના થાય છે ખરી ? " જીવકોરનો જવાબ વિલક્ષણ લાગવાથી સહજ કડક સ્વરે દાક્તર બોલ્યા.

" કલ્પના ? હા, ન કેમ થાય ? મારી કલ્પના કદી ખોટી નહિ પડે. પણ તે સાંભળીને તમારે શું કરવાનું છે, દાક્તર ? "

" ચાલ, કહે, ચાલવા દે. અહીં શા કામ માટે તે આવી છે ? હસમુખરાયે કંઇક ઉત્સુકતા અને કંઇક બેપરવાઇ બતાવી કહ્યું.

" દાક્તર સાહેબ, તમને યાદ નથી ? કુંદન...પેલી બાઇ સુરેંદ્રની દવાથી મરી ગઈ તેને કેટલાં વર્ષ થયાં હશે."

" તેની સાથે શો સંબંધ છે ? " ખોખરા અવાજે દાક્તર બોલ્યા.

" મને લાગે છે કે તે શાથી મરી ગઇ, ક્યારે મરી ગઇ, કોની દવાથી મરી ગઇ વગેરે તપાસ કરવા આવ્યાં હશે. બીજું કંઇ કારણ જણાતું નથી. "

હસમુખરાયે આગળ કંઈ પ્રશ્ન કર્યો નહિ. જેટલી ઉત્સુકતાથી તે છોકરા તરફ જોઇ રહ્યા હતા તેટલીજ ઉત્સુકતાથી હવે તે જીવકોર તરફ જોઇ રહ્યા. તેમનું ચિત્ત ક્ષુબ્ધ થઇ ગયું હતું પણ ચહેરા પર તેની અસર તેમણે થવા ન દીધી. પુનઃ થોડીવારે તે બોલ્યાઃ—

" મૂર્ખજ છે ને ? "

" હું એજ કહું છું. અને તેથી તેમને શો લાભ થવાનો છે ? મરનાર કોણ હતી, ક્યાંની હતી, દવામાં વિષ કેવી રીતે આવ્યું વગેરે વાત બહાર આવી હોત તો ઠીક હતું, પણ તેનું નામનિશાન નથી. મેં દુર્ગાબાઇને એજ કહ્યું."

" ત્યારે એ વિષે તારે ને તેમને વાત થઇ છે ખરી ?"

" સ્ટેશને જ અમે એકઠાં થઇ ગયાં અને એક ગાડીમાં બેસી અહીં આવ્યાં. ત્યારથી પુછી પુછીને મારો દમ કહાડી નાખ્યો."

" ક્યા દિવસની વાત કરે છે ? "

ગપ્પાં સિવાય જીવકોરને બીજું કંઇ પસંદ ન હતું. તેથી હસમુખરાયનો પ્રશ્ન થતાં દુર્ગાબાઇ ક્યારે ક્યાં મળી, તેણે શા શા પ્રશ્ન કર્યા, પોતે શા શા જવાબ આપ્યા વગેરે અથથી ઇતિ સુધી કહી સંભળાવ્યું. હસમુખરાય તેનું શ્રવણ અને મનન કરતા હતા.

સર્વ હકીકત પુરી થયા પછી હસમુખરાયે કહ્યું; " આ વાત બીજા કોઇને મોંઢે કરી છે કે ! "

" એ શું બોલ્યા ? કોઇના પણ આગળ નહિ. તે બાઇએ પણ મને નહિ બોલવા કહ્યું છે." શારદાને એ વાત કરી હતી પણ તે યાદ નહિ હોય તેથી જીવકોરે સાફ નન્નો ભણ્યો.

" જીવકોર, હું પણ કહું છું કે એમાંનો એકે શબ્દ કોઇના આગળ ન ઉચ્ચારીશ. તું ભૂલી ગઇ હોઇશ, પણ એ કામથી મને જે ત્રાસ થયો છે તે અદ્યાપિ હું ભૂલ્યો નથી. તે કામનો નીકાલ ન હોતો આવ્યો ત્યાં સુધી લોકોએ મારો જીવ ખાઇ નાખ્યો હતો જીવ ધંધો પણ કરવા દીધો નહોતો, તેજ વાત પાછી નીકળશે તો હું હેરાન હેરાન થઇ જઇશ, તેથી કહું છું કે, એક પણ શબ્દ ન બોલતી. દુર્ગાબાઇએ પણ તને કહ્યું છે. પણ હું પુછું છું કે તેમણે તને શા ઉદેશથી એમ કહ્યું હશે ? "

" અમુક હેતુ છે કે તપાસ કરવી છે વગેરે કંઇ કહ્યું નથી. પણ કંઇ હેતુ તો હોવો જ જોઇએ."

" કોણ જાણે એ કોણ હશે ! પોતાનું ઠામ ઠેકાણું પણ આપતાં નથી એટલે શું સમજાય ? "

તેટલામાં કોઇ બોલાવવા આવ્યાથી હસમુખરાય તેને ત્યાં ગયા અને ત્યાંથી પરભાર્યા ઘેર ગયા.

તે ઘેર ગયા પણ અદ્યાપિ તેમનું મસ્તક વિચાર ભ્રમણાથી મુક્ત થયું ન હતું. દુર્ગાબાઇ નામ, જીવકોરે કહેલી હકીકત વગેરે પરથી તેમની ખાત્રી થઇ કે, કુંદનનું બાળક લઇ જનારી સ્ટેશને મળેલી દુર્ગાબાઇ તે એજ પણ તેમ હોયતો બાળક તે જ હશે કે કેમ એ પ્રશ્ન થયો. તે મનમાં બોલ્યા; સવારે ઉમર પુછવામાં આવી ત્યારે બાઇએ સાત વર્ષની હકીકત કહી હતી. અને દેખાવમાં પણ તેથી વિશેષ નથી લાગતી. તે જીવતો હોત તો આજે નવ વર્ષનો

હોત અને મોટો હોત. પણ—પણ કદી કદી ઉમ્મર ચહેરા પરથી નથી નક્કી થઇ શક્તિ, તે જ છોકરો પણ હોય. "

થોડી વારે તે દવાખાનામાં ગયા અને દવા બનાવી લઇ ઘડીઆળ જોતા જોતા બહાર નીકળ્યા. જતાં જતાં રસ્તામાં એક રમકડાંની દુકાન હતી ત્યાંથી એક ઝાંઝ વગાડનારૂં પૂતળું, અને થોડી છબીઓ ખરીદી તે દુર્ગાબાઇને ત્યાં આવ્યા. દુર્ગા દાળ ચોખા વીણતી બેઠી હતી. નજીકમાં માધવ બેઠો બેઠો મમરા ખાતો હતો અને વચ્ચે વચ્ચે દુર્ગા તેની સાથે વાતો કરતી હતી.

" હવે કેમ છે ઘુંટણે ? " પગ મુકતા હસમુખરાયે પ્રશ્ન કર્યો અને તે સાથે જ દુર્ગાબાઇએ આશ્ચર્યથી ઉચું જોયું; તેને દાક્તર પુનઃ આવશે એમ નહોતું લાગ્યું.

" સવારે હું કંઇ બોલ્યો ન હતો; પણ મને લાગે છે કે, કંઇ પૌષ્ટિક દવા જરૂરની છે. " દાક્તરે બાટલી કહાડી કહ્યું.

" આ એક દવા લેતો આવ્યો છું. પથ્ય વગેરેની વાત કરી છે જ. માધવ, શું કરે છે તું ? "

" આ વખતે તેને થોડી ભૂખ લાગે છે અને બીજું તીજું કંઇ નહિ. મમરા જોઇએ. મમરા ન આપ્યા કે ચહવાનો હઠે ! "

" મમરાનો બીલકુલ વાંધો નહિ. કોઇ પણ રોગમાં એની છૂટ હોય છે. ચાલો આવ્યો છું ત્યારે જરી ઘૂંટણુ જોઇ લઉં. "

ઘૂંટણુ જોયા પછી ખીસામાંથી પૂતળું અને છબીઓ બહાર કહાડી દાક્તરે કહ્યું; " માધવ, ચાલ જો, આ કેવું વગાડે છે ? પાછળથી તાર ખેંચો કે એ હાથ ખનન ખનન ઝાંઝ વગાડે છે ! તારા ઢીંગલા ઢીંગલી અને રાજારાણીની સ્વારીમાં જોઇએ ને ? "

રમકડું જોઇ છોકરો અત્યાનંદ પામ્યો અને તેનાં નેત્રો ચમકવા લાગ્યાં. દુર્ગાબાઇએ આભાર પૂર્વક કહ્યું; " દાક્તર, તમને છોકરાં વ્હાલાં લાગે છે. નહિ તો આવા પૈસા કોણ ખરચે ? "

" એમાં વધારે શું છે ? આવતી વખતે દુકાન વચ્ચે આવી

ત્યારે મારા મનમાં થયું કે છોકરાને ગમ્મત પડશે. વ્યાધીગ્રસ્ત બાળકનો વખત જવામાં એ સારાં ઉપયોગી થઇ પડે છે. ચાલો, જાઉં છું ત્યારે, દવા આપવાને ભૂલશો નહિ. થોડા દિવસ કાળજી રાખવાની જરૂર છે. "

દાક્તર જવા લાગ્યા. દુર્ગાબાઇ બારણા સુધી વળાવવા ગઇ. જતાં જતાં પુનઃ દાક્તરે કહ્યું; " ગભરાવા જેવું કંઇ નથી. ચાર પાંચ દિવસ કાળજી રાખવી. બીજું કંઇ નહિ. "

સંધ્યાકાળ વ્યતીત થઇ ગઇ હતી અને અંધકાર પ્રસરતો હતો; પરંતુ દાક્તરે પાછળ જોયું હોતતો તેમને આશ્ચર્ય થયું હોત. પાછળ તેમની પત્ની લિલિ હતી. તે કોણ જાણે શા કારણથી નીકળી હશે; પણ પુનઃ એક વખત તે છોકરાને જોવાની તેની ઇચ્છા હતી. દુર્ગાબાઇના ઘર પાસે આવી તેટલામાં દાક્તરને ત્યાંથી બહાર નીકળતા જોઇ તે ચમકી અને પોતે દૃષ્ટિએ ન પડે તે સારૂ એક ઝાડની ઓથે ઉભી રહી. હસમુખરાય આજુબાજુ કે પાછળ દૃષ્ટિ નહિ કરતાં ઉતાવળે પગલે ઘેર પહોંચ્યા. તે દૃષ્ટિ બહાર થયા એટલે લિલિ બહાર આવી બ્હીતી બ્હીતી પગલાં ભરવા લાગી. ખરૂં કહીએ તો બ્હીવા જેવું કંઇ નહતું. હસમુખરાયે તેને જોઇ હોત તોપણ શું? સાંજનો વખત હતો અને સાંજે ઘણી સ્ત્રીઓ દેવદર્શન માટે નીકળે છે. તેમને પણ દર્શને નીકળી છે એમ કહી શકત. પરંતુ મનનો હેતુ જુદો હતો એટલે તેને ભય લાગે તેમાં નવાઈ શી?

હસમુખરાય દુર્ગાબાઇને ત્યાંથી નીકળ્યા ત્યારે માધવ પણ પાછળ પાછળ જાણે ઇનામ આપનાર તરફ માન બતાવવું જોઇએ એમ સમજી ઘૂંટણ દુઃખતો હતો છતાં લંગડાતો લંગડાતો બારણા સુધી આવ્યો હતો. રમકડું અદ્યાપિ તેના હાથમાં હતું. દાક્તર ગયા પછી દુર્ગાબાઈ ઘરમાં ગયાં પણ માધવ રસ્તા તરફ જોતો ઉભો રહ્યો હતો. લિલિ આવીને તેના તરફ એકીટશે જોઇ રહી. છોકરો અશક્ત હતો પણ બીકણ કે શરમાળ નહોતો. તે પણ તેના તરફ જોવા લાગ્યો.

ઘણીવાર સુધી તેનું મુખ નીહાળી નીહાળીને જોયા પછી લિલિએ તેને પુછ્યું; " ભાઇ, તારૂં નામ માધવ કે ? "

" હા. "

" તારી અટક મઝમુદાર કે ? "

" હા. "

" તારી માનું નામ શું ? "

" માનું નામ ? મા. "

" હમણાં ઉભી હતી તેજ તારી મા કે ? "

" હા, તે મારી મા. "

લિલિના મુખ પર ગ્લાની પ્રસરી. પુનઃ તેણે પુછ્યું:—

" તારે ભાઇ બહેન કેટલાં છે ? "

" કોઇ નથી. એક ભાઇ હતો પણ મા કહે છે કે મારા જન્મ પહેલાં ઇશ્વરે તેને બોલાવી લીધો. "

થોડીવાર સુધી ઉભયમાંથી કોઇના મુખમાંથી શબ્દ નીકળ્યો નહિ. લિલિ અનિમિષ નયને જોઇ રહી હતી. પુનઃ તે બોલી:—

" તારા બાપ ક્યાં છે ? "

" મારા બાપ ! બાપુ કે ? તે પણ ઇશ્વરને ઘેર રહે છે. "

" ઠીક " એમ કહી લિલિ તેના કોટનાં બટન ખૂલ્લાં હાંતે ચઢાવવા લાગી.

છોકરાએ " આ જુઓ " કહીને પેલું રમકડું બતાવ્યું. "વાહ, બહુ સારૂં છે. પણ એ ક્યાંથી લાવ્યો ભાઇ ? " લિલિએ સહજ પુછ્યું.

" હમણાં દાક્તર આવ્યા હતા તેમણે આપ્યું. " પૂતળાનો તાર ખેંચી માધવે ખનનન ખનનન ઝાંઝનો અવાજ કરાવતાં કહ્યું; " જુઓ કેવું ગમ્મત કરે છે ? "

" બીજાં કંઇ છે કે ? "

" બીબીઓ છે, રાજા છે, રાણી છે. એ બધાં કબાટમાં છે.

સવાર થાય કે બહાર કહાડવાનાં. રાતપડવા આવી એટલે સુઇ જાયને ?"

" હમણાં જ આપી ગયા ખરૂં ? " લિલિએ ભગ્ન હૃદયે પુછયું. આ પ્રશ્ન તરફ માધવે લક્ષ આપ્યું નહિ. તે પુતળા તરફ જોઇ ર । હતો. તેણે કહ્યું દાકતર બહુ સારા છે. મા ક્હેતી હતી—"

એટલામાં માધવ, માધવ, ક્યાં સુધી ઉભો રહેવાનો ? ચાલ, અંદર આવ, આવ્યો કે નહિ ? " એવો દુર્ગાબાઇનો કર્કશ ધ્વનિ આવ્યો અને લિલિ તથા માધવ છૂટાં પડયાં

## પ્રકરણ ૩ જું.

## મારા જેવું છે ?

લિલિ ઘેર આવી પહોંચી; પણ તે ક્રોધથી રાતીચોળ બનેલી હતી. તેને છોકરાનો ચહેરો તદન હસમુખરાયને મળતો લાગ્યો. વિલક્ષણ સામ્યતા જોઇ તેને આશ્ચર્ય થયું અને તે સાથે જ તેના મનમાં માઠી કલ્પના ઉદ્‌ભવવા લાગી. હસમુખરાયના વર્તન વિષે પૂર્વે તેને જે સંશય આવ્યો હતો તેનું સ્મરણ થયું. હવે તેને ખાત્રી પૂર્વક લાગ્યું કે, હસમુખરાયનો પ્રેમ અકૃત્રિમ નથી, મોહમાં મારત કરી પોતાને ફસાવી છે. તેનો મનઃતાપ પ્રખર થયો અને તે નાગીણી પ્રમાણે ફુંફાડા મારવા લાગી. એ આવેશમાં શક્ય અશક્યતાનો વિચાર સુદ્ધાં લક્ષમાં આવ્યો નહિ. તે છોકરીની મા દુર્ગાબાઇ વિષે તેના હૃદયમાં મત્સરાગ્ની પ્રદિપ્ત થયો અને તેની જવાલાઓથી તે બળી ઉઠી. દુર્ગાબાઇની ઉમર એટલી હતી કે હસમુખરાયની મા તરીકે શોભે, પણ તેથી શું ! ઠીક, સ્વરૂપની વાત વિચારવામાં આવે તો કેવળ કુરૂપ, વિચિત્ર, જડ કહી શકાય. સ્રીપણું તો જો કે તેનામાં હતું પણ તેથી શું ? કુબ્જાની માફક તે અષ્ટવક્ર હોત તો પણ લિલિનો સંશય ફીટવો મુશ્કેલ હતો. તેની કલ્પના દઢ થઇ બેઠી.

તે દિવસે લિલિ કમલિની સાથે દુર્ગાબાઇના ઘર તરફ ગઇ હતી ત્યારે તેણે હસમુખરાયના ચહેરાની પ્રતિમૂર્ત્તિ જોઇ હતી, અથવા પ્રતિમૂર્ત્તિ છે એમ તેને લાગ્યું હતું અને ત્યારથી તેના હૃદયમાં એક ચીણગારી ચમકવા લાગી હતી. એ ચીણગારી બલવત્તર થતી જતી હતી અને સેકંડ પાછળ મીનિટ, મીનિટ પાછળ કલાક અને કલાક પાછળ બીજો કલાક થતાં તેની પુનઃ ત્યાં જવાની ઇચ્છા થઇ. આ પ્રસંગ ખરાબ હતો-તેને માટે ખરાબ જ હતો. ત્યાં જઇને તેણે જે સ્થિતિ જોઇ તે પરથી તેની ખાત્રી થઈ ગઇ. તેનું સર્વાંગ બળું બળું થઇ રહ્યું. તે ઘેર ગઇ અને પ્રત્યેક બાબતમા પ્રત્યેકની સાથે ચીડાઇ જવા લાગી. નોકરોને લાગ્યું કે, દાક્તર સાહેબ ઘેર નથી એટલે ગુસ્સે થયાં છે. તે આવશે એટલે તાઢાં પડશે.

આ તરફ હસમુખરાય દુર્ગાબાઇના છોકરાને છબીઓ આપી બહાર નીકળ્યા તે જીવકોર જે બાઇની સુવાવડ કરવા ગઇ હતી તે બાઇને ત્યાં ગયા. દાક્તરને પુનઃ ત્યાં જવાની કંઇ આવશ્યક્તા ન હતી અને તે આવશે એમ કોઇને લાગ્યું પણ નહતું. અર્થાત્ તેમને જોઇને જીવકોરને આશ્ચર્ય થયું. " સર્વ કંઇ ઠીક છે કે નહિ તે જોવા આવ્યો. બીજું કંઇ કામ નથી." એમ કહી બીજી ત્રીજી વાતો કહાડી દાક્તર દુર્ગાબાઇના છોકરાની માંદગી જેટલે આવી પહોંચ્યા. તેમણે સહજ કહ્યું; " કંઇ ફેર નથી એ વાત ખરી છે; પણ બાળકને સાત્વિક અને પચે તેવો ખોરાક આપવો જોઇએ."

" પચે તેવો જ આપે છે નો!" જીવકોરે કહ્યું; " છોકરાની આવી સંભાળ રાખે એવી મા થોડી જ નજરે પડે છે. બીચારી તેને માટે પ્રાણ પાથરે એવી છે. સ્વભાવે ક્રોધી છે પણ તેથી શું ? છોકરો જો સાનું ખાતો હોય તો સાનું આપે એવી છે. પૈસાનો કંઇ તોટો નથી તેને ! "

" એ કોણ હશે તેની કલ્પના નથી થઇ શક્તિ."

" નથી થતી ? પેલી બાળકને લઇ જનારી એજ બાઇ છે.

પહેલાં પહેલાં મેં તેને ઓળખી નહિ પણ પાછળથી બધું યાદ આવ્યું."

" હશે, હશે, તેજ હશે. પણ ધ્યાનમાં રાખજો હાં ! એક –એક શબ્દ પણ કોઇના આગળ બોલીશ નહિ " દાક્તરે ધીમે રહી અચકાતાં અચકાતાં કહ્યું.

" તેની ફીકર કરશો નહિ." જીવકોરે આશ્વાસન આપ્યું.

હસમુખરાય ત્યાંથી ઘેર ગયા પણ ઓસરીના હીંચોળે હીંચતી પત્નીનું દર્શન થયું નહિ તેથી તેમને આશ્ચર્ય થયું. રોજ આ વખતે લિલિ સ્મિત વદને પતિનું સ્વાગત કરવા હીંચોળે બેસતી પણ આજે તે ત્યાં ન હતી. હસમુખરાય દાદર ચઢી દિવાનખાનામાં ગયા અને કપડાં ઉતારી પોતાની ઓરડી તરફ તેમણે નજર કરી તો મીસીસ મઝમુદાર પલંગપર સૂતેલાં જણાયાં. તે સમજી ગયા કે આજે તબીયત ગરમ થયેલી છે એટલે થંડી કરવી પડશે. આવતી વખતે બજારમંથી તે લિલિ દ્રાક્ષ લાવ્યા હતા. તે રકાબીમાં દ્રાક્ષ લઇ પલંગ પાસે ગયા અને પ્રેમપૂર્વક બોલ્યાઃ– " વ્હાલી, તને દ્રાક્ષ સારી ભાવે છે, નહિ ? લે ! "

લિલિના કપાળે કરચલીયો પડી અને ભ્રકુટી વક્ર થઇ. પલંગપરથી ઉઠી જઇ બાજુએ ઉભી રહી તેણે તિરસ્કાર પૂર્વક કહ્યુંઃ–

" મને ' વ્હાલી ' કહીને દાઝયા પર ડામ દેવામાં શો અર્થ છે ? ગામમાં વ્હાલાં ઘણાંએ હશે ! ત્યાં જ પડયા પાથર્યા રહેતા હો તો ? અહીં આવવાની શી જરૂર ? હવે, વળી નહિ આવ્યા જેવું જ છે ને ? "

આવો ગજબ થવાનું શું કારણ હશે તે હસમુખરાયના સમજવામાં આવ્યું નહિ. પોતાને તે નિર્દોષ સમજતા હતા. માથું ખંજવાળી ખંજવાળીને તેમણે કલ્પના શક્તિને તીવ્ર બનાવી પણ સૂઝ ન પડી. છેવટે તેમણે પુછ્યુંઃ—

"પણ છે શું તે કહેવાશે કે નહિ ? "

" કહેવું શું હતું ? બધુંએ જાણો છો. મનને પુછોને !

કાલા બનીને વાત શી કરવી ! પણ હું કહું છું કે આટલો છળ કરવાની શી જરૂર ? "

" મેં તને છળી નથી કે નથી તારૂં દિલ દુભાવ્યું. મેં એવું કંઇ કર્યું નથી. તને આટલો ગુસ્સો ચઢવાનું કારણ શું છે ? કહ્યા સિવાય શું સમજાય ? "

" તમે શું કર્યું હોય ? મેં જ કર્યું છે ને ? " લિલિએ રડી પડી કહ્યું; " બાપાને ઘેર સુખમાં, આનંદમાં રહેતી હતી પણ મેં જ મોહએ ઘર છોડીને વ્હોરી લીધું ને ? હું જ ગાંડી ! આવીને મેં શો ફાયદો મેળવ્યો ? બાપને દુઃખી કર્યા અને તેમનો રોષ વ્હોરી લીધો. એ બધુંએ તુચ્છ ગણ્યું અને સર્વસ્વ અહીં વસેલું જોયું પણ ફસાઇ ! "

" હું સોગન ખાઇને કહું છું કે મેં કોઇ પણ ખોટું કામ કર્યું નથી. તારે કહેવું હોય તો ચોખ્ખે ચોખ્ખું કહી દેતી હોય તો વાતની સમજ પડે. "

" સમજવું હોય તો બધુંએ સમજાય. જાણતા ન હોય ત્યારે કહેવાનું રહે ને ? બધું જાણો છો. નીચું ઘાલવા જેવું જ છે ને ? મારી ભૂલ થઇ હોય તો તે કહેવી જોઇએ પણ વિના કારણ મારી ફજેતી તો નહોતી કરવી ? હું ધનામદારની પુત્રી...

" આજે તારૂં માથું ઠેકાણે નથી. મેં શું કર્યું ? શાની ફજેતી કરી ? " મોટેથી દાક્તરે કહ્યું.

હસમુખરાયના શબ્દોથી લિલિ રાતીપીળી થઇ ગઇ. કહો કે ગાંડા જેવી જ બની. તેણે કહ્યું:—

" હવે મને વધારે બોલાવશો નહિ અને તમારી વાત સિદ્ધ કરવાની માથાફોડ ન કરશો. જાતનો વિચાર કરવો, જાતના વર્તનનો વિચાર કરવો. પુરૂષ એવી રીતે ચાલે છે ત્યારે તેમની સ્ત્રીની વાતો થાય છે, લોકો મોં મરડે છે સમજ્યા ? મારી એવી જ દશા તમે આણી છે ! "

" અરરર, છટ છટ ! એવો એક શબ્દ પણ ન ઉચ્ચારીશ. તું રોજ એવું નાટક કર્યા કરે છે. મને લાગ્યું હતું કે તારી મર્મભેદક ભાષા, ઉપદેશાત્મક વ્યાખ્યાન વગેરેનો હવે છેડો આવી જશે. પરમ દિવસે આવી જ રીતે તું ચીડાઇ હતી અને તારી ભૂલ તને સમજાવી હતી. છે યાદ ? ફરી આજે કોણે ભંભેરી ? "

" કોઇએ ભંભેરી કહીને મને ભોંઠી પાડવી છે ? ઓહોહો, પોતે જાણતા જ નથી કંઇ ! ઉંઘતો બોલે પણ જાગતો ન બોલે કહે છે તે ખોટું નહિ ! "

" પ્રભુના સોગન ખાઇને કહું છું કે કંઈ જાણતો નથી. તું શું કહે છે તેજ મને સમજાતું નથી. તારા મનની વાતનો ખુલાસો કરાવવો હોય તો સ્પષ્ટ કહે. આ દ્રાક્ષ હું વિનાકારણ—" એટલું બોલીને દાક્તરે રકાબી સામી દિવાલમાં અફાળી. રકાબીના ટૂકડે ટૂકડા થઇ ગયા અને દ્રાક્ષ છુંદાઇને આમતેમ પડી.

હસમુખરાયનું નૃસિંહ સ્વરૂપ જોઇ લિલિ ગભરાઇ. હસમુખરાય હંમેશ શાંત જણાતા હતા. આજના જેવું સ્વરૂપ તેણે કદી જોયું નહતું તેથી તે ભયથી કંપી ઉઠી. હવે તેને લાગ્યું કે બધું કહ્યા સિવાય ચાલશે નહિ. તે ધીમે ધીમે બોલી:—

" તે તરફ, નર્મદાકુંજ તરફના રસ્તે એક બાઇ અને છોકરો રહે છે, તે છોકરો...તે... છો...કરો તમારો...તમારો જ ને ? "

લિલિના શબ્દોનો મર્મ, તેના કપાળે પડેલી કરચલીઓ, તેના ચિત્તમાં પ્રસરેલો સંશય અને તેની વિશાળ લાગતી મૂર્તિ જોઈ હસમુખરાય બાવરા બન્યા અને ક્ષણ માત્રમાં ગુસ્સે પણ થયા. તેમના તરફ જોઇ પુનઃ લિલિ બોલી:—

" મારી વાતથી ગુસ્સો આવ્યો જણાય છે ? લોકલજ્જા તો કંઇ રાખવી. મેં કંઇ ખોટું કામ કર્યું હોય, મેં કંઈ ભૂલ કરી હોય, મેં કંઈ બગાડયું હોય તો તે કહી નાખો. એક ભટકતી બાઇ અને તેની ........! તેને અહીં લાવીને વળી રહી સહી આબરૂપર

પાણી ફેરવો ! જ્યાં હતી ત્યાં જ રહેવા દીધી હોતતો શું જવાનું હતું ? પણ મારી આંખ આગળ તેને ન લાવો ત્યારે મૂછનો આંકડો નીચો પડે ને ?"

હસમુખરાય રૂમાલ કહાડી મુખપર થયેલો પરસેવો લૂછી નાખી લિલિ તરફ જોઇ બોલ્યા.

" તે બાઇના વર્તન વિષે શંકા છે ખરૂં ? તું ગાંડી ન થઇ હોય તો મારે કહેવું પડે કે તું મૂર્ખ તો હોવી જ જોઇએ. તને મૂર્ખ કહું છું તેથી ખોટું લાગશે, ભલે લાગવા દે. આજ સુધી–એટલે છોકરાની દવા માટે જવા લાગ્યો ત્યાં સુધી–તે બાઇને હું ઓળખતો પણ ન હતો અને મારી મા જેવી વૃદ્ધ છે છતાં તારૂં મન કોણ જાણે કેવું છે ? "

લિલિને વૃદ્ધ શબ્દનો વિચાર થવા લાગ્યો અને હસમુખરાયના મધુર સ્વરે તેને કંઇક શાંત કરી.

" ત્યારે હવે કોઇ રોગી બોલાવે તો જવું નહિ એવો નિયમ લેવો પડશે ખરો " દાક્તરે ધીમે રહી કહ્યું. " એ પછી ધંધો પણ પણ મઝાનો ચાલશે. અહીંથી ધાંસડાં પોટલાં બાધવાં પડશે, હવે તું લોક લજ્જાની વાત કરે છે પણ એમાં લજ્જા રાખવા જેવું શું છે ? ગમે તેવી કલ્પના કરવા બદલ તારે લજવાવું જોઇએ. તે બાઇને કે છોકરાને મારે શી લેવા દેવા હોય ? હું સાચે સાચું કહું છું કે કાલ સાંજ સુધી તે ઘર કોઇએ ભાડે રાખ્યું છે; કિંવા તેમાં કોઇ રહે છે એ વાતની મને લેશ માત્ર ખબર નહતી, તને સાચું ન લાગે ત્યારે ઉપાય નહિ. "

" ઠીક, ત્યાંથી બોલાવવા કોણ આવ્યું હતું ? "

" કાલે રાતે હું બહારથી આવ્યો ત્યારે જીવકોર અહીં બારણામાં ઉભી હતી અને તેણે કહ્યું કે, પરગામી કોઇ બાઈ છે, છોકરો માંદો છે માટે જોઇ આવો, તેથી હું ત્યાં ગયો હતો. તું જો તસ્દી લઇને ત્યાં તપાસ કરીશ તો તારી ખાત્રી થશે. "

" હું ત્યાં ગઈ હતી." લિલિએ શાંતપણે કહ્યું.

" તું જઈ આવી ત્યાં ? " હસમુખરાયે સહજ ઉંચા સ્વરે કહ્યું; બહુ સારું કર્યું ! મારા પર દેખરેખ રાખવાની ઇચ્છા હોય તો ભલે મારા તરફથી હરકત નથી અને હરકત હોય તોયે તેનો શો ઉપયોગ ? "

" એવું નહિ કહેવા દઉં. મેં ક્યારે દેખરેખ રાખવાની વાત કરી છે ? મને નથી એવી ટેવ. "

" નહિ હોય, પણ દેખાયું ખરૂં એવું. "

" એવું ન બોલશો. કમલિનીને હું દેવ દર્શને ગયાં હતાં ત્યારે સહજ તે ઘર આગળથી ગયાં હતાં એટલું જ. "

" ત્યારે સંશય આવવાનું શું કારણ ? ઉંઘમાં સ્વપ્ન આવ્યું હશે. તેં તે બાઇના મુખ તરફ જોયું હોત તો પણ તું તારી ભૂલ જોઇ શકત. "

સંશયની સત્ય અસત્યતા માટે લિલિ ગૂંચવણમાં પડી. તેણે કહ્યું. " છોકરાનું મોઢું બરાબર તમારા જેવું કેમ ? "

" મારા જેવું છે ? " પ્રશ્નથી અચંબો પામી દાક્તરે કહ્યું: "છટ્, છટ્ ! બીલકુલ નહિ. તારી કલ્પના ક્યાં ક્યાં દોડે છે ?"

" આબેહુબ આવું જ ! આખા જગતમાં આટલું સરખાપણું નહિ હોય. આંખો સિવાય બાકીનું સર્વ તમારા જેવું છે ! કાન, નાક, કપાળ, વાળ બધું આવું જ. "

હસમુખરાય આવું સદૃશ્ય જોઇ શક્યા ન હતા. તેમનું લક્ષ તે તરફ ગયું ન હતું એટલે લિલિની વાતમાં કંઇ સત્યાંશ તેમને ન જણાયો–તેમને લાગ્યું કે સંશયખોર હોવાથી ગમે તેવું બબડે છે. તેમણે કહ્યું:—

" તું કેવી ગાંડી છે ? હું તો ધારતો હતો કે તારો પાગલ સ્વભાવ હવે તદ્દન બદલાઇ ગયો હશે ! "

" પણ તેની અટક કહે છે કે મઝમુદારની છે ! "

" એમ તે હોય ? "

" તેમ ન હોય ? તેજ, ના કહો પણ હું કેમ માનું ? હું તપાસ કરીને આવી છું. "

" ન્યાત નહિ, જાત નહિ અને અટકનું લઇ બેઠી. કદાચિત હશે, પણ શું અટકના ઇજારા હોય છે ? "

" ચાલો, તે જવાદો. તેને રમકડું તમે જ આપ્યું ને ? "

" હા, મેં જ આપ્યું. મારાં પોતાનાં છોકરાં નથી; પણ મને છોકરા બહુ ગમે છે. તું તારી મેળે બધી જાતની તપાસ કરી આવ. એમાં શું બગડવાનું હતું ? "

" બગડવાનું નથી; પણ બધું સરખું લાગે છે. તમારૂં જ બીજુ રૂપ ! તેથી કહું છું. "

" થાકયો તારા ગાંડપણથી. તું કહે છે પણ તારી બહેનને પુછી જો, તેમને પણ મારા જેવો લાગે છે ? તમે બન્ને સાથે હતાં ને ?"

" તે એવું કંઈ બોલી નથી. "

" સરખાપણું હોત તો બોલ્યા સિવાય રહેત ? " દાકતરને આધાર મળ્યો. તેમણે કહ્યું; " અને મારી પણ આંખો છે કે કાચ ? મેં પૂર્વે કદી પણ તેને જોયો નહતો. "

લિલિને પોતાની હાર થયેલી જણાઇ. હસમુખરાયે તેને હૃદય સાથે ચાંપી પલંગપર બેસાડી અને કહ્યું; " વ્હાલી, મારી વાત બરાબર ધ્યાનમાં લે. છોકરાના અને મારા મુખમાં સરખાપણું હો કે ન હો. તેનું મહત્વ આપણ બન્ને માટે સરખું છે. શું માણુસ જેવાં માણુસ નથી હોતાં ? અત્યાર સુધી ત્યાં અમુક અમુક માણુસ રહે છે એમ પણ હું જાણતો નહતો. અને મારી સમજ પ્રમાણે તો તે બાઇ પરદેશી અને અજાણી છે. તું મારી ધર્મ પત્ની છે, તારૂં મારી સાથે વિધિયુક્ત લગ્ન થયેલું છે. તું મારી સહચારિણી છું, અર્ધાંગના છું. સર્વાંતરયામી પ્રભુનું સ્મરણ કરીને કહું છું કે, હું

બોલું છું તે ખરૂં છે. એમાં અસત્યનો અંશ સુદ્ધાં નથી. કેમ હવે તાઢક વળી ? ગાંડીરે ગાંડી ! ”

દાક્તરે એટલું કહી ગાલ પર ટીચકી મારી. લિલિને પણ પોતાની ભૂલ માટે દિલગીરી થઇ. તેને લાગ્યું કે, સમાનતા કદાચિત્ હશે પણ તેથી હું ધારૂં છું તેવું નહિ હોય, તેની આંખોમાં આંસુ આવી ગયાં. થોડી વારે તે બોલીઃ—

“ મારો સ્વભાવ સંશયી છે ખરો; પણ તમારા વર્તનને લીધે જ એવો થયો છે. ”

“ સારૂ, એમ છે તો એમ, પાછલી વાત કહાડીશ નહિ એટલે બસ. પણ હવે મારે તે છોકરાની દવા કરવી કે નહિ ? તારી ઇચ્છા પ્રમાણે કરૂં. જઉં કે ન જઉં, મારે મન બન્ને વાત સરખી છે. તારી ઇચ્છા તેવી હોય તો મણિકાન્તને સોંપું. તે જઇને પ્રકૃતિ જોતા રહેશે. ”

“ ના, એવું કરવાનું નથી. ચાલે છે તેમ ચાલવા દો. ”

લિલિના આ જવાબથી હસમુખરાયને રજા મળી એમ લાગ્યું અને બીજે કે ત્રીજે દિવસે પુનઃ તે ત્યાં ગયા. દુર્ગાબાઇ છોકરાને ખોળામાં લઇ બેઠી હતી અને પાસે તેનાં રમકડાં પડયાં હતાં. દુર્ગાબાઇ સાથે થોડી વાત કરી હસમુખરાય તે છોકરા સાથે ગમ્મત કરવા લાગ્યાઃ—

“ ચાલ, જો તારાં રાજા રાણી કયાં ગયાં ? રાજા સાહેબનું લગ્ન કર્યું કે એમને એમ રાણી બનાવી દીધાં ? લગ્ન વખતે મંડપ બંડપ બાંધ્યો હતો કે નહિ ? ખોળામાં શું સાઇ રહ્યો છે ? ”

દાક્તર હસવા લાગ્યા. છોકરો પણ હસવા લાગ્યો. થોડી વારે ખીસું દાબી જોઇ દાક્તરે કહ્યું:—

“ અરે ! ભૂલ્યો, ઘુંટણે ચોળવાની એક નવી દવા તૈયાર કરી છે, પણ રહી ગઇ. એ હવે મારે જઇને લઈ આવવી પડશે. આખો દિવસ રખડી રખડીને થાક્યો છું. થોડો આળસી છે તેથી પગેજ

દોડ ધામ કરવી પડે છે. ચાલો, કાલે આવીશ ત્યારે લેતો આવીશ."

"ક્યાં છે તે દવા? હું જઇને લઇ આવું છું. આજે વધારે દુઃખાવો જણાય છે, સોજો પણ વિશેષ છે. દવા નહિ ચોપડું તો આખી રાત ઉંઘવા નહિ દે."

"જુઓ ત્યારે, દવાખાનામાં ટેબલ પર સફેદ કાગળમાં ડબી વીંટીને મુકેલી છે તેટલી લઇ આવો. ત્યાં સુધી હું આ ઘૂંટણ જોઉં છું."

દુર્ગાબાઇ ડબી લેવા ગયાં. હસમુખરાયે પાટા છોડી ઘૂંટણ દાબી જોયા. સોજો વિશેષ હતો અને દુઃખાવો પણ હતો. પછી પાટા બાંધી દઇ દાક્તરે પુછ્યું:—

"તારાં રમકડાં ક્યાં ગયાં?"

"પેલાં રમાં, લાવું?"

"ના ના, હું લાવું છું. તારા બાપુ ક્યાં છે?"

"મારા બાપુ? મા કહેતી હતી કે તે ઇશ્વરને ઘેર ગયા છે. દાક્તર, તમે આપ્યું છે તે રોજ ઝાંઝ વગાડશેને?"

"હા, હા. તાર ખેંચી રાખીશ ત્યાં સુધી વાગ્યા જ કરશે. માધવ, હવામાં બેસવું છે? ચાલ, તને ઓસરીમાં બેસાડું." એમ કહી તેને ચાદર ઓઢાડી બહાર લાવી પલંગડી પર બેસાડયો અને દાક્તર પુનઃ રમકડાં લાવવાની મિષે અંદર ગયા.

હસમુખરાય અંદર જઇને કંઇ વિલક્ષણ ગડભાંગ કરવા લાગ્યા. મેડે ગયા અને આ પેટી જોઇ, તે પેટી જોઇ, તાકું જોયું, અંદરની વસ્તુઓ જોઇ અને કોઇને ખબર ન પડે તેમ બધું જેમનું તેમ ગોઠવી નીચે આવ્યા. એવું તે શું ખોળતા હશે?

તે નીચે આવીને વચલા ઓરડામાં ગયા. ત્યાં એક કબાટ હતું તે ઉઘાડીને જોયું. પછી નીચેનાં ખાનાં ખેંચી તેમાંની વસ્તુઓ આમ તેમ ફેરવવા લાગ્યા. તેમાં એક પાકીટ જણાયું, તેમણે ઉત્કંઠાપૂર્વક તેમાંનો કાગળ બહાર કહાડયો. એ એક દવાની યાદી હતી

પણ તેમને શી ખબર ? કાગળ ખોલીને વાંચ્યો ત્યારે ખબર પડી. પાછો તે કાગળ મુકી દેવાની તૈયારીમાં હતા તેટલામાં તેમને લાગ્યું કે, દુર્ગાબાઇ આ સઘળું ઉભી ઉભી જુએ છે. મનમાં બડબડયા, આટલી વહેલી શી રીતે આવી.

તેમણે તરત કાગળ અંદર નાખી દીધો અને શુદ્ધિ પર આવી પુનઃ તે ખાનામાં જોવા લાગ્યા. તેમની વૃત્તિ શાંત અને થંડી જણાતી હતી. દુર્ગાબાઇ તરફ વળી તે બોલ્યા; " કપડાનો એકાદ કડકો યે મળતો નથી. આતે ઘર છે કે ખંડેર ! "

હસમુખરાયનો આ ધંધો દુર્ગાબાઇને બીલકુલ પસંદ ન પડયો.

" કડકો ? શા સારૂ ખોળો છો ? ખાનામાં હું કંઇ કડકા ભરી રાખતી નથી. પણ હું કહું છું કે, મારા આવતા સુધી રાહ જોઇ હોત તો ? થાકી આ લોકોથી ! "

" તમને આવતાં બહુ વાર થઇ. મારે પણ જલદી જવું હતું તેથી—"

" મને બહુ વાર લાગી ? ત્યારે થોડી કોને કહે છે તે સમજાતું નથી. દોડતી ગઇ અને દોડતી આવી તો પણ કહે છે કે, બહુ વાર—"

હસમુખરાયે એ સંબંધમાં બોલવાની જરૂર જોઇ નહિ. દુર્ગાબાઇ પાસેથી ડબી લઈ છોકરાને અંદર આણી તેમણે દવા ચોળવાની શરૂઆત કરી. ચોળતાં ચોળતાં તે છોકરાના મુખને નીહાળતા હતા; પણ પત્નીના કહેવા પ્રમાણે કંઇ સામ્યતા ન સમજાઇ. પછી પુનઃ એક કડકો લઇ પાટો બાંધી તે ઘેર જવા તૈયાર થયા. જતાં જતાં હસીને તેમણે કહ્યું:—

" લુગડાંના કડકા બહાર રાખતાં રહેજો કે જેથી કબાટ અને તાકાં ઉઘાડવાં ન પડે. "

દુર્ગાબાઇએ 'દોડતી ગઇ અને દોડતી આવી' એમ કહ્યું પણ તે સાચું ન હતું. જતી વખતે તે ઉતાવળી ગઇ હતી ખરી; પણ

આવતી વખત રસ્તામાં શારદા મળી એટલે પછી શું જોઇએ ? એક દિવસ નવરાશ લઇ બેસવા આવવાનું તેણે કબુલ કર્યું હતું; પણ તે પ્રમાણે અદ્યાપિ તે આવી ન હતી તેથી દુર્ગાબાઇએ તે વાત કહાડી. પછી વાત સ્વાભાવિક રીતે જ લંબાઈ છેવટે શારદાએ પ્રશ્ન કર્યો; "માધવને કેમ છે હવે ?"

"ઠીક છે. અદ્યાપિ છે તેમનું તેમ છે. હસમુખરાયની દવા ચાલે છે. હમણાં તે મારે ઘેર જ છે. આ ડબી ભૂલી ગયા હતા તે લેવા ગઈ હતી. તેમનો સ્વભાવ વિચિત્ર જણાય છે, નહિ ?"

"વિચિત્ર ?" શારદાએ કહ્યું. તેને આ શબ્દનો અર્થ સમજાયો નહિ.

"તેમના ધંધાની વાત કરૂં તો વિચિત્ર જ ગણાય. તેમણે મને પ્રશ્ન પુછી પુછીને થકવી નાખી. અમે કયાંથી આવ્યાં, કયાંનાં છીએ, છોકરાનો જન્મ કયાં થયો, કેટલાં વર્ષ થયાં, આટલો અશક્ત કેમ, એવું એવું પુછવાની શી જરૂર હતી ? એમ તો હુશીયાર છે, નાડી પરીક્ષા સારી છે, છોકરા પર હેત રાખે છે—"

"તે બહુ હુશીયાર છે. લોકોની તેમના પર સારી શ્રદ્ધા છે. જાવ હવે, દાક્તર વાટ જોતા હશે. એકાદ દિવસ નવરાશે આવી જઇશ."

અહીંથી કમલિનીનો બંગલો બહુ દૂર ન હતો. બાગમાંથી કમલિનીએ બન્નેને વાતો કરતી જોઇ હતી; તેથી શારદા આવતાં, તે કોણ છે, કયાં ગઇ હતી, શું કહેતી હતી વગેરે હકીકત તેને પુછી જોઇ. બે ત્રણ દિવસ પર તે છોકરાનો ચહેરો કુમુદના જેવો લાગ્યો ત્યારથી તેના મનમાં કલ્પનાની પરંપરા જ ચાલી હતી. શારદાએ હકીકત કહ્યા પછી કમાલનીએ કહ્યું:—

"ત્યારે તો તારે અને તેને ઓળખાણ છે ?"

"એટલું બધું તો કંઇ નથી. ત્યાં આગળથી જતાં આવતાં એક બે વખત વાત કરી હતી. તેનો છોકરો માંદો છે. હસમુખરાયને બોલાવ્યા છે એમ કહેતી હતી."

"એ છોકરો એનો જ છે?" થોડી વારે કમલિનીએ પુછ્યું; "તે પોતાનો કહે છે પણ મને શંકા આવે છે. એક તો ઉમરના પ્રમાણમાં પણ નાનો દેખાય છે. એટલે નાનો છોકરો એનો ન હોય."

"મને પણ શંકા આવે છે."

"બીજું એ કે, છોકરાનો ચહેરો મારા એક ઓળખાણના માણસ સાથે આબેહુબ મળતો આવે છે."

"મને સુદ્ધાં આશ્ચર્ય થાય છે. એટલો આબેહુબ મેં જન્મારામાં જોયો નથી."

"તને પણ તેમ લાગ્યું? તેં એ માણસને ક્યારે જોયલું?" કમલિનીએ આશા ભર્યા સ્વરે પુછ્યું, "હું શું કહું છું તે સમજી? હું મારી બહેનની વાત કરૂં છું."

"ના, ત્યારે તો મારી ભૂલ થાય છે."

"શારદા, મારે એક બહેન હતી તેની તને માહિતી નથી. તેના જેવાં જ એ છોકરીનાં ચક્ષુ છે! બરાબર તે જ! જરીકે ફેર નથી. મારી આંખો તર્યા કરે છે! તને કોના જેવું મોં લાગે છે?"

"મને એટલું લાગે છે કે, એક ઓળખીતા માણસના જેવો ચહેરો છે. પણ પુરૂષનો હોં, સ્ત્રી જેવો નહિ."

"પુરૂષનો! હશે કદાચિત, તું મારી બહેનને ન ઓળખે. તે આ ગામમાં કદી આવી નથી."

શારદા કંઈ બોલવા જતી હતી પણ પુનઃ ગળી ગઇ અને પોતાના કામે વળગી

આ તરફ લિલિના મનમાં જુદું જ ભૂત ભરાવા લાગ્યું હતું અને તેનો એક વખત ખુલાસો થયો હતો છતાં તે તેટલા પુરતું જ સમાધાન હતું. તેનો સંશય વૃદ્ધિગંત થતો જતો હતો અને તેનું વિપરીત પરિણામ આવે તેવાં ચિહ્ન જણાવા લાગ્યાં. તેના હૃદયમાં મત્સરાગ્ની ધૂંધવાવા લાગ્યો અને તે પ્રજવલિત થઈ કોઇનો ભોગ લેશે કે શું એવો ભય ઉત્પન્ન થયો. મત્સર જેવો નિર્મૂલ કરવાને કઠિન એવો બીજો એક મનો વિકાર નથી.

---

# પ્રકરણ ૪ થું.

## સાગર તટે.

અલકકિશોરીએ બાલ ધનામદાર–વિપિનની વ્યવસ્થા ઉત્તમ રાખી હતી. બાલ્યકાળથી જ બાળકમાં વિલક્ષણ બુદ્ધિમતાનાં લક્ષણ દૃષ્ટિગોચર થવા લાગ્યાં હતાં. તેમાં વળી અલકકિશોરી જાતે ચપળ અને વિચારી હતાં તેથી તે તેની બુદ્ધિને વિકાસ અને પ્રગતિ થાય તેવી યોજનામાં લાગ્યાં રહેતાં. તેમણે શિક્ષણ માટે એક વિદ્વાન અને કુલીન શિક્ષક રાખ્યો અને તેની દેખરેખ નીચે વિપિન હુશીયાર અને સંસ્કારી બનવા લાગ્યો. બાળકની પ્રકૃતિ માટે પણ અલકકિશોરી બહુ સંભાળ રાખતાં અને તે માટે એક કસરત શિક્ષક સુદ્ધાં રાખ્યો હતો; તથાપિ તેની શારીરિક પ્રકૃતિ સુદૃઢ અને સશક્ત નહોતી રહી શકી. સાતઆઠ દિવસે પ્રકૃતિમાં બીગાડ ન થયો હોય એમ ક્વચિત જ બનતું. તેમનો વંશપરંપરાગત એકનિષ્ઠ નોકર રાયસંગ વિપિનની સેવામાં અહર્નિશ રહેતો; પરંતુ તે હવે વૃદ્ધ અને અશક્ત થયેલો હોવાથી વિપિન કદી કદી તેને હાથ તાલી આપી છટકી જતો. એક દિવસે એવી જ રીતે નજર ચુકવી પાછળની બાજુએ જઇ તેણે ફૂવારાની ચાવી ફેરવી. આથી તેનાં સર્વ વસ્ત્ર પલળી ગયાં તોપણ ત્યાંથી દૂર ન થતાં કેટલીક વાર સુધી ત્યાં જ રમ્યા કર્યો. આ બાજુ રાયસંગ તેને આખા ઘરમાં ઢુંઢયા કરતો હતો. છેવટે કોઇએ તેને કહ્યું ત્યારે તે પાછળ ગયો. વિપિન કુમાર ટાઢે ધ્રૂજતો ધ્રૂજતો ઉભો રહેલો જણાયો. તેણે ધોતીયાથી બધું શરીર લુછી નાખ્યું અને કપડાં બદલાવી ગરમ કપડાં પહેરાવ્યાં; પરંતુ તે દિવસથી તેની પ્રકૃતિ બગડી તે કેમે કરતાં ઠેકાણે આવતી નહતી. રોજ તાવ આવતો અને તેમાં ખાંસી શરૂ થઇ ! પ્રથમથી ફૂલ જેવું બાળક ! તે દિનપ્રતિદિન વિશેષ અશક્ત થવા લાગ્યો. સુરેંદ્ર હમેશ આવીને દવા આપતા પણ ફાયદો થયો

નહિ. છેવટે તેમણે માથેરાન જવાની સલાહ આપી. અલકકિશોરીની માસીનો પુત્ર માથેરાનની જાણીતી હોટેલનો મેનેજર હતો તેથી સર્વ સગવડ થઇ જશે એમ સમજી તેમણે તેને પત્ર લખ્યો. તેણે વળતી ટપાલે, સારી સગવડ હોવાનો જવાબ આપ્યો. વિમલા ત્યાં જવા રાજી નહતી તેથી કમલિનીને મુંબઇ બોલાવી.

અલકકિશોરીને જવાને બે ત્રણ દિવસનો અવકાશ હતો તે દરમીયાન એક દિવસ સંધ્યાકાળે હવા ખાવા તથા વખત જાય તે માટે કમલિની ગાડીમાં બેસી સમુદ્ર કાંઠે ગઇ. ત્યાં ઘણી સ્ત્રીઓ આવેલી હતી. તેમાં લાલજી શેઠની પત્ની જેવી એક જણાઇ; પરંતુ તે વિષે ખાત્રી થઇ નહિ. પ્રથમ કરતાં શેઠાણીનું શરીર બમણું થઇ ગયું હતું. કમલિની તેમના તરફ જોતી ઉભી રહી. પૂર્વે કેટલાંક વર્ષ પર એક દિવસ કુમુદની તપાસ માટે તે શેઠાણી પાસે ગઇ હતી. તે વખતે શું કુમુદનો પત્તો નહિ પડે એમ ઉભયમાંથી એકેને લાગ્યું હતું ?

એટલામાં શેઠાણીની દૃષ્ટિ પણ કમલિની તરફ ગઇ. તેમણે કમલિનીને ઓળખી અને તે નજીકમાં આવ્યાં. શેઠાણીને જોઇ કમલિનીએ સ્મિત હાસ્ય કર્યું અને ખબર અંતર પુછી. તેને ઇશ્વરી પ્રેરણા થઇ કે, કુમુદ જીવે છે કે મરી ગઇ છે તે શેઠાણી દ્વારાજ નક્કી થઇ શકશે. આ સ્થળે અચાનક મેળાપ થયો એ પણ યોગા યોગજ કહેવાયને ? કુમુદની સ્થિતિ વિષે ગુંચાયલું કોકડું અહીંથી જ ઉકલવા લાગ્યું એમ પણ કહી શકાશે.

થોડીવારે કમલિનીએ કુમુદની વાત કહાડી. તેનો અદ્યાપિ સુધી કંઇ પત્તો લાગેલો નથી જાણી શેઠાણીને આશ્ચર્ય થયું. તેમણે કહ્યું:-

" અચંબા જેવી વાત છે ! તમે કહો છો એટલે ખરૂં માનવું પડે. બીજું કોઇ કહેતું હોત તો મને સાચું જ લાગ્યું ન હોત. આ જમાનામાં કોઇ માણસ બે માલૂમ રહે એ ચમત્કાર જ કહેવાય. સરકારે એટલી ચોકસાઇ રાખેલી છે કે કાંઇ છુપું રહી ન શકે. કોઇ કોઇ વખત અમુક છોકરો જતો રહ્યો છે કે અમુક છોકરી નાશી

અઇ છે એમ છાપાંમાં છપાય છે પણ પછી તે પાછાં મળી આવે છે. પરંતુ તમારી બ્હેનની વાત વિલક્ષણ જણાય છે! શેઠને પણ મેં એ વાત કરી હતી. તે કહેતા હતા–પણ તમને એ વાત નહિ ગમે."

"એવું માનશો નહિ. જે હોય તે કહો." શેઠાણીને ગૂંચવાતાં જોઇ કમલિનીએ કહ્યું; "જે થવાનું હશે તે થશે અથવા જે બન્યું હશે તે કંઇ મિથ્યા નહિ થઇ શકે. ગમે તેવી દુઃખની વાત સાંભળવા હું તૈયાર છું. પત્થર કરતાં પણ મારૂં મન કઠિન બનેલું છે. ગમે તેવી વાત હોય તો મારે તે સાંભળવી જોઇએ. કલ્પના માત્ર હોય તો પણ હું સાંભળવાને આતૂર રહું છું. પછી ભલે તે સારી હોય કે બૂરી!"

"કહું છું ત્યારે. તે કહેતા હતા કે, કુસુમે કોઇ હલકા કુળના માણસ સાથે લગ્ન કર્યું હોવું જોઇએ–તમે માઠું ન લગાડશો. હાલનું ભણતર એવું છે. ઘેરઘેર માટીના ચુલા છે. સુધરેલા ગણાતા લોકોમાં એની નવાઇ નથી અને તમારી ન્યાતમાં કહે છે કે નવા વિચારના અને જુના વિચારના પક્ષ પડેલા છે. મને તેમની વાત ખરી લાગી. પણ અમે માન્યું કે મોડું વ્હેલું ઉઘાડું પડશે. તે લગ્ન કર્યા પછી ગુપ્તપણે શા સારૂ રહે? હવે તો કેટલાં વર્ષ થઇ ગયાં? અદ્યાપિ ગુપ્ત રહે એતો નવાઇ કહેવાય બ્હેન!"

"લગ્નની વાત કરો છો?" કમલિનીએ વચ્ચે કહ્યું; "અમારી કુમુદનું લગ્ન થયું નહોતું."

"નહોતું થયું કેમ? થયું હતું. અને તેજ નડયું–હું કહું છું શું અને તમે સાંભળો છો શું?"

"થયું હતું? તમે શી રીતે જાણો?"

પ્રશ્ન સાંભળીને શેઠાણી ગૂંચાયાં. એ વાત અત્યાર સુધી કમલિનીના જાણવામાં કેમ ન આવી તેનો તે વિચાર કરવા લાગ્યાં. ખરી રીતે કહીએ સુમંતરાયના મૃત્યુ પછી કમલિની તેમને મળવા ગઇ ત્યારે જ એ ખબર તેમના કાને આવી હતી; પણ તે વખતે

તેમને કમલિની આગળ એ વાત કરવી ઠીક લાગી નહતી. લગ્ન વિષે ખાત્રી લાયક હકીકત તેમના જાણવામાં આવી નહતી તોપણ લગ્ન થયું છે એમ માનવા જેવાં કેટલાંક કારણ હતાં.

" એક વખત જે હોય તે કહો. " શેઠાણીને ચૂપ રહેલાં જોઇ કમલિનીએ આજીજી પૂર્વક કહ્યું.

" એ વાત અમારે ત્યાં પહેલાં એક ભાગીરથી નામની દાસી હતી તેણે કહી હતી. તે ઘણા લાંબા વખતથી અમારે ત્યાં નોકરી કરતી હતી. કુસુમે નોકરી છોડી ત્યારથી તે પણ છોડી ગઇ છે. કારણ કે તેની પ્રકૃતિ બગડતી જતી હતી. મને પણ લાગ્યું કે કામના બોજાથી બીચારી હેરાન થઇ ગઈ છે. આથી મેં સુદ્ધાં તેને ઘેર જઇ દવા દારૂ કરવા સલાહ આપી અને તે ગઇ. સુરતની નજી-કમાં જ તેનું ગામ છે. ત્યાં ગયા પછી તે સારી થઇ પણ અમારે ત્યાં રહેવાને બદલે બીજી કોઇ જગ્યાએ રહેવા લાગી. ત્યારપછી ઘણા દિવસે અમને મળવા આવી ત્યારે કહેતી હતી કે; કુસુમ મળી હતી. તેણે લગ્ન કર્યું છે અને હવે ધણી સાથે રહેવા ગઇ છે."

" ક્યાં, ક્યારે મળી હતી ? ' કમલિનીએ ઉત્સુકતાથી પુછ્યું.

" કુસુમ અમારે ત્યાંથી ગઇ ત્યાર પછી જે દીવાળી આવી તે દીવાળી પર મળી હતી. મને લાગે છે કે દીવાળી પછી બીજે તીજે દિવસે મળી હશે. અને તે આટલા તેટલામાં જ મળી હતી. પણ એ સંબંધી વિશેષ મેં પુછ્યું ન હતું. ભાગિરથીએ તેને પુછ્યું હતું કે 'તમારૂં લગ્ન થયું લાગે છે!' ત્યારે તેણે કહ્યું 'હા, નોકરી છોડ્યા પછી તરતજ થયું હતું.' તે વખતે તે સારી હષ્ટપુષ્ટ જણાતી હતી. ભાગિરથીએ કહ્યું તે હું તો કહું છું બહેન."

" આ વાત સાંભળે કેટલો વખત થયો ?"

" તે ચોક્કસ કહી શકિત નથી પણ તમે મળ્યાં હતાં ત્યાર પછી થોડાજ દિવસે સાંભળી હતી એમ લાગે છે."

"તે વખતે મને જણાવ્યું હોત તો કેવું સારૂં થાત."

"તમને જણાવવાનો વિચાર થયો હતો પણ લાગ્યું કે, એથી ત્રાસ થશે અને વળી વાત પાકે પાયે નહોતી. તેમજ મારા મનને લાગ્યું કે ધીમે ધીમે કુસુમ પોતે થઇને બહાર આવશે. તમે જ કહોને કે એવું અનુમાન થાય કે નહિ? ભગિરથીએ કરેલી વાતપરથી અમને એટલું માત્ર લાગ્યું કે; કુસુમ માટે ભય રાખવા જેવું હવે કંઇ નથી."

"ભાગિરથીને મારો મેળાપ થઈ શકે તેમ છે?"

"ના બહેન, ત્યાર પછી થોડા દિવસે તે માંદી પડી અને બીચારી મરી પણ ગઇ!"

કમલિનીના મનમાં વિચાર પરંપરા ચાલી. કુસુદના લગ્ન વિષે તેને લેશ માત્ર શંકા રહી નહિં. માત્ર કોની સાથે થયું તે સમજાયું નહિ. તેણે પૂછ્યું:—

"લગ્ન કરવા ખાતર તે તમારે ત્યાંથી છૂટી થઇ એમ માનીએ પણ એ ઉપરથી અનુમાન એવું નીકળે છે કે, તે અને તેનો પતિનો પ્રથમથી પરીચિત હોવાં જોઇએ; પણ પરિચય કોણ જાણે ક્યાં અને ક્યારે થયો હશે? તે માણસને અને તેને મળવું હળવું ક્યાં થયું હશે?"

"ભાગિરથીએ વાત કરી ત્યારે મારા મનમાં પણ એ સવાલ ઉઠયો હતો અને પછી પાછળથી મને સમજાયું કે અમારા ઘેરજ પરિચય થયો હોવો જોઇએ. તે વખતે મારા દિયર આવેલા હતા. દાક્તરની પરિક્ષા પાસ કરીને વિશ્રાંતિ માટે રહ્યા હતા. તેમનો સ્વભાવ ગમતી અને મશ્કરો હતો. જ્યારે જુઓ ત્યારે મોઢું હસતુ ને હસતું! કોઇને યે તેમના તરફ અણગમો થાય જ નહિ અને તેમના ઓળખાણનો તો પાર નહિ. બધી દુનિયા તેમની ભાઇબંધ. આખો દિવસ લોકો તેમને મળવા આવ્યા કરે. મને એ બધું નહોતું ગમતું; પણ તે થોડા વખતમાં નોકરી પર જવાના હતા એટલે હું

કંઇ બોલતી નહતી. તે વખતે મારા કાકાની બે છોકરીઓ પણઆવેલી હતી. તેમનો સ્વભાવ પણ આનંદી હતો. એટલે તે, મારી બન્ને બહેનો અને કુસુમ ગમ્મતમાં વખત ગાળતાં."

"તમારા દીયર ક્યાં છે હમણાં ? તેમની સાથે તો નથી ગઇ ?" કમલિનીએ અધીરી બની પુછ્યું.

"મારા દીયર સાથે ? તે એવા ન હતા. વળી તે ગયા ત્યારે સ્ટેશને અમે પહોંચાડવા પણ ગયાં હતાં. જો હોય તો જણાયા સિવાય ન રહે. તેમનો સ્વભાવ વિલક્ષણ હતો. નહિ ન્યાત, જાત તેની સાથે સંબંધ શો ? છાનું છપનું કંઇ રાખતા નહિ. તે પોતે જે ધારતા હોય કે કરવા માગતા હોય તે દબાવી રાખે તેવા ન હતા. ત્યાર પછી તો તેમને હવા માફક આવી નહિ અને માંદા પડી છેવટે...... બહેન......ગુજરી ગયા."

"ગુજરી ગયા ? અરર પ્રભુ, બહેન, ઇશ્વરની મરજી ! પણ એ શંકા નીકળી ગઈ. બીજા કેટલાક લોકો આવતા હતા ખરૂંને ?"

"હા. પુષ્કળ આવતા હતા. ઘણા ખરા દાક્તરો જ હતા. કેટલાક ભણતા હતા, કેટલાક પરીક્ષા પાસ કરી ચુક્યા હતા, અને કેટલાક ધંધો કરતા હતા. ઉમ્મરે બધા સરખા હતા. આખો દિવસ વાતો અને રમવાનું ! પણ તે કોણ હતા એ હું નથી જાણતી. પરબારે તેમની બેઠકમાં જતા હતા; પરંતુ ત્રણ ચારને હું સારી રીતે ઓળખું છું. કેમકે તે શેઠના પણ પરિચિત હતા."

"તે કોણ કોણ હતા ? તેમાંનો જ કોઇ હોવો જોઇએ. મને નામ કહો જોઇએ."

"નામ ? ઉભાં રહો યાદ કરીને કહું છું. મારા દીયરના ગયા પછી એ લોકો નજરે નથી પડયા. એકનું નામ રઘુનાથરાવ, તે પુના તરફના હતા. ત્યાં પ્રસિદ્ધ છે. બીજા......બન્યું નામ નથી આવડતું. આયર-આયર કહેતા હતા. તે એકાકી હતા; અને એક હસમુખરાય નામના ગૃહસ્થ આવતા હતા—"

"હસમુખરાય ! તેમની અટક શી ? તે ક્યાંના હતા ? ક્યાં રહે છે ?" હસમુખરાયનું નામ નીકળતાં જ કમલિનીએ ચમકી એકદમ પુછ્યું.

"મુંબઇમાં જ તેમના પિતા દાક્તરનો ધંધો કરતા હતા. તે અહર્નિશ મારા દીયર સાથે રહેતા તેથી તેમનું સારૂં ઓળખાણ થયું હતું."

"તેમની અટક મઝમુદાર કે ?"

"મઝમુદાર હશે બહેન. તે જ હોવી જોઇએ. તમે તેમને ઓળખો છો ત્યારે તો ?"

"મારી એક લિલિ કરીને બહેન છે અને તેના પતિનું નામ હસમુખરાય મઝમુદાર છે."

"હું કહું છું તે હસમુખરાય હુશીયાર, દેખાવડા, સભ્ય અને મીતભાષી હતા. પણ ત્યાર પછી મારા જોવામાં આવ્યા નથી. ઉભાં રહો, બીજા એક ગૃહસ્થ પણ આવતા હતા. હવે યાદ આવ્યું. તેમનું નામ કમલરાય હતું. મને તે બીલકુલ ગમતા ન હતા. પછી કોણ જાણે ક્યા ગયા તેની ખબર નથી."

"તે જ હસમુખરાય હોયતો હમણાં તે સંનેશ્વરમાં રહે છે. લિલિએ તેમની સાથે લગ્ન કર્યું પણ તે અમારી મરજી વિરૂદ્ધ. અમને કોઇને તે પસંદ ન હતા."

"હું શું જાણું તે હશે કે બીજા ? પણ એટલું માત્ર ખરૂં કે મારા દીયરના જતા પહેલાં તે એકાએક આવતા બંધ થઇ ગયા હતા. મારી કલ્પના એવી છે કે કંઇ બહુ દૂર જઇને રહ્યા હશે."

"પણ બહેન, તેમાંના કોઇનું મારી બહેન તરફ લક્ષ હોય એમ તમને લાગ્યું હતું ?"

"નહિ, બીલકુલ નહિ. મારી બહેનો તેની મશ્કરી કરતી કે, કમળરાય સાથે સારી શોભે તેવી છે; પણ તે કંઇ ખરૂં ન હતું. કુસુમને ખીજવવા ખાતર તે બોલતી હતી. કેમકે એને કમળરાય

તરફ તિરસ્કાર હતો. અમને પણ કમળરાય તરફ અણગમો હતો. ફક્ત મારા દીયરને તે સારા લાગતા."

"અને બીજા બેની વાત કરીને ? એકનું નામ રઘુનાથ અને બીજાનું-શું ? ભૂલી ગઇ !"

"આયર. હતા કોઇ. પણ હું ખાત્રીથી કહું છું કે કુસુમે તેમની સાથે લગ્ન નથી કર્યું. મને તો લાગે છે કે, તેમાંના કોઇ સાથે કુસુમે લગ્ન નહિ કર્યું હોય. રઘુનાથનું તો લગ્ન થયેલું જ હતું. આયર તેના દેખાવડા કે હુશીયાર પણ ન હતા. પરંતુ તેમણે કોઇ દિવસ પણ કુસુમ તરફ વાંકી નજરે જોયું નથી કે નથી બોલ્યા એકે મશ્કરીનો શબ્દ. નિદાન મને તો એમ લાગે છે. હવે રહ્યા કમળરાય. તેમને માટે હું હમણાં જ કહી ગઇ. કમળરાયને જોતાં જ કુસુમ ભ્રકુટી ચઢા-વતી. બાહ્ય સ્થિતિ આવી છતાં અંદરથી પ્રેમ હતો એમ કહીએ તો નવાઇ કહેવાય. પણ કુસુમને એવો છળ પ્રપંચ આવડતો હોય એમ હું નથી માનતી. તેના જેવી સુશીલ સ્ત્રી અત્યાર સુધી મેં જોઇ નથી. હજુ મળે તો હું તો સવાશેર સાકરનો થાળ કરૂં. કોણ જાણે શું હશે બ્હેન !"

વાતમાં ને વાતમાં સંધ્યાકાળ થઇ ગઇ પણ તે તરફ લક્ષ ગયું ન હતું. એકાએક દીવા તરફ નજર જવાથી શેઠાણી ઉઠીને કમલિ-નીની પ્રેમપૂર્વક રજા લઇ પોતાની ગાડીમાં બેઠાં.

ખબરમાં આટલી ખબર મળી; પણ તેની સંકલના જોડાતી ન હતી. કમલિનીએ થોડીવાર સુધી ઉભાં ઉભાં મનન કર્યું અને છેવટે તે પણ ગાડીમાં બેસી ઘેર ગઇ.

અલકકિશોરી વિપિનને લઇ માથેરાન ગયાં અને કમલિની તથા વિમલા મુંબઇથી નીકળી સૈનેશ્વર આવી પહોંચ્યાં. અહીં આવ્યા પછી પણ કમલિનીના વિચાર તરંગ કુસુદથી મુક્ત થયા ન હતા. છેવટે તેણે નિષ્કર્ષ કહાડયો કે, શેઠાણીએ જે ચાર જણનું નામ દીધું તેમાંના જ કોઇની સાથે તેણે લગ્ન કર્યું હોવું જોઇએ. તેમાં પણ

કમલરાય સાથે લગ્ન થવાનો વિશેષ સંભવ છે. કારણ કે તે એક ન્યાતના લાગે છે. આયર મદ્રાસી અને રઘુનાથ દક્ષિણિ એટલે એમ એકાએક આગળ પગલું ન ભરે !

પણ હસમુખરાય વિષે શું ? લિલિનો પતિ તેજ તે હશે ? શેઠાણીએ જે વિગત આપી તે પ્રમાણે સર્વે રીતે મળતાપણું માલુમ પડે છે. કમલિનીના જીવને કંઇનું કંઇ થયું. તેને વારંવાર સ્વપ્નનું સ્મરણ થવા લાગ્યું. સ્વપ્નમાં કુમુદના મૃત્યુમાં હસમુખરાયનો સંબંધ જણાયો હતો. તેની પુનઃ કલ્પના થવા લાગી " તે ચંડાળ ચોકડી-માંના કોઇએ મારી ભોળી કુમુદને ફસાવીને તેનો ઘાત કર્યો હશે ! અને તેમાં હસમુખરાયનો સંબંધ હશે ! " પુનઃ તેણે વિચાર કર્યો કે, " એવો કુત્સિત વિચાર વાસ્તવિક નથી. "

કમલિની ન્યાય પ્રિય હતી. તે વિરૂદ્ધની વાત તેને રૂચતી ન હતી. કેવળ સ્વપ્નપર વિશ્વાસ રાખી આવી રીતે કારણો ખોળવામાં તેને અન્યાય જણાયો. તેણે ધાર્યું કે, હસમુખરાયને પ્રત્યક્ષ મળીને હકીકત પુછીશ તો કંઇ માહિતી મળશે.

એ પછી તેને માટે યોગ્ય સંધિ શી રીતે પ્રાપ્ત કરવી, આપો આપ વાત કેવી રીતે કહાડી શકાય, પોતાનું હૃદય તેમના જાણવામાં ન આવે તે માટે શું કરવું, શું શું પુછવું, શું ન પુછવું ? એવા એવા વિચારોમાં દિવસપર દિવસ જવા લાગ્યા અને એટલામાં ગામમાં તાવ ફાટી નીકળ્યો.



## પ્રકરણ ૫ મું.



### કાગળનું પીંડું.

રોણકદાર અને સુંદર સૈનેશ્વરને માઠો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. અહીંની હવા અત્યંત આરોગ્યકારક તથા સમશીતોષ્ણ હોવાથી દૂર દૂરના લોકો પ્રકૃતિ સુધારવા માટે આવતા હતા. આવા ગામમાં

મેલેરીયા ઉત્પન્ન થયો હતો. ગામના સર્વ લોકો ગભરાઇ ગયા અને કોઇ કોઇ તો મોતની પણ આગાહી કરવા લાગ્યા. ઠેકઠેકાણે ડામર, ધૂપ, લીમડા, ગંધક વગેરેની ધૂણીઓ થતી હતી. વાળઝૂડ, સાફસુફી, હોમ, હવન વગેરે ઉપાયો યોજાયા કરતા હતા. દાક્તરો તો રખડી રખડીને કાયર થઇ જતા હતા.

વિમલાને અહીં લાવવામાં કમિલનીને ભૂલ થયેલી જણાઈ. તેની પ્રકૃતિ બગડશે, તે તાવમાં સપડાશે કે શું એવી ચિંતા તો તેને નહતી. કારણ કે તે સર્વ શક્તિમાન જગતપાલક પર પૂર્ણ વિશ્વાસ રાખનારી હતી. તે દૃઢ પણે માનતી હતી કે, જગતના અટલ નિયમોનો ભંગ કરવાની કે અપવાદ બનવાની માનવ પ્રાણીમાં લેશ માત્ર તાકાદ નથી. ગમે તેવી વિપત્તિમાં પ્રભુપર શ્રદ્ધા રાખી શાંત ચિત્ત બનવા પ્રયત્ન કરવામાં લીન રહેતા માણસો થોડા હોય છે અને ખરી રીતે તે જ—સંતોષી મનુષ્ય સુખી છે. તેમાં જ કમલિનીની ગણત્રી થતી હતી. તેને ભૂલ લાગવાનું કારણ એટલું જ હતું કે, વિમલાનો વખત આનંદ અને ગમ્મતમાં નહિ જાય, તેને અહીં રહેવું નહિ ગમે.

કમલિનીનું જીવન પૂર્વ પ્રમાણે જ સાદું અને સરળ હતું. સુમંતરાયે તેને નીમણૂક બાંધી આપી હતી, દાદીમાએ પણ સારી રકમ આપી હતી; પરંતુ તેણે પોતાનો ઘર ખરચ વ્યસ્થિત રાખ્યો હતો. કામકાજ માટે એક દાસી માત્ર રાખી હતી; તથાપિ આવનાર જનાર મહેમાનોનો ખરચ તેને વધારે આવતો હતો; અને તે પણ પોતાના કુળને શોભે તેવો અતિથ્ય સત્કાર કરતી. દાન–ધર્મ તરફ પણ તે સારો વ્યય કરતી હતી. છતાં અભિમાન કે ડોળ દમામનું ચિહ્ન પણ તેના વદન પર દૃષ્ટિએ પડતું નહતું. જેમને સારા સંસ્કાર થયેલા હોય છે, જે ખરાં ગર્ભશ્રીમંત હોય છે તેમની વૃત્તિ સારી રહે છે. તે અછકલાં બનતાં નથી.

મુંબઇમાં રહેલી વિમલાને આવા ગામમાં શી રીતે ચેન પડશે,

ઘરમાં ગમ્મતનું એકે સાધન નથી, ગામમાં મેલેરીયા ફાટી નીકળ્યો છે, વગેરે વિચાર તેના ચિત્તને ક્ષુબ્ધ કરી રહ્યા હતા. એક દિવસ સાંજે ગામમાં બેસવા જવાનું હતું તેથી બન્ને બહેનો તૈયાર થઇ બેઠી હતી. વિમલા સૌંદર્યશાલીની હતી અને તેમાં વળી હવે તેનો એક પગ બાલ્યકાળમાં હતો ત્યારે બીજો યૌવનની પ્રભુતામાં હતો અને બહાર જવા માટે તેણે અનુપમ આભૂષણ ધારણ કર્યાં હતાં તેથી તે આ વખતે સ્વર્ગની સુંદરી સમી લાગતી હતી. જવાને અદ્યાપિ થોડીવાર હતી તેથી વિમલા મખમલપર ઝીક ભરવા બેઠી હતી. કમલિની પણ ત્યાં બેઠી બેઠી કંઇ વિચાર કરતી હતી. એટલામાં એક બાઈ આવીને કહી ગઇ કે, છોકરો માંદો હોવાથી બેઠક મુડી વળાઈ છે. આથી કમલિની દિલગીર થઇ. તે બોલી; " ઘર કુકડાંની માફક રોજ ચોંટી રહીએ છીએ ત્યારે મને લાગ્યું કે આજે બહાર નીકળવાનો ઠીક પ્રસંગ આવ્યો છે. તેટલો વખત તો ઠીક જાત; પણ તે બીચારીનો છોકરો માંદો પડ્યો ! બહેન, તું આવી અહીં અને તાવ ફાટી નીકળ્યો, તેથી મને બહુ ખરાબ લાગે છે. તું કહીશ કે મોટી બહેનને ત્યાં ગઇ પણ ત્યાં તો ગમ્યું જ નહિ."

" મોટી બહેન, ગામમાં તાવ ફાટી નીકળ્યો છે તેમાં તું શું કરે ? " વિમલાએ હસીને કહ્યું; " મારી ગમ્મતનાં સાધન મારી પાસે પડ્યાં છે. વાંચવાને પુસ્તકો છે અને ભરત ગૂંથણનું કામ શું થોડું છે ? મને અહીં કંટાળો નથી આવતો. આનંદમાં દિવસ જાય છે; પણ બહેન, એક વાત પુછું ? ગુસ્સે ન થાય તો પુછું. તું શા વિચારમાં છે ? જ્યારે જોઉં છું ત્યારે કંઇ ફીકરમાં ને ફીકરમાં રહેલી દેખાય છે. મુંબઇથી આવી ત્યારથી જોયા કરૂં છું."

"હા, બહેન. હું એક વિચારમાં છું ખરી ! "

" શા વિચારમાં ? "

" એમાં કંઈ કહેવા જેવું નથી. એવી મહત્વની વાત નથી. વાત શેની, એક શંકા આવી છે તેથી તેનો નિર્ણય કરવા મથું છું.

અહર્નિશ એ તરફ લક્ષ રહેતું હોવાથી ફીકરમાં પડેલી લાગતી હોઇશ."

વાચક કમલિનીની ચિત્ત વ્યથાથી અજાણ્યા નથી. કુમુદે લગ્ન કર્યું હતું એવી ખબર શેઠાણી તરફથી મળી ત્યારથી તેની એવી માન્યતા થઇ હતી કે, દુર્ગાબાઇ જે છોકરો લઇને આવી છે તે કુમુદનો જ છે. તેને એમ લાગવાના સબળ કારણમાં છોકરાનાં નેત્ર જ મુખ્યત્વે હતાં. તે તેને કુમુદની પ્રતિ મૂર્તિરૂપ લાગતો. (કમલિનીને નિદાન તેવો લાગતો હતો) બાકી અન્ય અવયવમાં સામ્યતા ન હતી. એટલું જ નહિ પણ તદ્દન જુદા જણાતા હતા.

કમલિનીની માન્યતાને છોકરાની મા કહેવડાવનાર દુર્ગાબાઇનું સંશયાસ્પદ વર્તન પણ ટેકો આપતું હતું. તેના વર્તનથી કમલિનીની કલ્પનાને પુષ્ટી મળી. તેને લાગતું કે, આટલી વૃદ્ધ સ્ત્રીને આટલો નાનો છોકરો હોય એ વાત સંભવનીય નથી. દુર્ગાબાઇનો બાંધો અને ચહેરો એવાં હતાં કે તેવી સ્ત્રીઓ વિશેષ વૃદ્ધ જણાય તો નવાઇ જેવું ન હતું; તેથી તેને કદી પ્રતિશંકા પણ આવી હતી. મુંબઇથી આવ્યા પછી કમલિની અનેક વખત તેના બારણા આગળથી પસાર થઇ હતી અને પ્રત્યેક વખત તે છોકરા સાથે બે શબ્દ બોલ્યા વિના રહી ન હતી. એક વખત તે તેના ઘરમાં પણ દુર્ગાબાઇના આગ્રહથી ગઇ હતી. ત્યારે તેનો જન્મ ક્યાં થયો, મોસાળ ક્યાં છે, આટલા દિવસ નાનાનો મોટો ક્યાં થયો વગેરે હકીકત જાણી લેવાને તેણે આડા અવળા પુષ્કળ પ્રશ્ન કર્યા હતા. પણ દુર્ગાબાઇ ઉસ્તાદ હતી. તેણે બીલકુલ મચક આપી નહિ. તેણે કહ્યું કે "મારો જ છોકરો છે. એક એના કરતાં એક વર્ષે મોટો હતો તે બળીયા બાપજીએ લીધો. અમદાવાદમાં છોકરાના બાપને સારી નોકરી હતી. ત્યાંજ નાનાનો મોટો થયો. ગયા ઉનાળામાં અમારૂં નશીબ ફૂટયું બહેન! એ પછી છોકરાની હવા ફેરથી પ્રકૃતિ સુધરે તો ઠીક, એમ ધારી અહીં આવી." કમલિનીએ એ સિવાય બીજી રીતના પ્રશ્ન કર્યા પણ તે ગળી ગઇ. છેવટે ફરી ફરીને તે વાત નીકળતી જોઇ

તેણે ચીડાઇને કહ્યું; "મારૂં શું છે ને શું નહિ તે હું જાણું. બીજાએ તેની વાત કરવાની જરૂર નથી." આવો જવાબ મળ્યા પછી તે શું બોલે ? ક્ષણભર તેને લાગ્યું કે, દુર્ગાબાઇની વાત ખરી હશે. પરંતુ તેના કથનમાં ગૂઢત્વ રહેલું છે એ શંકા તદ્દન દૂર ન થઇ તે ન થઇ. આગળ પર ધીમે ધીમે પુછી લેવાશે એવો વિચાર કરી કમલિનીએ શાંતિ પકડી હતી પણ વારંવાર એ વિષેની ચિંતા પ્રદિપ્ત થઇ ઉઠતી તેથી ઘણો ખરો વખત તે એટલી સ્તબ્ધ રહેતી કે વિમલાને પણ તેનું કારણ જાણવાની ઇચ્છા થઇ.

કમલિનીએ છેવટે જે ઉત્તર આપ્યો તેને ઉદ્દેશી વિમલાએ પુછયું:—

"બહેનના વિષે કંઇ છે ?"

"ના ના, તેના વિષે કંઇ જ નથી."

"મોટી બહેન, બહેન સુખી હોય એમ તું માને છે ? કોઇ કોઇ વખત તો તે બહુ ઉદાસ જણાય છે. તેના જીવને કંઇ ચેન ન હોય એવું લાગે છે તેથી કહું છું."

"મારી તો ઇચ્છા છે કે તે સુખી રહે. તું કહે છે તેવી સ્થિતિ મેં પુષ્કળ વખત જોઇ છે; પણ તેનું કારણ હું નથી જાણતી."

"હસમુખરાયનો તો સારો પ્રેમ જણાય છે. તેની ઇચ્છા વિરૂદ્ધ લેશ માત્ર પગલું ભરતા નથી."

ખરેખર વિમલાને પ્રેમનો અતિરેક જોઇ આશ્ચર્ય થયું હતું. હસમુખરાયને ઘેર નહિ જવાનો કમલિનીએ નિશ્ચય કરેલો હતો તેનું કારણ તેમના પ્રત્યેનો તિરસ્કાર હોય કે પછી કમલિનીનો પોતાનો માની સ્વભાવ હોય અથવા બીજું ગમે તે હો પણ તે અત્યાર સુધી તે તરફ ફરકી સુદ્ધાં ન હતી. પરંતુ તેણે વિમલાને કદી અટકાવી ન હતી. વિમલા હમેશાં હસમુખરાયને ત્યાં જતી હતી તેથી લિલિ અને દાક્તર વચ્ચેનું વર્તન જોવાની તેને પુષ્કળ તક મળી હતી. પુનઃ તેણે કમલિનીને કહ્યું:—

"બહેન હું નાની હતી તે વખત કરતાં હાલમાં મને તેમનું વર્તન ઘણું સારૂ લાગે છે. તે વખતે આપણુ બધાંનો મત તેમના માટે ખરાબ હતો, કેમ નહિ? પણ હવે તેવું નથી લાગતું. લિલિને પ્રાણથી પણ અધિક ગણે છે બીચારા!"

"સભ્ય છે અને સ્વભાવ પણ પ્રેમી છે." કમલિનીએ વિમલાની વાતનો સ્વીકાર કરીને કહ્યું.

હવે કમલિની અને હસમુખરાયને મળવાના પ્રસંગ વારંવાર આવતા હતા અને હસમુખરાય પણ પ્રેમ તથા મર્યાદાપૂર્વક વાત કરતા હતા; છતાં કમલિની અદ્યાપિ તેમને ઘેર નહોતી જ ગઈ.

એટલામાં કોણ આવ્યું તે જોવા કમલિની અને વિમલાએ બારણા તરફ જોયું તો ગજેંદ્રની મૂર્તિ દૃષ્ટિએ પડી. વિમલાના મુખ પર સ્મિત ચળકયું; અને લજ્જાની સૂક્ષ્મ લહરી ફરી વળી.

"ગજેંદ્ર, ઉસ્તાદ છો તમે." કમલિનીએ કહ્યું, "હું આવવા નીકળી ત્યારે મેં કહ્યું છતાં કેમ તૈયાર થયા નહિ? પરીક્ષા હવે થઈ ગઈ કે એટલી વારમાં? કે પછી કંઇ........."

"ઠપકો ન આપશો. હું તો કાકાએ બોલાવ્યો તેથી આવ્યો છું."

"ખોટું બોલતાં કયારનું શીખ્યા. પણ હજુ મારી શરમ રાખવી જોઇએ. હું તમારા સુધારા કુધારા નથી સમજતી." કમલિનીએ હસીને કહ્યું.

ગજેંદ્ર પણ હસી પડયો. સમજ્યો કે, મોટી બહેન સમજી ગયાં છે. કેટલાક દિવસ એ પછી વિતી ગયા પણ તાવનો આજાર વૃદ્ધિંગત થતો જતો હતો. ગજેંદ્રના આગમનથી મણિકાન્તને સારી મદદ થઇ. કારણ કે દવા તૈયાર કરવામાં, દરદીઓને ત્યાં જવામાં તે વખતે તેમને માણસની ખાસ જરૂર હતી. વચ્ચે વચ્ચે ગજેંદ્ર કમલિનીને ત્યાં આવી બબે ઘડી બેસી જતો અને વિમલાને પણ વખત ગાળવામાં તે મદદગાર થઇ પડયો.

આ તરફ લિલિ દુર્ગાબાઇને ત્યાં રોજ જતી આવતી થઇ હતી. મત્સર ગ્રસ્ત અને સંશય પિશાચને સ્વાધીન થયેલી સ્ત્રી ક્યાં ન જાય અને શું ન કરે તે કહેવાય નહિ. તેના ભયંકર સંશયનું કેવું અનિષ્ઠ પરિણામ આવે તેવું છે તેની તેને કે અન્ય કોઇને કલ્પના ન હતી. છોકરાનો પતિ સાથે કંઇ પણ સંબંધ છે, એ સંશય એટલો બધો વધી ગયો કે તેની કંઇ મર્યાદા રહી નહિ. તે દબાવવો અશક્ય હતો. તેની ચિત્તવૃત્તિ એવી ક્ષુબ્ધ થઇ ગઇ હતી કે તેને ઘાસતી ગંજીની ઉપમા આપવી પડે. ફક્ત એક ચીણગારીની માત્ર જરૂર!

એવો એક પણ દિવસ જતો ન હતો કે લિલિ ત્યાં ન ગઇ હોય. તે કમલિનીને મળવા જવા નિમિત્તે નીકળતી અને ત્યાંથી દુર્ગા-બાઇના ઘર આગળ થઇ થોડે દૂર એક નાનું ઝૂંપડું હતું ત્યાં જતી અને ત્યાંથી ઘેર આવતી. જાણે તે ઝૂંપડામાં એક ઓળખાણની બાઇને મળવા જતી હોય તેવો તે ભાસ કરાવતી. આવતાં છોકરો બારણામાં જણાતો કે અટકી જતી અને તેની સાથે બે વાતો કરવા ઉભી રહેતી. કમળો હોય તે બધું પીળું દેખે એવી તેની સ્થિતિ થઇ હતી. તેનાં સંશયગ્રસ્ત ચક્ષુ પતિના અને તેના મુખમાં લેશ માત્ર ફરક જોઇ શકતાં ન હતાં. અત્યાર સુધીમાં અનેક વખત એ મુખ જોયું હશે પણ હજુયે તે તરફ જોયા કરવામાં કંટાળતી ન હતી.

અહીં આવવામાં કેવળ મત્સર કારણભૂત હતો એમ કંઇ ન હતું. એ વાતથી તેના મનનો જે નિશ્ચય થયો હતો તે પાર પાડવાનો હેતુ પણ રહેલો હતો. તેણે નિશ્ચય કર્યો હતો કે, પુરી શોધ કરી કંઇ ગુપ્ત પ્રકાર હોય તો તે બહાર પાડવો; પણ એ માટે શા ઉપાય યોજવા તેનો તેણે વિચાર કર્યો ન હતો. ખરી હકીકત શી છે તે સમજાવી જોઇએ. પછી ગમે તે થાય તો તેની ફીકર નહિ. તેનો સ્વભાવ માની હતો પણ આ વખતે તે બધું ભૂલી ગઇ હતી. દેખ-રેખ રાખે છે એવો દાક્તરે ટાણો માર્યો હતો પણ સર્વ હકીકત જાણવા માટે એથી ભારે કામ કરવાનું હોય તો તે માટે પણ તે તત્પર હતી.

તેના મગજમાં એક પ્રકારનું ગાંડપણ જ ઉત્પન્ન થયું હતું. એને એક જાતનો વ્યાધી કહેવાને કંઇ હરકત નથી. આ તરફ રોજ ને રોજ આવવાથી શી માહિતી મળશે તેની તેને પોતાને જ યથાસ્થિત કલ્પના ન હતી. એ માટે કોઇએ પ્રશ્ન કર્યો હોત તો તે એટલું જ કહી શકત કે, એ તરફ ગયા સિવાય નથી રહેવાતું. છતાં એટલું માત્ર ખરૂં કે, હસમુખરાય તે ઘરમાં કેટલી વખત આવે છે તે જાણવાની તેની ઇચ્છા હતી.

ઇચ્છા હતી પણ સ્થિતિ અનુકૂલ ન હતી. એકે દિવસ હસમુખરાયને ત્યાં આવેલા તે જોઇ શકી ન હતી. યદા કદાચિત આ ઘર પાસે ઉભયનો મેળાપ થઇ ગયો હોત તો કારણ કહેવાને તેની પાસે સાધન હતું. ઝુંપડીમાં રહેતી બાઇ ચોળી પોલકાં શીવવાનો ધંધો કરતી અને લિલિએ તેને ત્યાં ચોળી પોલકાં નાખ્યાં પણ હતાં. જો હસમુખરાય મળ્યા હોત તો તે કહેત કે, પોલકાં તૈયાર થયાં કે નહિ તે જોવા ગઇ હતી.

હમેશની રીત પ્રમાણે એક દિવસે લિલિ ત્યાં જતી હતી તે પ્રસંગે દુર્ગા બાઇ રસ્તા તરફ દૂર નજર કરતી ઉભી રહેલી જણાઇ. દુર્ગાબાઇએ પણ તેને જોઇ, પરંતુ તે હસમુખરાયની પત્ની હશે એમ તે જાણતી ન હતી. પુર્વે એક વખત તે અને કમલિની સાથે હતાં ત્યારે થોડી વાત થઇ હતી તે જ. તે પછી કદી બોલવાનો પ્રસંગ આવ્યો ન હતો. તેથી આજે પણ કંઇ ન બોલતાં દુર્ગાબાઇએ રસ્તા તરફ જોયા કર્યું. તે બોલી નહિ તેથી લિલિને સહજ ગુસ્સો આવ્યો. મત્સરથી—શોક માનીને તે ગાંડી બની હતી અને એ ગાંડપણમાં તેણે અનુમાન કર્યું કે બાઇ સાહેબ સ્વામીનાથની રાહ જુએ છે. લિલિ બડબડતી બડબડતી આગળ ગઇ. દરજેણના ઝૂંપડા પાસે પહોંચતા સુધી તેણે પાછળ જોયું નહિ. દેખાવ બરાબર થયો છે એમ સમજી તેણે અંદર જઈ દરજેણને કંઇ કહ્યું; પણ દરજેણને કંઇ સમજાયું નહિ. તે તેના તરફ આશ્ચર્યચકિત બની

જોવા લાગી. પોતે શું કહ્યું તે લિલિના લક્ષમાં રહ્યું નહિ હોય. જો હોત તો દરજેણને તેણે સમજાવી હોત. લિલિ પાછી બહાર નીકળી ઉતાવળે પગલે ચાલવા લાગી; પાછાં વળતાં રસ્તામાં એક ઠેલણ ગાડીમાં તે છોકરાને તેણે બેઠેલો જોયો; છોકરો તદ્દન અશક્ત, ફીકકો જણાયો. આવા છોકરાને રસ્તામાં એકલો જોઇ તેને અત્યંત નવાઇ લાગી, છોકરો તેને ઓળખી ગયો અને હસવા લાગ્યો.

" ભાઇ, તું રસ્તામાં આમ એકલો કેમ ? " લિલિએ તેને પુછ્યું.

" તે છત્રી લેવા ગયો છે. "

" કોણ તે ? "

" દાક્તરે છોકરો મોકલ્યો છે. તે કહે છે કે, હું ચલાતું તેટલું ચાલવું જોઇશે. થાક લાગે એટલે ગાડીમાં બેસી જવું, છોકરો ગાડી ઠેલશે. મારૂં રમકડું ભાગી ગયું પણ હું રડયો નથી. દાક્તરે કહ્યું છે કે, બીજું લાવી આપીશ. "

" તે અંદર છે કે ? " હસમુખરાયને ઉદ્દેશી લિલિએ તેને પ્રશ્ન કર્યો.

" હા. તે રમકડું ભાગી ગયું. પણ બીજાં બહુ છે હજું. "

એટલામાં છત્રી લઇને છોકરો આવ્યો. પૂર્વે તે હસમુખરાયને ત્યાં કેટલાક દિવસ રહ્યો હતો તેથી લિલિએ તેને ઓળખી લઇ પૂછ્યું; " તું કેમ અહીં આવ્યો છું કંઇ ? "

" માજી, આ છોકરાની ગાડી ઠેલવા મને રાખ્યો છે. આપણા સાહેબે મારૂં ઠેકાણું પાડયું છે, બા. દાક્તર સાહેબ આવવા જોઇએ; પણ હજુ કોણ જાણે કેમ આવ્યા નથી, ? "

લિલિ રસ્તે પડી. તેને લાગ્યું કે આ છોકરો ખોટું બોલીને ફસાવે છે. પેલો કહે છે કે અંદર છે ત્યારે તે ઘરમાં હોવા જ જોઇએ. તે વેગથી ઘર તરફ જતી હતી પણ ' દાક્તરે છોકરો મોકલ્યો છે ' એ શબ્દ તેના મનમાં ઘોળાયા કરતા હતા. તે મનમાં બોલી,

" આ છોકરા સાથે કંઇ સંબંધ ન હોય તો ગાડી ફેરવવા છોકરો મોકલવાની એમને શી પડી હોય ? " અરરર ! ! ખરી હકીકત તેના જાણવામાં હોત તો હસમુખરાય પર દોષારોપ થયો હોત ? માધવ વિશેષ ને વિશેષ અશક્ત થવા લાગ્યો ત્યારે દાક્તરે દુર્ગાબાઇને તાજી અને ખુલ્લી હવા મળે તેમ કરવા સલાહ આપી તેથી દુર્ગાબાઇએ એક ગાડી ખરીદ કરી, પણ ફેરવનાર કોઇ મળતું નથી એમ કહ્યું ત્યારે તેમનું લક્ષ પોતાને ત્યાં પહેલાં નોકર હતો તેના તરફ ગયું અને તેને તેમણે મોકલી આપ્યો. વાત જોઇએ ત્યારે આવી હતી; પણ લિલિ મત્સરથી અંધ બનેલી હતી એટલે તે તર્ક વિતર્ક કરી તે દિશામાં તણાવા લાગી.

લિલિ ઘેર આવી પહોંચી. અંદર જઇને તરત પતિદેવનો તપાસ કર્યો ત્યારે નોકરે કહ્યું કે, નીચે છે. લિલિને એ વાત ખરી લાગી નહિ, તેને લાગ્યું કે જુઠું બોલીને પોતાને ફસાવવાનું સર્વએ વ્રત લીધું છે. ચક્ષુર્વૈ સત્યમ, કરવાની તેને ઇચ્છા થઇ. તે નીચે ઉતરી સર્વત્ર જોઇ વળી પણ દાક્તર નજરે પડયા નહિ. જોતી જોતી તે ભોંયરાના દાદર આગળ આવી લાગી. ભોંયરામાં તે હમેશ જરૂરની નહિ એવી ઝેરી દવાઓ રાખતા હતા અને ત્યાં કોઇએ પણ જવું નહિ એવી તાકીદ આપેલી હતી. એટલે તેમના સિવાય કદી કોઇ ત્યાં જતું પણ નહતું. લિલિની નીચે ઉતરવા ઇચ્છા થઇ. પગથીયાં ઉતરી બારણા આગળ જઇ તેણે અંદર ડોકીયું કર્યું તો એક પેટી સામે દાક્તર ઉભેલા જણાયા. પેટી ઉઘાડી હતી અને તેમાં કંઇ કાગળોનું પીંડું જણાયું તે સાથે તે ચમકી.

વાચક, આ પેટીનું તમને સ્મરણ હશે જ. કુંદનની તબીયત ખરાબ હોવાની વાત દાક્તરના જાણવામાં આવી તે રાતે-ઘણાં વર્ષ થયાં-તેમણે પિતા તરફથી આવેલો મહત્વનો પત્ર આ પેટીમાં મુકયો હતો. લિલિ અહીં પેટી છે એમ જાણતી હતી; પણ તેમાં શું છે તે જાણવાની ઇચ્છા અદ્યાપિ સુધી તેણે કરી ન હતી. લગ્ન

થયા પછી હસમુખરાયે આખા ઘરમાં તેને ફેરવી હતી અને આ ઓરડી આગળ તે આવી હતી પણ તેણે તે વખતે અંદર પ્રવેશ કર્યો ન હતો.

તે ચમકી અને તેને જોઈ હસમુખરાય પણ ચમક્યા. પેટી બંધ કરી પાછળ વળી તેમણે કહ્યું; "કોણ છે? હં, તમારી પધરામણી થઇ છે કે? અહીં આવવાની તસ્દી કંઇ લીધી ને? શું જોઇએ છે?"

"કંઇ નહિ; મને લાગ્યું કે ઘરમાં છે કે નહિ તે જોઉં?" સાચા જ શબ્દો બોલતી બોલતી લિલિ પગથીયાં ચઢી ઉપર ગઇ. હસમુખરાય તેના તરફ આશ્ચર્યથી જોતા ઉભા જ રહ્યા.

વાચક, માધવને દાક્તર ઘરમાં છે કે નહિ એવો લિલિએ પ્રશ્ન કર્યો હતો પણ તે બિચારાએ વગર સમજે 'હા' કહ્યું હતું એ લક્ષમાં હશે જ.

## પ્રકરણ ૬ ઠું.

### બાથંબાથા!

બીજે કે ત્રીજે દિવસે સવારે કમલિની વિમલાના કેશ ગૂંથવા બેઠી હતી. વિમલાનું મસ્તક સહજ દુઃખતું હતું. આ દિવસમાં માથું દુઃખવા લાગતું કે, લોકોને સંશય પડતો અને ભીતિ ઉત્પન્ન થતી. વિમલાની ગ્લાનીયુક્ત મુદ્રા જોઇ કમલિનીને ચિંતા થવા લાગી. પણ વિમલાએ કહ્યું કે 'રાતે સારી ઉંઘ આવી ન હતી તેથી મસ્તક સહજ દુઃખે છે; બીજું કંઇ નથી. થોડી વારે મટી જશે.' એટલામાં એક માણસે આવીને ખબર આપી કે, લિલિ બ્હેનનો પગ મચકાયો છે; ચલાતું નથી તેથી વિમલા બ્હેનને મોકલો તો તેમનો વખત જાય.' આથી વિમલા તરત ત્યાં ગઇ.

લિલિ સૂઇ રહી હતી. તેને વિમલાએ પુછ્યું; "બહેન, શું થયું છે પગે ? કેમ કરતાં મોચકાયો ?"

"જેવું કર્મ તેવું ફળ, નાહકની પંચાત કરવા ગઇ તેનું આ પ્રાયશ્ચિત, બીજું શું ?"

"એવી શી પંચાત કરી છે ?"

"તને શું કહું ? અમો બન્નેનાં દિલ સ્વચ્છ નથી. સહજ એ બનાવ થયો છે. તું એમ ગભરાતી નહિ. રોજ અમે લઢીએ છીએ એવું કંઇ નથી; પણ પ્રથમનો પ્રેમ હવે નથી રહ્યો. એમની કેટલીક ગુપ્ત વાતો છે તે એ પોતે મને નથી કહેતા; પણ તે સર્વ મારા સમજવામાં આવી છે. મારાથી શા માટે ચોરી રાખવી ? ખુલ્લે ખુલ્લું કહેવું તો જોઇએ; પણ નહિ જ ! કહે મને શી રીતે ચેન પડે ? એ સર્વની પુરી તપાસ કર્યાં સિવાય નહિ રહું. મેં નિશ્ચય જ કર્યો છે—"

વિમલા દિઙ્-મૂઢ બની જોઇ રહી. લિલિએ આગળ કહ્યું:-

"પણ એ બધું તને કહેવા નથી બેસતી. એવી વાતો તારા કાને ન પડે એજ ઠીક. જવા દે એ વાત. ઘરની નીચે એક ભોંયરૂ છે અને ત્યાં એક લોખંડી પેટી પડેલી છે. તેમાં કાગળ પત્રો વગેરે રાખવામાં આવે છે. એ વાતની મને ખબર ન પડત; પરંતુ કાલે હું સહજ તે તરફના દાદર આગળ ગઇ હતી ત્યારે જોયું તો ત્યાં આગળ સ્વારી ઉભી રહેલી. મને જોતાં જ ગભરાઇને પેટી બંધ કરી દીધી તેથી મારા મનમાં થયુ કે, એવું તે શું ગુપ્ત હશે ? માટે પેટી એક વખત જોવી જોઇએ. કાલે રાતે કુંચીઓનો ઝૂમખો લઇ ધીમે રહી હું ત્યાં ગઇ—"

"પણ બહેન, એવું મનમાં આણ્યું શા માટે ? અને તેં કેવું સાહસ કર્યું ?"

"દમ પકડ, એવો ધણી મળે ત્યારે જ ખબર પડે ? કહે જો કે શા માટે મનમાં એવું આણ્યું ?"

વિમલા ચૂપ રહી. તે સમજી કે, લિલિ મોટી બહેન છે એટલે તેને વિશેષ કહેવાનો પોતાને અધિકાર નથી.

"કોઈને ખબર ન પડે તે સારૂ દીવો લીધા વગર હું ગઈ હતી;" લિલિ કહેવા લાગી; "દીવાસળીની પેટી માત્ર સાથે રાખી હતી. મેં કુંચીઓ લગાડી જોઈ પણ એકે કુંચી લાગી નહિ તેથી નિરાશ થઈ ઉપર આવવા નીકળી. ઉપર આવવાને ત્રણ પગથીઆં ચઢવાં પડે છે. બે ચઢી અને ત્રીજા પર પગ ગોઠવતાં કંઇ ચીકાશ જેવું લાગ્યું અને પગ ખસી જતાં હું નીચે પડી. એવી કળ ચઢી ગઈ કે ઉઠાયું પણ નહિ. કોઈને બોલાવું ત્યારે ચોરી બહાર પડી જાય તેથી ઘડી વાર મહા મુશીબતે જેમ તેમ ઉભી થઈ અને લંગડાતી લંગડાતી ઉપર આવી."

વિમલા સ્તબ્ધતાપૂર્વક સાંભળી રહી હતી. પુનઃ લિલિએ કહ્યું:—

"આજે સવારે દાક્તરે પુછ્યું ત્યારે પગ ખસી પડયો એટલું જ કહ્યું. વધારે બોલી જ નથી ને!"

થોડી વારે વિષય બદલી વિમલાએ કહ્યું: "કેમ બહેન, તમે બધાં કહે છે કે મુંબઈ રહેવા જવાનાં છો. કાલે ગજેંદ્ર કહેતા હતા."

"વચ્ચે વચ્ચે એવું કહેતા હતા ખરા; પણ મને પાકી ખબર નથી. ધંધા માટે શું અને રહેવા માટે શું, મુંબઈ જેવું કોઈ ઠેકાણું મને તો નથી જણાતું. ગજેંદ્રનું નામ નીકળ્યું તેથી કહું છું. દાક્તર કોણ જાણે કેમ તેમના ઉપર નારાજ છે. તેમનું નામ નીકળે છે કે એમને ગુસ્સો આવે છે. પરમ દિવસે કોઇ આવ્યું હતું તેમને કહેતા હતા કે ગજેંદ્ર મારા ધંધામાં હરકત કરે છે. ગજેંદ્ર હજુ ઉછરતા માણસ છે. છોકરવાદીપણામાં ગમે તેમ બોલતા હશે. તેમના પિતાને તારા બનેવીએ ગામ છોડાવ્યું એવો આરોપ તે મુકે છે."

"પહેલાં લોકો એવી વાતો કરતા હતા ખરા; પણ હવે તેનું શું છે? ગઈ વાતનો વિચાર શો? તે વખતે ગજેંદ્રની ઉમર નાની હતી. હવે એવું શા સારૂં બોલે, અને હસમુખરાયના ધંધાને હાની પહોંચાડવાની તેમને જરૂર શી?"

વિમલા વાત કરતી હતી પણ તેનો ચહેરો બદલાતો જતો હતો. તેનું મસ્તક વિશેષ દુઃખવા લાગ્યું અને ગળું પણ શરદીથી દુઃખી આવ્યું. આળસ મરડી તે પથારી પર સૂઇ ગઇ. બપોરે તાવ ચઢી આવ્યો. હસમુખરાયે નાડી જોઇ કહ્યું તાવ સખત છે. હમણાં હવા ખરાબ છે માટે બહુ સંભાળીને રહેવું જોઇએ.

સાંજે વિમલા પાછી જવાની હતી; પણ તાવ આવવાથી તે ગઇ નહિ. લિલિએ કમલિનીને ખબર આપવી જોઇતી હતી; પણ નિષ્કાળજીપણાથી તથા તેનો પોતાનો પગ દુઃખતો હોવાથી તે વાત જ તેને ન સૂઝી. હસમુખરાયને આ બાબતની ખબર પડી એટલે તેમણે કમલિનીને ચીઠ્ઠી લખી જણાવ્યું કે, વિમલા બહેનને તાવ આવ્યો છે તેથી રહ્યા છે-દવા આપી છે-ફીકર કરશો નહિ.

કમલિનીને વાત ખરી ન લાગી. સવારે કંઇ નહતું અને અત્યારે તાવની ખબર આવે છે એ શું ? તેને લાગ્યું કે, હસમુખરાયનો કંઇ અંતસ્થ હેતુ હોવો જોઇએ. આ વાત તેણે શારદાને કહી. તેનો મત એવો હતો કે વિમલા ત્યાં રહે નહિ તેમજ તેમની દવા ન લે તે ઠીક. વિમલા ત્યાં રહેતો કમલિનીને પણ ત્યાં જવું પડે અને એ વાત તેને પસંદ નહતી. તેણે સર્વ વાતનો મન સાથે વિચાર કર્યો અને તે જ રાતે તે શારદાને લઇ હસમુખરાયને ત્યાં ગઇ. જતી વખતે મણિકાન્તને તરત હસમુખરાયને ત્યાં આવવા પણ તેણે કહેવડાવ્યું હતું.

વિમલાના શરીરમાં તાવ હતો, માથું દુઃખતું હતું અને ગળાની પણ તેવી જ સ્થિતિ હતી. તેની પીઠપર પ્રેમથી હાથ ફેરવી કમલિનીએ કહ્યું:—

"આવું હતું ત્યારે ઘેર ચાલી આવવું હતું ને ? અને લિલિ, તું સમજતી નથી ? ગાડીમાં બેસાડી ઘેર મોકલી હોત તો ! "

" બહેન, એની ભૂલ નથી તેમ મારી પણ નથી. બપોરે સહજ શરીરમાં કમકમી આવી ત્યારે મેં દાક્તરને વાત કરી તેથી તેમણે

તરત દવા પણ આપી. માત્ર તેની શી અસર થાય છે તે જોઇને પછી તને ખબર આપવાનો વિચાર હતો. સંધ્યાકાળે પુનઃ પ્રકૃતિ જોઈ ત્યારે લાગ્યું કે, તાવ ઝેરી છે તેથી ગાડીમાં જવું એ પણ જોખમકારક છે. એટલે તને ખબર આપી. હું કહું છું, એમાં એક રીતે સારૂં થયું કે નહિ? ખુદ દાક્તરની દેખરેખ રહેશે. કંઇ જવું નહિ ને આવવું નહિ. બધું ઘરમાં ને ઘરમાં. અહીં શું નથી? ફીકર તો નહિ." એટલામાં હસમુખરાય પણ ત્યાં આવ્યા. કમલિનીને આવેલી જોઇ તેમને નવાઇ લાગી. તે કોઇ દિવસ આવતી ન હતી, એટલે આશ્ચર્ય થાય એ સ્વાભાવિક હતું. કમલિનીએ તેમને કહ્યું, "વિમલાને ઘેર લઇ જવી છે. સાંજે આટલો તાવ નહિ હોય. તે વખતે ગાડીમાં બેસાડી મોકલી હોત તો કેવું સારૂં થાત? હમણાં લઇ જવામાં હરકત છે?"

છટ્! છટ્! એવું જોખમ ન ખેડાય! સંધ્યાકાળે આટલો તાવ નહતો પણ ત્યારપછી એકદમ વધતો ગયો અને હજુ પણ વધવાનો સંભવ છે."

"ત્યારે તો હમણાં જ લઇ જવી પડશે." કમલિનીએ છેવટના બે શબ્દ સાંભળી કહ્યું; "મણિદાન્તને પણ બોલાવ્યા છે. તેમના પર મારી શ્રદ્ધા છે તેથી હું તેમની જ દવા લઉં છું. તમે પણ હુશીયાર છો. તેમનાથી વધારે હુશીયાર છો, પણ વિમલાની દવા તે જ કરે એવી મારી ઇચ્છા છે."

કમલિનીનો સ્વર, અભિમાન અને પોતાના પ્રત્યે વ્યક્ત થતો તિરસ્કાર જોઇ હસમુખરાયના મનમાં ચીડ ન આવે એમ કેમ બને? તે કંઇ બોલવા જતા હતા પણ તેટલામા નોકરે આવી કહ્યું કે ગજેંદ્ર આવ્યા છે. તરત જ કમલિની દાદર ઉતરી નીચે ગઇ અને હસમુખરાય પણ પાછળ પાછળ આવ્યા.

"દાદા બહાર ગયા છે તેથી હું આવ્યો છું;" ગજેંદ્રે કમલિનીને કહ્યું; "ક્યાં છે વિમલા? તાવ ચઢયો છે?"

" ચાલો સારૂ થયું આવ્યા તે, " એમ કહી કમલિની દાદર ચઢી વિમલા પાસે ગઇ અને ગજેંદ્ર દાદર તરફ વળ્યો. હસમુખરાયથી એ સહન થયું નહિ. તેમણે કહ્યું:-

" ગજેંદ્ર, આ મારૂં ઘર છે. હું તમને ઉપર નહિ જવા દઉં. તમારા કાકા આવ્યા હોત તો હું ઘણો ખુશી થાત; પણ તમને તો પગ નહિ મુકવા દઉં, તમને મારા ઘરમાં પેસવાનો શો અધિકાર છે ?"

" હસમુખરાય, હું તમારા ઘરમાં આવ્યો નથી. વિમલાને તાવ આવ્યાની ખબર જાણી તેમને મળવા આવ્યો છું. "

" આવ્યા હશો; પણ તમે તેમને નહિ મળી શકો. "

" નહિ મળી શકું ? " ગજેંદ્રે હસમુખરાય તરફ જોઇ કહ્યું; " દાક્તર, તમે શું બોલો છો ? બરાબર વિચાર કરો. તેમની સાથે મારૂં લગ્ન થવાનું છે તે ધ્યાનમાં છે ? ચલાવ, દૂર ખસો. હું તમારૂં કંઇ સાંભળતો નથી. "

ગજેંદ્ર દાદર ચઢવા લાગ્યો; પણ હસમુખરાયે તેને પકડી રાખ્યો. ઉભય બાથંબાથા કરવા લાગ્યા; અને એ ધમાચકડીમાં લેમ્પની ચીમની ફુટી જવાથી સર્વત્ર અંધારૂ થઇ ગયું. નોકરો શું છે તે જોવા આવ્યા, લિલિ લંગડાતી લંગડાતી નીચે આવી. રંભા-પણ ગભરાઇને ચીસો પાડવા લાગી અને તે સાથે લિલિએ પણ તેનું અનુકરણ કર્યું. સર્વ ગભરાઇ ગયાં પણ કારણ તેમના સમજ-વામાં આવ્યું નહિ.

ગજેંદ્રે એ અંધારામાં સર્વને બાજુએ કરી દાદરનો રસ્તો પકડયો. હસમુખરાયે પુનઃ તેને અટકાવ્યો હોત પણ નોકરોએ તેમને તે તરફ જવા દીધા નહિ. એટલામાં તેમના કાનમાં ધીમેથી ચમ-ત્કારિક શબ્દ આવ્યા:-" એકને ઝેર આપ્યું અને બીજીની પણ તેવી દશા કરવી છે ? "

શબ્દો સાથે બારણામાં કંઇ ઘસારો થયો. કોઇ આવીને ચાલી ગયું હોય તેમ લાગ્યું. હસમુખરાયના હાંઝા ગગડી ગયા. તે પત્થર-

વત્ ઉભા રહ્યા. ક્ષણમાત્રમાં તેમના શરીરે પરસેવો પરસેવો થઇ ગયો અને મુખ કાળું ચંટ પડી ગયું. પગ થરથર ધ્રુજવા લાગ્યા. હસમુખરાયે ગજેંદ્રને ઉપર જતાં જોયો હતો એટલે તે એ શબ્દો બોલ્યો નથી તેની ખાત્રી હતી. ત્યારે બોલ્યું કોણ ? એટલામાં કોઇએ દીવાસળી સળગાવી અને તે સાથે બારણા આગળ કોઇ મલીન, કદરૂપો ચહેરો જણાયો. કોણ જાણે તેમને શું થયું કે તે એકદમ કૂદકો મારી તેની ગરદન પકડી બોલ્યા; " ચોર, તું કોણ છે બોલ; આપું એક ઠોસો ? "

ઠોસો લગાવી પણ દીધો. પેલો માણસ સજ્જડ થઈ ગયો. તે બોલ્યો; " દાક્તર સાહેબ, હું, હું, હું છું ? હું આવ્યો શા સારૂ અને આ તમે કરો છો શું ? રોજ આવનારો માણસ છતાં ઓળખતા નથી એ શું ? મેં શો ગુન્હો કર્યો છે સાહેબ ? "

હસમુખરાયે શુદ્ધિપર આવી જોયું તો નજીકમાં રહેતો કાળીયો હજામ જણાયો. તેને છોડી દઇ તેમણે કહ્યું:-

" કાળીયા, તું ? આ વખતે તું અહીં ક્યાંથી ? મને લાગ્યું કે કોઇ ચોર પેસીને નીકળી ગયો તે તું જ. ભૂલ થઇ હોં ! "

દાક્તરે ચોતરફ જોયું પણ કોઇ દૃષ્ટિએ ન પડયું. કાળીયો હસમુખરાયની સેવા માટે કદી કદી આવતો હતો. તેણે કહ્યું; "દાક્તર સાહેબ, હું તો આપને બોલાવવા આવ્યો હતો. મારો છોકરો માંદો છે, જોઇ ન જાવ ! ગામમાં બહુ લોકો માંદાં છે તેથી મને લાગ્યું કે થતા રોગને દાબવો જોઇએ. પણ તમે તો મને જ મેથીપાક આપ્યો મહારાજ ! કોણ જાણે કયા ચંડાળનું મોઢું જોયું હશે. અપશુકન થયેલા. હજુ મારો બરડો દુઃખે છે બાપજી ! "

" કોઇ અજાણ્યો માણસ તારા જોવામાં આવ્યો ખરો ? અથવા અંદરથી બહાર નીકળતો જણાયો હતો ? "

" ના બાપજી, મેં કોઇને જોયો નથી. જો કે અહીં આવવા

નીકળ્યો હતો પણ બૂમાબૂમ સાંભળી એટલે દોડતો આવ્યો. મને તો ધ્રાસકો પડ્યો કે કોઇનું ખૂન થયું કે શું ? "

કમલિની અને લિલિને વસ્તુ સ્થિતિ ન સમજાઈ–કમલિની પણ લિલિની પાછળ પાછળ આવી હતી અને બન્ને દાદર આગળ ઉભી હતી. તેણે એ વિષે દાક્તરને પુછતાં તે બોલ્યાઃ—

" મ...મને...મને લાગ્યું કે કોઇ ચોર આવ્યો હતો. મને તેનાં પગલાં સંભળાયાં. ખરેખર કોઈ પેઠો હતો. "

દાકતર ચોતરફ ચમત્કારિક દૃષ્ટિથી જોવા લાગ્યા.

"દાક્તર સાહેબ, ચાલો છોકરાને જોઇ જાવને !" પોતાની દાદ સંભળાયલી ન જોઇ કાળીયા હજામે પુનઃ કહ્યું.

" હા, હા. ભૂલી ગયો. આવું છું. આગળ થા. થોડીવારમાં આવું છું, ચાલ ! "

ગજેંદ્ર દાદર ચઢી ઠેઠ વિમલા સૂતી હતી ત્યાં ગયો. તે તાવથી ફફડતી હતી. ગજેંદ્રે નાડી જોઇ–નાડી ઉતાવળી ચાલતી હતી. ગજેંદ્રનું હૃદય પોચું હતું. તેને ભય લાગ્યો. ' આ તાવ જીવલેણ નીવડશે તો ? મારી વિમલાનો નિષ્ઠુર કાળ ભક્ષ કરી જશે તો ? પછી–પછી ' એવા કંઈ કંઈ વિચાર ઉત્પન્ન થવાથી તેનું હૃદય કંપી ઉઠ્યું. વિમલાનું હૃદય પણ ભરાઇ આવ્યું અને તે ચોધાર રડવા લાગી. એટલામાં મણિકાન્ત અને કમલિની ઉપર આવ્યાં. તેમને જોઇને ગજેંદ્ર સહજ દૂર ખસ્યો.

" સાંજે લઇ ગયાં હોત તો ચાલત." વિમલાને ત્યાંથી ખસેડવામાં જોખમ લાગ્યાથી મણિકાન્તે કહ્યું; " હવે લઇ જવાય તેમ નથી. " કમલિની નિરૂપાય બની તથાપિ વિમલાની દવા ' તમારે જ કરવાની છે ' એમ તેણે સ્પષ્ટ કહી નાખ્યું.

" હસમુખરાયને ઠીક નહિ લાગે, વળી તમારા સંબંધી છે એટલે બીજો દાકતર દવા કરે એ બરાબર નહિ ગણાય. " મણિકાન્તે હરકત બતાવી.

" ગમે તેમ હો. હસમુખરાયને જે લાગવાનું હોય તે લા
લોકો ગમે તે કહે, મને તેમની પરવા નથી." કમલિનીએ આ
હથી કહ્યું. " મારી વિમલા સારી થાય એટલે બસ. તમારા ઉ
મને શ્રદ્ધા છે તેથી હું તમારે સ્વાધીન કરૂં છું. હું હસમુખરા
દોષ આપતી નથી; પણ તમારી દવાથી મને પુષ્કળ વખત ફાય
થયો છે તેથી તમારી જ દવા લેવાની ઇચ્છા છે. હસમુખરાયે વ
આવવું જ નહિ એમ હું કહેતી નથી; પણ જે કંઈ કરવું હોય
તમારી સંમત્તિથી જ કરવું જોઇએ."

હસમુખરાયે સમય જોઇ સૂચના પસંદ કરી અને તે મણિ
ન્તની સલાહથી દવા આપવા લાગ્યા. વિમલા પોતાની સાળી હ
તેમના ઘરમાં જ હતી એટલે તદ્દન ટાળી મુક્યા હોતતો તેમને
લાગી આવત. વળી વિમલા સારી થશે એવી તેમને ખાત્રી હ
એટલે સુસાધ્ય રોગી બીજાને સ્વાધીન થાય તે પણ તેમને રૂચે ન
તે એટલું તો સમજ્યા જ હતા કે, આ તો જેમ તેમ માન જાળ
લેવું પડયું છે.

વિમલાને અહીં રાખવાની ફરજ પડી એટલે કમલિની
લિલિને કહ્યું, " બહેન, તેં અને હસમુખરાયે થઇને વિમલાને અ
રાખી; પણ હવે મારે અને શારદાને અહીં રહેવું પડશે. શારદા વિ
લાની ચાકરી સારી રીતે કરી શકશે; વિમલા તદ્દન સારી નહિ
જાય ત્યાં સુધી મારાથી નહિ ખસાય. જા કહીશ તોયે નહિ જાઉં.

" ઠીક થયું, ઠીક થયું રે ઠીક થયું ! " આનંદથી તાળી પ
લિલિ બોલી; " અમારો ઉમરો ચઢવાની નહોતી ને ? હવે
આવી ? કેટલી મગરૂરી હતી ? બહુ સારૂં થયું ! "

" મગરૂરી ! છટ્ ! મગરૂરીના કારણે નહોતી આવતી એ
કંઇ નહતું."

" ત્યારે શું હતું ? વહેમ હતો ? "

" એ વાત જવા દે. મારા જીવને કંઇ લાગી હોય અને તે

તું બીજી જ વાત કરે ! મણિકાન્ત કહેતા હતા કે હજુ તાવ વધારે ચઢશે. ”

“ હા, તે પણ એમ કહે છે અને તેથી જ એમણે મોકલી નહિ ને ? દાક્તરે તારૂં માન પાન બરાબર જાળવવાને તાકીદ આપી છે. તારૂં તો બહુ સારૂ બોલે છે. જ્યારે વાત નીકળે ત્યારે કહે કે, એવો સ્વભાવ, એવી માયા, એવી મમતા કોઇમાંએ જોઇ નથી. પણ શારદા માત્ર તેમને નથી ગમતી. ”

“ આ શારદા ? કેમ વારૂ ? એણે શું બગાડયું છે ? ”

“ કંઇ કર્યું નથી ને કારવ્યું નથી. એ બિચારી શું કરવાની હતી ? પણ એનું મોહું એમને નથી ગમતું. એને જોઇને મોં જ મરડે છે. પરંતુ મને તો વ્હાલી હેમ જેવી લાગે છે. બહુ સારી છે હોં.”

હસમુખરાયે બહુ ખોળ કરી પણ કાનમાં કોણ ગણગણી ગયું તે સમજાયું નહિ. કોઇ આવ્યું હતું એ વિષે તો તેમને સંશય જ રહો ન હતો. કાળીયા હજામ સિવાય કોઇ આવ્યો હતો એમ દાક્તરને કેમ લાગે છે તેની ઘરનાં અન્ય કોઈ માણસને પણ સમજ ન પડી.



## પ્રકરણ ૭ મું.

## ચિંતાજનક સ્થિતિ.

વીમલાની પ્રકૃતિ વિષે હવે ફીકર થઇ પડી. તાપ જોસબંધ વધતો ચાલ્યો અને જીવનની આશા ડગમગવા લાગી. દાક્તરે જલદ ઉપાય યોજવા માંડયા પણ આરામ થાય તેવાં ચિહ્ન ન જણાયાં. હસમુખરાય ઔષધ યોજનામાં અસ્ખલિત શ્રમ લઇ રહ્યા હતા તેથી કમલિનીના મનમાં સ્વાભાવિકપણે કૃતજ્ઞ બુદ્ધિ ઉત્પન થઇ અને હવે લગભગ પ્રથમનો અણગમો નષ્ટ થવા આવ્યો હતો એમ કહે-

વાને હરકત નથી. હસમુખરાય વિમલા આ જીવલેણ દરદથી બચી જાય એમ હૃદય પૂર્વક ઇચ્છતા હતા. ખરી રીતે મણિકાન્ત દવા કરતા હતા પણ તે હસમુખરાયના ઘરમાં હતી એટલે તેની સંભાળ લેવાની તક તેમને જ મળતી હતી. મણિકાન્ત દિવસમાં એક વખત, બે વખત અને બહુ બહુ તો ત્રણ વખત આવી જતા. કમલિની ચિંતાગ્રસ્ત વદને તેની પથારી પાસે ચોવીસે કલાક બેસી રહેતી. તેણે માત્ર આશા ત્યજી ન હતી. પ્રભુના દયાલુત્વ અને ન્યાયીપણા માટે તે અડગ નિષ્ઠાવાન હતી. પ્રભુને તે દિલથી સર્વ અર્પણ કરી ચુકી હતી. સર્વસ્વ સ્વાધીન કરનારની તે જરૂર સંભાળ રાખે છે. તેના પાલનની સર્વ જવાબદારી તે પોતાને શિર રાખે છે. ' વિમલાની પ્રકૃતિ સુધરે તે માટે પ્રત્યેક માનવી પ્રયત્ન શરૂ છતાં યશ નહિ મળે તો જગતનિયંતાની ઇચ્છા તેવી જ હોવી જોઇએ; માટે કલ્પાંત કરવામાં કંઇ અર્થ નથી ' એમ કમલિની મનમાં વિચારી લેતી. દાક્તરે આશા છોડી દીધી હતી પણ તેનું મન કહેતું હતું કે પરમાત્માની અદ્યાપિ એવી ઇચ્છા નથી.

લિલિ પણ તાવમાં સપડાઇ હતી; કિન્તુ તેનો તાવ સૌમ્ય હતો. પથારીમાં લાંબા દિવસ પડી રહેવા જેવો સમય નહોતો આવ્યો; પણ રજનું ગજ બતાવવાની તેની પ્રકૃતિ હતી. હસમુખરાય દક્ષતાપૂર્વક દવા આપે જતા હતા. તે જાણતા હતા કે તાવ ચિંતાજનક નથી અને તેમણે લિલિને તેમ કહ્યું પણ ખરૂં. પરંતુ તેની અસર ખરાબ થઇ. તે કહેવા લાગી કે, ' મારા પર પ્રેમ નથી, મારી ફીકર નથી, નિષ્ઠુર જ ! ' પણ તેનું આ કથન યોગ્ય ન હતું. અદ્યાપિ હસમુખરાય તેના પ્રત્યે ઓછો પ્રેમ રાખતા ન હતા, તેને માટે તે સર્વસ્વ હારી જવા તૈયાર થાય તેવા હતા. પરંતુ કુદરતના ન્યાયી કાનુન કઇ દિશામાં પોતાનું કાર્ય કરતા હશે તે કોણ જાણે ?

વિમલાની અસ્વસ્થ પ્રકૃતિ દરમીયાન ફરીથી એક દિવસ

ગજેંદ્ર પોતાના કાકા સાથે તેની ઓરડીમાં ગયો હતો. તાવના જોરમાં વિમલા આમથી તેમ આળોટતી હતી અને કંઈક બેભાન પણ બની હતી. તે ગજેંદ્રને ઓળખી શકી નહિ. તેની આવી શોચનીય સ્થિતિ જોઈ ગજેંદ્રને અત્યંત દુઃખ થયું. વિમલાની આયુષ્ય મર્યાદા વધારવા તે પોતાનું આયુષ્ય આપવા તત્પર હતો પણ તેનો શો ઉપયોગ ? એ કાંઈ તેના પોતાના હાથની વાત હતી ? એટલામાં તેના મસ્તકમાં એક વિચાર ઉદ્ભવ્યો. તે તત્કાળ ઓરડીમાંથી બ્હાર નીકળ્યો. સ્ટેશને જઈ 'વિમલા તાવથી ભયંકર સ્થિતિમાં આવી પડી છે માટે તરત આવો ' એવો તેણે સુરેંદ્ર ઉપર તાર કર્યો અને પૂર્વે થયેલા ટંટાના વિચારથી હસમુખરાયને ત્યાં એકલા જવાનું પસંદ ન કરતાં તેણે માણસ સાથે કહેવડાવ્યું કે પિતાજીને તાર કર્યો છે એટલે તે જલ્દી આવી પહોંચશે.

એજ દિવસે દુર્ગાબાઇને ત્યાં માધવની પ્રકૃતિ વિશેષ હેરાન થઇ હતી. માધવનો પાછળ પુષ્કળ વખત ઉલ્લેખ થયો છે અને તેના ચહેરાએ કેટલાકના મનમાં ગમે તેવા સંશય અને કંઇ કંઈ કલ્પના ઉત્પન્ન કર્યા છે એ વાચકની જાણ બહાર નથી. એ છોકરો ગયા આઠ દિવસથી ઉતરતી કળાએ જવા લાગ્યો હતો. હસમુખરાય રોજ ત્યાં જઇને તબીયત જોતા હતા. તેમને પણ લાગ્યું કે છોકરો હવે કાઇ બચતો નથી. ઘેર તેમની સાળી-વિમલા પથારી વશ હતી, એટલું જ નહિ પણ તેની પ્રકૃતિ ચિંતાજનક થઇ હતી અને તેમની પત્નીની કોમલતાની વાત કરવાની ન હતી તેથી આજે હસમુખરાયને બહુ શ્રમ પડયો હતો એટલે છોકરા તરફ તે જઇ શકયા ન હતા. તેમણે તબીયત જોવા પોતાના કંપાઉંડરને મોકલ્યો હતો. તેણે આવીને કહ્યું: "

" છોકરાને વિશેષ છે. તેની મા ચિંતામાં ને ચિંતામાં બેસી રહી છે પણ આપના ઉપર ગુસ્સે થઈ છે. કહેતી હતી કે ઉભા ઉભા એક વખત આવી જાય. "

" જવાશે તો જઇ આવીશ પણ એટલો વખત મળે તેમ નથી લાગતું." એટલું બોલીને તે ચૂપ રહ્યા. વળી તે એ પણ જાણતા હતા કે, જવાથી કંઇ ઉપયોગ થવાનો સંભવ નથી.

તેના ઘૂંટણ આજે વિશેષ દુઃખતા હતા. સાંજના સુમારમાં તે સહજ ઘેનમાં આવવાથી પથારીમાં તેને સુવાડી દુર્ગાબાઇ પાસે બેઠી બેઠી કંઇ કામ કરતી હતી. એટલામાં એક કદરૂપા ચહેરાની બાઇ ઘરમાં આવી. દુર્ગાબાઇએ તેને પહેલાં કોઇ વખત જોયેલી હતી પણ ક્યારે જોઇ હતી તે યાદ આવ્યું નહિ. વાચક એ વાત જાણે છે જ. તે તેર નંબરના ઘરનાં માલીક મણિકોર હતાં. તે દિવસે સવારે જીવકોર તેમને ત્યાં ગઇ હતી ત્યારે આમની તેમની વાત કરતાં કરતાં દુર્ગાબાઇ છોકરાને લઇને આવી છે, તેનો વિચાર જુદો જ જણાય છે, કુંદનના મરણનો તપાસ કરવા માટે આવી હશે એવું એવું કેટલુંક બોલી ગઇ હતી. આ ઉપરથી મળી આવવાના વિચારથી તે આવ્યાં હતાં.

દુર્ગાબાઇએ ' આવો ' કહી તેમનું સ્વાગત કર્યું. દુર્ગાબાઇ બોલવામાં બહાદુર હતી પણ કુંદનના મરણની વાત સાંભળી ત્યારથી તેણે બોલવાનું બહુ થોડું રાખ્યું હતું એમ કહેવાને હરકત નથી. તેને લાગતું હતું કે, કુંદનના મરણ સંબંધી કંઇ ગુપ્ત ભેદ હોય તો તે સમજવા માટે પોતે તદન અપરિચિત છે, તેની સાથે કોઇ જાતનો સંબંધ નથી, ચાર દિવસ હવાફેર માટે આવેલી છે એવો ભાસ કરાવવો જોઇએ. અત્યાર સુધી તે એ રીતે વર્તી પણ તેનો હેતુ પાર પડ્યો નહિ. પ્રથમ જે સાંભળ્યું હતું તેથી વિશેષ કંઇ જણાયું નહિ. એટલે હવે તેણે પૂર્વ સ્વભાવ ધારણ કરી લીધો અને મણિકોર સાથે ગમે તેમનું બોલવા માંડ્યું.

એટલામાં શારદા પણ ત્યાં આવી પહોંચી. કમલિનીએ તેને કંઇ કામ માટે બજારમાં મોકલી હતી અને આવતી વખત છોકરાને જોઇ આવવા સુચવ્યું હતું. કમલિનીને તે છોકરા માટે એક પ્રકારની

ફીકર થતી હતી. કુદરતી રીતે તેના ઉપર તેને પ્રેમ ઉપજ્યો હતો.

શારદા આવવાથી દુર્ગાબાઇને ઠીક લાગ્યું. તેણે માન્યું કે કલાક બે કલાકની નવરાશ લઇને આવી હશે એટલે નિરાંતે વાત થશે. મણિકોર પણ હાઝર છે એટલે સારા ખુલાસા થશે. પરંતુ શારદાને તેટલી નવરાશ ન હતી. પ્રથમની માફક આજે પણ તે ઉતાવળમાં હતી. કમલિનીએ જલદી આવવા કહ્યું હતું તેથી વધારે વખત તે ત્યાં ન બેઠી.

અરધી એક ઘડી વાત થઇ અને તેમાં મુખ્ય વિષય કુંદનનો જ હતો. છેવટે મણિકોરે હસમુખરાયે જોયેલા માણસની વાત કહી. દુર્ગાબાઇએ એ વિષે અદ્યાપિ સુધી કંઇ સાંભળ્યું ન હતું. તે બોલી ઉઠયાં; " હે ભગવાન ! એ ચોરને, એ હત્યારાને કોઇએ કેમ પકડયો નહિ ? "

જીવકોરની માફક મણિકોરને પણ હસમુખરાયે કોઇને જોયાની વાત ખરી લાગતી ન હતી. કોઇ પારકું એ વાત કરતું ત્યારે બન્નેને ચીડ ચઢતી હતી. દુર્ગાબાઇનો પ્રશ્ન સાંભળી મણિકોરે કહ્યું, "કોને પકડે ? ત્યાં કોઇ હોય ત્યારે ને ? હસમુખરાયે અમારી આબરૂ લેવાનો વખત આણ્યો હતો. કહેવા લાગ્યા કે, કોઇ છુપાઇ રહ્યો હતો તેને જોયો ? અમારા જેવાં બાઇ માણુસને પુછતાં શરમ પણ નહિ આવી હોય? તે દિવસથી મને તો એવી લાગી ગઇ છે કે—"

" મણિકોર, તમે ગમે તેમ કહો; પણ ત્યાં અવશ્ય કોઇ હોવું જોઇએ. અને એજ મારે નક્કી કરવાનું હતું. મને અત્યાર સુધી એજ આશ્ચર્ય થતું હતું કે તે કેમ ત્યાં નહિ ગયો હોય ! આ વાત આજે જ જાણી મેં ! "

"તમે શું કહો છો તે મને તો નથી સમજાતું." મણિકોરે કહ્યું.

" એમાં શું સમજવાનું છે ? હું કહું છું તે એકે, તે છુપાયલો માણુસ કહેવાય છે તે જ કુંદનનો વર હોવો જોઇએ. "

" એટલે ? તેનો વર ? બળ્યું, બોલવું જ સમજ્યાં છે ! "

" તેજ, તેજ, તેજ તેનો ધણી અને તેણે જ મારી નાખી. મારી ખાત્રી થઇ ગઇ. પણ જીવકોરે એ વાત મને કેમ નહિ કહી હોય ? "

" તે શી રીતે કહે ? તેને ખરી લાગતી નથી ત્યાં. મારી માફક તે પણ માને છે કે ત્યાં કોઇ ન હતું. "

" તારે તો કહેવી હતી ? " શારદા તરફ નજર કરી દુર્ગાબાઇએ કહ્યું; " આથી બધી વાતનો પતો પડશે. "

" કહેત, પણ મને નવરાશ ક્યાં મળે છે ? વળી એ વાત મને પણ ખરી લાગતી નથી. "

" નથી લાગતી ખરી ? "

" ના. "

" ત્યારે હસમુખરાયની નજરે કોઇ પડયું જ નથી એમ તું કહે છે. ? "

" તે વખતે કોઇ જણાયું એમ લાગ્યું હશે. પણ પછી તેમની એવી સમજ થઇ કે કેવળ ભાસ થયો હતો. "

" પણ પછી તેની શોધખોળ કરી નહિ ને ? "

" કરી હતી. બહુ જ કરી હતી. પોલીસે પણ ફાંફાં માર્યાં; પરંતુ કંઇ પત્તો ન પડયો. "

" તેથી બધા એ કહે છે કે ત્યાં કોઇ જ ન હતું. " વચ્ચે મણિકોરે કહ્યું.

" પણ હું કહું છું કે તે જ કુંદનનો વર હતો ! " દુર્ગાએ કહ્યું; " તેજ, એમાં લેશ પણ શંકા નથી. હું એટલું તો જાણું છું કે, તે તે વખતે આ ગામમાં હતો. "

" તમારી ખાત્રી છે ?" બન્ને સાથે બોલી હઠી.

" હા, ખાત્રી છે. તે વખતે તેનો વર આ ગામમાં હતો એટલું તો હું જાણું છું. "

" ત્યારે તે હમણાં ક્યાં છે તે કહો જોઇએ." મણિકોરે પુછ્યું.

" ક્યાં છે તે કહું ? બહુ અકલ જણાય છે. આટલાં વર્ષ થયાં પણ તેની કંઇ વાત મળી નહિ તેથી પત્તો પડેતો જોઉં એમ કરીને તો અહીં આવી છું."

" ત્યારે તો સવારે જીવકોર કહેતી હતી તે વાત ખરી." મણિકોરે કહ્યું; " તે કહેતી હતી કે, બહેન કંઇ અમથાં નથી આવ્યાં. પણ હું કહું છું કે, તમે છાનાં માનાં બેસી કેમ રહ્યાં છો–હું તમારી જગ્યાએ હોત તો ક્યારની પોલીસને ખબર આપી હોત. કુંદનનું કોઇ સગું વ્હાલું નહિ તેથી પોલીસે બધી વાત અડધેથી પડતી મુકી. ઘણા લોકો એમ કહે છે."

" પોલીસને ખબર આપવા જેવો અદ્યાપિ વખત આવ્યો નથી. હું મારો વિચાર કરૂં છું–હું કોણ, ક્યાંથી આવી વગેરે બાબતમાં કોઇને કંઇ ખબર નથી. ફક્ત બેને મારા માટે શંકા આવેલી છે. એક તો આ શારદા તરત જ મને ઓળખી ગઇ."

" અને બીજી કોણ ? જીવકોર ?"

" છટ, છટ ! તે મને પ્રથમ ઓળખી નહોતી શકી. મને લાગે છે કે, હસમુખરાય હું આવી છું તેનું કારણ સમજ્યા હોવા જોઇએ."

" તમે એમ શા ઉપરથી માનો છો ?"

" કારણ એટલું જ કે, પ્રથમ મળ્યા ત્યારે મને તેમણે કેટલાએ પ્રશ્ન પુછ્યા હતા. હું કોણ, ક્યાંની, ઉત્પન્ન કેટલું, કેમ આવી છું, એવું એવું કેટલુંયે પુછ્યું. જો મેં જવાબ આપ્યા હોત તો તેમના સવાલ ખુટયા જ નહોત. એક દિવસ તો મારૂં કબાટ ફંફોડતા હતા. પકડાયા ત્યારે કડકો ખોળું છું એવું બાનું કહાડયું. ગમે તેમ હોય પણ તેમણે ઇરાદા પૂર્વક તે ઉઘાડયું હોવું જોઇએ."

" બહેન ! તમે અહીંથી ગયાં તે દિવસે હસમુખરાય સ્ટેશને મળ્યા હતા ને ? એ હકીકત બહાર આવી હતી ખરી. મને બરાબર યાદ છે." મણિકોરે કહ્યું.

" મને મળ્યા હતા તે એ કે ? " દુર્ગાબાઇએ સહજ અટકીને કહ્યું. " એ વાત તો ભૂલી જ ગઈ હતી. હવે બરાબર યાદ આવ્યું. એમણે ઠીક મને ઓળખી રાખી ત્યારે તો. ખરેખર, નહિ તો એટલા સવાલ ન કરત ? "

" ન કેમ કરે ? એ તો સ્વાભાવિક છે. ખરૂં શું છે તે સમજવા માટે પુછે. મેં નહોતા પુછ્યા ? "

" તેમ હશે. એક બે વખત હું બધી વાત કરવા તૈયાર થઇ ગઇ હતી પણ વળી પાછું માંડી વાળ્યું હતું. "

શારદા જવાને ઉઠી. વિમલાની તબીયત વિશેષ અસ્વસ્થ હતી એટલે તેનાથી બેસાય તેમ ન હતું. સિવાય મણિકોરના દેખતાં કેટલીક વાત તે કરી શકે તેમ નહતી.

" બ્હેન, તે નાનકડું બચ્ચું કેટલા દિવસ જીવ્યું હતું ? જીવકોર કહેતી હતી કે તે તરત મરી ગયું. " મણિકોરે પ્રશ્ન કર્યો.

"વધારે દિવસ ન જીવ્યું અને જીવે એમ લાગતું પણ નહતું. શારદા થોડીવાર બેસને ? ઉતાવળ શી ? "

" મને યે બેસવાનું મન છે પણ ઉપાય નથી. વિમલા બ્હેન માંદાં છે. વખતે કંઇ કામ પડે માટે ઘેર હોઉં તો ઠીક. "

" પણ શારદા, ગામમાં વાત ચાલે છે કે, લિલિ બ્હેન–"

મણિકોર આગળ કંઇ બોલતી હતી તેટલામાં કોઇએ બારણું ઉઘાડવાથી વાત અટકી અને સર્વની દૃષ્ટિ તે તરફ ગઇ. જીવકોરની સ્વારી ફૂંફાડા મારતી આવેલી જણાઇ અને તે સાથે બધાં હસી પડયાં. માધવ પણ જાગી ઉઠયો અને દુઃખાવાના કારણે રડવા લાગ્યો તેથી દુર્ગા તે તરફ ગઇ અને શારદા પોતાને રસ્તે પડી. રસ્તામાં હસમુખરાય સામા ગાડીમાં આવતા જણાયા. તે દુર્ગાબાઇને ત્યાં જ જતા હતા.



# પ્રકરણ ૮ મું.

## મુંબઇના દાક્તર.

ગજેંદ્રનો તાર મળતાં જ પહેલી ગાડીમાં સુરેંદ્ર દાક્તર સૈનેશ્વર આવવા નીકળી ચૂક્યા હતા. ગાડી સ્ટેશનમાં ફેં ફેં કરતી તથા લાંબી સીસોટી બોલાવતી આવી પહોંચી. ગજેંદ્ર ઘોડાગાડી લઇને સ્ટેશન પર આવ્યો હતો. બન્નેની દૃષ્ટદૃષ્ટ થતાં 'તાર કર્યાં પછી કંઇ સુધારો!' એવો પ્રશ્ન સુરેંદ્રે કર્યો. જવાબમાં ગજેંદ્રે કહ્યું, સુધારો બીલકુલ નથી, ઉલટી ચિંતાજનક સ્થિતિ છે.' આ પછી વિશેષ કંઇ બોલવું થયું નહિ. બન્ને ગાડીમાં બેસી સૈનેશ્વરમાં આવી પહોંચ્યા. ગાડીનો ચક્ર ધ્વનિ તથા ઘોડાના ડાબલાનો અવાજ સાંભળી કોઇ બારણામાં તો કોઇ બારીમાંથી સહજ દૃષ્ટિ ક્ષેપ કરવા લાગ્યા. ગજેંદ્ર ગાડી હાંકવા બેઠો હતો અને ક્યારે હસમુખરાયનું મકાન આવી પહોંચે એ વિચારથી પુર વેગથી ઘોડો હાંકી રહ્યો હતો. લોકો આ સ્થિતિ જોઇ અંદર અંદર બોલવા લાગ્યા; " અરે, આ કંઇ ગાડો થયો છે કે શું ? ગાડી તુટશે કે ભાગશે તેનો વિચાર છે કે નહિ ?" પણ તેની સાથે બેઠેલો ગૃહસ્થ તરફ તેમની નજર ગઇ ત્યારે તે સમજી શકયા કે, મુંબઇથી સુરેંદ્ર દાક્તર આવ્યા છે અને આમ પૂરવેગમાં જાય છે ત્યારે વિમલા બહેનની તબીયત નિકટ હોવી જોઇએ.

ગાડી ઉભી રહી. હસમુખરાય દુર્ગાબાઇને ત્યાંથી આવીને બહાર ઉભા હતા. ગાડી દૃષ્ટિએ પડતાં તેમને આશ્ચર્ય થયું. સુરેંદ્ર આ વખતે કેમ આવ્યા છે તે તેમને ન સમજાયું.

સુરેંદ્ર ગાડીમાંથી ઉતરી અંદર આવ્યા અને હસમુખરાયને જોઇ 'કેમ છે ? ઠીક છે ? વિમલા બહેન ક્યાં છે ' એમ પુછતા પુછતા દાદર ચઢી ઉપર ગયા. હસમુખરાયે સુરેંદ્રને પેસવા નહિ દેવાનો વિચાર કર્યો; પણ–પણ ગજેંદ્રને કહ્યું હતું તેવું કંઇ કહેવાની

હિંમત ન થઇ. સુરેંદ્ર પ્રકૃતિ જોઇ તરત નીકળી ગયા હતા તેથી કદાચિત્ તેવી સંધિ તેમને નહિ મળી હોય. એક બીજો વિચાર પણ તેમના ચિત્તને વીંધી રહ્યો હતો. દુર્ગાબાઇને ત્યાં તે ગયા ત્યારે જે કંઇ સાધારણ બીના બની હતી તેથી તે બેચેન બન્યા હતા. થોડીવારે સર્વ હકીકત તેમના ધ્યાનમાં આવી. તે સમજ્યા કે વિમલાની પ્રકૃતિ જોવા માટે ગજેંદ્ર કે મણિકાન્તે તેમને બોલાવ્યા હોવા જોઇએ. તે મનમાં બોલ્યા "શું સુરેંદ્ર મારા તથા મણિકાન્ત કરતાં હુશીયાર હતા ? તેમને બોલાવવાની શી જરૂર ? એ તો ઠીક છે. પણ એ સંબંધી મારી સલાહ લેવામાં કેમ ન આવી ?"

આ તરફ સુરેંદ્રે વિમલાની ઓરડીમાં પહોંચી તેની નાડી, છાતી, નેત્ર, જીભ વગેરે જોઇ લીધી અને તેમને લાગ્યું કે, કંઇ રામ નથી. મધ્યરાત્રિ સુધીમાં તાવ ઉતરશે તો પ્રકૃતિ હાથમાં રહેશે; નહિ તો પછી આશા વ્યર્થ છે. કંઇ દવા આપી અને હલનચલન જોવા પુનઃ આવીને બાર વાગ્યા સુધી તે બેસી રહ્યા. વચ્ચે વચ્ચે ઘડીઆળ કહાડી તે નાડીના ધબકારા જોતા, છાતી તપાસતા, હાથ પગ હલાવતા અને કપાળ પરથી પરસેવો લૂછી નાખતા. વખત જતો ન હતો. પ્રત્યેક ક્ષણ કેવી જાય છે તેની ચિંતા થયા કરતી. બારના સુમારે વિમલાની આંખો કિંચિત મીંચાઇ. તરત જ સુરેંદ્રના મુખ પર આનંદનું તેજ પ્રસરી રહ્યું. તે 'હવે ફીકર નથી. વિમલા બહેનનું આયુષ્ય બળવાન છે. હું ઘેર જાઉં છું,' એમ કમલિનીને કહી ઘેર ગયા.

તે મણિકાન્તને મળી સૂઇ ગયા. સવારની ગાડીમાં તે મુંબઈ જવાના હતા; પણ સવારે ઉઠીને જોયું તો આખું ઘર ગરજવાન લોકોથી ભરાઇ ગયું હતું. વિમલા પ્રમાણે ગામમાં અનેક માણસો તાવથી પથારીમાં પડેલા હતા. સુરેંદ્રના આગમનની વાત જોત જોતામા આખા ગામમાં ફરી વળી હતી. જે તે જતા પહેલાં નિદાન એક વખત ઘેર આવી પોતાના માણસની પ્રકૃતિ જોવા

વિનંતિ કરવા લાગ્યો. આ સમયે લોકમતે આવું સ્વરૂપ પકડયું હતું. પૂર્વે એક વખત એ જ લોકોએ સુરેંદ્રને ગામમાંથી હાંકી મુક્યા હતા એમ કહીશું તો ખોટું નથી. તે વખતે તેમને મફત પણ કોઇ ઘેર બોલાવી જવા તૈયાર નહતો. પરંતુ સ્થિતિ બદલાઇ હતી અને તે દિવસ પણ વહી ગયા હતા. મુંબઈ ગયા પછી તેમની જે પ્રસિદ્ધિ થઇ હતી તે પરથી લોકોની ભાવનામાં પરિવર્તન થયું હતું અને વળી મહાજનો યેનગતઃ સપંથાઃ ના ન્યાયે અનુકરણ થાય એ સ્વાભાવિક હતું.

સુરેંદ્રે મુંબઇ જવાનું માંડી વાળ્યું. પ્રત્યેકને ત્યાં જઇ ઔષધ બતાવી સર્વેને સંતુષ્ટ કર્યા. રંકથી રાય સુધીના કોઇ પણ માણસ પાસેથી તેમણે પૈસા લીધા નહિ. આખો દિવસ તેમને ફરવું પડયું હતું; દરમીયાન બે વખત વિમલાની પ્રકૃતિ જોઇ આવ્યા હતા અને પુનઃ સાંજે ત્યાં ગયા. હવે તેની પ્રકૃતિ સુધારાપર હતી. તાવનો ભય દૂર થયો હતો પણ અશક્તિ પુષ્કળ હતી તેથી દસપંદર દિવસ સંભાળીને રહેવામાં નહિ આવે તો પુનઃ ઉથલો ખાશે અને વાત હાથમાં રહેશે નહિ એમ જણાવી તે ઘેર જવા તૈયાર થયા; પણ તેમને રહેવા સારૂ કમલિની આગ્રહ કરવા લાગી. તેને લાગ્યું કે સુરેંદ્રેજ વિમલાને બચાવી છે.

"માણસ ગમે તેટલી મહેનત કરે તેથી શું ?" સુરેંદ્રે કહ્યું; "જીવનદોરી બળવાન એટલે આ માંદગીમાંથી ઉઠી. હું આવ્યો ન હોત તોપણ પ્રભુ કૃપાથી સારી થઇ ગઇ હોત."

છેવટે કમલિનીને સમજાવી તે ઘેર આવવા નીકળ્યા. હસમુખરાયે પણ રહેવાનો આગ્રહ કર્યો; પરંતુ 'કાલે સવારે જવું છે એટલે રહી શકું તેમ નથી' એમ કહી તે છૂટા પડયા.

આ વખતે રાત ઘણી ગઇ હતી. સુરેંદ્રે બારણામાં પગ મુકયો તે સાથેજ બાજુએ ઓટલીપર કોઇ બાઇ ઝોકાં ખાતી જણાઇ. બૂટના અવાજથી તે ચમકીને જાગ્રત થઇ. સુરેંદ્ર તેને નીહાળીને જોવા લાગ્યા.

"મને ઓળખી કે શું ?" તે બાઇએ પુછ્યું.

"કેમ વારૂ ? ઓળખી. કેમ ભૂલું ? ઘણાં વર્ષ થયાં તેથી શું ? તારૂં નામ જીવકોરને ? બેઠી બેઠી શો વિચાર કરતી હતી ? શરીર તો બમણું થઇ ગયું છે ને ! ઠીક, પણ કેમ આવવું થયું છે ? જાડાંને પાતળાં કરવાની મુંબઇમાં મીલ નીકળી છે. છે ખબર ? ત્યાં જવું છે ? પત્ર લખી આપું કહે તો."

સુરેંદ્ર હસવા લાગ્યા અને જીવકોર પણ હસી પડી. ખબર અંતર પુછી પોતે શા માટે આવી છે તે તે કહેવા લાગી. તે વખતે દસ વાગ્યા હતા. સુરેંદ્ર થાકી ગયા હતા પણ જીવકોરની કથનીનો છેડો આવ્યો નહિ.

સુરેંદ્રના આગમનના સમાચાર દુર્ગાબાઇના કાને આવ્યા હતા. હસમુખરાયનો નોકર દવા આપવા ગયો ત્યારે તે બોલ્યો હતો કે, 'મુંબઇથી મોટા દાક્તર સુરેંદ્ર કરીને છે તે આવ્યા છે. વિમલા બહેનની તબીયત જોવા તાર કર્યો હતો. આખા ગામમાં દવા વહેંચવા નીકળ્યા છે.' આથી દુર્ગાબાઇને પણ લાગ્યું કે તેમને બોલાવી છોકરાની તબીયત બતાવી હોય તો ઠીક. દુર્ગાબાઇ દેખાવમાં ઉગ્ર અને કડક જણાતી હતી પણ તેનું હૃદય કોમલ હતું. છોકરાની તેને બહુ માયા હતી. તેને દિવસે દિવસે ક્ષીણ થતો જોઇ તેની ખાત્રી થઇ હતી કે દોરી તૂટવા આવી છે; પણ ઉપરની વાતથી કંઇક આશા થઇ અને કદાચિત ગુણ લાગી જાય તો લાગી જાય એવો વિચાર કરી તેમને બોલાવવાનો નિશ્ચય કર્યો. હસમુખરાય માટે તેનો મત કંઇ ખરાબ ન હતો. તે હુશીયાર છે એ વાત તેને માન્ય હતી અને તે એમ પણ સમજતી હતી કે પોતાથી બને છે તેટલું સર્વ તે કરે છે. પરંતુ નામાંકિત અને મુંબઇના દાક્તર, એ નામમાંજ એક પ્રકારનો જાદુ હોય છે. એ જાદુથી દુર્ગાબાઇ આકર્ષાઇ. તેણે જીવકોરને બોલાવી કહ્યું:—

"ઘેર જતી વખતે સુરેંદ્ર દાક્તર ક્યાં રહે છે તે ખોળી કહાડી

તેમને અહીં ના મોકલો ? જેટલી ફી માગશો તેટલી આપીશ. તેની ફીકર કરશો નહિ. કદાચ ગરીબને ઘેર કોણ જાય એમ કરીને નહિ આવે તેથી કહું છું. "

આ વિષે વાત કરતી વખતે ફી ઉપર જીવકોરે બહુ ભાર મુકયો હતો તથાપિ જે પ્રકરણના કારણે બાપદાદાના વખતનું ઘર છોડી તેમને પરદેશ જવું પડયું તે પ્રકરણના સંબંધ વાળી એ બાઈ છે એ વિષે એક શબ્દ પણ તેણે ઉચ્ચાર્યો ન હતો. જીવકોર મુદ્દે ચાણાક્ષ અને અગમ બુદ્ધિની હતી. તેને લાગ્યું કે, પાછલી વાત સુરેંદ્રને નહિ ગમે માટે તે સંબંધી કંઇ ન બોલવું એજ સારૂં છે. તેણે તો એટલું જ જણાવ્યું કે " બાઇ પરગામી છે. છોકરો બહુ માંદો છે માટે ચાલો જ. "

" બધી વાત ખરી પણ મને વખત ક્યાં છે ? કાલે જવું છે. છોકરાને શું થયું છે ? તાવ આવે છે ? "

" તાવ તો ભારે નથી પણ દહાડે દહાડે ક્ષીણ થતો જાય છે. આજની શક્તિ કાલે નહિ અને કાલની પરમ દિવસે નહિ. ઘૂંટણનું દરદ છે. કૃપા કરીને ત્યાં સુધી જઇ આવો. "

" પણ મારાથી તેને સારૂં નહિ થઇ શકે. "

" દાક્તર, એવું ન બોલશો. પ્રકૃતિ જોવા સારા દાક્તર આવ્યા છે, એટલી સમજ માત્રથી દરદી અને તેના ઘરમાં માણસોને કેટલી હુશીયારી આવી જાય છે તે જાણો છો તો ખરા. દાક્તરના પગ પડતાં રોગીને સારૂ થઇ જાય છે એમ કંઇ નથી હોતું પણ ધીરજ આવે છે. બીચારી બાઇને સારૂ લાગશે. રડયા જ કરે છે બીચારી ! રડી રડીને તેની આંખો જવા આવી છે તેથી કહું છું કે, હમણાં નહિ તો સવારે જજો; પણ ના ન કહેશો. "

" ઠીક, રાતે વિચાર કરીશ. કાલે બપોરની ગાડીમાં જવાનું ઠરશે તો સવારે જઇ આવીશ. છે હવે કંઇ ? જા. " એવું આશા-

સન આપી જીવકોરને જેમ તેમ રસ્તે પાડી તેનું અગડબંબ શરીર જોઇ મણિકાન્ત તથા સુરેંદ્ર હસી પડયા.

સવારે ઉઠયા પછી ગજેંદ્રને સાથે લઇ સુરેંદ્ર દુર્ગાબાઇને ત્યાં ગયા. એ બાઇ અગર તેના માધવ વિષે કંઇ વિશેષ હકીકત છે કિંવા સંશય આવવા જેવી કોઇ સ્થિતિ છે એવી ગજેંદ્રને લેશ માત્ર કલ્પના નહતી. અદ્યાપિપર્યંત ગામના થોડા જ માણસોને કંઇક સંશય આવ્યો હતો. ઘણા ખરા એટલું જ જાણતા હતા કે અમુક ઘરમાં દુર્ગાબાઇ નામની કોઇ સ્ત્રી અને એક છોકરો રહે છે. તેમનું અહીં કંઇ ઓળખાણ પાળખાણ જણાતું નથી.

છોકરો સૂતેલો હતો તે હમણાં જ જાગીને પથારીમાં બેઠો હતો. દુર્ગાબાઇ ઘરમાં પુંજો વાળતી હતી. દાક્તર આટલા વહેલા આવશે એમ તે ધારતી નહતી. છોકરો અત્યંત નિસ્તેજ અને અશક્ત જણાતો હતો. તેણે પોતાનો ડાબો હાથ બાંયમાંથી કહાડી નાખી ખુલ્લો રાખ્યો હતો. તે હાથ ઉપર સુરેંદ્રને કંઇ ચિહ્ન જણાયું. તેમણે તે લક્ષપૂર્વક જોયું. તે એક તલ હતો. તે છોકરાને કંઈ પુછવા લાગ્યા એટલામાં દુર્ગાબાઇ ત્યાં આવી.

પ્રકૃતિ જોઇ તે જવા તૈયાર થયા ત્યારે દુર્ગાબાઇએ ધીમે રહી પુછયું.

"ત્યારે દાક્તર, રૂપીયો ખરો થાય તેમ છે? સાચું હોય તેજ કહેજો."

"સાચું કહું? મને તો આશા નથી. હવે એ વધારે દિવસ નહિ કહાડે!"

"એટલે! સાચું કહ્યું ખરૂંને! એ શબ્દોમાં માને આશ્વાસન મળે એવું કંઈ છે?" દુર્ગાબાઇએ થોડીવાર ચૂપ રહી અચાનક કહ્યું.

"મારે સ્પષ્ટ કેમ ન કહેવું? તમે સાચું બોલવા કહ્યું ત્યારે મેં સાચું કહ્યું અને હવે સ્પષ્ટ કહું છું કે તમે છોકરાનાં મા નથી."

"હું નહિ? ત્યારે કોણ? તમે?"

"હા, હા. તમે નહિ. એ છોકરો મારો છે, મારો—સમજ્યાં ?"

"એટલે ? આવું બોલવાનો અર્થ શો ?"

"અર્થ એટલો કે આ છોકરાને જગતમાં લાવનાર હું છું. એના જન્મ વખતે હું પાસે હતો. આમ જુઓ." સુરેંદ્ર છોકરા પાસે ગયા અને તલ બતાવી કહ્યું; "આ ચિહ્ન પરથી હું એને ઓળખી ગયો છું. મારી સામે હજાર છોકરાં ઉભાં કરવામાં આવે તો પણ આ નિશાની પરથી હું એને ઓળખી કહાડું. કદી ભુલું નહિ."

દુર્ગા શું બોલે ? બન્ને બહાર આવ્યાં. ત્યાં ગજેંદ્ર ઉભો હતો તેને ઉદ્દેશી સુરેંદ્રે કહ્યું.

"કેટલાંક વર્ષ પર મણિકોરને ત્યાં જે બાઇ—હા, કુંદનનું કમનશીબ મો'ત થયું હતું તે તને યાદ હશે જ. આ છોકરો તેનો જ છે."

"પણ મેં જીવકોરને—જીવકોરે સુવાવડ કરી હતીને ? ઘણીવાર પુછ્યું કે; " દુર્ગાબાઇએ કહ્યું, " કંઇ નિશાની હતી ? ત્યારે તે તો કહેતી હતી કે એકે નહતી."

"જીવકોરે તમને ગમે તે કહ્યું હોય; મને તેની જરૂર નથી. તે ભુલી ગઇ હશે અથવા તેણે એ ચિહ્ન જોયું નહિ હોય. પણ હું કહું છું કે આ જ તે છોકરો."

દુર્ગાબાઇએ છોકરાની વાત છોડી બીજી વાત કરતાં કહ્યું;

"કુંદનને દવા તમે જ આપી હતી કે ? શું નામ ?"

"હા, હા. તેજ હું. દાક્તર સુરેંદ્ર કહે છે તે હું જ. તેને નિષ્કાળજીથી ઝેર આપ્યાનો આરોપ જેના પર હતો તેજ હું."

"શું તમારા હાથે ભૂલ નથી થઈ ?"

"મારા હાથે ? મારા આ હાથે ? તમારો તેની સાથે શો સંબંધ છે તે હું જાણતો નથી, પણ મારા શબ્દો પર વિશ્વાસ રાખો. તે સર્વ સાક્ષી પ્રભુનું સ્મરણ કરીને કહું છું કે, મેં દવા બરાબર મોકલી હતી, તેમાં કોઇ પણ પ્રકારના વિષનું મિશ્રણ કર્યું નહતું

અને પુનઃ એજ હકીકત આજે આ તેના મરણ પથારીયે પડેલા પુત્ર સમક્ષ પ્રતિજ્ઞા પર કહું છું."

"ત્યારે તે કૃત્ય કોનું હશે ?"

"હું નથી જાણતો તે." એમ કહી ખીસામાંથી કાગળ પેન્સીલ કહાડી તે દવાની વિગત લખવા લાગ્યા. લખતાં લખતાં 'દુર્ગાબાઇ! દુર્ગાબાઇ!' એમ બડબડયા. પાછલી વાતનું સ્મરણ થવાથી તેમને આશ્ચર્ય થયા જેવું જણાયું. પછી તેમણે પૂછયું, "છોકરાને લઇ જવા દુર્ગાબાઈ નામનાં જે બાઇ આવ્યાં હતાં તે તમે જ ને ?

"હોઇશ. પણ તેનું શું છે ?" વાતનો અસ્વીકાર કરવાથી કંઈ ફાયદો નથી કિંવા સ્વીકાર કરવાને હરકત નથી એમ લાગ્યાથી દુર્ગાબાઇએ કહ્યું.

"તેનું શું છે ?" સુરેંદ્રે કહ્યું: "કેમ વારૂ ? તમને ખોળવા માટે કેટલો પ્રયાસ થયો હતો તે તમે જાણો છો ? તેમાં તમારી ખાસ અગત્ય હતી."

"શા માટે ?"

"જે માહિતી હોય તે કહેવા માટે. તે સ્ત્રી કોણ હતી, ક્યાંની હતી, કેમ આવી હતી વગેરે જે વાત ગુપ્ત રહી છે તે વિષે કંઇએ હકીકત બહાર આવી શકત."

"પણ હું કંઇ જ કહી શકી નહોત."

"હું એવું નથી માનતો. તમે કહી શક્યાં હોત."

"ત્યારે દાક્તર, તમે ભૂલો છો. મેં પ્રતિજ્ઞાપર કહ્યું હોત કે તે કોણ છે, ક્યાંની છે, તેનાં માબાપ કોણ છે તે વિષે અજાણ્યા માણસ જેટલું જ હું જાણું છું. એ બધી માહિતી મેળવવા ખાતર તો હું અહીં આવી છું. અહીં આવી ત્યાં સુધી કુંદનના મરણની વાત હું જાણતી ન હતી. મારા મનમાં હતું કે તે અદ્યાપિ સુધી અહીં જ રહી છે."

"તેનો પતિ ક્યાં છે?" સુરેંદ્રે પુછ્યું.

"મારે પણ તેજ જાણવું છે. અહીંથી છોકરો લઇને ગઇ ત્યાર પછી મને કોઇ જાતની ખબર મળી નથી."

"ગમે તેમ હો, પણ તેના વિષે થોડું ઘણું તો જાણતાં હોવાં જોઇએ. તદ્દન ઓળખાણ વગરની બાઇનો છોકરો લેવા તમે નહિ આવ્યાં હો."

"તે મારે ત્યાં રહી હતી તેથી અમારે સંબંધ થયો હતો એજ."

"અને તેનો પતિ? તે પણ તમારે ત્યાં રહેતો હતો?"

"ના. તે એકલી જ હતી. હું તમારા સોગન ખાઇને કહું છું કે, તે કોણ છે કિંવા તેનો વર કોણ છે તે હું નથી જાણતી. અહીં આવી છું. પણ તે જ આ છોકરો એમ મેં કોઇને કહ્યું નથી. શા માટે કહું? તદ્દન ચૂપ રહી છું. કેમકે જો વાત થાય તો પુછનાર અનેક મળે અને જવાબ આપનાર હું એકલી."

"શું તેના મરણની પણ ખબર તમને મળી નહોતી?"

"ના. હું છોકરાને લઇ અમદાવાદ ગઇ હતી. અમારા ઘરના સારી નોકરીપર હતા. અમને કુંદનની ખબર નહિ મળવાથી આશ્ચર્ય થતું હતું. છેવટે ધાર્યું કે તે અને તેનો વર દેશાવર ગયાં હશે."

"શું લેશમાત્ર તમને ખબર નથી મળી?"

"બીલકુલ નહિ. અહીં આવ્યા પછી જાણ્યું તેજ. કુંદન મુંબઇમાં મારી પાસે રહેતી હતી; પણ એક દિવસે અચાનક અહીં ચાલી આવી. પછી મારા પર કાગળ આવ્યો કે, પ્રસુતિ એક બે દિવસમાં થશે માટે આવીને બાળક લઇ જજો. મેં બાળકનું જતન કરવા તેને કબૂલત આપી હતી. એટલું જ હું જાણું છું."

"પણ તે આ ગામમાં શા સારૂ આવી હતી તેની કંઇ માહિતી?"

"મને લાગે છે કે તે તેના વરને મળવા અહીં આવી હતી. પરંતુ તેમાં કંઈ ભેદ હોવો જોઇએ. કારણ કે, તેના સંબંધી તે કંઈ જ કહેતી નહતી."

આ માહિતીથી સુરેંદ્રને વિશેષ જાણવાનું મળ્યું નહિ. જે જાણતાં હોય તે પોલીસને જણાવજો એવી સલાહ આપી તે જવા ઉઠયા.

"હું પોલીસને ખબર આપવાની છું; પરંતુ તેવો વખત અદ્યાપિ આવ્યો નથી." દુર્ગાબાઇએ ખુલાસો કર્યો.

સુરેંદ્ર અને ગજેંદ્ર રસ્તા ઉપર આવ્યા તેટલામાં દુર્ગાબાઇએ તેમને હાંક પાડી કહ્યું:—

"દાક્તર, આવ્યા તેવા ચાલ્યાને ? શીના રૂપીયા માગ્યા નહિ !"

"આ ગામમાં કોઇની પાસે હું ફી લેતો નથી. મેં લખી આપ્યા પ્રમાણે દવા આપજો. પણ આશા નથી."

સુરેંદ્ર ઘરથી થોડે દૂર ગયા તેટલામાં હસમુખરાય મળ્યા. તે પણ દરદીઓને જોવા નીકળ્યા હતા. 'બાપ દીકરો આ તરફ ક્યાંથી ?' એ શબ્દો તેમના મુખમાં આવી ગયા હતા—પરંતુ તે ગળી ગયા અને બોલ્યા, "અમારા દરદીને ત્યાં ગયા હતા એમ લાગે છે."

"તમારો દરદી ? અમને કંઇ ખબર નથી અને પુછવાનું કારણ પણ નહતું. દવાની યાદી લખી આપી છે તે પણ બાઇને ઠીક લાગે તેટલા સારૂં. હવે કંઇ અર્થ રહ્યો નથી."

"તમને ત્યાં કોણ લઇ ગયું હતું."

"દુર્ગાબાઇએ બોલાવ્યાથી હું ત્યાં ગયો હતો. છોકરો કોનો તે તમે જાણી ગયા હશો."

"કોનો ?" હસમુખરાયે સહજ અટકીને કહ્યું; "દાક્તર આવો, હકીમ આવો કે ધન્વંતરી આવો પણ છોકરો જીવવાનો નથી એટલું માત્ર સમજ્યો છું."

"સાંભળો. મણિકોરને ત્યાં એક સ્ત્રી આવી હતી અને તમે નહોતા તેથી હું દવા આપવા જતો હતો. યાદ છે ? જે બાઇ પ્રસિદ્ધ

એસીડથી મરી ગઇ હતી તેનો એ છોકરો છે. તેનો જ. "

" ગમે તેવી વાત અડાવી લાગે છે ? "

" હું કહું છું તે ખરૂં છે. મારી કલ્પના ભૂલ ભરી છે એમ બતાવવાનો દુર્ગાબાઇએ પ્રયત્ન કર્યો; પણ છેવટે ખાત્રી કરી આપી. "

હસમુખરાયના ચહેરાપર આછી પણ વિચિત્ર લહરીઓ જણાઇ. ગજેંદ્ર તેમના મુખનું બરાબર નિરીક્ષણ કરી રહ્યો હતો.

" સુરેંદ્ર, આટલાં વર્ષે શું એક દિવસ જોયેલું બચ્ચું ઓળખી શકાય ? " છેવટે હસમુખરાયે પુછ્યું.

" હું કબુલ કરૂં છું કે ન ઓળખાય. પણ કંઇ વિશેષ ચિહ્ન હોય તો ઓળખી શકાય. ગમે ત્યાં એ છોકરો મારી નજરે પડયો હોત તો તે નિશાનીપરથી જરૂર હું ઓળખી શક્યો હોત. "

" શી નિશાની છે ? "

" ડાબા હાથપર એક મોટો તલ છે. એક વખત જોયા પછી કોઇ ન ભૂલે. જાવ, જોઇ આવો. "

સુરેંદ્ર બે ડગલાં આગળ ગયા અને હસમુખરાય દુર્ગાબાઇના ઘરના ઉમરામાં પહોંચ્યા. એટલામાં સુરેંદ્રે તેમને બોલાવી કહ્યું:—

" જુઓ હસમુખરાય, એ વાત પોલીસને પહોચાડશો તો ઠીક થશે. એ ઉપરથી પાછળની હકીકતપર પ્રકાશ પડશે. કદાચિત મને કહી છે તે કરતાં પણ તે તમને વિશેષ હકીકત કહેશે. પુછી જોજો. તે કહેતી હતી કે, કુંદન તેના પતિને મળવા અહીં આવી હતી. મને એ વાત ખરી હોય તેમ લાગે છે. તમને જે ચહેરો જણાયો હતો તેજ તેનો પતિ હોવો જોઇએ. "

ઉભય છૂટા પડયા. પેલો ચહેરો પુનઃ હસમુખરાયના ચક્ષુ આગળ તરવા લાગ્યો. તે આકુળ વ્યાકુળ બની ગયા.



# પ્રકરણ ૯ મું.

## ચેતવણી.

વિમલા બચી ગઈ ! હવે તેની પ્રકૃતિ સુધરવા લાગી. સુરેંદ્ર મુંબઇ ગયા પછી આઠ દિવસમાં જ તે ઉઠીને બેઠી થઇ અને ઓરડીમાં થોડું હરવા ફરવા લાગી. ગામની હવા પણ સુધરતી જતી હતી અને રોગનું જોર ધીમે ધીમે ઓછું થવા લાગ્યું હતું.

વાચક જાણે જ છે કે, વિમલા અસ્વસ્થ હતી તે વખતે ગજેંદ્ર કાકા સાથે આવ્યો હતો પણ તાવના જોરમાં તે તેને ઓળખી શકી ન હતી. તે દિવસ પછી તેને આ મકાનમાં એક પણ દિવસ આવવા દેવામાં આવ્યો ન હતો તેથી તે હસમુખરાય ઉપર અતિ ગુસ્સે થઇ ગયો હતો. વિમલાનું આયુષ્ય બળવત્તર છે એમ તેણે મણિકાન્તના મુખે સાંભળીને એક દિવસ તે સીધો હસમુખરાયને ત્યાં ગયો અને દાદર ચઢી વિમલાની ઓરડીમાં જઇ બેઠો. તે વખતે હસમુખરાય ઘેર ન હતા એટલે તેને કોઇ પણ પ્રકારની હરકત પડી નહિ.

વિમલા પથારીપર તકીએ અઢેલીને બેઠી હતી. ગજેંદ્ર તેની પાસે જઇને બેઠો પણ ઉભયના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. છેવટે ગદ્‌ગદ કંઠે ગજેંદ્રે કહ્યું:—

"અરિષ્ટ ટળ્યું છે. હવે કહેવાને કંઇ હરકત નથી. તારા જીવનની બીલકુલ આશા ન હતી પણ હવે પ્રભુની કૃપાથી આપણું જીવન–આપણે જીવનનાં સુખદુઃખનાં ભાગીદાર થોડા વખતમાં બની શકીશું."

"તથાપિ ! શરીરભોગ મારે જ સહન કરવાના છે. એમાં અન્ય કોઇ શી રીતે ભાગીદાર થઇ શકે ?"

"શરીરભોગ ભોગવવો પડે એ વાત ખરી છે પણ તું એવી સ્થિતિમાં હોય છતાં તારી ખબર લેવા સુદ્ધાં મને અહીં પેસવા

દેવામાં ન આવે એ કેવી ખરાબ રીત ? મારી દુર્દશાનો તને ખ્યાલ શી રીતે આપું ? કલાકના કલાક આ ઘરની ચોતરફ ફર્યા કરૂં, રાત મધરાતે ફાંફાં માર્યા કરૂં, બારી તરફ જોયા કરૂં છતાં તારી પ્રકૃતિ પ્રત્યક્ષ જોવાને બે નશીબ ! એ બધું તને કહેવા નથી બેસતો. એક વખત તું મારી થાય તો પછી કોની મગદૂર છે કે મને અટકાવે ? તારી સુશ્રૂષા અને સેવા કરવાના હક્કની આડે આવવાનો કોઈને શો અધિકાર છે ? "

" ત્યારે તો આપે મને આ દુઃખમાંથી ઉગારી લીધી છે એવું જ કહીશ." સ્મિત હાસ્ય કરી વિમલાએ કહ્યું.

" મેં ઉગારી ? શી રીતે ? "

" કેમ શી રીતે ? મુંબઈ તાર કોણે કર્યો ? મોટી બહેન કહે છે કે, સુરેંદ્ર આવ્યા પછી થોડીજ વારમાં કંઈક આરામ થયો અને સારી ઉંઘ આવી ગઈ. તેમણે એક પડીકી આપી હતી અને કપાળે ચોપડવાનું તેલ બદલી બીજું તેલ આપ્યું હતું. હું શું જાણું ? તેજ કહેતી હતી. "

" કાકા અને હસમુખરાય કરતાં તેમણે વિશેષ કંઈ કર્યું નથી. તે ન આવ્યા હોત તો પણ આરામ થયો હોત. "

" હું નહિ માનું ! પહેલાં કેમ ન થયો ? મોટી બહેન કહે છે કે, જીવનદોરી અખંડિત રાખવાનું સર્વ શ્રેય સુરેંદ્રને છે. કિંવા આપે તાર કર્યો તેથી આપને છે. "

" ભલે, તેમ ! એ વિષે વાદ શો ? ગમે તેના તરફથી ગુણ થયો ને ? આપણને એટલું જ જોઈએ. "

અત્યાર સુધી ગજેંદ્ર ઉંધા પગે બેસી રહ્યો હતો. તેને તેવી રીતે બેઠેલો જોઈ વિમલાએ કહ્યું; " એવી રીતે બેસી રહેશો તો પગ નહિ દુઃખે ? "

તેણે પ્રેમપૂર્ણ નેત્રે ગજેંદ્ર તરફ જોયું. તેના ગાલપર મંદહાસ્ય ચમકવા લાગ્યું. એ ચમકારો ગળી જવાના ઉદ્દેશથી તેણે મસ્તક

નમાવ્યું. સામાન્ય પણે કંઇ ગુપ્ત વાત કરવાની હોય છે અથવા કંઇ ગુપ્ત કાર્ય કરવાનું હોય છે તો બહુધા કોઇને કોઈ વિઘ્ન નાખનાર ઉપસ્થિત થઇ જાય છે એ સર્વ સાધારણ અનુભવની વાત છે. તેવુંજ આ વખતે બન્યું. ઓરડીનાં દ્વાર એકદમ ખુલ્લાં થયાં અને હસમુખરાય પથારી પાસે આવી ઉભા. તત્કાળ યુવતીને યોગ્ય એવી સલજ્જ ભીતિ વિમલાના વદનપર ફરી વળી. ગજેંદ્રે માત્ર લેશ પણ ચલિત ન થતાં ઉંચે જોઇ કહ્યું; " હસમુખરાય કંઇ કામ છે ? "

" કંઇ કામ છે ? આ મારૂં ઘર છે."

" તમારૂં ઘર છે તેની ક્યાં ના કહું છું. પણ આ ઓરડી હમણાં વિમલાની છે. "

બન્ને મળ્યા જોઇએ! બોલા ચાલી થયા સિવાય રહેજ નહિ. ગજેંદ્ર ઉભો થઇ હસમુખરાયની સામે ઉભો રહ્યો.

" વિમલા મારી પત્નીનાં બહેન છે; મારી સાળી છે, હું તેમનો વૈદ્યકીય સલાહકાર છું અને આ મારા ઘરમાં છે ત્યાં સુધી હું તેમનો સંરક્ષક છું તેથી હું તમને પુછું છું કે તમારૂં અહીં શું કામ છે ? આ કંઇ સારૂં નહિ, કેવું અયોગ્ય વર્તન ! "

" એ બાબતનો વિચાર કરવાનું કામ મારૂં છે. તમારૂં નહિ. મારી ભાવી પત્ની છે, એ દૃષ્ટિથી વાત કરૂં તો અયોગ્ય કંઇ જ નથી અને એમની સંભાળ લેવાની જવાબદારી મારા કરતાં તમારા પર વિશેષ રહેલી હોય એ સંભવિત જ નથી. હસમુખરાય તમારાં નીતિ તત્વ તમને જ મુબારક રહો ! "

આ પ્રમાણે કહીને ગજેંદ્ર પુનઃ પથારી પાસે બેઠો અને ઓરડીમાંથી પોતે જનાર નથી એવો હેતુ પ્રદર્શિત કર્યો. બોલાચાલી વધી પડશે એમ સમજી વિમલાએ વચ્ચે હસમુખરાયને પુછ્યું; " શું જોઇએ છે ? "

" વિમલા બહેન આજે પડીકીઓ લાવ્યો છું. સવારે તમે કહેતાં હતાં કે પેટમાં દુઃખે છે, માટે આ પાણી સાથે ઉતારી જજો.

હમણાં એક લો અને બીજી ઉઘી જતી વખતે લેજો. એનાથી ઠીક લાગશે."

"મુકોને અહીં. હમણાં જ એક લઉં છું."

વિમળાને ત્રાસ ન થાય તે માટે ગજેંદ્ર સાથે વિશેષ બોલ્યા વગર હસમુખરાય ત્યાંથી ચાલ્યા ગયા. ગજેંદ્રે પડીકી લઇ તેમાંનું થોડું ચૂર્ણ જીભ ઉપર મુકી જોયું. પછી શારદાને બોલાવી તેણે કહ્યું:-

"શારદા, આ પડીકીઓ કંઇ કામની નથી. હું બીજી દવા મોકલું છું. એને મુકી દો બીજી બાજુ."

શારદાએ સાવચેતીથી પડીકીઓ ઉંચકી લીધી, જાણે કે તે વિંછીની માફક ડંખ મારવાની ન હોય! એટલામાં કમલિની અંદર આવી અને આમની તેમની ઘડીભર વાતો ચાલી. પછી ગજેંદ્ર ઘેર જવા નીકળ્યો તેટલામાં હસમુખરાયે તેને હાંક પડી. તે અચક્યો. હસમુખરાયે પાસે જઇ કહ્યું; "એક મિનિટ ઉભા રહો. જુઓ, આપણે પરસ્પર સમજીને ચાલવું ઠીક થશે. મારા માટે તમે ગમે તેમ કરી શકાશે એમ ધારતા જણાવ છો. ગમે તે વખતે મારા ઘરમાં આવો છો, મારા કામમાં ડહાપણ કરો છો એ કંઇ સારૂં નથી. હવે પછી એવું ન થવું જોઇએ."

"કમલિની બહેન અહીં છે તેથી તેમની પાસે કોઇ કોઇ વખત આવું છું. એ સિવાય આવીને મેં કદી તમને ત્રાસ આપ્યો નથી."

"હવે પછી બીલકુલ ત્રાસ નહિ આપવા વિનંતિ કરૂં છું. આવી રીત મને પસંદ નથી. લપાઇ છુપાઇને આવવું એ શું?"

"લપાઇ છુપાઇ?"

"હા. બીજું શું ત્યારે? મારા દરદી સંબંધમાં બીજા ચાવ-ટપણું કરે એ મને પસંદ નથી. હું દરદીની સંભાળ લેતો ન હોઉં તો પછી બીજો ભલે ગમે તે કરે. પણ ત્યાં સુધી તો નહિ જ. સુરેંદ્રને દુર્ગાબાઇને ત્યાં જવાની શી જરૂર હતી? એ ચાવટપણું કે બીજું કંઇ?"

"એ બાબતની ગડભાંજ દુર્ગાબાઇ સાથે કરો." ગજેંદ્રે હસીને કહ્યું; "તેણે જ બોલાવ્યા હતા અને હું પણ સાથે હતો. અમે વિશેષ કંઇ જ કર્યું નથી. છોકરાને સુદ્ધાં મેં જોયો નથી. તમારા કામની આડે આવ્યાનો આરોપ મુકો છો પણ હસમુખરાય, મેં કદી તેમ કર્યું હોય એમ યાદ નથી આવતું. તમે હમણાં જે પડીકીઓ વિમલાને આપી ગયા તે માત્ર બાજુએ રાખવા કહ્યું છે. એટલો આડે આવ્યો ખરો; પણ તેમનો અને મારો સંબંધ કેવો છે તેનો વિચાર કરો."

"પણ તેના ઉપયોગની મના કરવાનું કારણ?"

"કારણ કે તે પેટને માટે ઉત્તમ દવા હોય એમ મને નથી લાગતું. બીજી દવા હું મોકલી આપું છું એમ મેં કહ્યું છે."

"ગજેંદ્ર, તમે મગરૂર અને ચાંપલા છો. એક દિવસ તમારે તેનો જવાબ આપવો પડશે. યાદ રાખજો." હૃદયનો દ્વેષાગ્નિ વિશેષને વિશેષ ધૂમાવા લાગતાં હસમુખરાયે કહ્યું.

"કદાચિત્ જવાબ આપવાનો વખત પણ નહિ આવે. હસમુખરાય, કેટલાંક વર્ષોથી તમારે અને મારે બનતું નથી પણ પ્રત્યક્ષ દર્શનનો પ્રસંગ આવતાં તકરાર કરવાને કારણ નથી. તમારી સંમત્તિ વગર તમારા ઘરમાં આવીને તમને ત્રાસ આપવાનો મારો હેતુ નહતો અને હું કબુલ કરૂં છું કે, તમારી સાથેનો મારો સંબંધ જોતાં મેં ભૂલ કરી છે; પણ સર્વ પરિસ્થિતિનો વિચાર કરી ક્ષમા કરવા વિનંતિ કરૂં છું. પુનઃ અહીં ન આવવા પ્રયત્ન કરીશ. મને લાગે છે કે હવે એક બે દિવસમાં તે તેમને બંગલે જશે."

ગજેંદ્ર આટલું સંભળાવી બહાર ગયો.

આ તરફ લિલિ અદ્યાપિ પલંગ છોડીને બહાર આવતી નહતી. હજુ પોતાની પ્રકૃતિ બરાબર સુધરી નથી એમ તે બતાવતી હતી. તેને આમાં એક પ્રકારનો તાલ પડી ગયો હતો. લોકો જોવા આવતા, સારો સારો મેવો મળતો, વહેલું સાંઝ મોડું ઉઠવાનું મળતું, અને

દાક્તર તેની સેવામાં હાજરને હાજર રહેતા એટલે આવાને આવા દિવસ જાય એમજ તે ઇચ્છતી હતી. પરંતુ અન્ય વ્યવસાયના અ-ભાવે દુર્ગાબાઇનો નહિ તો છોકરાનો પણ હસમુખરાય સાથે સંબંધ છે, એ સંશય ઉપસ્થિત થયો હતો તે વિશેષ પ્રબળ થયો હતો. લિલિને તેમાં પોતાનું માન ભંગ થયેલું જણાતું હતું. તેને એ બાબ-તમાં તીવ્ર વેદના થવા લાગી. તે ઇનામદારની પુત્રી હતી, ગામમાં શ્રેષ્ટ ગણાતી હતી, તેનું કુલાભિમાન ભારે હતું—અને હસમુખરાયનો અપૂર્વ પ્રેમ હતો એ સર્વ બાબતનો વિચાર કરીએ તો તેને માન ખંડન થયા જેવું લાગે તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી. મત્સર, ક્રોધ, અસૂયા વગેરે વિકારો તેના માનસ પ્રદેશમાં તૂમુલ યુદ્ધ મચાવી રહ્યા હતા. તે પતિને માનભંગ થયેલા જોવા પણ તૈયાર થઇ ગઇ. તેમના પરનો આરોપ સિદ્ધ કરવા તે પ્રયત્નશીલ બનેલી હતી. પોતાના આગળ સર્વ કબુલ કરવાની ફરજ પાડે તેવો પુરાવો તેને જોઇતો હતો. તે તેમને પોતાના પગમાં પડી માફી માગતા, નાક-લીંટી તાણતા ભૂલ્યો ભૂલ્યો કહેતા જોવા ઇચ્છતી હતી. એ પ્રસંગની તે આતુરતાપૂર્વક પ્રતીક્ષા કરી રહી હતી.

કુમુદ વિષે અદ્યાપિ સુધી કમલિનીએ હસમુખરાય આગળ કંઇ વાત કહાડી ન હતી. હસમુખરાય કામધંધામાંથી નવરા રહેતા નહિ અને લિલિ તથા વિમલા બન્ને પથારી વશ હોવાથી તેમની શુશ્રૂ-ષામાં કમલિની રોકાઇ રહેતી એટલે જોઇએ તેવી તક પણ મળી ન હતી. તથાપિ હવે અહીંથી જતા પૂર્વે જે તે ચોખવટ કરવા તેણે નિશ્ચય કર્યો. અત્યાર સુધીના સહવાસથી ઉભયમાં એક બીજા પ્રત્યે ઠીક સૌજન્ય ભાવ ઉત્પન્ન થયો હતો એટલે તેવી તક થોડા વખ-તમાં મળવાની આશા પણ હતી.

ગજેંદ્રને હસમુખરાયને બોલવું થયું તેજ દિવસે સાંજે લિલિ પોતાની ઓરડીમાં બેઠેલી હતી અને કમલિની પાસે બેઠી બેઠી હાથ મોજાં ગૂંથતી હતી. તે દિવસ તાઢના હતા. હસમુખરાય

સહજ એક દિવસે વાત વાતમાં બોલી ગયા હતા કે રાતે બહાર જવું પડે છે ત્યારે હાથનાં આંગળાં તાઢથી અકડાઇ જાય છે તેથી તેમને માટે એ મોજાં તૈયાર થતાં હતાં. કમલિનીએ લિલિ આગળ પણ કુમુદ વિષે વાત કહાડી ન હતી. કારણ એ હતું કે લિલિ માંદી હતી એટલે એ વાત કહાડવાથી તેને ચિંતા લાગુ પડવાનો ભય હતો. આજે માત્ર લિલિ શાંત અને આનંદી જણાતી હતી એટલે વાત કરવાને હરકત નથી જાણી લાલજી શેઠનાં પત્ની સાથે થયેલી વાત કહેવાનો તેણે આરંભ કર્યો. લિલિ એ ફીકરાઇથી સાંભળ્યા કરતી હતી, જાણે કે તેનો કંઇ સંબંધ જ ન હોય. પણ છેવટે કુમુદનું લગ્ન થયું હોવું જોઇએ એમ શેઠાણીએ જણાવ્યાની વાત કાને પડતાં તે એકદમ જાગ્રત થઇ અને બોલી ઉઠી:—

" લગ્ન થયું હતું ? "

" હા. શેઠાણીની વાત પ્રમાણે એમાં શંકા જેવું નથી. તેમની દાસી ભાગીરથી જ્યારે મળી ત્યારે કુમુદે પોતે જ એ વાત કબૂલ કરી હતી કહે છે. "

" ત્યારે તો સારો પુરાવો મળ્યો. ઠીક થયું. પોતાની મરજી પ્રમાણે વર્તનારી આપણા ઘરમાં હું એકલી નથી. મારી જોડી છે ખરી. તું અને દાદા મારા પર ગુસ્સે થયાં હતાંને? હવે કેમ? પણ તેનો પતિ કોણ છે, ક્યાં છે તે કહે જોઇએ. "

" તે જ ચોક્કસ સમજાતું નથી. તે વખતે તેમને ત્યાં દાક્તરી ધંધો કરનાર બે ચાર યુવક આવતા જતા હતા. તેમાંના કોઇ સાથે તેનું લગ્ન થયું હશે. પણ શેઠાણીનું કહેવું તેમ નથી. તે કહે છે કે તેમાંના કોઇ સાથે થયું નહિ હોય. પણ મને તો લાગે છે કે તેમાંના જ કોઇ સાથે થયું હોવું જોઇએ. "

" તેમ થયું હશે; પણ લગ્ન થયા પછી ઘેર એ વાત જણાવી કેમ નહિ હોય ? "

"હું પણ એજ વિચાર કરૂં છું. પણ કંઇક ભાળ લાગી છે. એ કામમાં કોણ મદદ કરી શકે તેમ છે તે તને કહું છું."

"કોણ મદદ કરી શકે તેમ છે?"

"હસમુખરાય."

"તે શું કરશે? અમારી એક બહેન હતી, તે નોકરી ખોળવા જતી રહી હતી, એવું જ કહેવાતું ને? તને પહેલાં એકવાર કહ્યું હતું કે એ વિષે એક શબ્દ સુદ્ધાં મેં તેમને કહ્યો નથી અને કહેવાની પણ નથી. હું કહું છું તે સમજી?"

"બહેન, તે ખરૂં છે. પણ હું કહું તે સાંભળ. હસમુખરાય લાલજી શેઠને ત્યાં રોજ જતા આવતા હતા. શેઠના ભાઇ દાક્તર હતા અને તેમની સાથે એમની ગાઢી મિત્રાચારી હતી. રોજ ગમ્મત પાણી તેમને ત્યાં કર્યા કરતા. કમળરાય નામના કોઇ ગૃહસ્થ હતા તે પણ તેમની મંડળીના હતા. બીજા પણ કેટલાક હતા પણ કમળરાય સાથે લગ્ન થવાનો સંભવ લાગે છે. કદાચિત એ વિષે હસમુખરાય કંઇ જાણતા હશે."

"એવી મોં માથા વગરની વાતથી કંઇ લાભ થવાનો નથી." લિલિએ વાત નહિ રૂચવાથી કહ્યું; "એ વાત કરીએ તો આપણે નીચું જોવું પડે."

"ગમે તેમ થાય પણ મારે તેનો પત્તો પાડવો જોઇએ. શેઠાણી સાથે વાત થઇ ત્યારથી મને કંઇનું કંઇ થઇ રહ્યું છે. દાદાએ પણ મરતી વખત આજ્ઞા કરી છે. તે અદ્યાપિ જીવતી હશે, દુઃખી હશે, પૈસા માગતાં શરમાતી હશે કિંવા કંઇ રાજકદીપક થયું હશે તો તેનાં છોકરાં હશે. બહેન, શું તેની ખબર આપણે ન લેવી? તને માઠું લાગે તો ભલે; પણ મારે હસમુખરાયને પુછવું પડશે."

"તને ફાવે તેમ કર. કુમુદનો પત્તો તું પાડી શકે એમ મને નથી લાગતું; પણ તારી વાતમાં કંઇ પણ ગૂઢ જણાય છે."

"મને પણ એમ લાગે છે પરંતુ તે શું હશે તે ખોળી કહાડવું

જોઇએ ને ? દુર્ગાબાઇનો છોકરો તેં જોયો ને ? તે મને તો કુમુદનો લાગે છે. એ વિચાર મનમાંથી કેમે કર્યો ખસતો નથી. તેની આંખો જાણે કુમુદની જ !"

લિલિ મનમાં જ બોલી: "છોકરો તો દાક્તર જેવો દેખાય છે માટે તેમનો જ. પુરૂષોની જાત જ હરામ. નીતિ અનીતિ એમને નડવાની નહિ." એટલામાં શારદા ત્યાં આવી. કમલિનીએ તેને છોકરાની તબીયત જોવા દુર્ગાબાઇને ત્યાં મોકલી હતી એ વાત લિલિ જાણતી હતી. તે નજરે પડતાં જ લિલિએ પુછ્યું:—

"શારદા, તેં છોકરાને જોયો છે-કોના જેવો જણાય છે ?"

શારદા જવાબની ટાળાટાળ કરવા લાગી પણ લિલિએ હઠ છોડી નહિ ત્યારે તેણે કહ્યું; "હસમુખરાય જેવો લાગે છે ખરો,"

હવે કમલિની શું કહે ? તેણે એવા ઉત્તરની આશા રાખી નહતી; કેમકે તેની કલ્પના તદ્દન ભિન્ન હતી. લિલિએ જાણે જગ જીત્યું હોય તેવી દૃષ્ટિએ તેના તરફ જોયું. શારદાની સાક્ષીથી તેના મનમાં જે સંશય હતો તેને ટેકો મળ્યો. તેણે માન્યું કે, હસમુખરાયનો અપરાધ સાબીત થયો. મત્સર અને ક્રોધે વિજય મેળવ્યો.

કમલિનીએ મનમા કહ્યું, છોકરો હસમુખરાય જેવો નથી છતા એવું અનુમાન લિલિ કરે છે તે બરાબર નથી. વળી માણસ જેવા માણસ પુષ્કળ હોય છે. પછી તે શારદા આગળ આટલી વાત થઇ ત્યારે બીજી વાત પણ કરવી અયોગ્ય નથી એમ માની બોલી:—

"શારદા, અમારી એક બહેન છે; પણ તેનો પત્તો લાગતો નથી. એક વખત મેં તને વાત કરી હતી તે તને યાદ હશે જ હમણાં કંઇક માહિતી મળી છે તે પરથી મને લાગે છે કે તેણે લગ્ન કરી લીધું હોવું જોઇએ. તે-તે દુર્ગાબાઇનો છોકરો કુમુદ જેવો લાગે છે. તે કુમુદનો હોય એવી જે કલ્પના થઇ છે તે ખસતી જ નથી. લિલિ, કુમુદ પરદેશ ગઇ હશે પણ જતી વખતે છોકરો દાઇને સોંપ્યો હોય તો?"

"મોટીબા, આપે કોનું નામ કહ્યું? કુમુદ?"

"હા, કુમુદ, કેમ શું છે?"

"મને નામ જરા ચમત્કારિક લાગ્યું. બીજું કંઈ નહિ."

"નામમાં એવું શું છે? હશે! તેણે કમળરાય નામના કોઇ ગૃહસ્થ સાથે લગ્ન કર્યું હોય એમ માનવાને કેટલાંક કારણો છે. પછી તે પરદેશમાં ગયો અને ત્યાં તેનું શું થયું તે કોણ જાણે? શારદા, તું શા વિચારમાં પડી છે?"

"એ નામના કોઇ ગૃહસ્થને મારી બહેન ઓળખે છે. પહેલાં અમે રહીએ છીએ તે ઘરવાળાને ત્યા આવતા હતા. કદાચ તેને કંઇ ખબર હશે-પુછી જોઉં?"

કમલિનીએ તેને રજા આપી.

એજ દિવસે-એ જ વખતે હસમુખરાય દવાખાનામાં વિમલાની દવા તૈયાર કરતા હતા. અંધારૂ થવાથી દવાનું પ્રમાણ સ્પષ્ટ સમજાતું નહતું, એટલે મીણબત્તી સળગાવી બંધ બારીના ચોકઠાપર મુકી એક હાથમાં ગ્લાસ અને એક હાથમા બાટલી પકડી તે ઉભા રહ્યા હતા; પણ તેમની નજર બારીનાં બંધ બારણા તરફ ચોંટી રહી હતી. બારીને ખપાટીયાંની તકતી હતી; તેમાંનું એક ખપાટીયું અધ-ઓબડું હતું તેમાંથી બહારની બાજુએ એક અસ્પષ્ટ ચહેરો જણાય છે. ચહેરો ફીક્કો પણ ભયંકર લાગતો હતો અને તેને મોટી મોટી મૂછો હતી. પહેલાં એ ચહેરો જોયો હતો તેનું સ્મરણ થયું. તે બ્હીધા! તેમને લાગ્યું કે પોતે દવા કેવી રીતે બનાવે છે તેનું તે નિરીક્ષણ કરે છે. તેમની શક્તિ હણાઇ ગઇ હોય તેમ લાગ્યું અને જોતજોતામાં બેશુદ્ધ થયા. તેમણે એકાએક એક ભયંકર અને કર્કશ ચીસ પાડી. ગ્લાસ બાટલી જમીનપર પડયાં અને તેના કડકે કડકા થઇ ગયા. કંપાઉડરે આવીને જોયું તો દાક્તર બાવરા બનેલા લાગ્યા. શું હશે તે તેને ન સમજાયું.



# પ્રકરણ ૧૦ મું.

## ભોંયરામાં !

ગત બનાવ બન્યા પછીના એક બે દિવસની વાત છે. રાતે સખત તાઢ પડી હતી. એવા સમયે એક બાઇ મોટા બજારમાં ઉતાવળી ઉતાવળી જતી હતી. તાઢના ચમકારાથી બચવા સારૂ લુગડું બેવડ કરી તેણે ઓઢેલું હતું. ચાલતાં ચાલતાં તે બબડતી હતી તે ઉપરથી જણાયું કે, તે આવી તાઢમાં નીકળવા ખુશી ન-હતી. તે ગણગણી:—

" બળી આ નોકરી. કહ્યું છે ને કે નફટ નોકરી ! ખોટું નહિતો. બા બાઇ સાહેબનો કોણ જાણે કેવો લેહરી સ્વભાવ છે ! આવી કડકડતી તાઢમાં મને બહાર કહાડી તે કહાડી જ. તેમના મનમાં એક વાત આવવી જોઇએ ! બસ, તેને તે વખતે ધાર્યું થવું જ જોઇએ! નહિ જોવો વખત કે નહિ જોવો અવસર બેઅવસર ! બળ્યું એ કબાટ ! ત્યાં ગયાં શું કરવા કે કુંચી પડી ગઇ ? "

ચાલતાં ચાલતાં એક વોરાજીની દુકાન ઉઘાડી જોઇ તે ઉભી રહી. અંદર એક દીવો બળતો હતો અને દુકાનનો માલીક જાડી કામળ ઓઢી તકીએ અઢેલી રસ્તા તરફ જોતો બેઠો હતો. તે બાઇએ તેને કહ્યું "હસનભાઇ, ઉંઘો છો કે શું? એક ફાનસ આપો તો !"

"કોણ સૂરજબા ? અરે, આટલી અંધારી રાતે અને આવી તાઢમાં ? ફાનસ જોઇએ ? શા માટે ?"

" અમે ચાકર માણસ ! કહે તેટલું કરવું પડે. અમારાં બાઇ સાહેબની ઓરડીમાં એક કબાટ છે તેની કુંચી ખોવાઇ ગઇ છે. થોડીવાર પર તેમણે મને પુછ્યું; ' કુંચી ક્યાં છે ? ' મેં કહ્યું. ' ઝૂમખામાં છે. ' ત્યારે તેમણે કહ્યું, ' તેમાં નથી. જા, લાવ જ્યાં હોય ત્યાંથી. ' મેં ઝૂમખો જોયો તો તેમાં ન જડી પછી મને યાદ

આવ્યું કે, સાંજે ટેબલના ખાનામાં મુકી હતી; પણ જોયું તો ત્યાંએ નહિ. એજ કંઈ ખોઇ આવ્યાં!"

"એમ જ હશે. એમને યાદ નહિ હોય ?"

"બીજું શું ત્યારે ? પેટી તળે કે કબાટ પાછળ કંઈ પડી હશે. જડશે સવારે અજવાળું થશે તે વખતે. મેં એવું કહ્યું પણ માને ત્યારે ને ? કહે છે કે, 'હમણાં જ કબાટ ઉઘાડવું છે' એટલે અહીં આવી, ઉતાવળ કરો. વાર થશે તો વળી પાછાં ખીજાશે!"

હસનભાઈએ કાનસ આપ્યું. સુરી પૈસા આપી ત્યાંથી નીકળી ઘેર આવી પહોંચી. લિલિ તેની વાટ જ જોયા કરતી હતી. તે અધિરી બની ગઈ હતી. આજે તેણે શું કરવા ધાર્યું હશે ? કબાટ અત્યારે જ ઉઘાડવા જેવી કંઇ આવશ્યક્તા જણાતી ન હતી; સવારે જોયું હોત તો ચાલી શકત, ત્યારે શું તે કુંચી ખોવાઇ જવાથી અસ્વસ્થ બની હશે ? છટ્ ! તેના મનમાં આ વખતે જુદો વિચાર ચાલતો હતો અને તેથી જ તે ઉતાવળી અને અસ્વસ્થ બની હતી. તે બીજી કુંચીને ઘસી નાખી બેસતી કરવા માગતી હતી.

સુરી દોડતી અને હાંફતી આવી તોયે લિલિએ કહ્યું; "સુરી, કેટલી વાર ? કંઇ અક્કલ છે કે નહિ?" સુરી બીચારી શું બોલે ? તેણે વગર બોલે કાનસ આગળ ધર્યું. તે લઈ લિલિએ કહ્યું; "પણ તેં કુંચી કેમ કરતાં ખોઇ ?" સુરીએ કહ્યું, "બાઇ સાહેબ, મેં ખાનામાં મુકી હતી, મને બરાબર યાદ છે. એક વખત ચોળી જડતી નહોતી ત્યારે પણ મારે માથે આવ્યું હતું." સુરીએ મારેલો ટાણો લિલિને સખત લાગ્યો. તેણે કહ્યું; "તારી જીભને હાડકું છે કે નહિ ? હું ભૂલકણી છું પણ તારૂં ભાન ક્યાં બળી જાય છે ? તને રાખવાની શી જરૂર. ખાનામાં મુકી હતી તો કહાડી આપ હવે." આથી સુરી ખાનું જોવા લાગી ત્યારે લિલિ તેના પર ધસી જઇ બોલી; "બહુ થયું હવે, જાણ્યું મોટી યાદ વાળી. જા તારા કામે ! જોઉં છું કબાટ ઉઘડે છે કે નહિ તે હું મારી મેળે." સુરી બહાર

જવા લાગી તેટલામાં વળી તેને પાછી બોલાવી કહ્યું. " સુરી, જો કોઈના આગળ બોલીશ નહિ, સમજી ? નહિ તો વિના કારણ બુમાટ થશે. "

" નહિ બોલું " કહીને સુરી નીચે ગઈ. શારદા વગેરે નીચે બેઠેલાં હતાં. તેમણે આ વખતે બહાર જવાનું કારણ પુછ્યું ત્યારે " બાઈ સાહેબે મોકલી હતી " એટલો જ ઉત્તર આપી તે ચૂપ રહી. આ વખતે હસમુખરાય બહાર ગયા હતા, કમલિની વિમલાની ઓરડીમાં હતી અને નોકર ચાકરો સુવાની તૈયારીમાં હતા.

આ તરફ લિલિ થોડી વારે ફાનસ લઈ ભોયરામાં જવાની જે શીડી હતી તે તરફ ગઈ. તેણે સાથે દીવાસળીની પેટી અને મીણુ-બત્તી રાખ્યાં હતાં. અંધારામાં કોઈ જોઈ ન શકે તે માટે કાળી સાડી ઓઢી લઈ સાવચેતીથી પગલાં ભરતી તે ભોયરામાં ઉતરી આવી અને મીણુબત્તી સળગાવી.

લિલિ ! લિલિ ! અરે લિલિ ! તું આ શું કરે છે ? તારા પતિની ખાનગી બાબતમાં લક્ષ આપવું, તારાથી જે વાત તે ગુપ્ત રાખવા ઇચ્છતા હોય તે શોધવા મથવું એ શું તારો ધર્મ છે ? સંભાળ ! ગુપ્ત વાત ખુલ્લી કરવાનું પરિણામ ક્વચિત્ જ સારૂં આવે છે ?

પણુ આ વખતે લિલિના મનની સ્થિતિ એટલો વિચાર કરવા દે તેવી નહતી. સ્વર્ગના દેવોએ, અરે બ્રહ્માએ આવીને કહ્યું હોત કે, તારો પ્રયત્ન છોડી દે, પરિણામ સારૂં નહિ આવે, તો પણ તેણે તે તરફ લક્ષ આપ્યું નહોત. તેનું મન સંશયગ્રસ્ત હોવાથી પરિણા-મનો વિચાર જ ઉદ્દભવ્યો નહિ. તેની સામે પડેલી પેટીમાં કઈ વસ્તુઓ રાખવામાં આવે છે તે તે જાણતી નહતી; પણ પ્રથમ એક-વાર લિલિ તે તરફ ગઈ ત્યારે હસમુખરાયે એકાએક પેટી બંધ કરી દીધી હતી, એ વાતે તેને સંશયગ્રસ્ત બનાવી દીધી હતી. તે વખતથી પેટી જોવાનો તેણે નિશ્ચય કર્યો હતો. એક વખતે તે રાતે ત્યાં ગઈ

હતી પણ પડી ગઇ હતી એ વાચકને યાદ હશે જ. એ પછી માંદગીના કારણે અત્યાર સુધી તે ત્યાં જઇ શકી ન હતી. હમણાં જે શંકા તેના મનમાં ઉત્પન્ન થઇ હતી તેનું નિરાકરણ એ પેટીથી થઇ શકશે એમ તે ખાત્રીપૂર્વક માનતી નહતી; તો પણ શારદાએ છોકરો હસમુખરાય જેવો છે એવું કહ્યું ત્યારથી તેની મનોવૃત્તિ અત્યંત વ્યગ્ર બની હતી અને તેથી જ સર્વ કંઇ જોઇ વળવાના નિશ્ચય પર તે આવી ગઈ હતી. તૈયાર કરેલી કુંચીથી પેટી ઉઘાડી મીણબત્તીની સહાયથી લિલિ અંદરની વસ્તુઓ ઉંધી છતી કરી જોવા લાગી. પેટીને બે ખાનાં હતાં. એકમાં ચાંદીનાં વાસણ અને સોના મોતીના દાગીના વગેરે કીંમતી વસ્તુઓ હતી; બીજામાં મહત્વના કાગળ પત્ર, દસ્તાવેજ વગેરે પડેલા હતા. તે ઉપરાંત એક નાની પેટી હતી અને ચામડાનું એક નાનું પાકીટ હતું. લિલિએ તે પેટી ઉંચકી હલાવી જોઈ પણ કંઈ અવાજ સંભળાયો નહિ તેથી ધાર્યું કે નોટો હશે. પાકીટ ચાંપ દાબતાં ઉઘડી ગયું. તેમાં કાગળીયાં પડેલા હતાં. દવાની યાદીઓ, પૈસા ચૂકવ્યાની પાવતીઓ અને એવા એવા કાગળ હતા. લિલિના મત્સરી હૃદયે જે ભયજનક કલ્પના કરી હતી તેને ટેકો આપનારી વસ્તુ અદ્યાપિ સુધી દૃષ્ટિએ પડી નહિ. તે પાકીટ બંધ કરવાની તૈયારીમાં હતી તેટલામાં બાજુમાં એક પડ જણાયું. પડમાંથી તેણે એક કાગળનું પાકીટ બહાર કહાડયું. તે પડમાં આ સિવાય અન્ય કંઈ ન હતું.

પાકીટપર " દાક્તર હસમુખરાય મઝમુદાર " એવું સરનામું હતું. અંદરનો પત્ર ફૂરસદે વાંચવાના વિચારથી તેણે પાકીટ પોલકાના ખીસામાં મુકી દીધું. પરંતુ તેને કંઇ સ્મરણ થઈ આવવાથી પુનઃ પાકીટ બહાર કહાડી સરનામાના અક્ષર નીરખી નીરખીને તે જોવા લાગી. તેને તે કુમુદના અક્ષર જેવા લાગ્યા. પણ ખાત્રી કરવાને અવકાશ ન હતો. કોઈ જાણે નહિ તેવી રીતે બહાર નીકળી આવવાને તે ઉત્સુક થઇ રહી હતી. ચામડાનું પાકીટ જ્યાંનું ત્યાં મુકી

દઇ બીજું ખાનું તેણે જોવા માંડયું. એટલામાં હસમુખરાયના બુટનો અવાજ સંભળાયો. તે ચમકી? તે વચ્ચે અટકીને કંપાઉંડર સાથે વાત કરવા લાગ્યા. એટલા અવકાશમાં ધાસ્તી લાગવાથી લિલિ બારણાં ખાલી બંધ કરી દઇ ખૂણામાં એક પીપ પડયું હતું તેની પાછળ ભરાઈ ગઇ. મીણબત્તીને તેણે ફૂંક મારી દીધી હતી પણ તેની છાતી ધબધબ થતી હતી; કેમકે આખી જીંદગીમાં તેને આવી રીતે છુપાઇ જવાનો પ્રસંગ આવ્યો નહતો.

હસમુખરાય જુએ તેના કરતાં મરણ ભલું, એમ તેને લાગ્યું. તેના માની સ્વભાવને ચૌર્ય કર્મ પકડાય તે અત્યંત અસહ્ય હતું. તે મનથી આવાં કૃત્યને ધિક્કારતી પણ મત્સર પિશાચ આગળ તે હારી ગઇ હતી. નહિ તો તે આવી પ્રવૃત્તિ કદી ન કરત. તેના મનમાં તે સમજી હતી કે, પોતાનું કૃત્ય તિરસ્કરણીય, અધમ, નીચ છે. પણ સદ્સદવિવેક બુદ્ધિનો ઝરો ક્રોધાગ્નીથી સૂકાઇ ગયો હતો એટલે લાચાર બની હતી.

હસમુખરાય ફાનસ લઇને આવ્યા. ખીસામાંથી કુંચીઓનો ઝુમખો કહાડી કુંચીવતી તાળુ ઉઘાડવા તૈયારી કરી પણ તાળું ઉઘાડું જણાયું. " અરરર, આ શું ? ભૂતાંની રમત છે કે શું ? ઉઘાડું જ મુકીને ગયો હતો ત્યારે." એમ તે સહજમાં બોલી ગયા. પછી તેમને કંઇક સંશય આવ્યો તેથી ચોતરફ એક વખત નજર ફેરવી લીધી. લિલિ આ સઘળું જોઇ શક્તિ હતી. તેના પેટમાં તેલ રેડાયું. કાપે તો લોહી ન નીકળે તેવી તે બની ગઇ; પણ અદ્યાપિ તેનું દુર્દૈવ પ્રબળ નહોતું બન્યું. પીપની પાછળ તે અંધારામાં દબાઈ રહી હતી અને તેની સાડી કાળી હતી એટલે તે હસમુખરાયની નજરે ન ચડી. હસમુખરાયે તાળું તપાસ્યું તો તે તૂટેલું ન જણાયું. પછી તેમણે પોતાનું કામ શરૂ કર્યું. તે એક દવાની યાદી શોધતા હતા એટલામાં કંપાઉડરની હાંક સંભળાઇ. તે લક્ષ આપી સાંભળવા લાગ્યા.

" દાક્તર સાહેબ, દાક્તર સાહેબ, દુર્ગાબાઇને ત્યાંથી કોઇ

આવ્યું છે તે કહે છે કે છોકરો છેલ્લી ઘડીએ છે."

"સારૂ વહેલો છૂટે તો. બીચારો દુઃખી થતો મટે." દાક્તર પોતા પ્રત્યે ગણગણ્યા. "કેટલી દવા આપી, કેટલા લેપ કર્યા પણ ફાયદો નજ પડયો. હું શું કરૂં?" પછી "કોણ આવ્યું છે? કહો કે આવે છે." એમ મોટેથી કંપાઉંડર સાંભળે તેવા અવાજે તે બોલ્યા.

બધી વસ્તુઓ જ્યાંની ત્યાં મુકી હસમુખરાય ઉઠીને ચાલ્યા ગયા. દુર્ગાબાઇના માણસ સાથે વાત કરી તરત પાછા આવવાનો તેમનો વિચાર હતો. તેમનાં પગલાં થોડાં થોડાં સંભળાયાં અને ક્ષણમાં સંભળાતાં તદ્દન બંધ થયાં એટલે ગુપચુપ પીપની પાછળથી નીકળી લિલિ પોતાની ઓરડીમાં જઇને પથારી પર સૂઇ ગઇ. તેને એટલી હાંફ ચઢી ગઇ હતી કે અરધા કલાકે કંઇક શાંતિ વળી હશે. પછી બેઠી થઇ અને ખીસામાંથી તેણે કંઇ કહાડયું.

જે કબાટની કુંચી ખોવાઇ ગઈ છે એમ કહી તેણે કાનસ લેવા સૂરીને મોકલી હતી તે જ કબાટની તે કુંચી હતી. અત્યાર સુધી તે લિલિના ખીસામાં હતી. સૂરીએ જાણ્યું હોત તો શું કર્યું હોત? લિલિએ ધીમે રહી કબાટ ઉઘાડયું અને તેને ખુલ્લું રહેવા દઈ કુંચી પાસેની પેટીના ખાનામાં સવારે સૂરી વાળવા ઝૂડવા આવે ત્યારે જોઈ શકે તેવી સ્થિતિમાં મૂકી દીધી.

હવે તેણે દીવા પાસે જઇ નીચેથી આણેલો પત્ર કહાડયો. પાકીટ પરનું સરનામું વાંચ્યા પછી તે પત્ર બહાર કહાડવા જતી હતી તેટલામાં કમલિનીએ ઓરડીમાં આવી કહ્યું:—

"બહેન, વિમલાને ઉંઘ આવી ગઈ છે. હું પણ સૂઈ જાઉં છું. મારૂં કંઇ કામ નથી ને?"

"ના, કામ તો કંઇ નથી. સૂઇ જા. પણ હજુ દસ વાગ્યા નથી એટલામાં ઉંઘ કેમ આવે છે?"

"જાણે થાકી ગઇ હોઉં તેમ લાગે છે. માથું પણ દુઃખે છે.

હવે વિમલાને ઠીક છે એટલે દસ પંદર દિવસનો ઉજાગરો દાખવે છે, બીજું શું; તું પણ સૂઇ જા હવે."

લિલિએ તરત તેને સૂઇ જવા રજા આપી. તેને પત્ર વાંચવાની તાલાવેલી લાગી હતી. પણ તે બહાર ગઈ તેટલામાં હસમુખરાય આવ્યા એટલે કાગળ પાછો ખીસામાં સેરવવો પડયો.

હસમુખરાય પણ આજે થાકી ગયા હતા. કારણ કે આખો દિવસ વિશ્રાંતિ મળી ન હતી; પુનઃ રાતે જમ્યા પછી કોઇ જગ્યાએ જવું પડયું હતું. ત્યાંથી પાછા આવી દવાની યાદી જોવા ભોંયરામાં ગયા હતા, તેટલામાં દુર્ગાબાઇનું તેડું આવ્યું એટલે ત્યાં જવું પડયું હતું. આ પ્રમાણે પગ ઠરી ઠામ રહ્યા નહતા. તેમણે લિલિને પૂછ્યું:—

"આજે તને કેમ છે?"

"રોજના કરતાં સારૂં છે."

દાક્તરના એક પત્નીત્વ વિષે તેના મનમાં સંશય ઉત્પન્ન થયો ત્યારથી તે સહજ તોછડાઇથી વર્તતી હતી; પણ હમણાં તેણે જે કપટી વર્તન કર્યું હતું તે છુપાવવા સારૂ લાડીલા સ્વરે કહ્યું; "આજે બહુ થાકેલા પાકેલા લાગો છો."

"થાક્યો શું, કંટાળ્યો હવે? દરદીઓ દમ કહાડી નાખે છે. અધૂરામાં પુરૂં ઘોડો લંગડાય છે. શું કરવું?"

"થાક્યા છો ત્યારે થોડી ચ્હા પીશો? ઠીક લાગશે!"

"એવો જ વિચાર છે. નીચે જાઉં છું. તારે સુવું નથી?"

"બળ્યું ક્યાં સુધી સૂઇ રહું! સુઇ સુઇને કંટાળી ગઈ છું."

"તને કંઇ કામ નથી તેથી કંટાળો આવે છે અને હું પુષ્કળ કામ છે તેથી કંટાળું છું!" હસમુખરાયે હસીને કહ્યું; "આપણે બન્નેએ અદલાબદલી કરવી જોઇએ."

"ત્યારે હું થાઉં દાક્તર અને તમે થાવ માંદા!" લિલિએ હસી પડી કહ્યું.

"એ તો ઠીક છે, પણ થોડા દિવસ હવાફેર કરી આવીયે તો ઠીક. મારો તો એવો વિચાર થઈ ગયો છે."

હસમુખરાય થોડી વારે નીચે ગયા. બારણું બંધ કરી લઇ પુનઃ પત્ર કહાડી લિલિ મનમાં ગણુગણી; " હવે નિરાંતે વંચાશે."

પત્ર વાંચ્યો પણ તેના મનની શાંતિ નષ્ટ થઇ. તેના હૃદયને પ્રખર વેદના થવા લાગી. પત્ર વારંવાર વંચાયો, અક્ષરનું સૂક્ષ્મ અવલોકન થયું, સરનામાના અને અંદરના અક્ષર એક સરખા સમજાયા.

તેણે મન મનાવ્યું કે, પાકીટ પર સરનામું દાક્તરનું છે, પણ અંદરનો પત્ર કમળરાયને લખાયલો છે અને તેમની સાથે જ તેનું લગ્ન થયું હોવું જોઇએ.



## પ્રકરણ ૧૧ મું.



## કમલિનીનું સ્વપ્ન.

લિલિ તે પત્ર લઇ કમલિનીની ઓરડીમાં ગઇ. તેને આવેલી જોઇ કમલિનીને નવાઇ લાગી. તે હમણાં જ તેની પાસેથી હું જાઉં છું; તું પણ સૂઇ જા એમ કહીને આવી હતી. આથી તે સૂવાને બદલે પાછી પાછળ કેમ આવી હશે તેનો વિચાર થવા લાગ્યો. લિલિએ આવતાંની સાથે કહ્યું:—

" કુમુદના લગ્ન સંબંધનું તારૂં અનુમાન બરાબર છે. તેણે લગ્ન કર્યું હતું એ વાત નક્કી છે."

" તું શા ઉપરથી કહે છે ? હસમુખરાયને પુછયું હતું ?"

" અમારા ઘરમાં એક ભોંયરૂં છે, તેમાં એક લોખંડી પેટી છે," લિલિએ કહ્યું; " તે પેટીની અંદર એક પાકીટમાં કંઇ કાગળોને એવું તેવું છે. શેના કાગળ છે તે જોતાં તેમાંથી એક પત્ર મને મળી આવ્યો છે. તે કુમુદે પોતાના સ્વામીને લખેલો છે. તું કહે છે તે પ્રમાણે કમળરાય નામના ગૃહસ્થ સાથે તેનું લગ્ન થયું હોવું જોઇએ

એ પત્ર પરથી જણાય છે કે તે આ ગામમાં આવી હતી. શારદા કહે છે તે પ્રમાણે તેની બહેન જે ઘરમાં રહે છે તેની નજીકના ઘરમાં તે ઉતરી હતી એમ લાગે છે. પત્રમાં ઘરનો નંબર લખેલો છે. બતાવું ?" એમ કહી લિલિએ પત્ર કમલિનીના હાથમાં મુકયો. કમલિની તે વાંચવા લાગી:—

સૈનેશ્વર, ઘર નં.-૧૩

તા...............

પ્રિય પ્રાણાત્મન્,

ચરણરજ કીંકરીના પ્રણામ. હું અહીં સુખરૂપ આવી પહોંચી છું. આપને આશ્ચર્ય અને ક્રોધ બન્ને થવાનાં, એ હું જાણું છું પણ નિરૂપાય છું. શું કરૂં ? રૂબરૂમાં સર્વ ખુલાસો થશે. અહીં આવ્યા પછી દાક્તરોની માહિતી મેળવતાં દેસાઈ દાક્તરોની ભલામણ પુષ્કળ થઇ; પણ મેં કહ્યું કે, મારે હસમુખરાયની જ દવા કરવી છે. આપનો શો મત છે? આજે જ મારી પ્રકૃતિની ચિકિત્સા કરાવવાની જરૂર છે. રસ્તાની ખરાબ સ્થિતિએ મારાં હાડકાં પાંસળાં ઢીલાં કરી નાખ્યાં છે.

મારી સુવાવડ પરદેશમાં, આપનાથી દૂર એવા સ્થળે થાય તો ઠીક એમ આપ કહેતા હતા; પણ મને તે વ્યાજબી લાગ્યું નહિ. મારી સંભાળ નહિ રહી શકે, પરસ્થળે મારા બેહાલ થશે એમ લાગવાથી હું અહીં આવી છું. એક વખત સુખપૂર્વક પ્રસુતિ થઇ જશે એટલે કહેશો તો પાછી જઇશ. આપણા લગ્નની વાત જાહેર નહિ કરવી હોય તોપણ વાંધો આવશે નહિ. મેં મારૂં ખરૂ નામ અદ્યાપિ કોઇને કહ્યું નથી. આપ અને આપના સ્નેહીઓ વિનોદમાં જે નામથી બોલાવતા હતા તે નામથી વ્યવહાર રાખશો.

"બીલકુલ વિલંબ કર્યા વગર અરધા કલાકમાં નીકળી આવશો. સ્થિતિ મને અત્યંત વિકટ લાગે છે.

આપની દર્શનાતુર

આજ્ઞાંકિત પત્ની.

કમલિનીએ પત્ર પુરો કર્યો તે વખતે જ "પત્રના આરંભના શબ્દો મેં સાંભળ્યા છે." એવા શબ્દ શારદાના હોઠ પર આવી રહ્યા હતા; પણ તેને કોણ જાણે શું લાગ્યું કે તે જેવાને તેવા પાછા ગળી ગઈ. કમલિનીએ પાકીટ પર સરનામું જોયું તો તે હસમુખરાયનું જ હતું. આથી તે ગૂંચવણમાં પડી. તેને સમજ પાડવા લિલિએ કહ્યું: "બહેન, કુમુદે કમલરાય સાથે લગ્ન કર્યું એમાં શંકા નથી. પાકીટપર એમનું નામ છે, પણ કમલરાય અને એમનો સંબંધ ગાઢો હોવાથી પાકીટ અને પત્ર અદલબદલ થયેલાં હોવાં જોઈએ. આ પત્ર તે પાકીટમાં અને તે પત્ર આ પાકીટમાં મુકાઈ ગયો છે. શારદા પણ કહે છે કે, તેની બહેનને ઘેર કમલરાય આવ્યા હતા. ખુલાસો થઈ જાય છે. હવે શું? શારદા, ઘર નંબર તેરજને?"

"ના ઘર નંબર ચઉદ છે." શારદાએ કહ્યું.

"તેર શું ને ચઉદ શું?" લિલિએ કહ્યું: "એવી ભૂલોતો સહજ થઈ જાય છે."

"આ પત્ર પરથી જણાય છે કે તેનો સ્વામી આ ગામમાં આવી રહ્યો હતો." કમલિનીએ પોતાના મનનું સમાધાન નહિ થવાથી કહ્યું: "પણ શારદા તેના બનેવીને પુછી આવી તેમાં તો એમ માલુમ પડયું છે કે, કમલરાય કદી અહીં રહ્યા નથી. કોઈ વખત મળવા આવ્યા હશે. તેમનું લગ્ન પણ ઘણાં વર્ષપર થયેલું છે. એટલું જ નહિ પણ તે અરસામાં તે નોકરીપર દિલ્હી કે કલકત્તા તરફ ગયા હતા. બળ્યું, બધુંએ ઘોટાળા ભર્યું છે ને? ગમે તેમ હોય, બહેન હવે ધીરજ નથી રહેતી. હું જઈને હસમુખરાયને પુછું જ છું. આ પહેલાં જ પુછવું જોઈતું હતું. એક વખત જે તે છેડો લાવવા દે."

આટલું બોલી કમલિની ઉઠી ગઈ. હસમુખરાય ચ્હા પીઈને એક ખુરશીમાં પડયા પડયા સીગારેટ ફુંકયા કરતા હતા. ટાઢ બહુ પડી હતી તેથી નજીકમાં એક ધગધગતા અંગારાથી ભરેલી

સઘડી મગાવી બાજુમાં મુકાવી રાખી હતી. તે હમેશાં કહેતા કે પોતાને બીડીનું વ્યસન નથી. પરંતુ એકાદ દિવસ બીડી મળતી નહિ ત્યારે તે આકુળ વ્યાકુળ થઇ જતા. આજે આખો દિવસ કામ ચાલવાથી નિરાંતે ઠરી ઠામ બેસી બીડી પીવાને અવકાશ મળ્યો નહતો; તેથી અત્યારે ધૂમ્રપાન કરતા પડયા હતા. કમલિની દૃષ્ટિએ પડતાં તેમણે બીડી ફેંકી દઇ પુછ્યું: " આટલી રાતે કયાંથી ? "

" મને કેટલીક માહિતીની જરૂર છે અને તે આપની પાસેથી મળવાની આશા છે. " કમલિનીએ કહ્યું: " એ માહિતી મેળવવા હું અત્યંત આતુર બનેલી છું. કેટલાંક વર્ષપર લાલજી શેઠના પત્નીને આપને સારો પરિચય હતો, નહિ ? ત્યાં મારી બહેન રહેલી હતી. તેણે કોની સાથે લગ્ન કર્યુ હતું એટલું કહી શકશો ? "

હસમુખરાયના વદન પર એક પછી એક જે વિચાર પરંપરા ચાલી તે શબ્દથી વ્યક્ત થઇ શકે તેવી નહતી. તેમનું મસ્તક ભ્રમિત બની ગયું. એક તો લાલજી શેઠનાં પત્ની સાથે પરિચય હોવાનો આરોપ થયો અને સાથે કમલિનીએ પોતાની બહેન વિષે માહિતી માગી. છેવટે તેમણે કહ્યું:—

" એ સંબંધી મને કંઇ માહિતી નથી. "

" મને લાગે છે કે, થોડી પણ માહિતી આપી શકશો. કદાચ મારી વાત આપને બરાબર નહિ સમજાઇ હોય. લાલજી શેઠના બાઇની સાથે આપનો ગાઢો પરિચય હતો તે ? "

" પરિચય હતો પણ વિશેષ નહિ. " વિચાર કરી હસમુખરાયે કહ્યું: " સાધારણ સાહેબ સલામનો પરિચય હતો. નોકરી પર હાજર થયાને થોડા દિવસ થયા નહિ હોય તેટલામાં ત્યાં જ મૃત્યુ પામ્યા. "

" વિશેષ નહિ ? શેઠાણી કહેતાં હતાં કે તમે હમેશાં ત્યાં આવતા હતા. શેઠાણીની બહેનો સાથે પણ તમારે સારૂં ઓળખાણ હતું. બીજા કોઇ કમળરાય નામના તમારા મિત્ર પણ ત્યાં આવતા

હતા. મારી બહેન ત્યાં જ રહેતી હતી, અમોને એવો શક આવે છે કે બહેને કમળરાય સાથે લગ્ન કર્યું હોવું જોઇએ. તમે એ વાત જાણો છો ? "

અદ્યાપિ હસમુખરાયને સમજ ન પડી હોય એમ જણાયું. તે બોલ્યા: " તમે શું કહો છો તે જ હું સમજી શકતો નથી. શેઠને ઘેર તમારાં બહેન હતાં ? શું નામ તેમનું? એ બહેન ક્યાંનાં હતાં ?"

" ઠીક, કુસુમને તમે જોઇ હતી ખરી ? "

હસમુખરાય એકદમ કુદીને સગડી પાસે બેસી ગયા, ચેપીઓ લઇ લાળા ઉપર નીચે ફરવા લાગ્યા અને બોલ્યા; " ઠીક પછી ? "

" પછી શું ? હું કુસુમની વાત કરૂં છું. તે જ મારી બહેન."

" કુસુમ તમારી બહેન ! " ચેપીઓ હલાવતાં હલાવતાં હસમુખરાયે કહ્યું: " મને ઉડાવવા માંડયો છે આજે તો કંઇ! મોટી સાળી રહ્યાં, જેટલું ન બોલો તેટલું ઓછું ! "

" મશ્કરીની આ વાત નથી. એવા સ્વરૂપમાં કોઇ દિવસ હું તમારી સાથે બોલી છું ખરી ? ખરેખર, મારી બહેન નામ બદલીને ત્યા રહી હતી. તેનું ખરૂં નામ કુમુદ હતું. પણ તે પોતાને કુસુમ તરીકે ઓળખાવતી હતી. "

હસમુખરાયે મુખ ફેરવી લીધું. પણ કમલિનાએ પોતાનું બોલવું ચાલુ રાખ્યું:-

" કુમુદનું લગ્ન થયાની ખબર સાંભળી ત્યારે મને લાગ્યું કે, કમળરાય સાથે થયું હોવું જોઇએ. ઠીક, પણ મારી બહેન આ ગામમાં આવી ત્યારે તેણે કયું નામ ધારણ કર્યું હતું ? એટલું તો તમે કહી શકશો જ ! "

" તે આ ગામમાં આવી જ નથી, અને કદાચ આવી હોય તો મેં તેને અહીં જોઇ નથી. "

" હસમુખરાય, તે આવી હતી અને તેની તમને ખબર હોવી જોઇએ, તેણે દવા માટે તમને બોલાવ્યા હતા. તે તેર નંબરના ઘરમાં રહેતી હતીને ? "

હસમુખરાયના હાથમાંથી ચીપીયો પડી ગયો. અકસ્માત પડયો કે તેમના હાથ કંપી ઉઠવાથી પડયો હશે ? તે ઉંચકી લેવા તેમણે સહજ હાથ લંબાવ્યા ત્યારે તેમના વદનપર દેવતાનો પ્રકાશ પડયો અને કમલિનીની દૃષ્ટિ તે તરફ ગઇ. ચહેરો નિસ્તેજ, કાળો પડી ગયેલો જણાયો. તેમણે ચીપીયો ઉઠાવી લઇ કમલિની પ્રત્યે શાંતપણે કહ્યુંઃ—

" મને તમારી તે બહેન વિષે કંઇ માહિતી નથી. તે કાળી હતી કે ગોરી તે પણ જાણતો નથી. મને તેની માહિતી છે એમ તમે કોણ જાણે કેમ માની બેઠાં છો ? "

આ પ્રશ્નનો ઉત્તર કમલિની આપી શકી નહિ. કારણ કે, લિલિએ પત્ર બતાવતી વખતે તે વિષે હસમુખરાય આગળ કંઇ પણ નહિ બોલવા જણાવ્યું હતું.

" તે વખતે મારી બ્હેન, આ ગામમાં ગુણવંતી–અમારી શારદાની બ્હેન–રહે છે તે ઘરમાં આવી હતી. ત્યારે તમે તેને દવા આપવા જતા હતા એમ માનવાને કારણ છે. તે વખતે તેણે કયું નામ રાખ્યું હતું એટલું જ મારે જાણી લેવું છે. "

" હું સોગન ખાઇને કહું છું કે, તમે જે પુછો છો તે વિષે મને બીલકુલ માહિતી નથી. " આશ્ચર્યચકિત વદન કરી દાક્તરે કહ્યુંઃ " હું આખી જીંદગીમાં ગુણવંતીને ઘેર ગયો નથી. મણિકાન્ત ત્યાં જાય આવે છે ખરા. "

" પણ કુમુદને તે પસંદ ન હતા તેથી તમને બોલાવ્યા હતા. તેજ ઘરમાં તેની પ્રસૂતિ થઇ હતી ને ? "

" તમારી કેમ ગેરસમજ થઇ છે તે સમજાતું નથી. " કપાળ પર હાથ ફેરવતાં ફેરવતાં હસમુખરાયે કહ્યું; " તમારી કંઇ ભૂલ થાય છે. તમારી બહેનની કિંવા તે અહીં આવ્યાની અથવા તેની પ્રસૂતિનો મને લેશ માત્ર માહિતી નથી. તે ગુણવંતીની પણ મને માહિતી નથી. "

" ઠીક, શેઠને ઘેર કુસુમ નામની શિક્ષિકા હતી તે જાણો છો?"

" હા તેટલું યાદ છે. એ નામની કોઇ સ્ત્રી હતી ખરી. બરાબર, કેટલાં વર્ષ થઇ ગયાં એને તો ? તે તમારી બ્હેન ? કંઇ ભૂલ થાય છે ભૂલ ! "

" ભૂલ નથી. ખરેખર તે મારી બહેન હતી. લિલિએ કદી એની વાત કરી જણાતી નથી. નહિ કરી હોય. પણ કેટલાંએ વર્ષોથી હું તેને ખોળ્યા કરૂં છું."

" મને કેમ વાત નહિ કરી હોય ? "

" અભિમાન, બીજું શું ? પ્રથમ તેણે કહ્યું નહિ હોય અને પછી પણ કહેવી નહિ એમ લાગ્યું હશે; પણ તમે કંઇ જ કહી શકતા નથી ? એટલી જ માહિતી જોઇએ છે. યાદ આવે તો કહો."

" મને કંઇ ખબર નથી. કુસુમ શેઠની છોકરીઓને ભણાવતી હતી. મારી સાથે તેને કોઇપણ પ્રકારે વાત થવાનો પ્રસંગ નહતો. કદાચિત એટલું કહી શકાય કે કમળરાય સાથે તેનું લગ્ન થયું હોય તો કોણ જાણે ? મારી સમજ પ્રમાણે કમળરાયનું એ પૂર્વે લગ્ન થઇ ગયેલું હતું. અહીં આવ્યા પછી એમાનું કોઇ મળ્યું નથી કે એ સર્વે કયાં છે તેની મને ખબર પણ નથી. "

" પરંતુ તમે કંઇપણ કહી શકો તેમ તો છો જ: ગુણવંતીને ઘેર જઇને તમે તેને દવા આપી હતી કે નહિ ? નિદાન બોલાવવા કોઈ આવ્યું હતું કે નહિ ? "

" એમ માનવા જેવું શું કારણ છે ? મને કોણે બોલાવ્યો હતો ? "

કમલિની પત્ર વિષે કંઇ બોલી શકે તેમ ન હતી એટલે પુનઃ તેને ચૂપ થવું પડયું. તેને ચૂપ રહેલી જોઇ દાક્તર બોલ્યાઃ—

" હવે મારે જવાબ આપવો એનો અર્થ એ છે કે અત્યાર સુધી જે કહ્યું છે તેજ પુનઃ કહી જવું. ફરી કહું છું કે, આખી જીંદગીમાં મેં ગુણવંતીને ઘેર નથી મુક્યો પગ કે નથી ત્યાં કોઇને

દવા આપી; એટલું જ નહિ પણ તે ઘેર મને કોઇ બોલાવી પણ ગયું નથી. "

"ત્યારે કંઇ જ નહિ કહો ?"

"શું કહું ? હું કંઇ જાણતો નથી એટલે !"

"હસમુખરાય, ખોટું ન લગાડશો. મને લાગે છે કે, તમે ધાર્યું હોત તો વિશેષ કહી શકયા હોત. ગમે તેમ હો, મારી બ્હેન જીવતી હો કે મરી ગઇ હો; મારે તેનો પત્તો પાડવો જોઇએ. હમણાં હમણાં મને એવી કલ્પના થઇ છે કે, દુર્ગાબાઇ પાસે જે છોકરો છે તે કુમુદનો છે-હું મારાથી બનતું કરૂં છું; તમે પણ બને તેટલી મદદ કરો એવી ઇચ્છા છે. "

ડાક્તરે મસ્તક હલાવી નકાર દર્શાવ્યો. કમલિનીના મનનું સમાધાન ન થયું. ત્યાંથી તે પોતાની ઓરડીમાં ગઇ લિલિ ત્યાં તેની રાહ જોતી બેઠી હતી. તે બોલી:—

"બ્હેન, પુછી જોયું ? શું કહ્યું ?"

"તે કંઈ જ જાણતા નહિ હોય અગર ખાસ કહેતા નહિ હોય. બીજી વાત ખરી હોવી જોઇએ."

"શું કુમુદને તે ઓળખતા હતા ?"

"કુસુમને તે જાણે છે, કુમુદને નહિ. મને લાગે છે કે તે એટલે સુધી સાચું બોલ્યા છે. તે આપણી બ્હેન હતી એ વાત તેમને ખરી લાગતી નથી. કહે છે કે જીંદગીમાં ગુણવંતીને ઘેર ગયો નથી. બ્હેન, પત્ર બતાવીને પછી તે શો ખુલાસો કરે છે તે જોવાની ઇચ્છા હતી."

"એટલી વાત ન કરીશ. આ કાગળ તેમના ગુપ્ત સ્થાનેથી હું કહાડી લાવી છું." એમ કહીને લિલિ હસી પડી.

"આવી વાતમાં તને કેમ હસવું આવે છે ? મને લાગે છે કે, કંઇપણ ગુપ્ત કૃત્ય બહાર પડે તેવું છે.'

"ગુપ્ત શું ?"

"હમણાં શું કહું ? પણ કહેવાનું મન તો થાય છે જ. બહેન, સાંભળ, શારદા, તું પણ સાંભળ ? જો વાત સરળ અને વગર ગડભાંજની હોય તો હસમુખરાયના ચહેરામાં વારંવાર ફેરફાર શામાટે થાય ? જવાબ આપવાને આનાકાની જેવું કેમ કરે ? મારા મનમાં તો એવી શંકા આવે છે કે, એ ચંડાળ ચોકડીએ અને શેઠના ભાઇની પાસે આવનાર બીજા નિશાખોરોએ કુમુદને ફસાવી કલંક લાગે તેવું લગ્ન કરવાની ફરજ પાડી હોવી જોઇએ. અને એ વાત હસમુખરાય સારી રીતે જાણતા હશે ! "

" શું તું એમ માને છે કે, એવી નીચતા કે અધમતા એમનામાં રહેલી છે ? " લિલિએ તિરસ્કાર પૂર્વક કહ્યું; " એમનામાં દોષ હશે પણ એવું નીચ કૃત્ય થતું હોય ત્યાં તો ઉભા નજ રહે. "

" પણ તેની સાથે એ પણ ધ્યાનમાં લે કે, કુમુદ હતી એકલી, નહોતો તેની પાસે પૈસો કે નહોતું પાસે કોઇ સગુ સંબંધી. તેમાં વળી એક માસ્તરેણુની નોકરી ! એ ચંડાળચોકડીને શું ? એવી નિરાશ્રિત છોકરી સાથે ગમે તેવું વર્તન ચલાવતાં તેમને કોણ રોકે તેવું હતું. તું ગમે તેમ કહે, તેમાંના કોઇએ કે પછી કમળરાયે કુમુદનો ઘાત કર્યો છે અને તે વાત હસમુખરાય જાણે છે છતાં છુપાવે છે. મને જે ભયંકર સ્વપ્ન આવ્યું હતું તેમાં એ પ્રકાર મને જણાયો હતો. એ દુષ્ટ કૃત્યમાં હસમુખરાયનું અંગ હું સ્વપ્નમાં જોઈ શકી છું. "

" પણ એકે વખત તે સ્વપ્નની પુરી વાત તો કરતી નથી. કહે એક વખત તે. " લિલિએ કહ્યું.

સ્વપ્નની વાત નીકળતાં લિલિ મશ્કરી કરતી પણ આજે તેણે યથાસ્થિત સાંભળવાની જીજ્ઞાસાથી કહ્યું હતું. કમલિની પણ એકદમ તૈયાર થઇ. પૂર્વે જે કદી નહિ કહેવાના વિચારપર હતી તે આજે તત્પર થઇ એટલે ચમત્કાર જ કહેવાય. શારદાને પણ સાંભળવાની ઇચ્છા થઇ તેથી તે નજીકમાં આવીને બેઠી.

" બહેન, તે દિવસે સોમવાર હતો. મહા સુદ ૧૪-૧૫ હતી.

મને બરાબર યાદ છે. " સ્વપ્નની શરૂઆત કરતાં કમલિનીને કંપારો આવ્યો પણ તેણે કહેવા માંડયું; " તે દિવસે સાંજથી મારૂં માથું દુઃખતું હતું તેથી ફક્ત ચ્હા પીઇને હું સુઇ ગઇ. રાતના નવ સાડા નવ થયા હશે. થોડીજવારમાં આંખો મીંચાઇ અને સ્વપ્ન આવ્યું. કુમુદ મારી પાસે આવીને ઉભી રહી. તેણે સફેદ ગવન પહેરેલો હતો, તેના વાળ છૂટા હતા. બહેન, સાંભળે છે ને ? મને ઠીક લાગતું નથી, હું પથારીમાં સૂતેલી છું, મને ઉંઘ આવે છે એ સર્વ સ્વપ્નમાં યાદ હતું. કુમુદ મારી પાસે આવી ત્યારે હું જાગ્રત થઇ. સ્વપ્નમાં જ-પણ તેનો તે વિચિત્ર-સૌભાગ્યવતીનો મૃત્યુ પછી હોય છે તેવો વેપ જણાયો પણ હું બ્હીધી નહિ. મેં તેને પુછયું; " તું અહીં કેમ આવી છે ? " " હું જતી રહું છું તે તને કહેવા આવી છું." એમ કહી તેણે પોતાના મુખ તરફ અને વસ્ત્ર તરફ આંગળી કરી. પણ તે મરી ગઇ એમ હું ન સમજી. જાગ્રત થયા પછી પણ તે સમયે તેવું લાગ્યું નહતું. તે કંઇ દૂર પરદેશમાં જાય છે એટલી જ કલ્પના થઇ. મેં તેને કહ્યું; " તું અમોને કહ્યા વગર કેમ જતી રહી ? " તેણે કહ્યું; " મને તેમણે કહેવા દીધું નહિ. બહુ હરકત કરી." " કોણે ? " એવો પ્રશ્ન કરતાં પોતાનો ફીકકો ચહેરો ફેરવી તેણે ઓરડીના બારણા તરફ જોયું. તે વખતે મને જે ભય લાગ્યો, મારા હૃદયની જે ભયંકર સ્થિતિ થઇ તેનું વર્ણન નથી કરી શક્તિ. " આમ આવ તને બતાવું છું; " એમ કુમુદે કહ્યું. હું પણ ઉઠીને તેની પાછળ પાછળ ગઇ. તેનું પ્રેત જેવું મુખ અને ફાટેલાં નેત્ર જોઇ મારાં ગાત્ર શિથિલ થઇ ગયાં. તેણે મને ઇસારો કર્યો. મેં બારણા તરફ જોયું. શું જોયું તે નથી કહેવાતું બહેન, હું ગભરાઇ ગઈ. મને લાગ્યું કે તે મારી આગળ નીકળી ગઇ. તે જેમ મને મારી ઇચ્છા વિરૂદ્ધ પાછળ ખેંચતી હતી; તેમ તેને પણ કોઇ બળાત્કારે ખેંચી જતું હતું. તેની આજ્ઞા પ્રમાણે તે ચાલી ગઇ. બહેન, શારદા, એ સર્વ જોવા માટે મેં શાં પાપ કર્યાં હશે કે હું જીવતી

રહી. બ્હેન. બારણાની બહાર એક મૂર્તિ ઉભેલી હતી, હું પાછળ ખેંચાતી જતી હતી, તે મૂર્તિ તેની વાટ જોઇ રહી હતીઃ–

શારદા સ્વપ્ન સાંભળીને ગભરાઇ. લિલિ પણ ભયભીત થઇ. કમલિનીએ શારદા તરફ જોયું ત્યારે તે બોલી; "કંઇ નહિ, આજે મારૂં શરીર ઠીક નથી. અને આવાં સ્વપ્ન સાંભળું છું ત્યારે મને જરી બ્હીક લાગે છે."

કમલિનીએ આગળ કહ્યું; "તે કોણ હતું ? કહું હમણાં જ મેં કહ્યું હતું કે નથી કહેવાતું; પણ હવે કહું છું. તે બીજું કોઇ નહિ પણ હસમુખરાય હતા. તે આંખો કહાડીને તેના સામે જોતા હતા અને તદ્દન અંધકારમય, ઘોર અંધકાર વાળી જગ્યા તરફ જવાને સૂચવતા હતા. બસ, એ પછીનું મને કંઇ યાદ નથી. હું ચમકીને જાગી ઉઠી, શરીર પરસેવાથી ભીનું ભીનું થઇ ગયું પણ મેં બૂમ ન પાડી. કારણ દાદાને ત્રાસ થવાનો સંભવ હતો. તે દિવસે તેમની તબીયત વિશેષ હેરાન હતી, માથે મોંઢે ઓઢી લઇ હું સુઇ રહી. અરધા પોણા કલાક સુધી આંખ ઉઘાડવાની હિંમત જ ન આવી."

"સ્વપ્ન ચમત્કારીક છે પણ એમાં કંઇ અર્થ જણાતો નથી. વિચાર કરી લિલિએ કહ્યું.

"મને પણ તે વખતે તેમ લાગતું હતું. કારણ કે, કુમુદ હતી મુંબઇમાં અને હસમુખરાય હતા સૈનેશ્વરમા. તેજ દિવસે રાતે આઠ વાગે આપણે ત્યાં આવેલા હતા અને મને સ્વપ્ન દશ વાગ્યા પહેલાં આવ્યું હતું. હું જાગી ત્યારે દસના ટકોરા મેં સાંભળ્યા હતા. હસમુખરાય મને પહેલાંથી ગમતા ન હતા; કારણ પુછીશ તો તે મને પણ ખબર નથી. જેના તેના મનમાં કંઇ ન સમજાય તેવી રીતે ભાવના બંધાય છે–અને સ્વપ્ન આવ્યું ત્યારથી તે તદ્દન ખરાબ લાગવા માંડયા. તે દિવસથી તેમના વિષે મારા મનમાં બ્હીક પેસી ગઇ છે. તું કહીશ કે ગાંડી છે, તો ભલે, પણ મને

લાગે છે કે તેં બીજા કોઇ સાથે લગ્ન કર્યું હોત તો સારૂ થાત. હવે તો એ સ્વપ્ન નિરર્થક નથી એમ લાગ્યા કરે છે; કારણકે તે આ ગામમાં આવી હોવી જોઈએ અને આ પત્ર સ્વપ્ન આવ્યું તેની પહેલાંનો છે. "

" ગાંડી જ છે. ગમે તેવું પણ સ્વપ્ન તે સ્વપ્ન. એમાં અર્થ શો ? "

" હું લાંબે નજર નથી પહોંચાડી શકિત પણ મારી કલ્પના છે તે એટલીજ કે તે ચંડાળ ચોકડીએ કુમુદપર અત્યાચાર કર્યો છે. "

લિલિને આ કલ્પના માન્ય નહતી. તેણે પોતાના સ્વભાવ પ્રમાણે ' ભોળી તે ભોળી ' કહીને ઉડાવી. પછી તે સૂવા ગઇ; પણ કમલિનીને શાંતિ ન હતી. છેવટે તે બોલી:–

" કાલે સવારે હું જાતે ગુણવંતીને ઘેર જઇશ. "

" જવાથી કંઇ લાભ નથી. આ જણસ કદી આપે જોઇ હતી ? " શારદાએ કંચુકીમાંથી મંગળસૂત્ર કહાડી કહ્યું.

" તારી પાસે ક્યાંથી ? " મંગળસૂત્ર જોતાં જ કમલિનીએ ઓળખી લઇ પુછ્યું.

" મોટી બહેન, વાત ભયંકર અને દુ:ખદાયક છે, સાંભળીને બહુ દુ:ખ થશે. " ગળગળા અવાજે શારદાએ કહ્યું.

" કહે, કહે, શારદા કહે ! ગમે તેવી ભલે હોય–એક વખત કહી નાખ ! "

"જેના માટે ગામમાં આટલી ચર્ચા થઇ ગઇ તે બાઇ, તમને સ્વપ્ન પડ્યું તેજ રાતે ઘણું કરીને ગુણવંતીને ઘેર નહિ પણ જીવ-કોરને ત્યા મૃત્યુ પામી અને તે બાઇએ મને આ આપ્યું હતું" શારદાએ ચોધાર આસૂ વહેવડાવતાં કહ્યું; " સુરેંદ્રની દવાથી જે બાઇ મરી ગઇ છે એમ કહેવાય છે તેનું નામ કુંદન હતું. "

" પણ તે મારી બહેન ન હોય, રડે છે શા માટે ? "

" તેજ, તેજ હોવી જોઇએ. મને ખાત્રી પૂર્વક લાગે છે કે

તે તમારી બહેન હતી. લિલિ બહેન હમણાં જે કાગળ લાવ્યાં હતાં તે પત્ર મેં જ દાક્તરને પહોંચાડયો હતો." આટલું કહી તેણે એક હાય મારી પણ બધાં બારણાં બંધ હોવાથી બહાર અવાજ ગયો નહિ અને ક્ષણ માત્રમાં તે બેભાન થઇ જમીન પર પડી.

## પ્રકરણ ૧૨ મું.

### મૃત્યુ.

'કુંદન' નામ સાંભળતાં જ કમલિનીને સ્પષ્ટપણે લાગ્યું કે, શેઠાણીના કહેવા પ્રમાણે 'કમળરાય' નામના ગૃહસ્થ સાથે કુમુદે લગ્ન કરી લીધું છે. તદપિ અદ્યાપિ સંકલના બરોબર બેસતી ન હતી. તેણે સ્વામીને જે પત્ર લખ્યો છે તેમાં ખરૂં નામ બદલી બીજું ધારણ કર્યાનું લખ્યું છે અને પોતાને 'કુંદન' જણાવે છે. અર્થાત્ 'કુંદન' એ કંઇ તેનું ખરૂં નામ નથી. ત્યારે આનો અર્થ શો? એવા વિચારમાંને વિચારમાં કમલિનીની રાત પુરી થઇ. શારદાએ જે હકીકત કહી તે બદલ કિંવા મંગળસૂત્ર વિષે કમલિનીએ લિલિ આગળ કંઇ વાત ન કરી. બીજે દિવસે સવાર થતાં હસમુખરાયના ઘરમાંથી તાબડતોબ મુકામ ઉઠાવી વિમલા સાથે નીકળી જવાનો વિચાર કરી તે પ્રમાણે તે તૈયારી કરવા લાગી. લિલિએ આપેલા પત્ર પરથી કુમુદનો સ્વામી સૈનેશ્વરમાં આવ્યો હતો, તે કાળરાત્રીએ તે ત્યાં છુપાઇ રહ્યો હતો, તેણે જ બીચારીનો પ્રાણ લીધો અને હસમુખરાય તેમાં પૂર્ણ રીતે મદદગાર હતા એવો તેની બુદ્ધિએ નિર્ણય કર્યો. હવે એક ક્ષણ પણ અહીં રહેવું તેને માટે વિચિત્ર થઇ પડયું.

નીકળતી વખતે કમલિની હસમુખરાયની રજા લેવા ગઇ ત્યારે તેમણે કહ્યું; "કમલિની બહેન, આમ એકાએક જવાનો વિચાર કેમ કર્યો? જંગલમાં તો નથી પડયાં ને? મને લાગ્યું કે ચાર દિવસ રહેશો; પણ સંભાળજો, વિમલા બહેનની તબીયત અદ્યાપિ જોઇએ તેવી સારી થઈ નથી."

"તેની કંઇ ફીકર નથી. હવે શક્તિ આવી જશે. તમે અમારી બહુ બરદાસ્ત ઉઠાવી છે, પ્રેમ અને મમતા પૂર્વક વિમલાની દવા કરી તે માટે અત્યંત ઉપકાર થયો છે; પરંતુ હવે ઘેર જવા જીવ તલપાપડ થઇ રહ્યા છે. તમને કેટલી તસ્દી આપવી? કાલે રાતે મેં કહ્યું હતું તે પ્રમાણે કુમુદનો પત્તો પાડવામાં મદદ કરશો જ. તેની ખબર અંતર મેળવવા મને થોડી સ્વતંત્રતાની જરૂર છે એટલે તે ખાતર પણ જવાની આવશ્યકતા છે. દાક્તર, ખુલ્લા દિલે જો બધી વાત કહી હોત તો જવાને ઉતાવળી થઇ ન હોત!"

"તમારી માન્યતા વિલક્ષણ જણાય છે. હું જાણું જ છું એમ માની લેવું તમને યોગ્ય લાગે છે?"

"મારૂં મન કહે છે કે, તમોને માહિતી છે. પણ કાલે રાતે મારી થોડી ભૂલ થઇ. કુમુદ આવી ત્યારે તે ગુણવંતીને ત્યાં નહિ પણ તેની સાથે મણિકોરનું ઘર છે ત્યાં ઉતરી હતી અને ત્યાં જ પ્રસુતિ થયા પછી કાળને વશ થઇ હતી."

હસમુખરાય ટગર ટગર કમલિની તરફ જોવા લાગ્યા. કમલિની તે તરફ દુર્લક્ષ કરી કહેવા લાગીઃ-

"તેણે અહીં આવીને કુંદન નામ રાખ્યું હતું. તે પત્રથી મારી એવી સમજ થઇ કે, કમળરાય નામના ગૃહસ્થ જે શેઠને ત્યાં આવતા હતા તેમની સાથે પરણી હશે. તે ગૃહસ્થને તમે ઓળખતા હોવા જોઇએ. કેવો હતો તે?"

"કેવો હતો? કંઇક ઠીંગણો, સશક્ત અને વિચિત્ર હતો." હસમુખરાયે વિચાર કરી કહ્યું; "મને તો એવું કંઇક યાદ આવે છે. શેઠને ત્યાં તે આવ્યો હતો, ત્યારે મારે ને તેને ઓળખાણ થયું હતું. પણ એ પછી અમે પરસ્પર મોઢું જ જેયું નથી. કમલિની બહેન! કુંદન તમારી બહેન હતી એમ સમજવા જેવું શું કારણ છે?"

"ઠીંગણો, સશક્ત, વિચિત્ર એમજને?" અન્ય બાબત

તરફ લક્ષ નહિ હોવાથી દાક્તરના આરંભના શબ્દ ઉચ્ચારી કમલિનીએ કહ્યું; "ત્યારે તો તમને જે ચહેરો જણાયો તે તેનો જ હોવો જોઇએ."

"નહિ નહિ." હસમુખરાયે ચીડાઇને કહ્યું "તે ચહેરો જણાયો ન હતો.-ખરેખર ત્યાં કોઇ હોય તોપણ-તે ચહેરો માણસ જેવો હતો જ નહિ"

"કુમુદે, કુસુમ માસ્તરેણ જોઇએ તો કહો, પણ તેણે કોની સાથે લગ્ન કર્યું તે કહી શકશો?"

"ના, મને કઇ જ માહિતી નથી."

"હસમુખરાય, તમે કહો છો તે કરતાં તમને વિશેષ માહિતી છે એવી મારી સમજ થએલી છે અને તે અદ્યાપિ દૂર થતી નથી. મારે તપાસ કરવી જ જોઇએ. તમે કહેતા નથી તેનું શું કારણ? કુંદને તમને બોલાવ્યા હતા એ વાત તો સ્પષ્ટ છે અને તે પૂર્વે અદાલતમાં તમે કબુલ કરેલું છે."

"એ વાતની હું ના નથી કહેતો; પણ—પણ મને લાગે છે કે તે બાઇને તમે તમારી બહેન સમજવામાં ભૂલ કરો છો. ગમે તેમ હો. મારી તો તમને એવી સલાહ છે કે, એ વાતની બહુ વાટાઘાટ કરવી નહિ. તમે ગમે તેટલો તપાસ કરશો પણ કંઇ ફળ મળવાનું નથી. મરેલું માણસ હવે જીવતું થવાનું છે? અને એ પ્રકરણ પુનઃ ઉપસ્થિત કરવાથી તમારી બહેનને એટલે મારી પત્નીને કે તમને કંઇ લાભ થવાનો નથી. ત્રાસ માત્ર થશે, જવા દો એ વાત! સમજ્યાં?"

"કદી જવા દેવાય નહિ! હા, એથી મારા જીવને ત્રાસ થશે એ વાત ખરી છે પણ તેટલો મારે સહન કરવો જોઇએ." કમલિનીએ નિશ્ચયાત્મક સ્વરે કહ્યું.

"ત્યારે તમારી મરજી? ફાવે તેમ કરો? હું એથી વિશેષ કંઇ જાણતો નથી?" હસમુખરાયે બે પરવાઇથી કહ્યું.

કમલિની ચાલી ગઇ; પણ તેને શંકા થઇ કે કદાચ કુંદન તે કુમુદ નહિ હોય. પરંતુ એક વખત પુરી તપાસ કરવાનો તેણે નિશ્ચય

કર્યો. વિમલાને હવે ઠીક હતું તેથી કમલિની દુર્ગાબાઇને ત્યાં ગઇ શારદાએ જણાવ્યું હતું કે તે છોકરો કુંદનનો છે એ વાત દુર્ગાબાઇએ છેવટે કબુલ કરી છે.

હમેશાં બારણાં ઉઘાડાં હતાં પણ આજે તે બંધ હતાં. હાં મારતાં દુર્ગાબાઇએ બારણાં ઉઘાડયાં.

" નવરાશ હોય તો ઘડીવાર વાતો કરીએ એમ સમજી આવી. " કમલિનીએ બારણાં ઉઘાડતાં કહ્યું.

" નવરાશ જ છે ને ? આખો દિવસ બેસી રહું છું. માધ હતો ત્યારે તેને સારૂ કંઇને કંઈ કામમાં રોકાઇ રહેતી પણ હ શું ? ગયો બીચારો આખરે ! કાળ કોને છોડે છે બહેન ? "

" એટલે ? હું સમજી નહિ. મરી ગયો ? "

" હા બહેન, સ્મશાન પરવારે બે કલાક થયા. ઓ બાપરે—હાય, હાય, નથી જોવાતું. બીચારો કેટલો દુઃખી થયો ! "

" ઓ મા...રે, ઓ ભાઇ...રે ! " કમલિનીએ રડી પ કહ્યું. " એ તો મારી બહેનનો—ભાણો હતો તે હમણાં જ જાણ્યું. આગળથી જાણ્યું હોત તો આ ખોળામાં લઇને બેઠી હોત મારા મનને એટલી તો તાઢક વળત. "

દુર્ગાબાઇને કંઇ સમજ પડી નહિ. ' કમલિની એટલે ઇનામ દારની પુત્રી અને છોકરાની મા તો એક માસ્તરેણ હતી, એ બ હેન કેવી રીતે ? ' એવો પ્રશ્ન તેના મનમાં આવ્યો ન આવ્યો તે લામાં કમલિનીએ પૂછયું; ' મણિકોરને ત્યાં મરનાર કુંદનનું પ નામ શું ? ' પણ દુર્ગાબાઇએ કહ્યું ' મને ખબર નથી. ' કમલિ નીને લાગ્યું તપાસ અરધેથી જ તૂટી પડે છે અને એવુંને એવું કો જાણે કેટલા દિવસ ચાલ્યા કરશે ? છેવટે તેણે આજીજી કરી કહ્યું:

" દુર્ગાબહેન, તમે હવે મહેર કરીને જે ખરૂં હોય તે કહે બીલકુલ છાનું રાખશો નહિ. હું તમને પગે પડું છું. આટલી માર ભીખ પુરી કરો. એમ છતાં જો તમે ખરી વાત નહિ કહો તે

નિરૂપાયે પોલીસને જણાવવું પડશે. લગ્ન પહેલાં કે તે પછી તેનું ખરૂં નામ તમારા જાણવામાં આવ્યું નથી ? વિચાર કરીને બોલજો ! "

" તેનું ખરૂં નામ શું હશે તે કહી શક્તિ નથી. " કમલિનીએ આજીજી પૂર્વક પણ છેવટના શબ્દ સખતાઇ ભર્યા ઉચ્ચાર્યાંથી નરમ થઇ દુર્ગાબાઇએ કહ્યું; " તેણે જે નામ ધારણ કર્યું હતું તે માત્ર જાણું છું. તે પ્રથમ મુંબઇમાં ધરમશી શેઠને ત્યાં રહી હતી અને ત્યાં જ મારે પહેલ વહેલું ઓળખાણ થયું હતું. તેનું નામ કુસુમ–"

" તેજ મારી બહેન ! " કમલિનીએ કહ્યું; " પણ તેણે કોની સાથે લગ્ન કર્યું હતું ? "

" એટલું જાણુતી હોઉં ત્યારે જોઇએ છે શું ? માગે તે આપું ! "

" છોકરાનું છેલ વેલ્લું મોંઢું જોવાનું એ બહેન નસીબમાં નહિ. પ્રભુની મરજી. " કમલિની મોટેથી રૂદન કરતી કરતી કહેવા લાગી; " બહેન, જો આગળથી કહ્યું હોત તો કેવું સારૂં થાત ! નિદાન બહેનના પુત્રનું મુખ જોઇ, હાય, હાય તેની ચાકરી કરીને સંતોષ માન્યો હોત. "

" મને શા માટે દોષ આપો છો ? હું કંઇ જાણી બેઠી હતી કે તમારી બહેન હશે ! તેને હું એક માસ્તરેણ જાણુતી હતી. અહીં જતાં આવતાં માણસો, ' કોનો છોકરો ? તમે ક્યાંનાં છો ? ' એવું એવું પુછતાં; પણ મને લાગતું કે છોકરો માંદો છે, અને પરદેશી છીએ એટલે સ્વાભાવિક રીતે પુછતાં હશે. તમે પણ તેજ હેતુથી પુછ્યું હશે એમ મને લાગતું હતું. "

પછી કમલિનીએ કુમુદ સંબંધી સર્વ હકીકત જણાવી કહ્યું; " દુર્ગાબાઇ, પાછળની બધી હકીકત હું કહી ચુકી છું."

" બહેન, તમે કોણ છો એ જો શરૂઆતથી મારા જાણવામાં આવ્યું હોત તો બધી વાત તમને કહી હોત. ધરમશી શેઠને ત્યાં મારે તેને પહેલ વહેલું ઓળખાણ થયું હતું એ વાત તો તમને મેં કહી છે. શેઠાણી અને હું એકજ ગામનાં હતાં. તેમના પિતાની

કાપડની દુકાન હતી અને મારા પિતા ગાંધીયાટું કરતા હતા. શે-ઠાણી જવાંમર્દ છે હોં ? પણ અભિમાની જબરી ! નાનપણથીજ એવો સ્વભાવ હતો. હું ગરીબ એટલે મારો હિસાબ ગણે નહિ. પછી અમો બન્નેનાં લગ્ન થયાં. તેમના ધણી મુંબઇમાં રહેતા એટલે તે મુંબઇ ગયાં અને યોગાયોગ એવો કે મારા ધણી મુંબ-ઇમાં એક વખારમાં નોકર રહ્યા એટલે હું પણ ત્યાં ગઇ. ત્યાં ગયા પછી કોઇ કોઇ દિવસ હું શેઠાણીને મળવા જતી; પણ તે, 'આવી કે ચટણી ખાઉ ?' એમ કહીને મશ્કરી કરતાં. પછી તો આવો એવું કહેવાનું યે તેમણે છોડી દીધું. તેમના વગર મારે પણ શું અડી બેઠું હતું ? મેં ત્યાં જવાનું છોડી દીધું. પછી તે એક વખત માંદાં પડી ગયાં ત્યારે ખાસ મને તેમણે બોલાવી. ત્યારથી તે મારી સાથે માયાથી વર્તવા લાગ્યાં. ત્યાં કુસુમનું ઓળખાણ થયું. કેવી ભલી છોકરી હતી ? સ્વભાવ બહુ સારો ! પણ શેઠાણી તેની સાથે તોછડાઇ બતાવતાં તેથી તે કંટાળી ગઇ હતી. ત્યાં એક મહીનો રહી હતી; પછી તેમની તબીયત સુધરી એટલે હું મારે ઠેકાણે ગઇ હતી. હું પાલવાના રસ્તાપર એક ચાલીમાં રહેતી હતી. ત્યાં એકાદ વખત આવવાને કુસુમ કબુલ થઇ હતી. તે પ્રમાણે તે આવીને મળી હતી. એકાદ કલાક બેડી હશે. તેણે કહ્યું કે, નોકરી છોડી દીધી છે: કારણ કે શેઠાણીનો ભત્રીજો છે તે ખરાબ છે. શેઠા-ણીને કહ્યું પણ તે કાને લેતાં નથી એટલે હવે લાલજી શેઠને ત્યાં રહેવાનું નક્કી કર્યું છે. એ પછી કેટલાક મહીના સુધી તે મળી ન હતી. પછી એક વર્ષે મારે ઘેર આવી અને એકાદ સારી જગ્યા મેળવી આપવા કહ્યું. મને નવાઇ લાગી. પછી તેણે કહ્યું કે, લગ્ન કર્યું છે એટલે રહેવાની સવડ કરવી છે પણ કોઇને કહીશ નહિ. મેં એને કહ્યુ કે, એમાં ચોરી શી છે ? ત્યારે તેણે બે કારણ જણા-વ્યાં. સસરાજી ચીંગુસ તેથી બાપ દીકરાને બનતું નથી એટલે લગ્નની વાત તેમને કરી શકાય તેમ નથી. બીજું એકે મારૂં કુટુંબ

ઉંચું છે. તેમને ખબર પડે તો કલંક લગાડયાનો, નામ બોળ્યાનો આરોપ આવે માટે એ વાત કહાડવી નથી. અમારો ધંધો ઠીક થશે અને બે પૈસા એકઠા કરી સુખમાં રહેતાં થઇશું એટલે પછી બધી વાત બહાર પડાશે. ત્યારે કોઇની બ્હીક નહિ રહે--'

"તેણે વરનું નામ કહ્યું હતું ? નિદાન અટક ?" વચ્ચે કમલિનીએ પુછયું.

"તેણે કંઇજ કહ્યું નહિ. તેણે કહ્યું કે, તમે નજીવી વાત ગણીને ધરમશી શેઠને ત્યાં બોલી બેસો અને ત્યાંથી પહોંચે લાલજી શેઠને ત્યાં એટલે વાત પ્રસરી જાય. માટે કંઇ કહેતી નથી. પછી હું રહેતી હતી તે જ ચાલીમાં મેં એક ઓરડી ભાડે લઇ આપી. અહીં આવતા સુધી તે ત્યાં જ રહી હતી. પછી મારો પુત્ર માંદો પડયો. તે તેની માંદગીમાં પાસે બેસી રહેતી અને—"

"પણ એટલા દિવસમાં તેનો પતિ ત્યાં કદી આવ્યો ન હતો કે તમે તેને જોયો ન હતો ?"

"ના, તે કદી આવ્યો ન હતો. નિદાન મેં તેને કદી જોયો ન હતો. કોઇ કોઇ વખત ભૂલે ચૂકે તે એકાદ બે શબ્દ બોલી જતી તે ઉપરથી હું સમજી હતી કે બહારગામ રહેવા ગયો છે. તે કદી મુંબઈ આવતો ત્યારે મને કહીને એક બે દિવસ તેને મળવા જતી હતી; પણ ક્યાં જતી હતી તે માત્ર મેં જાણ્યું નથી અને મેં તેનો તપાસ પણ કર્યો ન હતો."

"ઠીક, પણ તેનાપર કાગળો આવતા હોવા જોઇએ. તે પર સરનામું કેવું થતું હતું ?"

"પત્રો આવતા હશે, પણ મારે જોવાની શી જરૂર ? વળી ટપાલનો વખત થતો ત્યારે તે નીચે જતી અને ટપાલી પાસેથી કાગળો લઇ ઉપર આવતી. એક વખત તેની આંખો પુષ્કળ આવી હતી, ઉઠીને બહાર જવાતું ન હતું તેથી મને બોલાવીને ટપાલ વાળો આવે તો જોવા કહ્યું. તેટલામાં ટપાલી આવ્યો અને તેણે પત્ર

બતાવ્યો. પત્ર ઉપર કુસુમ ગૌરી મઝમુદાર એટલું હતું. તેને પુછી જોતાં તે પત્ર પોતાનો છે એમ તેણે કહ્યું હતું અને મેં પુછ્યુ કે તારા વરની અટક મઝમુદાર છે? ત્યારે તે હસી પડી હતી. પછી જ્યારે તેને સાતમો મહીનો જવા લાગ્યો ત્યારે તે ગભરાઇ. હજુ સૂવાવડને બે મહીનાની વાર હતી; પણ કેટલાંકને વહેલી આવી જાય છે તેથી તેને ભીતિ લાગી. પતિ કંઇ, પોતે કંઇ એવી સ્થિતિમાં સુવાવડ થાય તે તેને ગમ્યું નહિ. તેણે કહ્યું, ગુસ્સે થાય કે ગમે તે થાય પણુ ઘેર જઇશ. મેં તેને ત્યાંજ રહેવા કહી કોઇ પણુ જાતની ફીકર નહિ કરવા કહ્યું પણુ તેણે ન માન્યું. પછી મેં પણુ જીદ પકડી નહિ. તેજ અરસામાં મારો છોકરો ગુજરી ગયો હતો અને હું શોકમાં હતી. તેણે જવાનું નક્કી કર્યું ત્યારે, છોકરાને હું સંભાળીશ, મને સોંપીશને? એમ મેં પુછ્યું હતું. મને છોકરાં બહુ ગમે છે અને તેથી હું મારે ત્યાં રહેવાને આગ્રહ કરતી હતી એટલે તેણે બાળક મને સોંપવાનું વચન આપી રાજી કરી."

"પછી તે ગઇ?"

"ગઇ. કહ્યું પણ માન્યું નહિ. તેણે પોતાની સર્વ વસ્તુ એક નાની ટૂંકમાં ભરી, કાગળો બાગળો એકઠા કરી બાળી મુક્યા અને ચાલી ગઇ. તે પછી એક દિવસે મારે ઘેર એક પરગામી બહેનપણી આવી હતી. તેને હું રાણીનો બાગ બતાવવા ગઇ હતી. ત્યાંથી આવતાં વાર થઇ. ઘેર આવી ત્યારે તેનો કાગળ મળ્યો. તેણે અહીં તરત આવવા લખ્યું હતું. હું પણુ પછી અહીં આવી ત્યારે તો પ્રસુતિ થઇ ગઇ હતી. બાળક કેટલું બધું નાનું હતું! એવું મેં કદી જોયું ન હતું! હું તેના ઉપર ચીડાઇ, કેમકે મેં તેના ધણીને ત્યાં પણુ જોયો નહિ."

"ત્યાં નહોતો?"

"તેણે એમ કહ્યું હતું ખરૂં. તેના કોઇ કોઇ શબ્દ પરથી મને લાગ્યું કે તે દાક્તર હશે, પરંતુ મારી ખાત્રી ન હતી. બીજે દિવસે છોકરાને લઇ હું રસ્તે પડી. ઘરમાં તબીયત સારી નહોતી એટલે રહેવાનું બની શકે તેમ નહતું."

" તેણે કુંદન નામ રાખ્યું હતું એ તમે જાણો છો ? "

" હા. તેણે આ ગામમાં એ નામે પોતાનું ઘર પુછવા લખ્યું હતું. અહીં આવ્યા પછી મેં પુછયું કે, તારૂં ખરૂં નામ એજ કે ? તેણે કહ્યું 'જેવું કુસુમ તેવું એ! લાલજી શેઠને ત્યાં કમળરાય નામના જે ગૃહસ્થ આવતા તેમના તરફ મારો બહુ તિરસ્કાર હતો અને તે મને કુસુમને બદલે કુંદન કહેતા હતા તેથી સહજ તે નામ યાદ આવી ગયું.' મને તેના ઉપર બહુ ગુસ્સો આવ્યો. લગ્ન થયું, છોકરૂં થયું તો પણ ધણીના નામની ચોરી ? અને ધણી પણ કેવો ? તેને અક્કલ હોવી જોઇએ કે નહિ ? છોકરૂં થાય તો પણ છાનું રાખવાનું ? પરંતુ તેણે વરનો જ પક્ષ લીધો. તેણે કહ્યું, 'દિવસ પુરા થયે બધુ જાહેર કરવાનું હતું; પણ અધૂરા દિવસે પ્રસૂતિ થાય તેનો શો ઉપાય ?' પછી 'પત્ર લખું' ત્યાં સુધી પત્ર લખશો નહિ' એમ જણાવી તેણે મને રજા આપી. નીકળતી વખતે મારે અને તેને પાછી વઢવાડ થઈ. તે મને ભાડાના પૈસા આપવા લાગી; પણ મારે ત્યાં શું ઓછું હતું ? હું મારે મુંબઇ આવી પણ તે પછી તેના સંબંધી કંઇ ખબર ન મળી તે ન મળી. "

" કદી ન મળી ? "

" ના. બીલકુલ નહિ. અહીંથી ગયા પછી થોડો વખત મુંબઇમાં ગાળ્યા પછી એમની પ્રકૃતિ સુધરી એટલે અમે પાછાં અમદાવાદ ગયાં. ત્યાં ઘણાં વર્ષ રહ્યા. મુંબઇથી જતી વખતે મારી પાડોશણને કુમુદ આવે તો તેને ખબર મળે તે સારૂ એક પત્ર આપી ગઇ હતી. એ પત્ર ત્યાંને ત્યાં પડી રહ્યો. "

" ત્યારે એ અત્યાર સુધી ચૂપ રહી, પત્ર સુદ્ધાં લખ્યો નહિ, તેમજ છોકરાની ખબર ન લીધી એ ઉપરથી તમને શું લાગ્યું ? "

" શું લાગે ? બેમાંથી એક હોવું જોઇએ. એક તો વરની સાથે પરદેશ ગઇ હોય અથવા તો માઠું ન લગાડશો હો ! કદાચિત લગ્ન ન થયું હોય તેથી બાળકને પોતાનું ગણાવતાં શરમાતી

હોય. એવું ઘણી વખત બને છે. એક વખત ભૂલ થયા પછી માણસને સુધરવાનું મન થાય છે. જો કે મને એમ લાગતું નથી પણ એ કહેતા હતા. તેણે બચ્ચૂં છોડી દીધું, પણ અમે મનમાં એવું નથી રાખ્યું, ફૂલની માફક ઉછેર્યું હતું. ગયા ઉનાળામા એમનું શરીર બગડ્યું અને મારા દુર્ભાગ્યે હું એકલી પડી. છોકરાના જતન સારૂ તથા કુસુમની કંઈ ખબર મળે તે ખાતર પછી લોકલાજ મુકીને અહીં આવી. અહીંતો કુસુમ-કુંદન મરી ગયાની વાત જાણી, માની પાછળ આજે છોકરો પણ ગયો! હરિ! હરિ! મારા જીવને કંઇ કંઇ થાય છે! મારા મનને જે ઘા પડ્યો છે તે જીવ લઇને જ જશે. નવાઇ એટલી લાગે છે કે, તેના વરની કંઇ ખબર મળતી નથી. હું બહુ બહુ વિચાર કરૂં છું પણ સમજાતું નથી. તે ઓરડી આગળ જે ચહેરો જણાયો તેજ મૂઓ હોવો જોઇએ! રડયાનું સત્યાનાશ જજો!"

કમલિનીના મનમાં આ હકીકતથી ભય, વિચાર, ગત બનાવ વગેરે સર્વ એકી સાથે ઉદ્‌ભવ્યાં. હસમુખરાયનું લિલિ સાથે લગ્ન થયા પછી ચોળીઓના ખાનામાંથી જે પત્ર મળી આવ્યો હતો તે યાદ આવ્યો, લિલિ તો એ કાગળ પિતાને ઘેરથી કપડાં ભેગો આવેલો માનતી હતી પણ હવે કમલિનીને લાગ્યું કે લિલિનું લગ્ન થતા પૂર્વેજ એ કાગળ ખાનામાં પડેલો હોવો જોઇએ. પ્રથમ તેને આવો સંશય આવ્યો હતો પણ એ વાત તેને અસંભવનીય લાગતી હતી. એ પત્ર કમળરાયે લખ્યો હશે? હસમુખરાયે તો નથી લખ્યો. પણ તેમના કબાટમાં શી રીતે આવ્યો? કદાચિત કમળરાય હસમુખરાયને મળવા આવ્યા હોય ને ભૂલી ગયા હોય. પણ પત્ર પરથી કમલરાય તેના પતિ હોય એમ લાગતું નથી. ત્યારે શું હસમુખરાયનો સંબંધ હશે? એવા એવા વિચારો કરતી કમલિની ઘોડીવારે ઘેર જવા નીકળી.

# પ્રકરણ ૧૩ મું.

## ભેદ ભાગ્યો !

કમલિની દુર્ગાબાઇ તરફ ગઇ હતી તે વખતે ગજેંદ્ર બીજે દિવસે મુંબઇ જવાનો વિચાર હતો તેથી મળવાની ઇચ્છાથી લિલિ હાઉસમાં આવ્યો હતો. વિમલા અને તેનું લગ્ન કરવાનું પ્રથમથી ઠરી ચુક્યું હતું. દરમીયાન વિમલા માંદગીમાં પડવાના કારણે તે નશીબમાંથી જાય છે કે શું એવો ભય તેના મનમાં ઉત્પન્ન થયો હતો; પરંતુ પ્રભુકૃપાથી એ અનિષ્ટ ટળી ગયું હતું. હવે થોડા દિવસમાં વિમલાની પ્રકૃતિ સુધરી જશે અને લગ્ન સંસ્કાર થતાં આનંદમય જીવન ગાળી શકાશે એવા એવા મનોરાજ્યમાં ગજેંદ્ર લીન થયેલો હતો.

ગજેં દૃષ્ટિએ પડતાં વિમલાની આંખમાંથી આસુ વહેવા લાગ્યાં. એનું કારણ એ હતું કે—આગલે દિવસે રાતે, કુંદન નામની મરણ પામનાર સ્ત્રી કુમુદ જ હતી એમ સમજાતાં કમલિનીને અત્યંત દુઃખ થયું હતું અને સવારે તે સામાન્ય રીતે વિમલા આગળ બોલી ગઇ હતી કે, એ વાત જો ખરી ઠરશે તો વિવાહ ટૂટવાનો સંભવ છે. કારણ કે, સુરેંદ્રના કૃત્યથી કુમુદનું મરણ થયું હોય તો તેમના પુત્ર સાથે લગ્ન થાય તે કદી યોગ્ય ન ગણાય. વિમલાને આ શબ્દો અત્યંત વિપત્તિકારક લાગ્યા હતા અને તેથી ગજેંદ્રનું દર્શન થતાં તેનું ગળું ભરાઇ આવ્યું. તેણે એ સર્વ હકીકત ગજેંદ્રને કહી સંભળાવી. સર્વ બીના જાણી ગજેંદ્ર નારાજ થયો; એટલામાં કમલિની દુર્ગાબાઇને ત્યાંથી આવી પહોંચી. ગજેંદ્રે તેને ચોખ્ખું કહી દીધું કે, પોતાના પિતાની કિંચિત્ માત્ર ચુક નથી, અપરાધી જુદો જ છે, તેને માટે પ્રાયશ્ચિત અમારે ભોગવવાનું ! તે વખતે શારદા પણ ત્યાં હતી. વિમલા અને ગજેંદ્ર

વચ્ચે રહેલો અલૌકિક પ્રેમ તેણે પરખી લીધો હતો. જોડું તેને ગમી ગયું હતું. શારદાને એ પ્રેમમા વિઘ્ન આવતું જોઈ અન્યાય થતો લાગ્યો. તેણે કહ્યુંઃ-

"મોટી બહેન, કોઈને હૃદય ભગ્ન ન કરશો. અપરાધીને બદલે નિરપરાધીને શિક્ષા શા સારૂં ?"

"અપરાધી કોણ અને નિરપરાધી કોણ તે શી રીતે સમજાય ?"

શારદા ચૂપ થઇ. તેના મુખ ઉપર અનિશ્ચિતતા, તથા ઉત્સુકતા એ બન્નેની વિલક્ષણ મિશ્ર છાયા દષ્ટિએ પડવા લાગી. તેણે કમ- લિની તરફ જોયું, બીજી ક્ષણે ગજેંદ્ર તરફ જોયું અને પોતાના હાથમાં કમલિનીની શાલ હતી તે ફેંકી દઇ તે મોટેથી બોલવા લાગી; જાણે અંગમાં કોઇ વિલક્ષણ સંચાર થયો હોય તેવો ભાસ થયોઃ—

"હવે હું બોલી જ નાખું છું. હું જે કાંઇ જાણું છું તે સર્વ કહું છું. છુપાવી રાખવાની જરૂર નથી. કાલ રાતથી કહેવાનું મન થઇ રહ્યું છે. હવે લાગે છે કે, પહેલાં કહી નાખ્યું હોત તો ઠીક થાત ! અપરાધી કોણ છે તે શી રીતે સમજાય એમ જ પુછો છો ને ? અપરાધી કોણ છે તે હું જાણું છું. હસમુખરાય દાક્તર નહિ પણ દૈત્ય છે, એજ અપરાધી છે એ વાત મેં તે વખતે સિદ્ધ કરી હોતઃ—"

આટલા શબ્દ સર્વને બાવરાં બનાવવાને પુષ્કળ હતા. શારદા સ્વભાવે અત્યંત શાંત અને શાણી છતાં આવી રીતે કેમ બબડે છે, આજે એનું શું થયું છે ? હસમુખરાયને અપરાધી કહે છે એનો અર્થ શો વગેરે વિચાર એક પછી એક ઉત્પન્ન થયા સિવાય ન રહ્યા.

"શારદા, તું એ વાત જાણતી હતી ત્યારે અત્યાર સુધી કેમ બસી ન મરી ?" ગજેંદ્રે કહ્યું, "મારા પિતાપર અત્યાર સુધી રહેલો આરોપ તેં કેમ સાંખી લીધો ?"

" હું ધૈર્ય ન કરી શઈ. હું કોણ ? એક ગરીબ સ્ત્રી, મારી હિંમત કેટલી ? હસમુખરાય કોણ ? દાક્તર, લોકપ્રિય થયેલા એક ગૃહસ્થ ! જો હું તે વખતે બોલી હોત તો મને સર્વએ લુચ્ચી ઠરાવી હોત ! ખરી વાત દૂર જ રહેત. વળી બીજું એક એ પણ કારણ હતું કે, હસમુખરાય પર તે વખતે સંશય હતો, ખાત્રી થયેલી ન હતી. મને લાગતું હતું કે મારી કંઇ ગેર સમજ થતી હશે. એટલું જ નહિ પણ એક એ ભય પણ હતો કે, બદનક્ષીનો આરોપ આવી મને જ શિક્ષા થઇ બેસશે. "

તે જે કંઇ જાણતી હતી તે આજ સુધી છુપાવી રાખ્યું હતું પણ હવે પ્રકટ કર્યા સિવાય ચાલે તેમ ન હતું. વિમલા વિસ્મીત બની તેના તરફ જોવા લાગી. કમલિની વિચારગ્રસ્ત બની જમીન તરફ જોઈ રહી અને ગજેંદ્ર ઉત્સુક નયને તેના તરફ જોતો ઉભો રહ્યો.

" બહેન, હસમુખરાય અપરાધી છે એ કેવળ કલ્પના માત્ર નથી. " શારદાએ કહેવા માંડયું; " મેં જે કંઇ આ ચક્ષુએ જોયું છે, જે કંઇ આ કાને સાંભળ્યું છે તેટલું જ કહું છું. તે પરથી જે અનુમાન થતું હોય તે કરી લેજો. કદાચિત હસમુખરાય દૈત્ય નહિ પણ દેવ સુદ્ધાં ઠરે તો ના ન કહી શકું ! પહેલેથી જ કહું ? "

" હા, હા, અથથી ઇતિ પર્યંત કહી જા. એક શબ્દ સુદ્ધાં બાકી ન રાખીશ. " ગજેંદ્રે આજ્ઞાયુક્ત સ્વરે કહ્યું.

" સાંભળો ત્યારે, શરૂઆતથી કહું છું. બીચારી કુંદન પ્રસૂત થઇ તેના ચોથા પાંચમા દિવસે રાતે નવના અરસામાં ખબર લઈ આવવાના વિચારથી હું ત્યાં ગઇ હતી. તે વખતે મારી દાઢ સૂણી ગઈ હતી અને સખત સણકા નાખતા હતા તેથી ખબર લઇને વધારે વખત ન બેસતાં પાછી ઘેર જઈ સૂઈ જવાની હતી. મણિકોર અને જીવકોર રસોડામાં બેઠેલાં હતાં. નકામાં તેમને બોલાવી ત્રાસ શા સારૂ આપવો એમ ધારીને હું દાદર ચઢી ઉપર ગઈ. છજામાં ચંદ્રનું અજવાળું પડેલું હતું. અંદર નજર કરી તો અંધારૂં

જણાયું. મેં કુંદનને બોલાવી પણ તે બોલી નહિ. તે વખતે તેને ઉંઘ આવી ગઈ હતી તેથી તે ઓરડીમાં જ પડદા પાસે દાઢ દાબીને બેસી રહી. એટલામાં નીચે કોઈ આવ્યું અને તેને લઈને જીવકોર ઉપર આવી. હું અંદરની બાજુમાં હતી. મને લાગ્યું કે, સુરેંદ્ર આવ્યા હશે. પણ તેમની અને જીવકોરની વચ્ચે થયેલી વાત પરથી હું સમજી શકી કે તે હસમુખરાય છે. જીવકોર નીચે ગયા અને હસમુખરાય દીવો બહાર રહેવા દઈ અંદર આવ્યા. તેમના પગરવથી કુંદન જાગીને બેઠી થઈ હોય એમ મને ધસારાપરથી લાગ્યું. હસમુખરાયે નજીક આવી કહ્યું; ' જાગે છે ને ? આ ગામમાં આવીને મૂર્ખાઇ અને અવિચારની અવધિ કરી બતાવી છે. અને નામ તે કેટલાં બદલવાનાં ? કુમુદની કુસમ, કુસુમની કુંદન અને હવે કોણ થવાની ? ' કુંદને કહ્યું; ' સારૂં થયું મળ્યા તે, હું આવી છું તે માટે ગુસ્સે ન થશો, આપણું ગોપ્ય ફોડવું નથી. અને તેથી તો કુંદન નામ રાખ્યું છે. તમે અહીં અને હું કોઇ દૂર જગ્યાએ રહું તે મને ઠીક લાગ્યું નહિ તેથી અહીં આવી. ચાલો, હવે પ્રસૂતિ પણ સુખરૂપ થઇ ગઈ છે. ફીકર જેવું નથી. બાળક સુંદર છે ! સાંભળો છો ? ' પણ હસમુરાયે તિરસ્કાર પૂર્વક કહ્યું ' છટ છટ, તેં મોટી ભુલજ કરી છે ! ' એ પછી મેં તેમની વાત સાંભળી નહિ. કારણ કે હું ઉઠીને બીજે બારણે થઇ બહાર નીકળી ગઇ. જતાં જતાં ' કોણ છે, ' એવા શબ્દ મેં સાંભળ્યા પણ હું કંઇ પણ જવાબ આપ્યા વગર ચાલી ગઇ. પગરવ પણ કોઇને ન સંભળાય તેવી રીતે હું ગઇ હતી. તેમની વાત કોઇએ સાંભળી છે એમ તેમને ન લાગે એવું હું ઇચ્છતી હતી. જતી વખત મણિકોર સાથે થોડી વાત થઇ હતી. મને બરાબર યાદ છે. સ્ટેશનેથી આવતાં હસમુખરાય પર વિપત્તિ આવી હતી, તેમનો ઘોડો પડી ગયો હતો, ગાડી ભાગી ગઇ હતી, એ સર્વ હકીકત તેમણે અને કહી પણ હું કંઇ બોલી નહિ. મારી દાઢ બહુ દુઃખતી હતી તેથી હું ઘેર જઇ સૂઇ ગઇ; પણ સણકા વિશેષ થતા હોવાથી તેમજ

કુંદનને હસમુખરાયની વાતથી મને સારી ઉંઘ આવી નહિ. કુંદન આવી ત્યારે ગામમાં કોઇ ઓળખાણનું નથી એમ બોલી હતી. પછી દાક્તર કોણ કોણ છે તેની તપાસ કરી હતી. હસમુખરાયનું નામ કહ્યું ત્યારે પોતે તેમના વિષે કંઇ જાણતી નથી એમ પણ બોલી હતી. હકીકત આવી હોવા છતાં હસમુખરાય અને તેના દરમીયાન જે વાત થઈ તેથી મને આશ્ચર્ય થયું અને એક ગૂઢ થઇ પડયું. મેં મનમાં ધાર્યું કે એ હસમુખરાયની પત્ની હશે. પણ પછી એવી કલ્પના કરવા માટે હું મને પોતાને દોષિત સમજવા લાગી. તથાપિ તેમાં મારો કંઈ સંબંધ નહતો તેથી જે સાંભળ્યું તે સર્વ મનનાં રાખી મુકવાના વિચાર પર આવી. સાંભળો-છો ને ? ”

“ હા, તું ચાલવા દે.” કમલિનીએ કહ્યું.

કંઇ યાદ કરીને શારદા બોલીઃ—

“ બીજે દિવસે પણ મને ઠીક લાગતું નહતું. કારણ રાતે ઉંઘાયું નહતું અને દાઢે તો મને કાયર કાયર કરી નાખી હતી. બપોરે તો મારા ગાલ સૂણીને દડા જેવા થઇ ગયા હતા. સંધ્યાકાળે સુરેંદ્ર દાક્તર કુંદનની તબીયત જોવા આવ્યા ત્યારે તેમને મેં મારી દાઢ બતાવી. તેમણે કહ્યું; સોજો આવ્યો છે. કંઇ ગરમ કપડું બાંધવું જોઇએ. તે વખતે સાત વાગ્યા હશે અને હસમુખરાય પણ ત્યાં આવવાના હતા તેથી સાડાસાત સુધી તેમણે રાહ જોઇ, પણ તે આવ્યા નહિ. તે દિવસે કુંદનને સહજ તાવ આવ્યો હતો. સુરેંદ્ર મારા ઉપર અને જીવકોર પર ગુસ્સે થયા અને બોલ્યા કે ‘ તમે કુંદન સાથે વાતો બહુ કરો છો, સ્વસ્થ રહેવા દેતાં નથી તેથી તાવ આવ્યો. ’ અમે કહ્યું કે ‘ તેમને સારૂ લાગે છે તેથી તે જ વાતો કરવા બેસે છે, અમારૂં સાંભળતાં નથી અને કહે છે કે ઉંઘ આવતી નથી. ’ ત્યારે ઉંઘની દવા મોકલી આપું છું એમ કહી તે ઘેર ગયા. હું પણ ગરમ કપડું બાંધવા ઘેર આવી. આમ તેમ જોયું પણ ઉનનું કપડું કોઇ જગ્યાએ ન જણાયું. એટલામાં ખૂંટીપર નજર ગઇ. મારા

બનેવીનો એક કાળા ઉનનો ગલપટો લટકતો હતો. તેની બન્ને બાજુએ લાંબી દશી હતી. તે મેં લઇને વીંટી લીધો; અને કાળી સાડી પડી હતી તે ઓઢી લીધી. તે વખતે મારો દેખાવ જોવા જેવો હતો. બન્ને ગાલ ફૂલી ગયેલા, વળી ગાલ ઉપર, કહો ને કે લગભગ આખા મોંઢા પર માટીનો લેપ અને તેના ઉપર ગલપટો! મારી બ્હેને પણ કહ્યું કે કોઇ જોશે તો તેને લાગશે કે આટલી લાંબી મૂછો એને ક્યાંથી ઉગી? અને ખરેખર! આયનામાં જોતાં મને પણ તેવુંજ લાગ્યું. તે દિવસે સૂઇ જવાનો વિચાર હતો પણ કંઇ જોઇતું કરતું હોય તો વ્યવસ્થા કરી આવું એવી ધારણાથી હું કુંદન તરફ ગઇ. આગલી રાત પ્રમાણે જ મણિકોર અને જીવકોરનાં રસોડામાં ગપ્પા ચાલતાં હતાં. હું કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ઉપર ગઇ. કુંદન સૂતી હતી તે ઓરડી સાથે બીજી ઓરડી હતી તેમાં પગરવ સંભળાયો. મને આશ્ચર્ય થયું. કંઇ જોઇતું હશે તેથી ઉઠી હશે. ગાંડી જ છે ને? આટલા દિવસમાં બહાર શું જોઇને નીકળી હશે. એવો વિચાર મારા મનમાં આવી ગયો. આથી કુંદન સૂતી હતી તે ઓરડીનું છજામાં જે દ્વાર પડતું હતું તે દ્વારની ફાટ-માંથી મેં નજર કરી. કુંદન સૂતેલી હતી. પછી બીજી ઓરડીમાં નજર કરી. તેમાં દીવો હતો. એ ઓરડી અને કુંદનની ઓરડી વચ્ચે જે બારણું હતું તે બંધ હતું. આ ઓરડીમાં એક તાકુ હતું, તેમાં દીવો ગોઠવેલો હતો અને ત્યાં જ કેટલીક બાટલીયો હતી. તાકાની એક બાજુએ હસમુખરાય ઉભેલા જણાયા. તેમના ડાબા હાથમાં એક કુપી હતી અને જમણા હાથના આંગળાથી તે કુપીને બુચ બેસાડતા હતા. બુચ બેસાડયા પછી તેમણે તે કુપી ખીસામાં મુકી. પછી તાકામાંની બાટલીઓમાંથી એક બાટલી ઉંચકી લીધી અને તેનો બુચ તાકામાં પડયો હતો તે લઈ બાટલીને બેસાડી દીધો. અને જે ઠેકાણે દવા પ્રથમ રાખેલી હતી તે તાકામાં બાટલી મુકી દઈ તે બહાર આવ્યા. તે એટલા ઉતાવળા આવ્યા કે, મને દૂર

થવાને અવકાશ મળ્યો નહિ. તેમણે શું કર્યું તે હું સમજી શકી નહતી તેમના હાથે કોઇ દુષ્ટ કૃત્ય થયું હશે એવી કલ્પનાનો સ્પર્શ સુદ્ધાં થયો નહિ. મેં સહજ ફાટમાંથી નજર કરી હતી. તેમાં મારો કોઇ લુચ્ચાઇ કે એવો બીજો હેતુ નહતો. મને લાગ્યું કે બીજાની દૃષ્ટિ પડેલી તેમને નહિ રૂચે તેથી તે બારણા પાસે આવી પહોંચ્યા તેટલામાં એક બે પગલાં પાછળ હઠી હું ભીંતને અઢેલી ઉભી રહી. પણ તે જગ્યા અત્યંત ખરાબ હતી. ચંદ્રનું અજવાળું મારા મુખ પર પડતું હતું! બહાર પગ મુકતાની સાથે હું દૃષ્ટિએ પડી; પણ મારા મુખ સિવાય તે અન્ય કંઇ જોઇ શક્યા નહિ. મેં કાળી સાડી ઓઢેલી હતી અને ચંદ્રનું અજવાળુ ફક્ત મારા મુખપર પડતું હતું. મારો ચહેરો જોતાં તે ગભરાયા. કોણ છે, એવું કંઇ તે બોલ્યા. પણ મને લાગ્યું કે ઉત્તર ન આપવો એ જ ઠીક છે. પાછા ફરીને તે દીવો લેવા ગયા એટલે પાસે એક નાની ઓરડી હતી તેમાં હું ભરાઇ ગઇ."

"ત્યારે શારદા, જે ચહેરાની વાત થાય છે તે તારો જ કે ?"

"હા, તે મારો જ ચહેરો હતો. બીજા કોઇનો ન હતો. તે વખતે મેં એ વાત ફોડી નહિ. કેમકે લોકોએ પુછી પુછીને મારો દમ કહાડી નાખ્યો હોત. હસમુખરાય દીવો લઇને ચોતરફ ફરી વળ્યા. મને પગરવ સંભળાતો હતો. પણ હું નજરે પડું તેવી સ્થિતિમાં ન હતી. જાણીતા સિવાય કે ઝીણવટથી જોયા વગર તે ઓરડી કોઇના લક્ષમાં આવે તેવી નથી. પછી તે નીચે ગયા અને મણિકોરને પુછવા લાગ્યા. આ સર્વ ગમ્મત જોઇને હું મનમાં ને મનમાં હસવા લાગી. મેં જે કંઈ કર્યું તે જાણી જોઇને કર્યું ન હતું. પરંતુ મને લાગ્યું કે એ વાત બહાર ન પડે તો સારૂ. હસમુખરાય તપાસ કરી ઘેર ગયા અને મણિકોર તથા જીવકોર વાતોમાં રોકાયાં એટલે ધીમે રહી હું નીચે ગઈ અને ગલપટો છોડી નાખી પાછલે બારણે થાપ મારી તેથી તે બન્ને ચમકીને ચીસ પાડી હઠયાં. પછી

આગલે બારણે આવી ત્યારે મણિકોર મારા ઉપર ખીજાયાં પણ હતાં. હું કંઈ બોલી નહિ. કુંદનને જોવા આવી છું એમ કહી પુનઃ ઉપર ગઈ. કુંદન જાગતી હતી. મારા ફૂલેલા ગાલ જોઈને તે પણ હસી. મેં મનમાં કહ્યું, જો મોટી મોટી મુછો જોઇ હોત તો હસી હસીને બેવડ વળી જાત.

ગજેંદ્ર શારદાનો પ્રત્યેક શબ્દ લક્ષ પૂર્વક સાંભળતો હતો તે વચ્ચે બોલ્યો; " દવામાં કંઈ લબાડી થઇ હોવી જોઇએ એમ તને તે વખતે લાગ્યું નહોતું કે ? સંશય સુદ્ધાં આવ્યો નહિ ? "

" ના, લબાડી થઇ હોય એમ નહોતું લાગ્યું. સંશય પણ શી રીતે આવે ? હસમુખરાય એટલે નામાંકિત દાક્તર. દવામાં તેમણે કંઈ ભેળવ્યું હોય એમ લાગ્યું ન હતું અને લાગ્યું હોત તો પણ હું સમજી હોત કે તે દાક્તર છે; કંઇ ફેરફાર કરવાની જરૂર જણાઇ હશે. "

" હાં, પછી શું થયું ? " કમલિનીએ કહ્યું.

પછી ઘેર જઇને સુઇ ગઇ. સવારે ઉઠી ત્યારે ગુણવંતી બ્હેને કહ્યું કે, રાતે સુરેંદ્ર દાક્તરે ઉંઘની દવા મોકલી હતી તે લેતાં જ પ્રાણ નીકળી ગયા. હસમુખરાયે તેમાં કંઇ ઓછું વત્તુ કર્યું કે શું એવો ભયંકર સંશય તે વખતે મને આવ્યો; પણ પછી સાંભળ્યું કે દવા આવી તે વખતે જ વિષની વાસ આવે છે એમ હસમુખરાય કહેતા હતા. તે ઉપરથી મને લાગ્યું કે પ્રથમથી વિષ ભેળવાયું હશે. ઓરડીમાં હસમુખરાય એકલા જ હતા અને તે વખતે તેમના હાથમાં બાટલી હતી તે ઉપરથી સમજી કે, ફરીથી વાસ લઇને ખાત્રી કરી હશે. પણ મારી ખાત્રી હતી કે, સુરેંદ્રના હાથે ભૂલ થાય નહિ. એ કામનો છેવટ નીકાલ થતા સુધી મારા મનની જે દશા હતી તે હું જ જાણું છું. મનની સ્થિતિ એ વિષે સારી થાય તે માટે પુરૂષનો વેશ લઇને હું ગજેંદ્ર સાથે કચેરીમાં ગઇ હતી. તે વખતે એમની ઉમર બાર તેર વર્ષની હશે. કેમ, ગજેંદ્ર, યાદ છે તમને ? "

" હા. તું તારી મેળે આગળ જે હોય તે કહી નાખ એકવાર. "

" ઉમર નાની પણ બુદ્ધિ ચકોર હતી. તેમણે મને કાનમાં કહ્યું કે, જો વિષ ઉમેરાયું હોય તો હસમુખરાયે જ ઉમેર્યું હોવું જોઇએ. એવું અનુમાન એમણે કોણ જાણે શા ઉપરથી કર્યું ! તે વખતે એ શબ્દો તરફ મેં લક્ષ ન આપ્યું પણ મારા મનપર ભારે અસર થઇ. પછી હસમુખરાયની સાક્ષી સાંભળી ત્યારથી મારી ખાત્રી થઈ ગઇ કે, એ જ ગુન્હેગાર છે. ભરી કચેરીમાં તેમણે સોગનપર કહ્યું કે, જીવકોરને બાટલી આપી ત્યારપછી પોતે તેનો સ્પર્શ સુદ્ધાં કર્યો નથી, કિંવા તે કયાં મુકી તે પણ જોયું નથી. તેમણે હડહડતું જુઠું કહ્યું. તેમણે તે જોઇ હતી, તેમણે તેને ફરીથી હાથમાં લીધી હતી અને પુનઃ જ્યાં હતી ત્યાં મુકી દીધી હતી. એ સર્વ આ સગી આંખે જોયું હતું. પુનઃ તેમણે કહ્યું કે દવા નહિ લેવા મરનારને કહ્યું હતું; પણ મારી તો ખાત્રી છે કે, એકે શબ્દ કહ્યો ન હતો. પછી બોલ્યા કે કુંદનને પોતાની કંઇ માહિતી નથી, તે કોણ, ક્યાંની, કેમ આવી વગેરે કંઈ ખબર નથી; પરંતુ એ સાવ જૂઠું હતું. મારા મનમા તે વખતે એમ પણ થઇ ગયું કે આગળ પડીને બધું કહી દઉં. પણ હિંમત ચાલી નહિ. મને બીક લાગી કે ઉલટ મારે ગળે વળગી પડશે અને કહેશે કે એણે આ વેપ લીધો છે તે પરથી કેવો ધંધો કરે છે તે સમજાશે; એટલું જ નહિ પણ મેં જ વિષ ઉમેર્યું એવું સાબીત કરવા બેસશે. એવા પ્રસંગે ન્યાયનો ઉંટડો ક્યાં બેસે ને કયાં નહિ ? તે શ્રીમંત, આબરૂદાર, મોટા, જાણીતા, ડાહ્યા કહેવાય અને હું તો એક ગરીબ માણસની છોકરી ! હું મારે છાની બેસી રહી. પછી પોલીસ તરફથી એક કાગળનો ટૂકડો અદાલતમાં આવ્યો. લિલિ બહેનને જે પત્ર જડયો છે તેને મળતી હકીકત તેમાં હતી. ન્યાયાધિશે તે પત્ર વાંચીને હસમુખરાયના હાથમાં મુકયો. પત્ર લઈ તે બારી પાસે ગયા અને ન્યાયાધિશ તરફ પીઠ ફેરવી વાંચવા ઉભા. પણ મારી ખાત્રી છે કે તેમના ચિત્તની ક્ષુબ્ધતા છુપાવવા માટે તેમણે એ એક યુક્તિ

કરી હતી. લિલિ બ્હેનને જે પત્ર મળ્યો છે તે કુંદને આવીને પ્રથમ લખ્યો હતો તે જ છે. એ પત્ર મણિકોરે મને આપ્યો અને હું દાક્તરને ઘેર આપી આવી હતી. અદાલતમાં જુબાની થયા પછી મારી ખાત્રી થઇ કે કુંદનનો જીવ લેનાર હસમુખરાય જ છે."

"શારદા, તેજ વખતે એ હકીકત તારે કહેવી જોઇતી હતી." કમલિનીએ કહ્યું.

"પણ, મેં કહ્યું ને કે, મારી વાત કોઇને ખરી લાગી નહોત; વળી ખરી કરી બતાવવાને બીજો પુરાવો પણ ન હતો. તેમનો કુંદન સાથે પ્રથમથી સંબંધ હતો એ વાત સિદ્ધ કરવા જેવું કંઇ જ સાધન નહતું. તે હકીકત હું આજે કહું છું; પણ લોક ખરી માનશે કે ? નહિ માનવાના."

"એ ખરૂં, પણ લિલિ સાવધ રહી શકી હોત."

"એકવાર, મોટી બહેન, સાભળો તો ! લિલિ અંજાઈ ન જાય, ભૂલ ન કરે તે માટે મેં મારૂં બનતું કર્યું હતું. હું અહીં રહી ત્યારે શરૂઆતમાં જ એક વખત રાયસંગે મને કહ્યું કે લિલિ બ્હેન બાગમાં છાનાં છપનાં દાક્તરને મળે છે. ત્યારથી મારા મનને ફીકર થયા કરતી હતી. ખુલ્લી રીતે હસમુખરાયને અટકાવી શકુ તેમ ન હતી; તેથી ભય બતાવવા તથા લિલિ બહેનને સૂચના આપવા મેં યુક્તિ કરી એક રાતે એટલે તે અહીંથી જતાં રહ્યાં તેના આગલા દિવસે સંધ્યાકાળે રાયસંગનો કાળો કોટ પહેર્યો અને પહેલાંના જેવો જ ગલપટો બાંધ્યો, માથે રાયસંગની ટોપી મુકી અને તે જ્યાં મળતાં હતાં ત્યાં ગઇ. લિલિ બહેન એકલાં હતાં. હસમુખરાય નીકળી ગયા હતા. જ્યાં પુષ્કળ અંધારૂં હતું. ત્યાં જઇને હું ઉભી રહી અને અવાજ બદલી હસમુખરાય સાથે સંભાળીને રહેવા તાકીદ આપી. ત્યાંથી હું પાછી ફરી ત્યારે અચાનક હસમુખરાયે મને જોઇ. તેટલામાં ટોપી મેં માથેથી ઉતારી હાથમા લીધી અને ચંદ્રનું તે જ મારા મુખ ઉપર પડયું.

તેમણે મારો ચહેરો જોયો અને તત્કાળ ગભરાયા. પાછળની વાત તેમને યાદ આવી. પછી હું તેમના જતા સુધી ઝાડ પાછળ લપાઇ રહી. એવા વેષમાં એ પછી પણ એક બે વખત હું તેમની દૃષ્ટિએ પડી છું. દાદાના મરણ પછી આપણે અહીં આવ્યાં તે રાત યાદ હશે. સ્ટેશન પરથી આવ્યાં અને લિલિ બહેન તેમના ઘર આગળ ઉતરી પડયાં; પણ તેમની પેટી ગાડીમાં રહી હતી તેથી તે પહોંચાડી આવવા તમે મને કહ્યું હતું. છે યાદ ? પેટી લઇને હું ત્યાં ગઈ અને તેમના નોકરને તે સ્વાધીન કરી પણ પાછી ફરી ત્યારે બારીના ખપાટીયામાંથી દીવાનાં કીરણ જણાતાં સહજ મેં તે તરફ નજર કરી. તે દિવસે પણ દાઢ દુઃખતી હતી તેથી પટો બાંધ્યો હતો. હસમુખરાય અંદર ઉભેલા હતા. તેમની દૃષ્ટિ મારા ચહેરા પર પડી અને પુનઃ તે ગભરાયા. હું એ સ્થિતિ જોઇને તરત આ તરફ ચાલી આવી.

" શારદા, તને જોઇને તે ડરે શા માટે ? " ગજેંદ્રે પુછ્યું.

" કેમ, ધ્યાનમાં ન આવ્યું ? તે રાતે-કુંદનને ત્યાં તેમણે મારો ચહેરો જોયો હતો-હું શારદા છું એમ કંઇ તે જાણતા ન હતા-એટલે વિષની વાત કોઇ જોઇ ગયું કે શું એવો ભય ઉત્પન્ન થયો હતો. તેમણે તપાસ કરી તેમાં કોઇ હાથ આવ્યું નહિ એટલે ભાસ થયો એમ માની લીધું હતું; પણ મને તો લાગતું હતું કે એ ભાસ નહિ પણ ખરેખર કોઇ છે એવી તેમની ખાત્રી થઇ હોવી જોઇએ. એ પછી પણ એવો ને એવો ચહેરો નજરે પડયો એટલે ભય કેમ ન લાગે ? "

" હશે. "

" એ વાતને વર્ષો થઇ ગયાં છે; પણ મને માત્ર અદ્યાપિ તેમની એક પ્રકારે બ્હીક જ લાગે છે, મને લાગ્યું કે તેમની પાસે કોઇ પણ માણસ સહી સલામત છે એમ સમજવું નહિ. કદાચ મારી એ સમજમાં ભૂલ હશે. વિમલા બહેનને તાવ આવ્યો અને

એ નિમિત્તે તેમણે પોતાને ત્યાં રાખી લીધાં ત્યારે મને બહુ બ્હીક લાગી. મારા મનમાં થયું કે કદાચ કંઈ ખરાબ હેતુ હશે. આથી ગજેંદ્ર સાથે તેમને તકરાર થઇ તે દિવસે અંધકારનો લાભ લઇ તેમના કાનમાં હું ગણુ ગણી હતી અને તેથી તેમની સ્થિતિ વિચિત્ર થઇ હતી. પુનઃ એક બે દિવસ ગયા પછી પેલો પટો બાંધ્યો અને દિવાનખાનાની બારી આગળ અંધારામાં ઉભી રહી."

"પણ એટલા બધા પ્રસંગમાં એકે વખત તને ન ઓળખી એ તો ચમત્કાર કહેવાય?" ગજેંદ્રે કહ્યું.

"ચમત્કાર શાનો? તે ગલપટો બાંધું છું ત્યારે મારૂં સ્વરૂપ કેવું પલટાઇ જાય છે તેની તમને કલ્પના નથી. આબેહુબ પુરૂપ જેવી જણાઉં છું. વળી હસમુખરાયે જ્યારે જોઇ હતી ત્યારે પ્રકાશ સ્વચ્છ ન હતો. તદપિ મને લાગે છે કે, મારા પર કદાચિત વહેમ આવ્યો હશે. નહિ લિલિ બ્હેન કહેતાં હતાં કે મને જોઇને તે મોં મરડે છે. આટલું થવા છતાં મોટી બહેન, હું ખરૂં કહું છું કે કુંદનનો આપના કુટુંબ સાથે સંબંધ હશે એવી મારા મનમાં કદી કલ્પના પણ થયેલી નહતી."

શારદાએ હકીકત પુરી કરી પણ તે સાથે તેનો કંઠ ભરાઇ આવ્યો અને તે છૂટે મોંઢે રોઇ પડી. સર્વે સ્તબ્ધ બની ગયાં અને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે તર્ક કરવા લાગ્યાં.



## પ્રકરણ ૧૪ મું.



### વકીલની વાટાઘાટ.

હસમુખરાયની અધમતા વિષે, દાક્તરના દૈત્યત્વ વિષે હવે શંકાને સ્થાન રહ્યું નહિ. શારદાની હકીકત પુરી થયા પછી કમલિની અને ગજેંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યાં. એક બીજાના મુખ સામે પણ કોઇ નજર કરતું નહતું. શારદા ત્યાંથી નીકળી ગઇ. વિ

મલા પથારીમાં જઇને પડી. તે ઉમરે નાની હતી અને તેને જગતનો કંઇજ અનુભવ ન હતો. હસમુખરાયના હાથે એવું કરપીણુ કૃત્ય થયું હશે એ તેને ખરૂં લાગ્યું નહિ અને આ સર્વ શો ઘોટાળો છે છે તે પણ તેને સમજાયો નહિ. તેને કમકમાટી આવવા લાગી અને જોત જોતામાં તાવ પણ આવ્યો.

"કમલિની બ્હેન," છેવટે ગજેંદ્રે બોલવાની શરૂઆત કરતાં કહ્યું, "તમને યાદ છે કે, તમારા બંગલા આગળ હસમુખરાય સાથે મારે બોલાચાલી થઇ હતી તે ? હું તે વખત જે શબ્દ બોલ્યો હતો તે તમારા લક્ષમાં છે ?"

"હા, તમે જે આરોપ મુક્યો હતો તે હમેશાં મને યાદ આવે છે."

"તે સર્વ બોલાચાલી આ હકીકતને મળતી આવે છે."

પુનઃ બન્ને સ્તબ્ધ થઇ ગયાં. થોડીવારે કમલિની બોલી; "હસમુખરાય સાથે કુમુદનું લગ્ન થયું હોવું જોઇએ."

"એમાં સંશય છે જ નહિ. તેમ જો ન હોત તો એ નરપિશાચને વચ્ચેથી કાંટો કહાડી નાખવાની આવશ્યકતા જણાઇ ન હોત." ગજેંદ્રે બ્હીતાં બ્હીતાં કહ્યું, "અન્યની સાથે લગ્ન થઇ શકે તે ખાતર જ એ કૃત્ય થયું હોવું જોઇએ. બીજી વાત સંભવિત જ નથી.

"આટલાં બધાં વરસ થયાં તોયે શારદાએ કોણ જાણે એ ભયંકર બાતમી કેમ છુપી રાખી હશે ?" કમલિનીએ આંસું પાડતાં પાડતાં કહ્યું.

"એમાં મને કંઇ વિશેષ કારણ નથી જણાતું. પાછળની સર્વ હકીકત વિચારમાં લેતાં મને એમ લાગે છે કે, શારદાને માટે અન્ય માર્ગ જ ન હતો. પહેલાં પહેલાં મને પણ એમ લાગ્યું હતું કે એ વાત તેણે તે સમયે કહીને મારા પિતાને દોષ મુક્ત કેમ ન કર્યા? પરંતુ તે વિષે શાંત ચિત્તે વિચાર કર્યા પછી હું તેના પર નાહક ગુસ્સે થયો એમ લાગે છે. તે વખતે જો તે બોલી હોત તો તે કહે છે

તેમજ બન્યું હોત. તેની વાત કોઇ ખરી માનત નહિ અને જે તે તેને ધીટકારત ! ”

“ પણ હસમુખરાય અને કુમુદનો મેળાપ થયો ત્યારે જે વાત થઇ તે તેણે કહી હોત તો ? તેટલા ઉપરથી પરસ્પર તેમનો પરિચય હતો, સંબંધ હતો એટલું તો સિદ્ધ થયું હોત ! અને એ ઉપરથી પાછળની સર્વ વાત સમજાઇ આવત. ”

“ હા, પણ તેની વાત ખરી મનાઇ હોત ત્યારે ને ? એ વાત મુશ્કેલ હતી ને ? હું તો ખાત્રી પૂર્વક માનું છું કે તેને સર્વેએ જૂઠી જ ઠરાવી હોત અને હસમુખરાયે તેને નષ્ટ ભ્રષ્ટ કરી પોતાની વાત સાબીત કરી હોત. ”

“ ઠીક, પણ હવે શું કરવું ? ” અશ્રૂ લૂંછીને કમલિની બોલી.

“ કરવું શું છે ? કંઇ નથી કરવું. હસમુખરાય પર ફરીયાદ કરવી કે તેમના પર કામ ચલાવવું તમને ઠીક નહિ લાગે. હવે તમારો સંબંધ જુદા પ્રકારનો છે. ”

“ ફરીયાદ ? છટ્ છટ્! મારો ઉદ્દેશ તેવો નથી. એ વિચારનો સ્પર્શ સુદ્ધાં મને નથી. સમજ્યા ? કુમુદ ને લિલિ બન્ને મારે મન સમાન છે. બન્ને મારી સગી બહેનો છે. કુમુદ ગઇ-થવાનું તે થઇ ગયું. તેનું વેર લિલિપર લેવાય નહિ. મારા કથનનો એવો અર્થ નથી. હું એટલું જ કહું છું કે, લિલિનું શું કરવું ? હવે હસમુખરાયના સંગમાં રહેવું ઠીક નથી લાગતું. ”

એ અત્યંત નાજૂક વિષય હતો એટલે એ સંબંધમાં વિશેષ યોગ્ય નહિ લાગવાથી ગજેન્દ્રે કહ્યું:-

“ એ સંબંધમાં હું નહિ બોલું. આટલાં વર્ષ તેમના સંગમાં ગયાં અને હવે શો વિચાર ? ”

પછી લિલિને મળી આવેલા પત્રોની હકીકત કહી કમલિનીએ કહ્યું, “ એ પત્રો આટલા દિવસ તેમણે રાખી મુક્યા એ ઓછી વાત છે ? કેવું ભયંકર સાહસ ! ”

" એ જ સમજાતું નથી. અપરાધી માણસના હાથે એવી કંઇ વિલક્ષણ ચૂકો થઇ જાય છે કે તે માટે સર્વને અચંબો થયા સિવાય નથી રહેતો. તેવી જ એ એક ચૂક હોવી જોઇએ. તેની બુદ્ધિ ગોથું ખાઇ જાય છે અને તે જ તેના નાશનું કારણ બને છે."

ગજેંદ્ર કરતાં વાચકોની સ્મરણ શક્તિ આ વાતનો ઉકેલ કરી શકશે. હસમુખરાયે આ કામમાં પોતાનો ઘાત થાય તેવી પુષ્કળ ભૂલો કરી હશે. ના નહિ કહેવાય, પણ આ ભૂલ તેવી નહતી. તેમણે એ પત્રો હેતુ પૂર્વક રાખ્યા ન હતા પણ તે જડયા ન હતા એ વાત વાચકને યાદ હશે જ. તેમણે શોધ કરવામાં બાકી રાખી ન હતી,તે વખતે તેમની એવી સમજ થઇ હતી કે, પરચુરણ કાગળો, ચીઠ્ઠીઓ સાથે તે બાળી દીધા હોવા જોઇએ. એક પત્ર માત્ર તેમણે પિતાનો છે, આગળ ઉપર ઉપયોગી થશે એવા વિચારથી સંભાળી રાખ્યો હતો. પણ વસ્તુ સ્થિતિ જુદી હતી. પિતાનો પત્ર તેમણે બાળી દીધો હતો અને તેને બદલે આ પત્ર રહી ગયો હતો. કોઇ કહેશે કે, એવી ભૂલ કોઇ કરે નહિ. ભલે એમ કહેવામાં આવે; પણ હમેશનો અનુભવ એવો છે કે, ભયંકર સ્વરૂપના મોટા મોટા ગુન્હા જ્યારે જાહેર થાય છે ત્યારે ક્ષુલ્લક પણ આપો આપ બની ગયેલી વાતો તેમા પ્રત્યક્ષ થાય છે. પિતાના પત્ર તરીકે સંભાળી રાખેલા પત્ર ને ફરી વાંચવા જેવું કોઇ કારણ બન્યું નહતું; તેથી તે પત્ર જ્યાનો ત્યા પડી રહ્યો અને છેવટે દુરાગ્રહી અને સંશયગ્રસ્ત પત્નીએ તે બહાર કહાડયો. હસમુખરાયે પત્નીનું મન દુઃખવ્યું નહોત, પોતાના વર્તનથી તેના મનમાં સંશય ઉત્પન્ન થવા દીધો નહોત તો કદાચ જીંદગી પર્યંત એ ગુન્હો બહાર આવી શક્યો નહોત. આ એકંદર બાબત જે પ્રકટ થઇ તેમાં બુદ્ધિ, ચાતુર્ય અને કલ્પકતાને લેશ માત્ર સ્થાન નથી એમ નહિ કહેવાય; તથાપિ કાકતાલીય ન્યાયે સર્વ સ્થિતિ પ્રકટ થઇ એમ કહીશું તો તે વિશેષ યોગ્ય થશે.

કમલિનીએ તે પત્રો ગજેંદ્રને બતાવ્યા હોત; પણ તે તેની

પાસે ન હતા. તે દુર્ગાબાઇ પાસે ગઇ હતી ત્યારે તેણે તેની પાસેથી માગી લીધા હતા. તથાપિ પત્રની સર્વ હકીકત કમલિનીએ મોંઢેથી ગજેંદ્રને કહી સંભળાવી તે સાથે જ તેની સંકલનાની કડી બંધ બેઠી.

" કમલિની બહેન, બરાબર, હવે નક્કી થયું. એ પત્રો તેણે પોતાના પતિને–એટલે હસમુખરાયને જ લખેલા છે. તમે કહો છો તે પરથી પત્રની ભાષા વિનોદી પણ સ્પષ્ટ છે. એ પત્ર એક વખત મારા પિતાને ન બતાવો ? "

" બતાવવાને શી હરકત છે ? માત્ર તેનો ઉપયોગ હસમુખરાય વિરૂદ્ધ ન થાય તેટલી સાવચેતી રાખવાની જરૂર. "

" મારા પિતાના હાથે ગેરઉપયોગ કદી નહિ થાય. " ગજેંદ્રે ખાત્રી આપતાં કહ્યું. " તેમનો સ્વભાવ દયાળુ છે, તેમાં વળી તમારો અમારો જે સંબંધ સંભવે છે તેથી હસમુખરાયને પરકીય ગણાય નહિ એટલે એવું કૃત્ય કદી નહિ થાય. તે માટે બેફીકર રહો. "

તે પત્ર અને તેની સાથે સર્વ પ્રકરણ ગુપ્ત રાખવા કમલિની અને ગજેંદ્રે જો કે આ તરફ વિચાર રાખ્યો હતો પણ બીજી તરફ જુદું જ બનતું હતું. કમલિનીએ આપેલા પત્રો દૃષ્ટિએ પડતાં દુર્ગાબાઇ હસમુખરાયનું કૃષ્ણ કારસ્થાન સમજી ગઇ અને તેણે એ સર્વ પ્રકાર જગત સમક્ષ પ્રકટ કરવા તથા ઇન્સાફની અદાલતમાં પહોંચાડવા ભગિરથ પ્રયત્ન શરૂ કર્યો.

જુઓ, કેવો ચમત્કાર છે ! સહજમાં થયેલી વાત, સહજમાં ઉચ્ચારાયલા શબ્દ, દેખાવમાં કેવળ ક્ષુલ્લક પણ તેનાથી કેવું ગૂઢ પ્રકટ થવા આવ્યું છે ! પોતાના ઓરડામાં તાકું ઉઘાડી હસમુખરાય કંઇ શોધતા જણાતા હતા ત્યારથી દુર્ગાબાઇને સંશય આવ્યો હતો કે " કુંદનનો પતિ તે એ જ, નિદાન ગત બનાવ સાથે બાઇનો કંઈ પણ સંબંધ તો છે જ. ' તેમાં વળી માધવે કહ્યું હતું કે ' તેમણે પેટી, કબાટ બધુંએ જોયું હશે. કેમકે તે ખડ

ખડ ભડ ભડ કરતા હતા અને પછી મેડે પણ ગયા હતા. ' આથી સંશય બમણો મજબૂત બન્યો. તેણે એ સર્વ હકીકતનો પુષ્કળ વિચાર કર્યો અને એ હકીકતની કડી જોડનાર નવીન લેખી પુરાવો મળી આવ્યો ત્યારે દાક્તર દૈત્યરૂપ જ લાગ્યો.

થોડા દિવસ પર એક દિવસે સાંજે દુર્ગાબાઇને ઘેર દુર્ગાબાઈ મણિકોર અને શારદાની ત્રિપુટી એકત્ર થઇ હતી. તેમાંથી કામ છે કહીને શારદા ગઇ હતી પણ જીવકોરે તેની જગ્યા ભરી કહાડી ત્રિપુટી કાયમ રાખી હતી. શારદાને રસ્તામાં હસમુખરાય મળ્યા. તે પણ દુર્ગાબાઇને ત્યાં જતા હતા. ત્યાં જઇને હસમુખરાય ઘેર આવ્યા પણ તેમની મુખમુદ્રાપરથી કંઇ અવનવો પ્રકાર બન્યો હોય તેમ લાગતું હતું એ સર્વ વાચકની ધ્યાન બહાર નહિ હોય. હસમુખરાયની એવી સ્થિતિ થવાનું કારણ એવું બન્યું કે, મણિકોર અને હસમુખરાયને સામાન્યપણે વાતચિતનો વ્યવહાર નહતો; પણ તે દિવસે હસમુખરાયે તેની સાથે કુંદનની વાત શરૂ કરી. તે એક વખત બોલવા લાગતી એટલે શું બોલવું ને શું ન બોલવું તેનો વિચાર કરતી નહિ. મણિકોરે દાક્તરને સ્પષ્ટ કહી નાખ્યું કે, કુંદનનું બાળક લઈ જનાર આજ દુર્ગાબાઇ, એટલું જ નહિ પણ દાક્તરને રૂચે નહિ તેવો ગત બનાવ વિષે બડબડાટ સુદ્ધાં તેણે શરૂ કર્યો. અને તેમાં જીવકોરનો ટેકો મળ્યો. બન્નેએ બોલાયું તેટલું બોલી નાખ્યું. મણિકોરે તો છેવટ કહી દીધું કે; "દાક્તર, તેને તમે ઓળખતા હતા એમ જણાય છે. કારણ કુંદને—"

હસમુખરાય માધવના ઘૂંટણે દવા લગાડતા લગાડતા વાત કરતા હતા. ઉપરોક્ત શબ્દ કાને પડતાં જ આંખો ફાડી તેમણે મણિકોર તરફ જોયું; પણ તે હસમુખરાયનો ઉદ્દેશ સમજી શકી નહિ. તેણે પોતાની વાત ચાલુ જ રાખી:–" કુંદને દાક્તર કોણ કોણ છે એમ પુછયું ત્યારે તમારૂં અને દેસાઇ દાક્તરોનાં નામ કહ્યાં હતાં. પછી તેણે તમારા ઉપર કાગળ લખી આપી પહોંચાડવા કહ્યું

હતું. હું કંઇ ખોટું નથી કહેતી. આંખો શાના કાઢો છો ! એથી કંઇ હું ડરી જવાની નથી સમજ્યા ? હું તે કાગળ લઇને નીચે ઉતરી અને શારદાને કહ્યું કે વાંચ જોઇએ. તેણે દાક્તર હસમુખરાય મઝમુદાર એવું નામ વાંચ્યું. મને આશ્ચર્ય પણ થયું. દાક્તર, તમારી અટકની તેને શી રીતે ખબર પડી ? શારદાએ કહ્યું કે, શશીકળાએ કહી હશે. પણ પછી તેને પુછ્યું ત્યારે તેણે કહ્યું કે 'મે કંઇ નથી કહ્યું.' પછી—"

"દુર્ગાબાઇ, છોકરો આટલો માંદો હોવા છતાં આમ પંચાતો કરવી તે ઠીક નથી." વાતનો પ્રવાહ અટકાવવા એકદમ હસમુખરાયે ગંભીર સ્વરે કહ્યું; "ત્રાસ થાય છે એને, ચાર દિવસ ગપ્પાં બંધ રહેવા દો."

આ શબ્દોથી મણિકોર દબાઇ ગયાં. હસમુખરાય દવા લગાડી ઉપર ગરમ કપડું બાંધી કેટલીક સૂચના આપી ચાલ્યા ગયા. તે રસ્તે પડયા તે સાથે જ મણિકોરે નસ્કોરાં ફૂલાવી કહ્યું:—

"ભાઇ સાહેબને ચીડાવા જેવું હું શું બોલી છું ?"

"જવા દોને ? એમે તે હશે ! પણ અટક વિષે તમે શું કહેતાં હતાં ? બોલો જોઇએ; મેં પહેલાં કંઇ સાંભળ્યું નથી."

"વિશેષ કંઇ નથી. પાટીયપર દાક્તર હસમુખરાય મઝમુદાર એમ લખેલું હતું તેથી મને વિચાર થયો કે, 'મઝમુદાર' એ શી રીતે જાણે ? હજુ પણ મને નવાઇ લાગે છે, બહેન."

"હસમુખરાયની અટક મઝમુદાર છે ?"

"તમે હજુ જાણતાં નથી ? આખું ગામ જાણે છે ને ?" આ પછી થોડીવારે મણિકોર પોતાને ઘેર ગઇ.

આખું ગામ જાણતું હશે, પણ દુર્ગાબાઇ જાણતી ન હતી. તેણે પૂર્વે કદી સાંભળી હશે પણ તેના ધ્યાનમાં ન હતી. હસમુખરાયની અટક દુર્ગાબાઇના જાણવામાં આવી એ વાત ઉપર ઉપરથી ક્ષુલ્લક જણાતી હતી પણ તેથી તથા મણિકોરની વાતથી હસમુખ-

રાય ચીડાયા હતા તેની દુર્ગાપર વિલક્ષણ અસર થઇ. તેને લાગ્યું કે, કુંદનની અટક પણ એ હતી એટલે એ જ તેના પતિ દેવ હશે. પણ ખાત્રી ન થઇ. કમલિની આજે સવારે તેને મળી ત્યારે, તપાસ કરવાની ઇચ્છા વ્યક્ત કરવાથી કમલિનીએ પોતાની પાસે પત્ર હતા તે તેને બતાવ્યા હતા. તે જોઇને કેટલીકવાર સુધી વિચાર કરી છેવટે તેણે એ પત્રો થોડો વખત રહેવા દેવા માગણી કરી હતી અને તે કમલિનીએ સ્વીકારી હતી.

હવે દુર્ગાબાઇએ તે પત્રનું મનન કરવા માંડયું. તે કઇ વાતનો વિચાર કરતી હતી ? હસમુખરાય દોષિત છે કે નિર્દોષ તેનો નહિ. તેને તો એ સાબીત શી રીતે થઇ શકે તે જોવું હતું. કેમકે તેમના અપરાધ વિષે ધીમે ધીમે તેની ખાત્રી થઇ ગઇ હતી. તેણે કુસુમનો ખૂની મળી આવે તો તેને ન્યાયાસન સમક્ષ ઉભો કરી શિક્ષાએ પહોંચાડવાનો નિશ્ચય કરેલો હતો. બીજી તરફ કમલિનીની પણ શારદાએ કહેલી હકીકત ઉપરથી ખાત્રી થઇ હતી કે ખૂની હસમુખરાય છે.

છોકરો મરણ પામ્યાની વાત જાણવામાં આવતાં જ જીવકોર દુર્ગાબાઇને ત્યાં આવી હતી. લૌકિકને અનુસરી રૂદનાદિ કરીને તેની મદદથી દુર્ગાબાઇએ આગળની સર્વ વ્યવસ્થા કરી લીધી હતી અને સાંજે પુનઃ બન્ને વાતો કરતાં બેઠાં હતાં. હવે શું કરવું ? એકદમ ફરીયાદ નોંધાવવી કે પ્રથમ વકીલની સલાહ લેવી, એવો વિચાર આવવાથી દુર્ગાબાઇએ પુછયું:—

" ન્યાયાધિશ કોણ છે ? "

" ન્યાયાધિશનું શું કામ છે ? " આશ્ચર્ય પૂર્વક જીવકોરે કહ્યું; "થાણા ઉપર પોલીસને છોકરો મરી ગયાની વાત પહોંચાડીશું એટલે થયું. હું જતાં જતાં કહેતી જઇશ. "

" મારે બીજું જ કામ છે. અહીં વકીલ કોણ કોણ છે ? હુશીયાર અને ચાલાક જોઇએ ! જીત્યા સિવાય જંપે નહિ તેવો વકીલ હોય તેનું નામ કહે. ફી જોઇએ તેટલી આપીશ."

" ફવડે વકીલ બહુ વખણાય છે."

નામ જાણીને તરત જ દુર્ગાબાઇ વકીલને ત્યાં ગઇ. વકીલ સાહેબનું શરીર ભારે હતું. તેમના માટે જ તૈયાર થયેલી ખુરશીમાં બેઠા બેઠા તે કાગળો જોતા હતા. સામે ટેબલ ઉપર પણ કેટલાક કાગળો અને પુસ્તકો હતાં. દુર્ગાબાઇએ પોતાની સર્વ હકીકત કહી. તે સાંભળીને વકીલને આશ્ચર્ય થયું. કંઇ ભૂલ તો નથી થતી ? ખરૂં છે ? એમ વારંવાર તે પુછવા લાગ્યા. તે મનમાં બોલ્યા, " હસમુખરાય એ કંઇ સાધારણ માણસ નથી, સભ્ય છે, સુશીલ છે, લોકપ્રિય છે અને તે ખૂન કરે એ શું ? કુંદન તેમની સ્ત્રી અને ઇનામદારની પુત્રી, વળી માસ્તરેણ, એ બધું શું ? નાટક અને નવલકથામાં લેખકોની કલ્પનાના ફળ રૂપે એવું એવું જણાય છે કે વાંચીએ છીએ; પણ પ્રત્યક્ષ એવો બનાવ કદી જોયો નથી કે સાંભળ્યો નથી."

દુર્ગાબાઇએ શાંતપણે વકીલના સર્વ પ્રશ્નના સમર્પક ઉત્તર આપ્યા અને છેવટે " આજે સવારે કમલિની મારે ત્યાં આવ્યાં હતાં. તેમણે એક પત્ર આપ્યો છે તે જુઓ ", એમ કહી વકીલના હાથમાં પત્ર મુકયો. પત્ર જોયા પછી તેમને પણ લાગ્યું કે, દુર્ગાબાઇ કહે છે તેવું કંઇ હોવું જોઇએ; નિદાન કંઇ ભાંજગડતો છે જ. કુંદનના મરણ વિષે પાછળ પ્રકટ થયેલી સર્વ હકીકત તેમના જાણવામાં હતી. તે સર્વનો વિચાર કરી તેમણે પુછ્યું:—

" કમલિની બહેનને હસમુખરાય ઉપર શક આવે છે ખરો ? "

" તેમને નથી આવતો ! કુંદનના પતિ હસમુખરાય છે એવી તેમને કલ્પના જ નથી. તે માને છે કે, કમળરાય નામના કોઇ ગૃહસ્થ સાથે તેનું લગ્ન થયેલું છે અને તે હસમુખરાયના સ્નેહી છે એટલે તે કંઈ હકીકત કહેતા નથી."

" ઠીક, તે પ્રમાણે હસમુખરાયને વિશેષ માહિતી હશે, પણ કુંદનનો જીવ લેવાનું શું કારણ ? તેમાં તેમનો શો હેતુ હશે ? એનો ખુલાસો આપી શકો છો ? "

" હેતુ શો અને ખુલાસો શો ? તે પોતાની પાસે આવી

એટલે લગ્નની વાત બહાર આવશે એવી ધાસ્તી હશે. બીજું શું?"

વકીલ મૂછ આમળવા લાગ્યા. વિચારમાં પડતા ત્યારે તે તેમ કરતા. થોડીવારે તેમણે કહ્યું; "જુઓ, લગ્ન થયું હતું એમ કહેવાને ખાત્રી લાયક શો આધાર છે?"

"ખાત્રી લાયક? મારી ખાત્રી છે. તમારૂં લગ્ન થયું છે ને? મારૂં પણ થયું છે. તમારા કે મારા લગ્નની જેટલી ખાત્રી આપી શકાય તેટલી જ તેમના લગ્નની આપી શકાશે."

"એમ ગમે તેમ બોલવાથી લાભ ન થાય. એમાં મુખ્ય વાત એ છે કે, પુરાવો જોઇએ. ઠીક, બન્નેનું લગ્ન ક્યાં થયું હતું તે જાણો છો?"

"ના. પણ મને યાદ છે કે, તે એક વખત હસતી હસતી કહેતી હતી કે લગ્ન કરવાની જગ્યા મહેસાણા ઠીક છે. ત્યાં નોંધાવ્યું એટલે બસ. ગાયકવાડ સરકારના રાજ્યમાં એ ઠીક સગવડ છે. વાત બહાર ન આવે તે માટે તેણે ત્યાં જ એ કાર્ય કર્યું હશે. તે વખતે મને નહોતું લાગ્યું કે તે હેતુપુરઃસર બોલે છે; પણ હવે હું ધારૂં છું કે ત્યાં જ થયું હશે."

વકીલે નોટબુકમાં નોંધ કરી લીધી. પછી બીજા કેટલાક પ્રશ્ન કરી માહિતી મેળવી અને બીજે દિવસે મળવાનું કહી દુર્ગાબાઇને રજા આપી.

થોડીવારે તેમણે નીચે પ્રમાણે તાર લખી આપી ગુમાસ્તાને તાર ઓફીસમાં મોકલ્યો:--

"નોંધણી અમલદાર, મહેસાણા.

"......સાલની નોંધવહી જુઓ. લગ્નનો દાખલો જોઇએ. હસમુખરાય મઝમુદાર અને કુસુમ અથવા કુમુદ નામ નજરે પડે તો કારકુન સાથે મોકલો. ભયંકર કારસ્થાન હોવાનો સંશય આવે છે. રૂ. ૨૫ નો સરકારી લાગત તથા ભથ્થા વગેરે માટે તારથી મનીઓર્ડર કર્યો છે. કવડે વકીલ. સેનેશર."



# પ્રકરણ ૧૫ મું.

## પકડ હૂકમ !

સવાર થતાં દુર્ગાબાઇએ વકીલને ઘેર જઇ કચેરી ઉઘડતાં ફરીયાદ દાખલ કરી હસમુખરાયને પકડવા પકડહુકમ કાઢવા માગણી કરવા આગ્રહ કર્યો. વકીલની ઇચ્છા તેવી ન હતી. આટલી ઉતાવળ કરવાને તેમને કારણ જણાતું નહતું. તેમણે કહ્યું:–

" જુઓ બાઇ, પાકે પાયે વાત આવ્યા સિવાય જો વિચાર ફુટવા દેશો તો પાછાં પડશો. હાલના સ્વરૂપ ઉપરથી ન્યાયાધીશ પકડ હૂકમ કહાડે એમ મને નથી લાગતું. હસમુખરાય એ કંઇ ક્ષુદ્ર માણસ નથી. ન્યાયાધીશ આગળ પણ તેમનું સારૂ વજન છે. એવા માણસને પકડવા માટે માગણી કરવી એ અતિ નાજૂક અને જોખમદારીનું કામ છે. વળી અદાલતમાં અરજ દાખલ થતાં એક છેડેથી તે બીજા છેડા સુધી વાત ફેલાઇ જશે અને તેમને નાશી જવામાં મુસ્કેલી નહિ પડે. હું શું કહું છું તે સમજ્યાંને? "

" અને મેં ત્યારે બીજું શું કહ્યું ? " દુર્ગાબાઇએ કહ્યું, " હું એજ કહું છું. નાશી ન છૂટે તે માટે બંદોબસ્ત કરવો જોઇએ. એકદમ પકડ હૂકમ નીકળે તો પછી ક્યાં જાય ? "

" પરંતુ પકડ હૂકમ મળે એવી મને ખાત્રી નથી. બાઇ, કાલે તમે કહેતાં હતાં તે હું અદ્યાપિ ભૂલી ગયો નથી. એને એ વિચાર કર્યા કરૂં છું. રાતે ઉંઘ પણ આવી નહિ. વાત અતિ વિલક્ષણ છે! શંકા ઉપર શંકા આવવા લાગી અને છેવટે તો મને લાગ્યું કે કંઇ ભૂલ થતી હોવી જોઇએ. આ કંઇ ખરી હકીકત નથી! "

" ત્યારે તમે ઉભા રહેવા ઇચ્છતા નથી ? પ્રથમથી જાણ્યું હોત તો તમને તસ્દી આપી નહોત. જાઉં છું ત્યારે. કાલે આખો દિવસ વાટાઘાટ કરી અને ગજું દુઃખવ્યું પણ છેવટે કંઇ નહિ ? "

" હું શું કહું છું તે તમે સમજ્યાં નહિ. કામ ચલાવવામાં મારૂં શું જવાનું છે ? આ સર્વ હકીકત અદાલતમાં રજુ કરીશ. પછી તે ગમે તેમ કરશે. પણ એ કાંઇ કામની રીત ન કહેવાય. હું એમ કહું છું કે, લોખંડ તપીને લાલચોળ બની જાય ત્યાર પછી ઘાણ મારવામાં આવે તો તેનો ઘાટ ઘડાય, તે પ્રમાણે આપણી પાસે પુરાવો જોઈએ તેટલો એકત્ર થઇ જાય એટલે ફરીયાદને શી વાર લાગવાની છે ? ઉતાવળ નહિ કરવા કહું છું. હસમુખરાય એટલે ઇનામદારના જમાઇ, તેમની આબરૂ કેટલી ! લોક પ્રિય કેટલા ! એવા માણસ માટે માગણી થતાં ન્યાયાધીશ પકડ હુકમ આપતાં અચકાશે. સંશય ઉપરથી બધું ધાર્યું ન થાય; કંઇ સબળ પુરાવો જોઇએ. "

" શું સંશય સિવાય કામમાં કંઇ જ નથી ? "

" છે, પણ હું કહું છું કે, લગ્ન પ્રસંગે બ્રાહ્મણને દક્ષિણા મળ્યાનો, શુકલની હાજરીનો અને એવો બીજો પુરાવો હોત તો ઠીક. એક નોંધણીનો માત્ર પુરાવો છે. પણ તેટલા ઉપરથી બધી વાત સિદ્ધ કોણ માની લે ? ભલે એ વાત જવા દઇએ તો પણ નોંધનાર અમલદારથી ખાત્રી કરવી જોઇએ તેથી નોંધવહીની નકલ માટે મેં તારથી અરજ કરી છે. તે પ્રમાણે દાખલો આવી જવાદો. ચાર દિવસમાં આવી જશે. "

" પણ તેનું શું નક્કી કહેવાય ? " અધીરાઇ પૂર્વક દુર્ગાબાઇએ કહ્યું. " દાખલો નહિ મળે તો ? સસલાંને શીંગડું હોય છે ? તેવી જ એ વાત ! વળી મહેસાણામાં લગ્ન થયું એવી ખાત્રી ચે શી ? સહજ કોઇ વાતમાં મહેસાણા શબ્દ નીકળ્યો હશે. જો ખરેખર તે ત્યાં ગઈ હોત તો હું જાણતી ન હોત કે ? નિદાન શંકા તો આવી હોત. બીજી કોઇ જગ્યાએ લગ્ન થયું હશે તો ? "

" એમ કેમ બોલો છો ? એના બોલવામાં કંઇ પણ અર્થ છે. અમો વકીલોની ધ્યાનમાં તરત જ એવી વાતો આવી જાય

છે. નિદાન એમાં કંઇ અર્થ છે કે નહિ તે જાણી લેવું જોઇએ."

"વકીલોની ધ્યાનમાં આવી જાય છે કે ? વકીલો બ્રહ્માના અવતાર ખરા ને ?"

"બાઇ, અમારા ધંધાને સાધારણ ન ગણશો." વકીલે શાંતપણે કહ્યું: "એમાં બુદ્ધિની જરૂર હોય છે. ગમે તેમ હો. તે દાખલો જો મળશે તો પછી પકડ હુકમ કઢાવ્યા વગર અદાલતનો છૂટકો નહિ થાય. માટે જ છું કે, ચાર દિવસ રાહ જોઇને પછી ફરીયાદ નોંધાવીએ."

"પણ હું કહું છું કે મારાથી ચાર દિવસ બેસી નહિ રહેવાય. સાચુ કહી દઉં છું કે, એક દિવસ, અરે એક કલાક પણ મારાથી નહિ ઝંપાય. અદાલતનાં બારણાં ઉઘડ્યાં જોઇએ. તમારે ન આવવું હોય તો ન આવશો. હું જાતે મુનસફ સાહેબને અરજ કરીશ. હું કંઇ પાછી પડું તેવી નથી, સમજ્યા વકીલ સાહેબ ?"

દુર્ગાબાઇ આટલા બધા દિવસ બોલી નહિ અને આજે તેને આટલી ઉતાવળ કેમ લાગી હશે ? હસમુખરાય ચેતી જઇને નાશી છૂટશે એમ તેને લાગ્યું હશે ? કદાચિત આટલા મહીના થયાં હસમુખરાય હમેશ ઘેર આવતા હતા છતાં કંઇ સંશય આવ્યો નહિ અને તેથી તે પોતાની બુદ્ધિપર ચીડાઇ હશે. ગમે તેમ હો, પણ એટલું તો ખરૂં કે, હસમુખરાયે જ એ હત્યા કરી છે એવી તેની પુરેપુરી ખાત્રી થઇ હતી અને તેથી તે એટલી ગુસ્સે થઇ ગઇ હતી કે જો તેના હાથમા સત્તા હોત તો તેણે હસમુખરાયને મુસ્કેટાટ બંધાવી દીધા હોત; એટલું જ નહિ પણ ફાંસીએ લટકાવી દીધા હોત. પછી કાયદાની ભાંજગડમાં પડી નહોત.

છેવટે વકીલને દુર્ગાબાઇની વાત કબુલ કરવી પડી. તેમણે એક ફરીયાદ અરજી તૈયાર કરી બપોરે અદાલતમાં તેની પાસે અપાવી અને વકીલ પત્ર દાખલ કરી સર્વ કાચી હકીકત રજુ કરવા માંડી.

આ તરફ હસમુખરાય હમેશની માફક ગામમાં ફરવા ગયા

હતા. સજ્જડ ઘૂંચવી નાખે તેવી જાળ તૈયાર થઇ છે, દુશ્મને વ્યુહ રચના પુરી કરી દીધી છે એવો ખ્યાલ પણ તેમને ન હતો. તે દરદીઓની ખબર લઇ ઘેર આવ્યા. હમેશના કરતાં આજે આવતાં મોડું થયું હતું અને ફરી ફરીને તે થાકી ગએલા જણાતા હતા. તે દિવાનખાનામાં જઇ કપડાં ઉતારી ખૂરશીપર બેઠા. થોડી વારે તેમની પ્રાણેશ્વરી લિલિ ભોજન માટે બોલાવવા આવી, તેને જોતાં જ હસમુખરાય બોલ્યાઃ—

" હવે થોડા દિવસમાં મુંબઇ જવાનુ છે, ફરી ફરીને થાક્યા. રોજ આવા ધક્કા અહીં રહીને કોણ ખાયા કરે ? અને પેદાશ કેટલી છે તે તો આપણે જાણીએ જ છીએ. "

" કેટલાએ દિવસથી એમને એમ કહ્યા કરો છો ? "

" આ વખતે તો નિશ્ચય જ કર્યો છે. તું કાલે રાતે વ્હેલી સૂઇ ગઇ હતી ? "

" મારૂં માથું દુઃખતું હતું. " લિલિએ ગમે તેવો ઉત્તર આપી દીધો.

ખરૂં કહીએ તો કમલિની તેને ઘેરથી એકાએક જતી રહી તેથી તે ગુસ્સે થઇ હતી અને એજ કારણે તે વહેલી સૂઇ ગઇ હતી.

" કહે છે કે છોકરો ગયો ! " પુનઃ લિલિએ કહ્યું.

" કયો છોકરો ? " હસમુખરાયના મનમાં બીજા વિચાર ચાલતા હોવાથી તેમના મુખમાંથી અજ્ઞાનતા સૂચક શબ્દ નીકળી ગયા.

" જાણે કંઇ જાણતા જ નથી ! તે—દુર્ગાબાઇનો—"

" હા, હા, મરી ગયો બીચારો ! મરી ગયો ! તેની મા રડી રડીને મરવા જેવી થઇ ગઇ. "

" પુછું હું ? છોકરો મરી ગયો, પત્યું બધું. તે છોકરાનો અને તમારો ખરેખર કંઇજ સંબંધ નથી ? હું શું કહું છું તે સમજ્યા ? "

" સમજ્યો, સર્વ સમજ્યો. પહેલાં એક વખત એનો ઉત્તર આપ્યો છે અને તે વખતે તારી ખાત્રી પણ થઇ હતી. છતાં હજુ

ગમે તેવી કલ્પનાઓ કરવી હોય તો ભલે કર. હું હવે માથું દુઃખવવાનો નથી. "

ખાત્રી થઈ હતી ? નહિ નહિ. તદ્દન ઉલટ સ્થિતિ હતી. તેના હૃદયમાં મત્સરાગ્નીની જ્વાળાઓ ભડકવા લાગી હતી તેની હસમુખરાયને કલ્પના પણ ન હતી.

" તેની મા ખૂબ રડતી હતી એમ ? "

" પ્રાણોત્ક્રમણ પ્રસંગે તેણે હાથ પગ અને છાતીનો જાણે ફૂરો જ કરી નાખ્યો. પણ પછી બપોરે કંઇ શાંતી વળી. "

બિચારીને તમે જ શાંત પાડી હશે ! " એટલું કહી લિલિએ હોઠ કરડયા.

હસમુખરાયે પત્ની તરફ જોયું. તેનો હાવભાવ અને તમ ચહેરો દૃષ્ટિએ પડતાં તે સમજી ગયા કે કંઇ મૂર્ખામી ભર્યો વિચાર ઉત્પન્ન થયા છે ખરા. દુર્ગાબાઈ વિષે શંકા લેવામાં બુદ્ધિ કેવી બહેર મારી ગઇ હશે તે વિચાર આવતાં દાક્તર હસી પડયા. તેમણે કહ્યું; " આવી શંકાને માટે શું કરવું ? તે બુઢ્ઢી મારી માની જગ્યાએ શોભે તેવી છે છતાં અક્કલ કેટલું કામ કરે છે કોણ જાણે ! "

આ સામાન્ય શબ્દોની અસર ઠીક થઇ. એક કલાક સુધી હસમુખરાયે માથાકુટ કરી હોત, સોગન ખાધા હોત, આજીજી કરી હોત તો પણ બાઇ સાહેબના મનનું સમાધાન થયું ન હોત. લિલિને પોતાની ભૂલ સમજાઇ અને સલજ્જ દૃષ્ટિએ તે જોઇ રહી.

" હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તે બાઇને મારે બીલકુલ ઓળખાણ નથી. " દાક્તરે પ્રસંગ સમજી લઇ કહ્યું; " મેં પહેલાં કહ્યું હતું અને અદ્યાપિ પણ કહું છું કે, તારા મનમાં એવી કુત્સિત કલ્પના કેમ આવે છે તે મને સમજાતું નથી. "

લિલિને પણ ક્યાં સમજાતું હતું ? તેના ચિત્તમાં એવા વિચાર ઉત્પન્ન થતા હતા એટલું જ. તેને હવે લાગ્યું કે, પોતાની ગેરસમજ થઇ છે અને નાહક પતિનું મન દુઃખવ્યું છે. આ બદલ તેને પશ્ચા-

તાપ થવા લાગ્યો. તેણે પોતાનો સંશય કમલિની આગળ વ્યક્ત કર્યો, શારદાને કહ્યો અને છેવટે પતિની ગુપ્ત પેટીનું તાળું ખોલ્યું તે માટે તે શરમાવા લાગી. તેની આંખ્યોમાં પાણી ભરાઇ આવ્યું. હસમુખરાય તેની હડપચી પકડી બોલ્યાઃ—

" જો, હવે આપણે થોડા દિવસમાં બીજે કંઇ રહેવા જઇશું. હવા ફેર થશે એટલે મનને ઠીક લાગશે અને અહીંની વાતો મનમાંથી નીકળી જશે."

એટલું કહી દાક્તરે રૂમાલથી તેની આંખો લૂછી નાખી. એટલામાં જમવાનો વખત થવાથી તે નીચે જઇ જમવા બેઠા.

બે ચાર કોળીયા મુખમાં ગયા હશે તેટલામાં નોકર અંદર ડોકીયાં કરતાં જણાયો. નોકરની ગભરાયલી મુદ્રા જોઇ હસમુખરાયે કહ્યું-

" ક્યા દેખ્તા હે, ક્યા ચાઇએ ? "

" જી, કુચ બાત કહેનેકી હૈ. "

" કોઇ દવા મંગતા હૈ ? અચ્છા, આતે હૈ અબ્બી. "

" નહિ, નહિ, દવાકી બાત નહિ હૈ. બાત કરનેકી હૈ. " અચકાતાં અચકાતાં નોકરે કહ્યું. પ્રત્યેક ક્ષણે તેનું વદન ભયભીત થતું જતું હતું.

નોકરની આવી સ્થિતિ જોઇ હસમુખરાય હાથ ધોઇ નાખી બહાર આવ્યા. તેમને લાગ્યું કે કંઇ અકસ્માત થયો હશે, કોઇ સખ્ત ઘવાયો હશે. ઓસરીમાં આવીને જોયું તો બે પોલીસ સીપાઇ બેઠેલા જણાયા. સીપાઇઓએ નજીકમાં આવી ધીમે રહી એક કાગળ કહાડી બતાવ્યો. એટલામાં લિલિ શું છે તે જોવા વચલા બારણામાં આવી ઉભી રહી. તેને જોઇને સીપાઇઓને લઇ નજીકની ઓરડીમાં જઇ હસમુખરાયે બારણાં બંધ કરી લીધાં.

" અરે, શું છે ? " લિલિએ નોકરને પુછ્યું.

" બાઇ સાહેબ, ખુદાકી મરજી ! "

" પોલીસના માણસ કેમ આવ્યા છે ? તું કેમ ગભરાઇ ગયો છે ? શું કહેતા હતા તે ? તેં સાંભળ્યું હતું ? "

"બાઈ સાહેબ, સબ બાત બહોત ખરાબ હૈ. સૂનનેકું અચ્છી નહિ."

"જે હોય તે કહે. ચાલ, બોલ જલ્દી."

"ગાંવમે પીછે એક ખૂન હૂવા થા, ઉસકા તપાસ ચલા હૈ. સાબકા જવાબ હોને કા હૈ. ઇસ વાસ્તે સીપાઇ આયા હૈ."

લિલિને સાચું ન લાગ્યું. એટલામાં બારણું ઉઘાડી હસમુખરાય બહાર આવ્યા અને બોલ્યાઃ-

"હું કંઇ કામ માટે કચેરીમાં જઇ આવું છું. બહુ વાર નહિ લાગે."

"શાનું કામ છે? કહે છે કે ખુનની કંઇ ભાંજગડ છે!" લિલિએ રડી પડી કહ્યું.

"એવું કોણે કહ્યું? કંઇ નથી. કોઇ મૂર્ખે ફરીયાદ કરી છે. એમાં બ્હીવાનું શું હતું? હમણાં જઇને વ્યવસ્થા કરી પાછો આવું છું."

એટલું કહી હસમુખરાય બહાર નીકળ્યા. રસ્તે એક સિપાઇ સાથે અને એક પાછળ ચાલવા લાગ્યો.

આ અણચીંતવ્યા બનાવથી લિલિ બાવરી બની ગઇ. તેની કલ્પના ન પહોંચી શકી. તે રસ્તા ઉપર આવી સ્વામીને સીપાઈ કઈ તરફ લઇ જાય છે તે જોવા લાગી. લિલિને જણાયું કે બે સીપાઈ માત્ર નહિ પણ પાછળ પુષ્કળ લોકો જાય છે. ફરીયાદ થયાની અને પકડહૂકમ નીકળ્યાની ખબર ગામમાં ફેલાઈ ગઇ હતી તેથી લોકો શું છે તે જોવા પાછળ પાછળ જતા હતા. તેટલામાં તે બાજુથી છબકોર આવતી જણાઇ. પાસે આવતાં લિલિએ તેને પુછ્યુંઃ-

"બહેન એટલા બધા લોકો કેમ પાછળ પાછળ જાય છે?"

"શું કહું બહેન, પ્રભુની કળા અગાધ છે એમ કહે છે ને? તેવું જ છે! આટલાં વર્ષ મને થયાં, પણ હસમુખરાય માટે કદી સંશય કોઇ જાતનો યે નહિ! રામ રામ કહો! તે દુર્ગાબાઇના

છોકરાની બહુ કાળજી રાખતા હતા. પણ તેથી શું ? પાપનો ઘડો ફુટયા સિવાય નથી રહેતો. મોડું કે વહેલું મોભે ચઢીને બોલે ! ગમે તેમ હોય પણ. બહેન આફત જ ! ”

“ તેનું ખૂન થયું ? દુર્ગાબાઈના છોકરાનું ? ” લિલિએ જુદી કલ્પના કરી કહ્યું. ” તે તો માંદો હતો ને ? ”

“ તેનું નહિ બહેન. તેતો માંદગીથી મરી ગયો. પણ તે તેની મા હતી ને ? તેનું ખૂન થયું હતું કહે છે. ”

“ તે મરી ગઇ ? દુર્ગાબાઈનું ? ” લિલિના મનમાં ભયંકર શંકા આવી.

“ ના. દુર્ગાબાઈ કંઇ એ છોકરાની મા નથી. એ વાત હમણાં બહાર આવી. ”

“ દુર્ગાબાઇ મા નથી ? ” વચ્ચે લિલિએ પુછયું.

“ ના બહેન ના. તે મારા જેવી જ છે. મેં જેની સુવાવડ કરી હતી તે કુંદન, આપણે મણિકોરના ઘરમા રહી હતી તે એ છોકરાની મા. લોકો કહે છે કે, હસમુખરાયે દવામાં ઝેર નાખ્યું હતું. અને તેનું નામ–નામ–પણ બહેન તમારા માથે આભ જ તૂટી પડયું. નશીબમાં લખ્યું હોય તેનો શો ઉપાય ? ”

“ તેનું નામ શું હતું ? ”

“ નામ ? કુંદન તો નહિ જ ! તેનું નામ કહે છે કે, કુમુદ હતું. હસમુખરાયની પહેલી સ્ત્રી ! ચમત્કાર જેવું છે બહેન ! ”

લિલિની શી દશા થઇ હશે કે થાય છે તેનું ભાન જીવકોરને ન હતું. તે બોલવા બેસતી એટલે આઘુ પાછું જોતી જ નહિ. તેણે કહ્યું:–“ બહેન, વિધિના લખ્યા ટાળ્યા નથી ટળતા તે આનું નામ. એક કાગળને લીધે બધું બહાર આવ્યું. કહે છે કે આટલા વર્ષ સુધી તે હસમુખરાયની પેટીમાં પડી રહ્યો હતો; પણ તે તમેજ ખોળી કહાડીને કમલિની બહેનને આપ્યો. તે પરથી દાક્તરને પકડવાનો હુકમ નીકળ્યો છે. ”

લિલિના લક્ષમાં સર્વ વાત આવી. તેણે જ ચોરીથી કાગળ કહાડી પતિને વિપત્તિમાં નાખ્યો હતો એટલે કૃતકર્મનો પશ્ચાતાપ થવા લાગ્યો અને તે ઘરમાં જઇ જમીન ઉપર બેસી હૈયાફાટ રડવા લાગી.

" બહેન, રડીને શું કરશો ? આ દુનિયામાં દુઃખ, દુઃખને દુઃખ સિવાય કંઇ નથી. " જીવકોરે સાથે સાથે ઘરમાં આવી કહ્યું; " કોઇને કંઇ અને કોઇને કંઇ ! કોઇ ધણી માટે રડે તો કોઈ છોકરા માટે રડે ! બધાંને માથે એવી આફત આવે છે. કોઇનો કંઇ ઉપાય ચાલતો નથી. ઉઠો, થોડી ચ્હા પીયો. આ ઘા રૂઝાય તેવો નથી પણ પરમેશ્વરની મહેર હશે તો કાલે સવારે છૂટી જશે. અત્યારથી હિંમત ન હારી જાવ. "

ચ્હા શબ્દ સંભળાતાં સૂરીએ ચ્હા તૈયાર કરવા માંડી. હજી જીવકોરની વાત અટકી ન હતી. તેણે કહ્યું; " બહેન, આ વાત સાંભળતાં ખાતી ખાતી હું ઉઠી ગઇ. બળ્યું કોળીયો ગળે કેમ કરીને ઉતરે ! અહીં આવવા નીકળી હતી તેટલામાં તે સામે મળ્યા. લોકોને કંઇ શરમ છે ! બધાએ એમની દવા પીધી હશે, પણ ઉપકારનો બદલો અપકાર કહે છે કને ? "

એટલામાં કમલિની પણ ત્યાં આવી. દુઃખના વેગથી તેનાથી બોલાયું નહિ. ડુસકાં ભરતી ભરતી છેવટે તે બોલી:—

" બહેન, મારી સાથે ચાલ. હું તને તેડવા આવી છું. મરતી વખતે દાદાએ કહ્યું હતું. ' લિલિની સંભાળ લેજે. તેને હું તારે સ્વાધીન કરૂં છું. ' ચાલ બહેન ! "

" તેં જ વાત બહાર પાડી ને ? " લિલિએ ખીજવાઇ જઇ કહ્યું; " પત્રો એટલા માટે લઈ ગઇ હતી કે ? આજ સુઝ્યું ? બહુ સારૂં કર્યું ! બહેન થઇને તેંજ ગળું કાપ્યું ને ? "

" બહેન, હું એમ કરૂં ? મરતા સુધી મારા હાથે તેમ ન બને. આટલે સુધી વાત આવવાનું કારણ જુદું છે. "

લિલિથી દુઃખ સહન ન થયું. તે કમલિનીના ખોળામાં માથું મુકી રડવા લાગી. પોતે કાગળ માટે શું શું કર્યું હતું તે બધું તેણે કહી સંભળાવ્યુ અને છેવટે બોલી "મેંજ મારા પતિનો ઘાત કર્યો! તમે કોઈ શું કરો ? મારૂં નશીબ ફૂટી ગયું, મેં જ ફોડી લીધું!"

ચ્હા કોણ પીયે ? સુરીએ છેવટે ઢોળી દીધી. જીવકોરથી પણ ચ્હા ન પીવાઈ અને છેવટે તે ત્યાંથી ચાલી ગઈ.

## પ્રકરણ ૧૬ મું.

### શારદાની જુબાની.

દુર્ગાબાઇએ ફરીયાદ કર્યાના સમાચાર ગજેંદ્રને મળતાં જ તેણે મુંબઈ તાર કરી પિતાને જણાવ્યું "પ્રસીક એસીડનું રહસ્ય બહાર આવવાની તૈયારીમાં છે. આપ જરૂર પધારો. મારૂં અનુમાન સાચું હતું એમ મારી માતુશ્રીને પણ કહેશો." હસમુખરાય વિરૂદ્ધ કંઇ ખટપટ કરવાને તે ઇચ્છતો ન હતો; એટલું જ નહિ પણ શક્ય હોત તો સર્વ હકીકત તેણે જ્યાંની ત્યાં દાબી દીધી હોત. પરંતુ ફરીયાદ થઇ ચુકી હતી અને હવે સાક્ષી પુરાવા લેવાઇ છેવટનો નીકાલ થવાનો હતો તેથી અદાલતમાં હાજર રહી તે પોતાના પરનો આરોપ દૂર થતો જોઇ શકે તો ઠીક એમ સમજી તેણે તાર કર્યો હતો.

સુરેંદ્રે બે વખત તાર વાંચ્યો અને પત્નીને કહ્યું; "કેવો ચમત્કાર ! આટલા વર્ષે રહસ્ય બહાર આવે છે. પરંતુ, મારો તર્ક બરાબર હતો, મારી માતુશ્રીને કહેશો, એનો અર્થ શો ?"

પરંતુ પત્ની તરફથી સંતોષકારક ઉત્તર મળ્યો નહિ. હસસુખરાય વિષે ગજેંદ્રને સંશય હતો; પણ તે યોગ્ય નથી એમ લાગવાથી તેણે કોઇના આગળ તે વાત કરી નહતી અને હમણાં પણ કરવી તેને વાજબી લાગી નહિ.

સુરેંદ્ર લોકો પોતાને નિર્દોષ સમજે એવી સ્થિતિ જોવાને અત્યંત આતુર થયા હતા તેથી તે તત્કાલ સૈનેશ્વર આવવા નીકળ્યા.

આ તરફ પોલીસે હસમુખરાયને અદાલતમાં ખડા કર્યા. પોતે આબરૂદાર ગૃહસ્થ છે, પોતે એક જાહેર માણસ છે અને પુરાવો પુરતો નથી માટે લાયક જામીન પર છૂટા કરવા જોઇએ એવી તેમણે વિનતિ કરી. પરંતુ ખૂન જેવો ભયંકર આરોપ છે, વળી કામ સેશન્સ કમીટ થવાનું છે તેથી પરિસ્થિતિનો વિચાર કરતાં માગણીનો સ્વીકાર કરવો યોગ્ય નથી એમ જણાવી અરજ ના મંજૂર કરવામાં આવી પછી ફરીયાદ પક્ષના સાક્ષીપર આવ્હાન પત્ર કહાડવામાં આવ્યાં; ચોકશીની તારીખ બીજે જ દિવસે રખાઇ અને હસમુખરાયને અટકમાં રાખવા તુરંગ તરફ મોકલવામાં આવ્યા.

બીજે દિવસે બરાબર અગીયાર વાગે અદાલતના કામનો આરંભ થયો. ફરીયાદી તરફે કામ ચલાવવાને હરિકૃષ્ણ કવડે વકીલ હાજર હતા. હસમુખરાયે પણ પોતાના તરફથી ઉભા રહેવા અમદાવાદથી પ્રખ્યાત વકીલ મિત્ર દીવેટીયાને તારથી બોલાવ્યા હતા.

અદાલતનું મકાન વિશાળ હતું; પરંતુ આજે આ ખટલો સાંભળવાને ગામના પુરૂષ માત્રે ધસારો કરેલો હતો. એટલે તે સર્વનો તેમાં સમાવેશ અશક્ય હતો. કેટલાક લોકોએ જેમ તેમ પોતાની સવડ કરી લીધી અને બાકીનાઓએ બહારના મેદાનમાં પડાવ નાખ્યો. પૂર્વે આવો પ્રસંગ કોઇ પણ વખત બન્યો ન હતો. સુરેંદ્ર પર ખટલો ચાલતો હતો ત્યારે ભીડ થઇ હતી પણ તે આજના જેટલી નહોતી.

ગજેંદ્ર પોતાના કાકા મણિકાન્ત સાથે આવીને બેઠો હતો. પ્રથમ ફરીયાદી દુર્ગાબાઇની સાક્ષી થઇ. તેણે પોતાના જાણવામાં જે હકીકત હતી તથા પોતાને જે સંશય હતો તે સર્વનું વિસ્તાર પૂર્વક વર્ણન કરી બતાવ્યું તથા સમર્થક કારણ દર્શાવ્યાં. એ પછી શારદાની સાક્ષી લેવાઇ.

એ સાક્ષી ચાલતી હતી તે દરમીયાન હસમુખરાયે સખત વાંધા દર્શાવ્યા હતા. વાસ્તવિક રીતે તેમને વચ્ચે બોલવાને કંઇ કારણ ન હતું. કેમકે તેમના તરફથી તેમના પરમ સ્નેહી દીવેટીયા વકીલ હાજર રહ્યા હતા અને પોતે સાક્ષી તોડવાને શ્રમની પરાકાષ્ઠા કરી રહ્યા હતા. દીવેટીયાને હસમુખરાયના એ વર્તન માટે ગુસ્સો આવ્યા સિવાય ન રહ્યો. વારંવાર તેમને ટરકાવીને ચૂપ કરવાની ફરજ પણ દીવેટીયાને બજાવવી પડતી હતી.

શારદા બારણાની ફાટમાંથી જે પ્રકાર જોયો હતો તે કહેવા લાગી એટલે હસમુખરાય બોલી ઉઠયાઃ--

" આ બાઇની સાક્ષી સામે મારો વાંધો છે! હું કહું છું-પ્રથમ પણ હું કહી ચુકયો છું કે મરનાર બાઇને મારે બીલકુલ પરિચય ન હતો, તો પછી તેને હું એવી ઝેરી દવા કે......"

" હસમુખરાય, હવે હું નહિ ચલાવી લઉં; દીવેટીયાએ કપાળપરનો પરસેવો લુંછતાં લુંછતાં કંટાળીને કહ્યું; " તમે જો એવું જ ચલાવ્યા કરશો તો હું ચાલ્યો જઇશ. પછી તમે જાણો અને તમારૂં કામ જાણો. હું કયારનો કહ્યા કરૂં છું, પણ જીદ કેમ છોડતા નથી? ભરોંસો રાખીને છાનામાના બેસી રહો. "

"પણ તે બાઇને મારે કંઇ જ ઓળખાણ નહતું એ વાત ન કહેવી જોઇએ કે? શું સાક્ષી કહે તે ગુપચુપ સાંભળ્યા કરવું?" હસમુખરાયે જવાબ આપ્યો; " હું એમ કહેવા માગું છું કે મારો કયો હેતુ—"

ન્યાયાધીશ અત્યાર સુધી બેસી રહ્યા હતા પણ હવે બોલ્યા સિવાય નહિ ચાલે એમ જાણી તેમણે કહ્યું:

" હસમુખરાય, હમણાં તમારી વાત સાંભળવામાં નહિ આવે. તમારે જે કહેવાનું હોય તે યોગ્ય પ્રસંગે કહેજો. આવી રીતે અદાલતને અડચણ કરો તે સારૂ નહિ. એથી તમને કંઇ ફાયદો થવાનો નથી. સાક્ષીદારની જુબાની વચ્ચે તમારે કંઇ બોલવાનું નથી. હાં

શારદા ! કહો, તમે કાટમાંથી જોયું ત્યારે હસમુખરાય અંદર હતા ખરૂં ને ? મી૰કવડે, પુછો આગળ. ”

“ તે અંદર શું કરતા હતા ? ”

“ તેમના હાથમાં એક નાની કુપી હતી. દીવાના પ્રકાશમાં મને તે જણાઇ. હસમુખરાય તેને બૂચ મારતા હતા, બૂચ માર્યા પછી તે તેમણે પોતાના ખીસામાં મુકી. પછી નજીકમાં બીજી બાટલી હતી તે તેમણે લીધી અને નીચે પડેલો બૂચ ઉંચકી લઇ તે તેને બેસાડયો. સુરેંદ્ર રાતની દવા જે બાટલીમાં મોકલતા હતા તેટલા કદની અને તેવી તે હતી. ”

“ પછી શું થયું ? ”

“ બૂચ મારી તે બાટલી મુકીને તે બહાર નીકળ્યા અને તે પણ એટલા ઉતાવળા નીકળ્યા કે મને પ્રથમ નીકળી જવાને અવકાશ જ મળ્યો નહિ, આથી હું ભીંતને અઢેલી ઉભી રહી. ”

“ ત્યારે તે જતી વખતે તમારી નજીકમાં થઇને જ ગયા ? ”

“ ના, મારી પાસે થઇને ગયા ન હતા. હું ત્યાં ઉભેલી જણાતાં—પછી કદાચ મારૂં મુખ માત્ર તેમને જણાયું હશે—તે ‘ કોણ છે ? ’ એમ બોલ્યા. પણ મેં ઉત્તર આપ્યો નહિ, તેથી તે બ્હીધા જણાયા. દીવો લેવા તે અંદર ગયા તે સાથે જ સાવરણી, ટોપલા, માટી વગેરે રાખવાની એક નાની ઓરડી હતી તેમાં હું પેસી ગઈ. ”

“ એક મોટી મુછોવાળો માણુસ હતો એમ એક સાક્ષીએ કહ્યું છે તે માણુસ તું જ કે ? ” ન્યાયાધીશે આશ્ચર્ય પામી પુછ્યું.

“ હા. હું જ તે માણુસ ? નિદાન હસમુખરાયને પુરૂષ જેવી આકૃતિ લાગી તે હું જ. મારી દાઢ બહુ દુઃખતી હતી તેથી કાળી માટીનો મેં લેપ કર્યો હતો. લેપ જાડો હતો અને વળી કાળા ઉનનો ગલપટો વીટેલો હતો. તેના છેડાની દશી લાંબી હતી તેથી મૂછો જેવો દેખાવ થયો હશે. ”

“ પણ એવો વેશ લેવાનો શો હેતુ હતો ? ”

"વેશ લેવાનો હેતુ નહતો. એવો વિચાર સુદ્ધાં નહતો. દુઃખના ઉપાય તરીકે તેનો ઉપયોગ કર્યો હતો. શરદી ન થાય તે માટે મલપટો બાંધ્યો હતો. બીજો કંઇ હેતુ નહતો."

"ઠીક, પછી શું થયું ?"

"હસમુખરાયે દીવો લાવી ચોતરફ જોયું. હું તેમનો પગરવ સાંભળી શક્તિ હતી. કોઇ નજરે નહિ પડવાથી નીચે જઈ તેમણે મણિકોરને પુછ્યું. એ બધું હું સાંભળી શકિત હતી. મણિકોરે 'કોઇ ગયું આવ્યું નથી' એમ કહ્યું એટલે પછી તે ઘેર ગયા.

"પછી તમે ક્યારે ગયાં ? કુંદનના મરણની વાત તમે ક્યાં અને ક્યારે જાણી ?"

"હું તે ઓરડીમાંથી તરત જ નીકળી અને નીચે રસોડામાં ગઇ. ત્યાં જીવકોર અને મણિકોર બેઠાં હતાં. મણિકોરે મને કહ્યું કે, ધીમે રહીને આવતાં શું થાય છે ? ત્યાં થોડીવાર બેઠી અને કંઇ પછી પુનઃ ઉપર જઇ કંઇ જોઈએ છીએ કે શું, એમ પુછી ઘેર સુવા ગઇ. સવારે ઉઠતાં મારી બહેને દવા પીતાં જ કુંદનનું મરણ થયાની ખબર આપી."

"બાળક લઇ જનાર બાઈ કોણ તે કહી શકશો ?"

"હા, ફરીયાદી દુર્ગાબાઇ. અહીં આવતાં જ હું તેમને ઓળખી ગઇ હતી. જીવકોરે પણ તેમને ઓળખ્યાં છે."

ફરીયાદી તરફના પ્રશ્ન પુરા થયા. પછી આરોપી તરફે વકીલે ઉલટ તપાસ કરવા માંડી. ગુન્હો ભયંકર હતો, સાક્ષી મહત્વની હતી અને વકીલ હુશીયાર, અનુભવી અને કાબેલ હતા તેથી ઉલટ તપાસ અત્યંત કડક થઇ. અહીં આપણે કેટલાક મુદ્દાના પ્રશ્નોત્તર ઉતારીશું:-

વકીલ હાથમાં પેન્સીલ લઇ છાતી કાઢી ઉભા રહ્યા, માનપૂર્વક ન્યાયાધિશ તરફ એક વખત નજર કરી, એક વખત આ બાજુ તરફ ફર્યા, વળી બીજી બાજુ તરફ ફર્યા, ખોંખારો કર્યો અને પ્રશ્નનો પ્રારંભ કર્યો.

" શારદાબાઇ, તમે કહ્યું કે, હસમુખરાયે બાટલી ઉંચકી લઇ બૂચ મારીને પાછી મુકી. હું હવે તમને પુછું છું કે સુરેંદ્રે જે બાટલીમાં દવા મોકલી હતી તે જ હતી એમ ખાત્રીપૂર્વક કહો છો કે ?"

" ના. મેં એવું ક્યારે કહ્યું છે ? પણ મને લાગે છે કે, તેજ એ બાટલી. તેના ઉપરનો કાગળ મને જણાયો હતો અને અંદર દવા પણ હતી. તે રાતે બીજી દવા ભરેલી બાટલી જ ત્યાં ન હતી; એમ જીવકોર કહેતી હતી. '

" જીવકોર શું કહેતી હતી તે તમારે કહેવાનું નથી. તે તેની મેળે કહેશે ! તમે જે પ્રત્યક્ષ જોયું હોય તે જ કહો ! સમજ્યાં ? કહો ત્યારે. હસમુખરાય તમને ઓળખી શક્યા કેમ નહિ ? તમે તેમને પહેલેથી ઓળખતાં હતાં ને ?"

" રસ્તે ગાડીમાં જતા મેં તેમને ઘણી વખત જોયેલા, પણ તેમણે મને કદી જોઇ ન હતી. સિવાય મારૂં મોંઢું સૂણી ગયેલું હતું તેથી મેં માટીનો લેપ કર્યો હતો અને કાળો ગલપટો બાંધ્યો હતો તેથી મારો ચેહરો વિલક્ષણ જણાતો હતો. મણિકોરે સુદ્ધાં જોયો હતો અને હું ઉભી હતી ત્યાં આગળ અંધારૂં હતું."

" વળી પાછું તેજ. જીવકોર ગઇ અને મણિકોર આવી કે ? જીવકોરની અમને જરૂર નથી તેજ પ્રમાણે મણિકોરની યે જરૂર નથી. પછી વકીલે ન્યાયાધિશ તરફ વળી કહ્યું; " સાક્ષીદાર બાઇ તરફથી ઉત્તર બરાબર મળતા નથી, બીજી વાત કરીને નાહક વખત વીતાવે છે માટે તેની નોંધ લેવી જોઇએ. " પુનઃ સાક્ષી તરફ વળી તે બોલ્યા; " તમે કહો છો કે, હસમુખરાય અંદર શું કરતા હતા તે ફાટમાંથા જોયું. એમાં તમારો શો હેતુ હતો ?"

" ખરેખર મારો કંઇ હેતુ નહતો. મેં ઇરાદાપૂર્વક જોયું ન હતું. દાદર ચઢીને ઉપર ગઇ ત્યારે પહેલી ઓરડીમાં મેં કંઇ હિલચાલ સાંભળી, મને લાગ્યું કે કુંદન ઉઠીને બહાર આવી છે કે શું ? હજુ પાંચ દિવસ થયા તેટલામાં બહાર નીકળીને કેવી મૂર્ખાઇ કરે

છે એમ લાગવાથી ખરેખર તેવી સ્થિતિ છે કે શું તે જોવા મેં અંદર નજર કરી. તે વખતે મને કલ્પના પણ નહોતી કે અંદર હસમુખરાય હશે."

"કોણ છે, એવો પ્રશ્ન થતાં તમે કેમ બોલ્યાં નહિ ? છુપાઇ કેમ રહ્યાં ?"

"એમાં પણ કંઇ હેતુ નહતો. મને લાગ્યું કે, હું આડી રહીને જોતી હતી એ વાત તેમના જાણવામાં આવે તે ઠીક નહિ; અને તેથી હું બાજુએ ખસી ગઇ. બીજો કંઇ હેતુ નહતો."

તે દવામાં હસમુખરાયને કંઈ ઓછું વત્તુ કરતા તમે જોયા નથી; પણ તમને તેવો સંશય આવ્યો હતો ?"

"ના. બીલકુલ નહિ. બીજે દિવસે સવારે ઉઠ્યા પછી જાણ્યું કે દવા પીતાં જ તે મરી ગઇ; ત્યારે માત્ર સહજ સંશય આવ્યો. આગલી રાતની તે બે વચ્ચે થયેલી વાત મેં સાંભળી હતી તે મને યાદ આવી અને તે ઉપરથી મને લાગ્યું કે બન્ને પ્રથમથી પરસ્પર પરિચિત છે—"

"તેની જરૂર નથી. પુછું એટલાનો જવાબ આપો." દીરે. ટીયાએ ધમકાવીને કહ્યું, પણ ન્યાયાધિશે 'કહેવા દો, કહેવા દો' એમ કહ્યાથી શારદા આગળ બોલી:—" પણ હસમુખરાય એવું અધમ કૃત્ય કરે એમ મને લાગ્યું નહિ. પછી તપાસ દરમીયાન જયારે તેમણે પ્રતિજ્ઞાપર ખોટી હકીકત કહી ત્યારે માત્ર પુનઃ સંશય આવ્યો."

"દવામાં હસમુખરાયને ઝેર નાખતા તમે જોયા નથી, એમ જ ને ? ઠીક, હવે સ્પષ્ટ કહો કે, હસમુખરાયે તે દવામાં ઝેર નાખ્યું એમ તમારૂં કહેવું નથીને ?"

"ના, હું તેમ નથી કહેતી ! મેં એવું ક્યારે કહ્યું છે ? તેમની પાસે કુપી અને બાટલી મેં જોઈ હતી તેટલું માત્ર કહ્યું છે. એથી વિશેષ મેં કંઇ જ કહ્યું નથી."

" ઠીક ચાલો હવે કહો જોઇએ, એ બધું તમે પ્રત્યક્ષ જોયું હતું ત્યારે પૂર્વે કેમ એ હકીકત જાહેર કરી ન હતી, શારદાબાઈ? બોલો જોઇએ ! "

" મારી વાત તે વખતે કોઇને ખરી લાગી નહોત. હું એક ગરીબ માણસની છોકરી. મારૂં સાચુ કોણ માને, વકીલ સાહેબ? સિવાય તે વખતે હસમુખપર સંશય આવ્યો નહતો. તપાસ થઇ ગયા પછી મને સંશય આવ્યો. પણ મને લાગ્યું કે, પ્રથમ મેં એ વાત જણાવી નથી ત્યારે હવે કંઇજ ન બોલવું. વળી હસમુખરાયે એ કૃત્ય કર્યું છે એવી પાકી ખાત્રી પણ થઇ નહતી. હમણાં જ જુઓને ? આટલો પુરાવો એકત્ર થયો છે તો પણ આપને મારી હકીકત ક્યાં ખરી લાગે છે? હું જુઠું બોલું છું એમ જ આપ કહેતા હશો. તો પછી તે વખતની વાત શી કરવી ? હસમુખરાય વિરૂદ્ધ કંઇ જ પુરાવો નહતો. ઉલટ મારે ગળે આવી પડી હોત?"

દીવેટીઆએ રંગભૂમી ગજાવવા માંડી. પૂર્વે કોઇ નાટકમંડળીમાં તે નટ તરીકે પ્રસિદ્ધ હતા; એટલે કદાચિત તે વખતનું સ્મરણ થયું હશે. તે દાંત કકડાવવા લાગ્યા, મસ્તક ધુણાવવા લાગ્યા, આંખો કહાડવા લાગ્યા અને ટેબલપર હાથ પણ અફાળવા લાગ્યા ! કદાચિત તે બેચાર કદમ આગળ વધ્યા હોત પરંતુ ન્યાયાધીશે વિક્ષેપ નાખ્યો.

" બીજું કાંઇ પુછવું હોય તે પુછો. નાહક સમયનો અપવ્યય કરવો ઠીક નથી. "

સાક્ષીદારને હવે મારે કંઇ પુછવું નથી; પણ પુછ્યા સિવાય તે પોતાની મેળે હકીકત કહે છે; વળી તેને પૂર્વે પોતાની હકીકત પ્રકટ કરવાની તક હતી છતાં તે વખતે તે તેણે કહેલી નથી માટે તેની નોંધ કરી રાખવાની જરૂર છે. આ વિષે એક વખત મેં વિનંતિ કરી છે અને ફરી પણ કરૂં છું તો યોગ્ય વિચાર થવો જોઇએ."

વકીલ ખુરશીપર બેસી ગયા અને શારદા છુટી થઇ, સાક્ષીદારના વર્તનની નોંધ લેવાની અદાલતને જરૂર ન જણાઇ અને કામ બીજા દિવસ પર મુલતવી રહ્યું.

અદાલતનું મકાન ખાલી થવા લાગ્યું, લોકો બહાર આવી ગપ્પાં મારવા લાગ્યા. કોઇએ કહ્યું, " બધો પ્રપંચ છે, દીવેટીયા બધું પોગળ બહાર પાડશે, કોઇએ કહ્યું, હસમુખરાય ટીપાઇ જવાના છે." જેને જેમ ફાવ્યું તેમ બોલવા માંડયું પણ એક જણ માત્ર કોઇની સાથે વાત કર્યા વગર બહાર નીકળ્યો અને કોચમેનને કહ્યું ચાલ સ્ટેશને! કાલે આવવાના હતા પણ કંઇ અડચણથી રહી ગયા છે તે આજે આવવાના છે. સુરેંદ્ર આવવાના છે એમ સમજાતાં નોકરને આનંદ થયો. ગજેંદ્ર ગાડી લઇ સ્ટેશને ગયો.

સ્ટેશને પહોંચતાં ગાડી પણ આવી લાગી. સુરેંદ્ર બહાર આવ્યા અને બન્ને ગાડીમાં બેઠા. પછી સુરેંદ્રે હકીકત પુછતાં ગજેંદ્રે કહ્યું:—

" તમે તદ્દન નિર્દોષ છો એ વાત સિદ્ધ થઇ છે અને ખરો ગુન્હેગાર પકડાયો છે. આશ્ચર્ય એટલું જ છે કે તે ચક્ષુ સમીપમાં અત્યાર સુધી હોવા છતાં હાથ આવતો નહતો. "

" શું પ્રસિક એસીડનું બુદ્ધિ પુરઃસર મિશ્રણ થયું હતું ? "

" ખાસ, એમાં શંકા જ નથી. કુંદનનો જીવ લેવા માટે જ."

" ઠીક, એમ બન્યું શી રીતે? આપણા નોકરને ફસાવ્યો હતો કે ? તે ના કહેતો હતો તેથી પુછું છું. "

" નહિ, નહિ, તેણે તો દવા સુરક્ષિતપણે પહોંચાડી હતી. પણ દવા ઓરડીમાં ગઇ ત્યારપછી જ વિષ ભેળવાયું હતું. "

" ત્યારે તો હસમુખરાયે જે ચહેરો જોયો હતો તેનું જ એ કૃત્ય! એ કંઇ ભાસ નહતો! મને લાગે છે તે જ તેનો પતિ હશે."

" તેના પતિએ જ દવામાં વિષ ભેળવ્યું હતું. પણ જે ચહેરો જણાયો તે માણસે નહિ. એ કૃત્ય આપણા હુશીયાર દાક્તર હસમુખરાય મઝમુદારનું છે. "

" ચૂપ ! ગમે તેવું ન બોલ ! " સુરેંદ્ર ચમકીને બદનક્ષી થતી અટકાવવા બોલ્યા.

" ખરૂં કહું છું. તેમનું જ એ કૃત્ય છે."

" શા ઉપરથી ?"

ગજેંદ્રે સર્વ હકીકત વિસ્તારપૂર્વક કહી. તે સાંભળીને સુરેંદ્રે કહ્યું:-

" પણ આટલા દિવસ સુધી તેમના ઉપર કોઇને શક જ આવ્યો નહિ, એ શું ?"

" મને સંશય આવ્યો હતો. કુંદનની ઓરડીમાં આપણે ત્રણે હતા તે જ વખતે હસમુખરાયને પણ લાગ્યું કે એને કંઇ સંશય છે અને તેથી જ મને બહાર મોકલવા જણાવ્યું હતું. યાદ છે ?"

" હરિ, હરિ, હરિ ! પણ તને સંશય આવવા જેવું તે વખતે શું હતું ?"

" તેમના બોલવા ચાલવા પરથી મને એટલું જ લાગ્યું હતું કે તે વિશેષ હકીકત જાણે છે છતાં દબાવી રાખે છે. પછી તેમની સાક્ષી થઇ ત્યારે મારી ખાત્રી થઇ ગઇ. એ વાત માને મેં કહી હતી; પણ તેણે લક્ષ જ આપ્યું નહિ !"

" તું જબરો જણાય છે !"

" મેં તો હસમુખરાયને મોંઢા મોંઢ કહી નાખ્યું હતું કે કુંદનના મૃત્યુમાં તમારો કંઇ પણ સંબંધ છે અને વિષ નાખનાર તમે જ છો. આથી તેમણે મને સોટી લગાવી દીધી હતી. એ વાત કમલિની પણ સારી રીતે જાણે છે. કારણ કે તેમના બંગલા આગળ જ અમે વઢી પડયા હતા અને તે વખતે તે નજીકમાં હતા. પરંતુ હજી એથી પણ ખરાબ સમાચાર કહેવાના છે."

" શું છે વળી !"

" અત્યંત દુઃખદાયક છે. મરનાર કુંદન હસમુખરાયની પહેલી સ્ત્રી હતી અને–અને સુમંતરાયની જતી રહેલી પુત્રી કુમુદ તે એ જ."

" ભાઇ, વિચાર કરીને બોલીએ."

" હું અમે તેવો લવારો કરવા નથી બેઠો, એ માટે ખાત્રી રાખો. આ વાતથી કમલિનીને કેટલું દુઃખ થયું હશે! હસમુખરાય

જો જાણતા હોત કે તે સુમંતરાયની પુત્રી છે તો કદી આવો પ્રસંગ ન આવત! તેનું નામ કુસુમ છે અને તે કોઇ માણસની ભણેલી ગણેલી પુત્રી છે એટલું માત્ર જાણતા હતા, ”

“ આવી શોચનીય હકીકત જીંદગીમાં મેં કદી સાંભળી નથી. પણ તેમણે એવું શા માટે કર્યું હશે ? પણ જો ને આટલો બધો ઘોંઘાટ કેમ સંભળાય છે ? ”

ઘોંઘાટ હતો ખરો! ગામના લોકો બેંડ, વાજીંત્ર સહિત ગામના પ્રવેશદ્વાર આગળ એકત્ર થયેલા હતા. તેમને સુરેંદ્રના આગમનની ખબર મળી હતી. પૂર્વે સુરેંદ્રને તે પુષ્કળ ચ્હાતા હતા; પણ ખોટી સમજથી તેમનો તિરસ્કાર કરવાનું જે પાપ થયું હતું તે તેમનું સ્વાગત કરી ધોઇ નાખવા માગતા હતા. ગાડી નજીક અવતાં જય ઘોષ થઇ રહ્યો અને પુષ્પવૃષ્ટિ થઇ. યુવાનોએ ઉત્સાહના આવેશમાં ઘોડો છોડી નાખ્યો અને ગાડી ખેંચવાની તૈયારી પણ કરી. સુરેંદ્રને એ સ્થિતિ પસંદ નહતી તેથી તે ગાડીમાંથી નીચે ઉતરી લોકો સાથે પગે ચાલવા લાગ્યા.

એક બાજુ આ પ્રમાણે ઉત્સવ થઇ રહ્યો હતો ત્યારે બીજી બાજુ તે જ સમયે હસમુખરાયને પ્રથમની જગ્યો બદલી તુરંગની ખાસ કોટડીમાં લઇ જવામાં આવતા હતા.

---

## પ્રકરણ ૧૭ મું.

### બચાવનાં ફાંફાં.

ત્રણ ચાર દિવસ સુધી તપાસનું કામ ચાલ્યું. ફરીયાદી તરફના બીજા કેટલાક સાક્ષીની જુબાનીઓ લેવાઇ, મણિકોર, જીવકોરની પણ સાક્ષી લેવાઇ. પરંતુ તે સર્વ અહીં ઉતારવાને પ્રયોજન જણાતું નથી. પ્રથમ જે હકીકત કહી હતી તેનું જ પિષ્ટપોષણ હતું. ફક્ત બાળક લઇ જનાર બાઇ ફરીયાદી પોતે છે, તેને પોતે ઓળખી

છે એ નવી હકીકત હતી. કુંદનના મરણ પરથી સુરેંદ્રપર જે ખટલો ચાલ્યો હતો તે કાગળ પણ પુરાવામાં દાખલ કરેવામાં આવ્યા. વિશેષ કરીને તેમાં થયેલું પંચનામું સાબીત કરી લેવામાં આવ્યું. પ્રેત ચીરીને સરકારી ડાકતરે અભિપ્રાય આપેલો હોવાથી તેમની પણ પુનઃ જુબાની લીધી અને તેમણે કરેલાં ટાંચણ કામમાં દાખલ કર્યાં. ફરવડે વકીલે મહેસાણે તાર કર્યો હતો તે પરથી નરહરપંત કારકુન નોંધણીની નોંધવહી લઇ હાજર થયા અને તેમણે નોંધવહી પરથી કહ્યું કે, "હસમુખરાય મઝમુદાર અને કુમુદનું લગ્ન મહેસાણામાં રજીષ્ટર થયું છે એની નોંધણી લાગત નામ નિર્દેશ સહ રોજમેળમાં જમા કરેલી છે અને તેની ખાત્રી માટે અસલ રોજમેળ બતાવી નકલ રજુ કરૂં છું. નોંધણી પ્રસંગે હું હાજર હતો. હાલના આરોપી તે વખતે વરરાજા હતા. લગ્ન છુપું હશે એમ તે વખતે લાગ્યું હતું. કારણ કે સાથે બીજા સ્નેહીમિત્રો ન હતા. બાઇ સ્વરૂપે સુંદર હતી. કોઇ શ્રીમંતની હોય તેવી જણાતી હતી.

ફરીયાદ પક્ષના પુરાવાનું કામ પુરૂ થયા પછી ન્યાયાધીશે આરોપીનો જવાબ લીધો તથા આરોપી વિરૂદ્ધ જે હકીકત સામા પક્ષ તરફથી રજુ થઇ હતી તેનો ખુલાસો લીધો. ન્યાયાધીશે પુછ્યું:—

"હસમુખરાય, લગ્નની નોંધવહી રજુ થઇ છે તે વિષે તમારે કંઇ કહેવું છે ?"

" મારે કંઇ કહેવાનું નથી. જે સંબંધમાં હું યત્કિંચિંત પણ જાણતો ન હોઉં તેવો પુરાવો મારા વિરૂદ્ધ રજુ કરવામાં આવે તો તેનું ખંડન કરવાને હું શું કરી શકું ? "

" જે લગ્ન આ નોંધવહીમાં નોંધાયલું છે તે સંબંધી તમે, કંઇ જાણતો નથી, એવું શી રીતે કહી શકશો ? તે હતભાગિની યુવતી તમારી પત્ની હતી એ વાતનો અદ્યાપિ અસ્વીકાર કરો છો ?"

આરોપીએ ગૂંચવણમાં પડી થોડી વારે કહ્યું:-

" તે મારી પત્ની હોય તો પણ તેટલા ઉપરથી મેં જ તેને વિષે આપ્યું છે એ વાત સાબીત થતી નથી."

સાબીત નહિ હોય તોપણ પ્રવાહ તે તરફ જ છે એવો કંઇ વિચાર ન્યાયાધીશના મસ્તકમાં આવી ગયો. તેમણે મસ્તક હલાવી ' એમ એમ ' એવું કહી દુર્ગાબાઇએ જે પત્ર રજુ કર્યા હતા તે બતાવી પુછ્યું:-

" આ પત્રો વિષે તમે શું કહો છો ? "

પત્રો હાથમાં આવતાં જ હસમુખરાયના હૃદયમા ચરરર ચીરો પડયો. વર્ષો પૂર્વે જે પત્રો ભસ્મીભૂત થયાનું પોતે માનતા હતા તે જ પત્રો પુનઃ દૃષ્ટિએ પડેલા જોઇ તેમને વિકટ આશ્ચર્ય થયું. પત્ર હાથમાં લઇ તેમણે ઉંધા ચતા કરી જોયા. થોડીવારપર આમાંના એક પત્રની નકલનો અરધો ભાગ તેમના હાથમાં મુકાયો હતો ત્યારે પણ તેમની મનોદશા વિકટ બની ગઇ હતી. હસમુખરાયે આ વખતે પત્રો પુરેપુરા વાંચ્યા અને અક્ષર પણ નીરખી જોયા. વખત લાંબો ગયેલો હતો તેથી વચ્ચે વચ્ચે કોઇ કોઇ શબ્દ ઉડી ગયો હતો. પત્રનું વાચન પુરૂં થયા પછી તે મસ્તક ખંજવાળવા લાગ્યા. અદાલતને કંઇ સમજાયું નહિ. ફક્ત આશ્ચર્ય દૃષ્ટિગોચર થવા લાગ્યું. થોડીવારે ન્યાયાધીશે કહ્યું:-" પત્ર અત્યંત મહત્વના છે. એનો સંતોષકારક ખુલાસો કરી શકશો ? "

" હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે, મને આ પત્રોની કંઇ જ માહિતી નથી. આ પત્ર મારા નથી. "

" હસમુખરાય, તમે હમણાં આરોપી છો. આરોપીને પ્રતિજ્ઞા નહિ આપવા કાયદો કહે છે; પણ તમે તમારી મેળે પ્રતિજ્ઞા ઉપર કહો છો તો હરકત નથી. આ પત્રમાંનો એક પત્ર તમારા ઘરના ભોંયરામાં જે લોખંડી પેટી છે તેમાંથી નીકળ્યો છે. એ સંબંધી શું કહો છો ? "

" અશકય. પત્ર પેટીમાંથી નીકળે જ શી રીતે ? હું કહું છું કે એ તદન અસત્ય છે. એ કે એના જેવા બીજા કોઇ પત્ર મારા પર કદી આવેલા નથી. તો પછી પેટીમાંથી નીકળે શી રીતે ? સર્વ તરકટ છે. દુશ્મન-મારા શત્રુએ પ્રપંચ રચ્યો છે. "

" પણ હસમુખરાય, એ પત્રો કોના તરફથી આવ્યા હશે, કોના પર આવ્યા હશે, અક્ષર કોના હશે વગેરે કંઇ જ કહી શકતા નથી ? "

" જે પત્રો પૂર્વે કદી મારી દૃષ્ટિએ આવ્યા નથી તેને હું શી રીતે ઓળખી શકું ? "

" પણ પત્રનો એક ભાગ પૂર્વે તમે જોયેલો છે. કુંદનના મરણનો તપાસ થયો ત્યારે આ પત્રનો કેટલોક ભાગ અદાલતમાં રજુ થયો હતો, એ વાત તમારા લક્ષમાં હોવી જોઇએ. હવે ફરીયાદી પક્ષના વકીલે એવું અનુમાન કર્યું છે કે, પત્રપર શાહીનો ડાઘ પડવાથી તે પડતો મુકી તેણે બીજો લખેલો હોવો જોઇએ અને એ બીજો લખેલો પત્ર આજ છે. બન્નેમાં કેટલું સામ્ય છે તે જુઓ. બન્ને કાગળ અહીં છે. એનો કંઇ ખુલાસો થઇ શકતો હોય તો કરો. "

" સામ્યતા જણાય છે ખરી. હું ભૂલ્યો. ઘણાં વર્ષની વાત છે ને ? પણ હાલનો પત્ર મને લખાયલો જણાતો નથી. "

" સરનામું જુઓ, તમારૂં જ છે ને ? ત્યારે ? "

" પાકીટપર મારૂં નામ છે. પણ મારૂં નામ કેમ છે તે હું સમજી શકતો નથી. પત્રની હકીકત પરથી તે મને લખાયલો હોય એમ જણાતું નથી. તેણે પોતાના પતિને લખેલો છે. કૉર્ટે ફરી એક વખત જોવો જોઇએ. "

" પણ ફરીયાદી કહે છે કે તમે જ તેના પતિ છો અને પત્ર પણ તમારા ઉપર લખાયલો છે. "

" ફરીયાદી એમ કહે જ. એમાં કંઇ નવાઇ નથી. મેં જ તે બાઇનું ખૂન કર્યું એમ કહેવામાં આવે છે એટલે તે તેવું કહે જ. ફરીયાદી ગમે તે કહેશે પણ નામદાર કૉર્ટે તેનો વિચાર કરવાનો છે. "

" હસમુખરાય, પૂર્વે ચાલેલા કામ સમયે તમે કહેલું છે કે,

પત્ર કે અક્ષરની કંઇ માહિતી નથી. પણ હવે તમારું શું કહેવું છે ? "

લગ્નનો દાખલો અદાલત સમક્ષ હતો એટલે હસમુખરાય શું કહે ? અપરાધીનું દુઃખ પૂર્ણ ચિત્ર માત્ર તેમની પ્રત્યક્ષ ઉપસ્થિત થયું હતું. પત્ર કોર્ટમાં શી રીતે આવ્યા, ફરીયાદીના હાથમાં શી રીતે ગયા એ વિચાર ઘોળાવા લાગ્યા. તેમને લાગ્યું કે જે પત્ર બાળી નાખ્યા હતા તે ફરી ઉપસ્થિત થાય એ તો ભૂતાવળીની રમત કહેવાય ! તેમણે જવાબ આપ્યોઃ-

" મને તે પત્રો સંબંધી અદ્યાપિ કંઇ માહીતી નથી. સર્વ કંઇ બનાવટી છે. શત્રુના પ્રપંચનો કદાચિત હું ભોગ થઇશ- પણ વખતે અદ્યાપિ સર્વ હકીકત બહાર આવવાનો સંભવ છે અને ત્યારે અદાલતની ખાત્રી થશે. "

ન્યાયાધીશે બીજા કેટલાક પ્રશ્ન પુછયા પણ હસમુખરાય ફરી- યાદી તરફથી રજુ થએલા પુરાવા વિષે સમાધાનકારક ખુલાસો કરી શકયા નહિ તથાપિ તેમણે ગુન્હો તો ન જ કબુલ કર્યો. ગુન્હાનો છેવટ નિર્ણય સેશન કોર્ટ તરફથી થવાનો હતો તેથી કામ ત્યાં મોકલવું કે નહિ એ વિષેની ઉભયપક્ષની તકરાર ન્યાયાધીશે સાંભળી લીધી. તેમાંની આરોપી તરફની તકરારમાં જે વિશેષ મહ- ત્વની હતી તે આપણે જોઇશું. શારદાની જુબાની, દુર્ગાબાઇએ રજુ કરેલા પત્ર અને મહેસાણેથી આવેલો નોંધણીનો દાખલો એ સર્વ ઉપર વકીલનો વિશેષ કટાક્ષ હતો. તેનું થોડું દિગ્દર્શન અહીં બસ થશે.

આરોપી તરફથી દીવેટીયાએ કહ્યું; " હું હવે શારદાબાઇની સાક્ષી તરફ વળીશ. એ બાઇએ કેટલી ચમત્કારીક હકીકત કહી છે તેનો અદાલતે વિચાર કર્યા પછી જ એના ઉપર વિશેષ લક્ષ આપવું એવી મારી વિનંતી છે. તે જે હકીકત કહે છે તે અતિ વિલક્ષણ અને અવિશ્વસનીય સમજાય છે. મારો મત તો એવો છે કે સર્વ હકીકત

સંશયાસ્પદ જ છે. નાનાં છોકરાં ઉંદર બિલાડીની વાત કરે તેવી છે. શારદાબાઇ કહે છે કે, હસમુખરાય અને કુંદન વચ્ચે પ્રેમની વાત થઇ હતી તે પોતે સાંભળી હતી. શું આ હસવા જેવી વાત નથી ? ખરૂં જોતાં બાઇએ તેમને દાક્તર તરીકે બોલાવ્યા હતા. પત્ર જ ચોખ્ખું કહે છે. હાથ કંકણને આયનાની શી જરૂર ? સહજ વાતમાં બાઇને પ્રેમ દેખાય છે એ કેવું આશ્ચર્ય જનક છે ? એ ઉપરથી સાક્ષીદાર કેવી ચાલની હશે તેનું અનુમાન નીકળી શકે છે. અર્થાત તેની સાક્ષી ભરોંસાપાત્ર નથી. પછી બાઇએ કુપી અને બાટલીની જે વાત કરી છે તે કેવી વિચિત્ર છે ? નાનાં છોકરાને રમાડતી હોય તેમ બાઇ કોર્ટને રમાડવા માગે છે. મારે પ્રથમ એ સમજવું જોઇએ કે તે અંધારામાં શા માટે લપાઇ બેઠી હતી. ઠીક, બીજે દિવસે પણ શા માટે તેમ કર્યું ? ઠીક, તે દાદર ચઢતી વખતે મણિકોર અને જીરકોરની નજરે કેમ પડી નહિ ? આ બધી છોકરવાદી નહિ તો બીજું શું છે ? કુપીની વાત કહી છે તે ગારૂડીની હાથચાલાકી જેવી છે એમ કહીશું તો ખોટું નથી. લોકોની આંખમાં ધૂળ નાખવાનો ધંધો સાક્ષીદારને સારો આવડે છે. પણ આરોપીને અપરાધી ઠરાવવામાં તે લેશ માત્ર ઉપયોગી નથી એમ ધ્યાનમાં આવ્યા સિવાય નહિ રહે. સાહેબની ધ્યાનમાં એ સર્વ વાત છે જ–"

"શારદાબાઇ નજરે ન પડયાં તેનું કારણ એ હતું કે તે વખતે તે બન્ને રસોડામાં હતાં. સાક્ષીદારે તેમને જોયાં હતાં અને એ વાત હું ભૂલતો ન હોઉં તો જુબાનીમાં આવેલી છે." વચ્ચે ફરીયાદીના વકીલ કવડેએ કહ્યું.

" હું મારૂં ભાષણ પુરૂં કરૂં ત્યારપછી જે કહેવું તે ખુશીથી કહેજો." દીવેટીયાએ ચલાવ્યું "હજુ ઘણો વખત છે. ના. કોર્ટને હું કહેવા માગું છું તે એ છે કે, સાક્ષીદારેણ શારદાની વાત અસંગત અને સંશય ભરી છે. જેમની વિચાર શક્તિ સરળ અને નિર્મળ છે,

જેમનાં મન વિકાર રહિત છે તેમને શારદાબાઈની હકીકત સ્વક-પોલ કલ્પિત લાગ્યા સિવાય નહિ રહે. પોતાના પગનો આરોપ બીજાને માથે ઢોળી દેવાની અજબ યુક્તિ રચાયલી જણાશે. પુરૂષનો વેષ લઈને બાઈ કામ સાંભળવા આવ્યાં હતા તે ઉપરથી અને એકંદર પ્રકરણમાં તેમનો કેટલો સબંધ છે તથા એ કેવાં લબાડ અને કારસ્થાની છે તેની કલ્પના સહેલાઈથી થઈ શકે તેમ છે. જો દવામાં કંઈ ઓછું વત્તું થયું હોય તોએ કૃત્ય એ કપટ કુશલ કૃષ્ણ કારસ્થાની શારદાબાઈનુંજ હોવું જોઈએ. તે વિના કારણ બીજા પર અરોપ ઢોળી પાડવા પ્રયત્ન કરે છે. તે માટે જો જરૂર હશે તો જોઈએ તેટલો પુરાવો પણ મળી આવશે. પણ તેની જવાબદારી આરોપી પર નાખવાને કારણ જણાતું નથી. સાક્ષીદાર જે વિલક્ષણ અને અકલ્પનીય હકીકત કહે છે તે પરથી જ સ્પષ્ટ થાય છે કે તે તદ્દન ખોટું બોલે છે. તે સાચું શું છે તે સમજતાં જ નથી. હું તો માનું છું કે આરોપી વિરૂદ્ધ ઉપયોગી થાય તેવો લેશ માત્ર પુરાવો થયો નથી. આરોપીનું કહેવું એવું છે કે, જે તરૂણ સ્ત્રી કુંદન આ ગામમાં આવી હતી તે અન્ય સર્વની માફક પોતાને પણ અપરિચિત હતી. એ કથનને ખોટું ઠરાવે તેવી કોઈ હકીકત રજુ થઈ નથી. ખૂણા ખોચરામાં પડી રહેનાર ક્ષુદ્ર માણસની સાક્ષી પરથી હસમુખરાય જેવા સુપ્રસિદ્ધ, આબરૂદાર, શ્રીમંત, લોકપ્રિય માણસને અપરાધી ઠરાવી શકાય નહિ. સાક્ષીદાર કોણ છે? એક નોકરી કરીને પેટ ભરનારી સ્ત્રી અને જો તેની વાત ખરી હતી તો તે વખતે જ લોકો સમક્ષ આવવી જોઈતી હતી, આરોપી અને મરનારની વચ્ચે થયેલી વાતના બનાવટી શબ્દો તરફ દુર્લક્ષ કરવામાં આવે તો તે પરસ્પર પરિચિત હતાં એમ માનવાને લેશ માત્ર સાધન નથી રહેતું."

"કુંદને લખેલો પત્ર તમારા ધ્યાનમાં બરાબર ઉતર્યો નથી કે શું?" ન્યાયાધીશે જે પત્રપરથી ખરી સ્થિતિ પ્રકટ થઈ હતી તેને ઉદ્દેશી કહ્યું.

" હું તે ભૂલ્યો નથી, એટલું જ નહિ પણ તે સારી રીતે મારા ધ્યાનમાં છે, મારી દૃષ્ટિ સમક્ષ છે; પરંતુ તે હસમુખરાય તરફ જ મોકલ્યો હતો, કિંવા તેમના ઘરમાંથી એ મળી આવ્યો છે એ વિષે કંઇ જ સાબિતી નથી. " વકીલે પાટલૂનના ખીસામાંથી હાથ કહાડી છાતી ફૂલાવી ઉત્તર આપતાં કહ્યું; " ફરીયાદી કહે છે કે તે પત્ર કમલિનીને મળ્યો અને કમલિની કહે છે કે લિલિ--આરોપીની પત્નીએ આપ્યો. પણ એથી શુ નિષ્પન્ન થાય છે ? કંઇ જ નહિ. હું મારા ખીસામાંથી એક પત્ર કહાડી અદાલત આગળ મુકું છું અને કહું છું કે, મને જેણે આ પત્ર આપ્યો હતો તે કહે છે કે, એક રાજાએ એ પત્ર આપ્યો છે. તેણે મને એટલું કહ્યું અને હું તેજ વાત કરૂં તો તે શું ખરી ગણાય? તેમજ...... ?

અદાલતમાં વકીલના હાવભાવથી હસાહસ થઇ રહી. શાંતિ પથરાયા પછી જરા ખોંખારો ખાઇ ગળું સાફ કરી દીવેટીયા બોલ્યાઃ--

" ફરીયાદી તરફથી એવું અનુમાન કરવામાં અવે છે કે, આરોપી જ કુંદનનો પતિ છે; પણ એ વાતની સાખીતી ક્યાં છે ? આરોપ અસત્ય છે. મહેસાણે લગ્ન થયું હતું એમ સિદ્ધ કરવા કારકુનને સાક્ષી તરીકે ઉભો રાખવામાં આવ્યો છે; પરંતુ હું કહું છું કે શું એક નામનાં અનેક માણસ નથી હોતાં ? સાક્ષીદાર કહે છે કે, લગ્ન છુંપું હોવું જોઇએ એમ લાગ્યું હતું ; પણ જો એ વાત ખરી હતી તો તેમણે તે વખતે વર્તમાનપત્રોમાં કેમ બહાર પાડી નહતી ? અથવા નોંધવા ના કેમ પાડી નહતી ? તે કહેશે કે, નોંધનાર આમલદાર બીજા હતા પણ તેથી યે શું ? શું અમલદારની ભૂલ સુધારવી એ તેની ફરજ નથી ? ખરી રીતે એ ફરજ ન બજાવ્યા બદલ શિક્ષા કરવા અદાલતે તે રાજ્યમાં લખવું જોઇએ. સારા માણસપર નભુતો ન ભવિષ્યતિ એવો આરોપ મુકવો એ જેવી તેવી વાત નથી. દવા માટે દાક્તર ગયા તેનો બદલો આવો

મળવા લાગે તો પછી તેની વૈદ્યકીય ધંધો કરનારા ઉપર ગંભીર અસર પહોંચ્યા સિવાય નહિ રહે. ગરીબો દવા વગર માર્યા જશે અને શ્રીમંતોને પણ દાક્તરનાં ફાંફાં પડશે ? બધી બાબત તદ્દન અસંભવિત, અશક્ય અને પ્રપંચ ભરી છે. ખરી રીતે હસમુખરાય તેને બીલકુલ ઓળખતા નહતા એ વાત ખાસ નક્કી થાય છે."

"શારદાબાઇએ પ્રથમની મુલાકાતની જે વાત જણાવી છે તે ખરી માનવામાં આવે તો પૂર્વ પરીચય સાબીત થાય છે." ન્યાયાધીશે કહ્યું.

"બરાબર, બરાબર, જો માનવામાં આવે તો ! પરંતુ હસમુખરાય જેવા માણસ માટે એક ક્ષુદ્ર સ્ત્રીની વાતપર વજન આપવાની ભૂલ અદાલત તરફથી નહિ થાય એમ મને લાગે છે. મારી ખાત્રી છે કે, હું જે બોલ્યો છું તે તદ્દન ખરૂં છે સૃષ્ટિક્રમ અને કુદરતની ગતિનો વિચાર કંઇ જુદો જ પ્રકાશ પાડશે. જ્યાં સુધી ખાત્રી લાયક અને પુરતો પુરાવો ન થાય ત્યાં સુધી આરોપીને દોષિત સમજવો એ અન્યાય ગણાય. સઘળી હકીકત બનાવટી છે એટલે આરોપી તકસીરવાન ઠરી શકતો નથી અને ઘડીભર પુરાવો થયો છે એમ માનવામાં આવે તોપણ જ્યાં સુધી લિલિ બહેન કે જે કાગળ માટે અવશ્ય સાક્ષીમાં આવવાં જોઇએ તેમને ફરીયાદ પક્ષે જાણી જોઈ આગળ આણ્યાં નથી ત્યાં સુધી એમ માનવાને સબળ કારણ છે કે શકનો લાભ આપવાની ફરજ ઉભી થાય છે; માટે એ સર્વ ધ્યાનમાં લઇ આરોપીને નિર્દોષ ઠરાવી છોડી મુકવા તથા આબરૂની નુકશાની માટે માગણી થાય તો તેનો વિચાર થવા ઉલ્લેખ કરવા હું વિનંતિ કરૂં છું."

આ પ્રમાણે આરોપી તરફે વકીલે અમૃત તુલ્ય રસાળ વાણીથી બચાવની પરાકાષ્ઠા કરી. આરોપી પક્ષના વકીલે આરંભથી અંત પર્યંત ઉત્સાહ રાખેલો હતો, તેમણે સાક્ષીને જેટલા ખેંચાય તેટલા ખેંચ્યા હતા, જેટલા આક્ષેપ મુકાય તેટલા મુક્યા હતા અને અદાલતને પોતાના પક્ષમાં ખેંચવા જેટલા ઉપાય સૂચ્યા તે સર્વ અજમાવી જોયા હતા; પણ વ્યર્થ ! લગ્નનો દાખલો દાખલ થતાં કામનું સ્વરૂપ

પલટાઇ ગયું હતું. જો તે ન હોત તો કદાચ બીજી બાબતોમાં શક રખાયો હોત. પણ લેખી પુરાવો આવ્યો એટલે શું ! લોકોને મન લેશ માત્ર સંશય રહ્યો નહિ. હસમુખરાય જ ખૂની છે એવો ગણગણાટ થવા લાગ્યો અને હસમુખરાય પણ સમજ્યા કે હવે બધું જગત તુરંગમાં જ પોતાના માટે નિર્માણ થયું છે. તથાપિ વકીલે આશ્વાસન આપ્યું કે, સેશન કોર્ટ બાકી છે, તે દોષિત ઠરાવશે તો અપીલ છે, અપીલ રદ થશે તો પ્રીવી કાઉન્સીલે પહોંચીશું."

એટલામાં વખત થઇ જવાથી ન્યાયાધીશ ઉઠી ગયા. બીજે દિવસે નિર્ણય કરવા પર કામ મુલ્તવી રહ્યું.

## પ્રકરણ ૧૮ મું.

### છેલ્લો પત્ર !

હસમુખરાયને જે તુરંગમાં રાખ્યા હતા તે તુરંગ તેમના મકાનથી નજીકમાં હતી અને પૂર્વે તે પોતે ખ્રિસ્તી મિશન તરફથી કેદીઓની સ્થિતિનું અવલોકન કરવા તથા દવાદારૂ માટે ઘણી વખત ત્યાં આવેલા હતા. પરંતુ તે સમય અને આજનો સમય તદ્દન ભિન્ન હતો. તે વખતે જેલ અધિકારી તેમનું સ્વાગત કરતો હતો પણ આજે તે પોતે કેદી હતા. તુરંગમાં ખૂન જેવા ભયંકર ગુન્હા કરનાર માટે એક જુદી કોટડી હતી અને તેના પર સખત બંદોબસ્ત રહેતો હતો. તેમાં દાખલ થનારને નાશી છૂટવાનો માર્ગ રહેતો નહિ. એજ જગ્યા હમણાં હસમુખરાયને મળી હતી. એ દિવસે વકીલ હસમુખરાયને મળવા દેવાની પરવાનગી મેળવી ત્યાં આગળ આવ્યા. હસમુખરાય અત્યાર સુધી પોતે જે વિચાર વમળમાં હતા તેની જ ચોખવટ કરવા આતુર બન્યા.

"પ્રથમ મને એ કહો કે, જે પત્રો રજુ થયા છે તે દુર્ગાબાઇને શી રીતે મળ્યા ? ક્યા હતા તે ?" હસમુખરાયે કહ્યું.

" ક્યાં એટલે ? તમારી પેટીમાં હતા કહે છે. "

" તદ્દન અશક્ય ! મારી પેટીમાં હતા જ નહિ. "

" હસમુખરાય, હવે પ્રપંચ જવા દો. મારાથી છુપાવશો તો પરિણામ સારૂ નહિ આવે. મને અંધારામાં રાખશો તો હું તમને આ વિપત્તિમાંથી શી રીતે છોડાવી શકીશ ? "

" વકીલ સાહેબ, હું જ જયારે અંધકારમાં છું તો તમને પ્રકાશ ક્યાંથી બતાવું ? હું સત્ય કહું છું કે, મારી પેટીમાં કાગળ હતા જ નહિ. એ પત્રો ક્યાંથી અને શી રીતે બહાર આવ્યા તે જ મોટો વિચાર થઈ પડયો છે. "

" એમાંનો એક પત્ર તમારી પેટીમાં જ હતો અને તમારાં જ રાણી સાહેબે તે કહાડયો છે. તમે એ ન જાણી શક્યા તે વાત જુદી છે. "

" કોણે ? મારી પત્નીએ ? "

" હા, હા. હમણાં હમણાં લિલિને તમારા વર્તન વિષે શક આવવા લાગ્યો હતો, સમજ્યા ? એથી પેટીમાં તમે શું શું રાખ્યું છે તે જોવાની તેની ઇચ્છા થઇ. એક રાતે તે નીચે ગઇ-આ છેલ્લા આઠ દસ દિવસની વાત છે-અને પેટી ઉઘાડી પત્ર ખોળી કહાડયો. એમાંનો એક પત્ર કબાટના ખાનામાંથી હાથ આવ્યો હતો. તેણે પોતાની બહેનના અક્ષર ઓળખ્યા પણ અંદરની હકીકત બરાબર સમજાઇ નહિ. તેને લાગ્યું કે, કંઇ પણ ભૂલના પરિણામે તે તમારા પાકીટમાં આવ્યો હશે. નિર્ણય થવા તેણે કમલિનીને આપ્યો, કમલિનીએ દુર્ગાબાઇને બંને પત્ર આપ્યા અને એ બાઈએ આ છેવટ પહોળું કર્યું. સમજ્યા હવે બધું ? "

હસમુખરાય ફાટે ડોળે જોવા લાગ્યા. તેમના ચહેરા પરથી જણાતું હતું કે ગત બનાવોનું તેમને સ્મરણ થયું હશેઃ હવે તેમને પહેલાં એ યાદ આવ્યું કે, તે દિવસે રાતે-ઘણા વર્ષ પર-એ-પત્ર પેટીમાં મુક્યો હોય એમ લાગે છે, પિતાના પત્ર સંભાળી રાખવાના

વિચારથી એ કામ કર્યું હતું પણ તેને બદલે આ પત્ર રહી ગયો. રાખવાનો બળી ગયો અને બાળવાનો રહી ગયો એ જ વાત ખરી છે. કબાટના પત્ર વિષે કંઇક યાદ આવ્યું નહિ. તે જ ક્ષણે તે તમ્મર ચઢી આવવાથી બે હાથથી માથું દાબી નીચે બેસી ગયા. કળ વળતાં તે બોલ્યાઃ–

"હાય, લિલિ તું આટલી નિષ્ઠુર, નિર્દયી હોઇશ એમ ન હોતો જાણતો! જેને માટે હું કરજ કરતો, જેને માટે હું તલપાપડ બની રહેતો, જેને માટે મારૂં સર્વસ્વ હોમવા તત્પર રહેતો તે લિલિએ વિશ્વાસઘાત કર્યો. **स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः** એ વાત ખરી છે, હાય, અરરર! ભાઇ દીવેટીયા!"

"હસમુખરાય, તમારૂં દુઃખ હું સમજી શકું છું. પણ તમારી ગેરસમજ થાય છે. તમારાં પત્નીએ તમોને હાની થાય એવા હેતુથી પત્રો બહાર કહાડયા નહતા. તે તેનો અર્થ સમજી શકયાં નહિ, તેમજ કંઇ કલ્પના કરી શકયાં નહિ તેથી તેમણે તો માન્યું હતું કે ભૂલથી લખનારે પાકીટ ફેર કરી દીધેલો હોવો જોઇએ. પણ કમલિનીને તેમણે પત્રો બતાવ્યા તેનું કારણ એટલું જ કે તેમાંના અક્ષર કુમુદના હતા."

"એ વાત મને કદી સમજાઇ ન હતી, કદી નહિ." એવા શબ્દો ઉચ્ચારી દુઃખના પ્રચંડ આવેગથી હસમુખરાય જમીનપર આળોટી પડયા. કુમુદ લિલિની બહેન છે એ વાત તેમને સમજાઇ ન હતી કે પત્રો અસ્તિત્વમાં છે એ વાત સમજાઇ નહતી તે સ્પષ્ટ થયું નહિ. એ માટે આપણે અનુમાન જ કરી લેવું જોઇએ.

"ખરેખર પત્રો બહાર શી રીતે આવ્યા તે જાણવામાં ન આવત; પરંતુ એ પત્રોપરથી જ તમારા પર ફરીયાદ થઇ અને તમને પકડવામાં આવ્યા એમ જ્યારે તેમને સમજાયું ત્યારે તે અચેત થઇ પડયાં હતાં." વકીલે થોડી વારે તે શાંત થયા પછી

કહ્યું; "તમને પોલીસે પકડયા ત્યાર પછી જીવકોર દાયણ તમારે ત્યાં ગઇ હતી. શા માટે ગઇ હતી તે સમજાયું નહિ અને તે ત્યાં હતી તે જ સમયે કમલિની ત્યાં ગયાં ત્યારે લિલિ તેમની કોટે વળગી પડી છૂટી પોકે રૂદન કરવા લાગ્યાં અને કહ્યું કે કાનસ લાવીને કુંચી તૈયાર કરી ભોંયરામાં પડેલી પેટીનું તાળું ખોલી કાગળ કહાડયો હતો. જીવકોરે એ સર્વ વાત દુર્ગાબાઇને કરી અને એ રીતે વાત બહાર પડી. ભાગ્યમાં લખ્યું હોય તે મિથ્યા નથી થતું. પ્રારબ્ધ, બીજું શું?"

"પ્રારબ્ધ જ! જે પત્ર અગ્નીને હવાલે કર્યો એવી સમજ હતી—અરે ખાત્રી હતી તે વિલક્ષણ રીતે પેટીમાં સુરક્ષિત સ્થાન ભોગવે તે પ્રારબ્ધ યોગ જ કહેવાય."

થોડીવાર સુધી બીજી તીજી વાત કર્યા પછી વકીલે હસમુખ-રાયની રજા લીધી. તેમના ગયા પછી હસમુખરાયના મનમાં અનેક પ્રકારના વિચારો ઉત્પન્ન થયા અને લય પામ્યા. રાતે જમવા સારૂ ઘેરથી તાટ તૈયાર કરી મોકલવામાં આવ્યો હતો પણ તેનો સ્પર્શે તેમણે ન કર્યો; અને ખડીયો, કલમ અને કાગળ પુરાં પાડવા જેલરને વિનંતિ કરી. તે સર્વ તેમને આપવામાં આવ્યું અને તે લખવા બેઠા.

જેલ ઉપરના પહેરગીરોમાં મહમદ નામનો એક સીપાઇ હતો. તે પહેલાં કોઇ વખત ભયંકર બીમારીમાં હતો ત્યારે હસમુખરાયે કાળજી પૂર્વક દવાદારૂ કર્યાથી તે બચી ગયો હતો. એવા ઉપકાર કર્તા ઉપર વિપત્તિ આવેલી જોઇ તે દિલગીર થયો હતો.

મધ્યરાત્રી થઇ પણ હસમુખરાય લખવામાં ચકચૂર હતા. મહ-મદનો પહેરો બારથી બે સુધી હતો. હસમુખરાયે પત્ર લખી એક પાકીટમાં બંધ કર્યો અને તે પર સરનામું લખ્યું. આ સર્વ પ્રકાર મહમદ આંટા મારતો જોયા કરતો હતો. તેણે પાસે જઇ કહ્યું:—

"દાક્તર સાહેબ, બહુ રાત ગઇ છે. બે વાગવા આવ્યા. સુવું નથી?"

"હા, આટલો પત્ર સવાર થતાં જ મારે ઘેર પહોંચાડજે" દાક્તરે પત્ર તેના હાથમાં આપી કહ્યું; "ભૂલીશ નહિ. સવારે ઉઠીને પહેલું આ કામ કરજે. સમજ્યો ?"

મહમદ પત્ર ખીસામાં સેરવી પાછો પહેરો ભરવા લાગ્યો અને હસમુખરાય સુઇ ગયા.

સવારે વહેલો ઉઠીને મહમદ પત્ર લઇને જવા લાગ્યો. જતાં જતાં જવાબ લાવવાનો છે કે કેમ તે પુછવા તે પુનઃ હસમુખરાયની કોટડી તરફ ગયો. પણ તે વખતે તે ઉંઘતા જણાયા. રાતે જાગરણ થવાથી ઉંઘતા હશે એમ સમજી તે બહાર નીકળી હસમુખરાયને ઘેર ગયો. ત્યાં જતાં તેને ખબર મળી કે લિલિ કમલિનીને ત્યાં રહેવા ગયાં છે તેથી તે તે તરફ જવા નીકળ્યો. જતાં જતાં નોકરે તેને પૂછયું "કહું મહમદભાઇ, હમારા માલિક કું સજા હોગી ક્યા ?"

"શું કહેવાય ? આવાં કામોમાં પુરાવો જોઇએ તેટલો નથી હોતો તેથી ઘણી વખત આરોપી છૂટી જાય છે; તે પ્રમાણે દાક્તર સાહેબ પણ કદાચિત્ છૂટી જાય !"

તે સીધો નર્મદાકુંજમાં આવ્યો અને કમલિનીને પત્ર આપી તેણે કહ્યું: "સવાર થતાં આ પત્ર બાઇ સાહેબને પહોંચાડવા દાક્તર સાહેબે કહ્યું હતું તેથી હું ઝપાટાબંધ આવ્યો છું. ક્યાં છે તે ?"

"તબીયત ઠીક છે ને ? તે શું કરે છે ?" કમલિનીએ પત્ર હાથમાં લઇ ઉપરનું સરનામું વાંચીને પુછ્યું.

"તબીયત સારી છે. આવતી વખત હું પુછવાનો હતો પણ ઉઠ્યા નહતા. ઉંઘતા હતા."

"ઉઠયા નહતા !" કમલિનીએ અચંબો પામી કહ્યું. "આવો ભયંકર આરોપ છતાં તેમને ઉંઘ આવે એ તો આશ્ચર્ય કહેવાય !"

તેટલામાં શબ્દોમાં સુધારો કરી મહમદે કહ્યું "નિદાન હું અહીં આવવા નીકળ્યો ત્યાં સુધી ઉઠયા નહતા. હવે ઉઠયા હશે."

કમલિની ઉત્તર આપે છે તો લાવું છું, એમ કહી અંદર ગઇ. પત્ર લિલિને આપવો કે નહિ, કદાચિત તેના દુઃખમાં વધારો થશે, અંદર શું લખ્યું હશે કોને ખબર, એવા એવા વિચાર તેના મનમાં આવ્યા. પતિએ મોકલેલો પત્ર પત્નીને પહોંચવા ન દેવો એ યોગ્ય નહિ લાગ્યાથી તેણે તે પત્ર લિલિને આપ્યો.

લિલિ પથારી પર પડી રહી હતી. આખી રાત રડી રડીને તેણે કહાડી હતી. કમલિની અને શારદાએ સાંત્વન આપવાને અનેક પ્રયત્ન કર્યા પણ તેનું રૂદન અટકી શક્યું ન હતું. પત્ર હાથમાં પડતાં તે ફોડીને વાંચવા લાગીઃ—

" આશીર્વાદ, બીજું શું લખું ? પત્ર લખવાનું કારણ એ છે કે, મારા ઉપર આવેલા પ્રસંગથી તારી સ્થિતિ અત્યંત કષ્ટ મય થવાની અને લોકોમાં તું મોઢું સુદ્ધાં નહિ બતાવી શકે એ શું હું નથી સમજતો ? પણ ઉપાય નથી. સમય અત્યંત ગોટાળા ભરેલો છે; તોપણ તારી ચિંતા થયા સિવાય નથી રહેતી. મારા ઉપર જે કામ ચાલે છે તે કામમાં આજ સુધી મારૂં જે ગેર વર્તન થયું છે તે સર્વ વ્હાલી, તારે ખાતર, કેવળ તારા ખાતર કર્યું છે. કોર્ટમાં લગ્નનો દાખલો રજુ થયો છે તેનો અસ્વીકાર નથી કરી શકતો. પરંતુ એટલું લક્ષમાં રાખજે કે એ વાતનો કોર્ટમાં કે અન્ય કોઇ આગળ સ્વીકાર નથી કરવાનો, ખરો પ્રકાર શોધી કહાડવા ભલે તે પ્રયત્ન કરે. મારી કંઇ હરકત નથી. તેનું નામ કુમુદ હતું એટલું માત્ર હું જાણતો હતો. તેણે શિક્ષિકાની નોકરી સ્વીકારેલી હોવાથી તે ઉચ્ચ કુટુંબની છે એમ કદી હું જાણી શક્યો નહતો. કુટુંબ વગેરે બાબતમાં તેણે મૌનવ્રત સ્વીકારેલું હતું. હું સમજતો હતો કે માતા પિતા મૃત્યુ પામેલાં હશે. તેના પ્રત્યે મારા મનમાં આદરબુદ્ધિ હતી. તેની સાથે છુપી રીતે લગ્ન કરવામાં મેં ભૂલ કરી, અરે મૂર્ખામીજ થઇ. પણ તારો પરિચય થતા સુધી હું એમ માનતો નહતો. તારી સાથે દૃષ્ટાદષ્ટ થઇ અને આપણાંમાં પરસ્પર પ્રેમ સ્થિર થવા

લાગ્યો ત્યારે મને લાગ્યું કે, કુમુદ સાથે લગ્ન કર્યું તે ઠીક થયું નાહ."

"તારા ઉપર મારો કેવો ઉત્કટ પ્રેમ હતો તેનું તું સ્મરણ કરી જો–અદ્યાપિ તું ભૂલી નહિ હોય. પૂર્વે ઉતાવળથી કરેલા લગ્નનો નીકાલ કેવી રીતે કરવો તેનો હું વિચાર કરવા લાગ્યો. એટલામાં તે પોતે આ ગામમાં આવી પહોંચી. મારા પર વિદ્યુત પ્રહાર થયો હોય તેમ લાગ્યું. તે અને હું એક જ ગામમાં ? સર્વ ફુટી જવાની ધાસ્તી ઉત્પન્ન થઇ. એ વાત તારા જાણવામાં આવે તો ? વ્હાલી, હું શું કહું છું તે લક્ષમાં લે. તે સમયનું સ્મરણ અદ્યાપિ કંપાવે છે. તારા માટે હું હતાશ બન્યો. મને દેહભાન પણ ન રહ્યું. હું ગાંડો–પાગલ બન્યો. પાગલ પોતાના કૃત્ય માટે જવાબદાર નથી હોતો તે પ્રમાણે હું પણ મારા કૃત્ય માટે જવાબદાર નથી."

"હું શુદ્ધિપર આવ્યો–તે જ રાતે ? શુદ્ધિપર આવ્યો–તરત મારા મસ્તકમાં પ્રકાશ પડયો. તેમાં સુધારો થવો મુશ્કેલ હતો. પછી મારાથી જે બની શકે તેમ હતું તે એજ કે, વાત છુપી રાખવી. કોઇના પણ જાણવામાં ન આવવા દેવી અને કાયદાની ગૂંચમાંથી બચી જવું. તે પ્રમાણે મેં પૂર્ણ સાવચેતી રાખી."

"પણ વ્હાલી; છેવટે તેં જ મારૂં કારસ્થાન પ્રકટ કર્યું. તું મારા પર વિશ્વાસ રાખીને કેમ ન બેસી રહી ? નહિ કરવાનું કરવા લાગી. આપણા લગ્ન પછી આપણી વચ્ચે અનેક વખત કલહ થયો હતો પણ હું પ્રભુનું સ્મરણ કરીને કહું છું કે, તારા પર મારો જે અપ્રતિમ પ્રેમ હતો તેમાં રતિભાર સુદ્ધાં ક્ષતિ આવી ન હતી. તારા મનમાં મારા વિષે વખતો વખત સંશય આવતો હતો; પણ તે સર્વનું સમાધાન કરી તારો સંશય નિરાધાર છે એવી તારી ખાત્રી કરી આપી હતી. નિષ્કપટ ભાવે મારી પાસે આવીને તેં પેટીમાં શું છે તે જાણવાની કે જોવાની ઇચ્છા દર્શાવી હોત તો ખુશીથી મેં તેની કુંચીયો તને સોંપી હોત. મારી સમજ પ્રમાણે તને કે અન્ય કોઇને ન બતાવવા જેવી એક વસ્તુ તેમાં ન હતી. મને કલ્પના

પણ ન હતી કે, હું વિપત્તિમાં આવી જઉં તેવું કંઇ તેમાં છે. કારણ કે, તને જે મુખ્ય પત્ર મળ્યો છે તે બાળી મુકયો છે એવી મારી સમજ હતી. ઠીક, મારી ચોરી રાખી પત્ર લીધો તો લીધો; પણ તે પછી મારી પાસે આવી ખુલાસો મેળવવો જોઇતો હતો. પણ તેને બદલે તેં તે કમલિનીને આપ્યો. શું બહેન કરતાં પતિનો સંબંધ ઓછો હતો ? હા, એટલું ખરૂં કે, મેં તને સાચી હકીકત કહી ન હોત અને કહેવી યોગ્ય પણ ન હતી. તો પણ તારા મનનું સમાધાન થવા જેટલો ખુલાસો હું કરી શકયો હોત. અને હું એ અશ્રુતપૂર્વ હકીકત જાણી શકયો હોત કે કુમુદ ઇનામદારની પુત્રી અને તારી બહેન છે. વિમલા અને તારા મુખપરથી કદી કદી મને કુમુદનું સ્મરણ થઇ આવતું પણ તેનો ઉપયોગ શો હતો ? "

" તથાપી તે પત્ર ખોળી કહાડયો તે માટે દોષ આપવા ખાતર આ પત્રમાં તેનો ઉલ્લેખ કર્યો નથી. નિષ્કપટ અને સાચા હૃદયથી તારી ક્ષમા યાચવાનો ઉદેશ છે. તેં જે વિશ્વાસઘાત કર્યો છે તે બુદ્ધિપુરઃસર કર્યો નથી એમ હું સમજી શકું છું અને એ પણ જાણું છું કે તારા હૃદયમાં સખત આઘાત થાય છે. પ્રિયા; ફરીથી ક્ષમા માગું છું અને તારાથી અજાણતાં થયેલા અપરાધ બદલ ક્ષમા કરૂં છું."

"આટલો ખુલાશો કર્યા સિવાય મારા માટે નિદ્રા શક્ય નથી. વ્હાલી, હવે વિશેષ લખાતું નથી; પણ મારા પાપનું પ્રાયશ્ચિત કરવા મને તાલાવેલી લાગેલી છે એમ હું બતાવવા ઇચ્છું છું. હું પ્રાયશ્ચિત લઇને નિદાન પુનર્જન્મમાં એવી ઘોર કૃતિ મારા હસ્તે ન થાય એમ ઇચ્છું છું. સદય અંતઃકરણથી મારા કૃત્યનો વિચાર કરજે, આખું જગત મારા ઉપર ફીટકાર વરસાવે તો હરકત નહિ; પણ તું મને નહિ ભૂલે એમ માનુ છું. જે થયું છે તે એક તારા પ્રેમખાતર થયું છે પણ તેથી કૃત્યની અધમતા ઢંકાઇ શકે નહિ અને પાપ મોએ ચઢીને બોલે છે, એ કુદરતનો અટલ કાનુન નિષ્ફળ થઇ

શકે નહિ. પ્રભુ તને વિપત્તિ સહન કરવાને શક્તિ આપે એજ પ્રાર્થના. "

તારો દુર્ભાગી
અને
પાપી પતિ
હસમુખ મઝમુદાર."

પત્ર પુરો થયા પછી કમલિનીએ બહાર આવી સીપાઇને કહ્યું કે 'જવાબ કંઇ લખવાનો નથી !' તે સાંભળી મહમદ તુરંગ તરફ જવા નીકળ્યો તુરંગની લગભગ આવતાં તુરંગના દરવાજા આગળ પુષ્કળ માણસો એકત્ર થયેલા જણાયા. લોકો આમતેમ નાસવા લાગ્યા અને ઘોંઘાટ થવા લાગ્યો. મહમદે એક માણસને ઉભો રાખી હકીકત પુછી ત્યારે તેણે કહ્યું કે " હસમુખરાયની કંઇ ભાંજગડ છે. તુરંગમાં કોલાહલ થઇ રહ્યો છે. કહે છે કે હસમુખરાય ગયા. "

મહમદ મુંઝવણમાં પડી ગયો. હસમુખરાય ગયા એટલે શું? ઓરડીને તાળું મારવું ભૂલી ગયો કે શું? કોણ જાણે હવે શું થશે? મારા ભોગ જ ફરી વળ્યા, એવા એવા વિચારથી તે ધ્રુજી ઉઠયો અને તુરંગ તરફ જવા લાગ્યો.

આ તરફ સુરેંદ્ર અને હવડે વકીલ સવારે હસમુખરાયને મળવા આવ્યા હતા. તે અદ્યાપિ જાગેલા નથી એમ જાણીને સુરેંદ્રને આશ્ચર્ય થયું. ખુનનો આરોપી નિદ્રા સુખ ભોગવે એ વાત તેમને અસંભવનીય લાગી. તેમની વાત પરથી તુરંગના અધિકારીએ સીપાઇને બોલાવી કહ્યું; ' હસમુખરાયને હલાવી જાગ્રત કર અને કહે કે કોઇ મળવા આવ્યું છે. ' સીપાઈ ગયો પણ બાવરો બનીને પાછો આવ્યો! તેણે કહ્યું; "સાહેબ, હસમુખરાય ગયા. હવે શાની કેદ ને શાની શિક્ષા!"

તત્કાલ અધિકારી, સુરેંદ્ર, વકીલ વગેરે ખરેખર હસમુખરાય ઓરડીમાંથી ભાગ્યા કે શું તેની ખાત્રી કરવા કોટડી આગળ દોડી

આવ્યા. સીપાઇઓમાં આરોપી નાસી ગયો એવી બૂમ ફરી વળી અને જે તે મન કલ્પિત દિશાએ પકડવા દોડી ગયા. આજ વખતે મહમદ તુરંગ તરફ આવતો હતો. તે તુરંગમાં આવી પહોંચ્યો. આવા સખત બંદોબસ્તમાંથી આરોપી નાશી જાય તે તેને અશક્ય લાગ્યું તેથી તે પણ કોટડી આગળ આવ્યો.

તેણે જોયું તો ખરેખર હસમુખરાય ગયા હતા—પણ કોટડી-માંથી નહિ. તે આ જગતનો જ ત્યાગ કરી ગયા હતા. તેમનું જડ શરીર માત્ર પડેલું હતું. તેમણે પોતે જ પોતાનો ઇન્સાફ કરી લીધો હતો. કહો કે તેમની પોતાની માન્યતા પ્રમાણે પાપનું પ્રાયશ્ચિત કર્યું હતું.

સર્વને લાગ્યું કે દાક્તરે વિષ ખાધું હોવું જોઇએ. જે તે દાક્ત-રને બોલાવવાની વાત કરવા લાગ્યા. સુરેંદ્ર ત્યાં હતા એ વાત કોઇના ધ્યાનમાં ન હતી. દાક્તર આવીને પણ શું કરવાના હતા? પ્રાણોત્ક્રમણ થયાને કલાકના કલાક થઇ ગયા હતા? મહમદ સવા-રમાં જોવા આવ્યો તે વખતે તો ગાઢ નિદ્રામાં પડી રહેલા જણાતા હતા. અર્થાત્ તે પૂર્વે બનવાનું બની ગયું હતું.

તુરંગના અધિકારીને લાગ્યું કે, વિષ લીધું હોવું જોઇએ; પણ વિષ આવ્યું ક્યાંથી? છુપાવી રાખ્યું હશે! ત્યારે સીપાઇઓએ ઝડતી કેવી લીધેલી? તે નોકરોપર ચીડાવા લાગ્યા. તે કહેવા લાગ્યા; "લુચ્ચા છે બધા, તમને સર્વને નિષ્કાળજી બદલ સખત શિક્ષા થવી જોઇએ, ઝડતી કેવી લીધી? બસ, સુસ્ત બની ગયા છો બધા! હજાર વખત તાકીદ આપી પણ ભાન કેમ આવતું નથી?" વાસ્તવિક રીતે ઝડતી અધીકારીએ પોતાની પ્રત્યક્ષ દેખરેખ નીચે લેવડાવવી જોઇએ પણ તે પોતે જ પોતાનું કાર્ય ક્યાં બજાવતા હતા? આગલા દિવસે સાંજે સીપાઇએ બધું બરાબર હોવાની અને ઝડતી ચોક્કસ લીધાની ખબર આપી તેટલેથી સંતોષ માની લીધો હતો.

સુરેંદ્રે એ દરમીયાન શબ તપાસવા માંડયું હતું. તે બોલી ઉઠયા; " નાહક ત્રાસ કરી લેશો નહિ. વિષથી મરણ થયું નથી. મારી સમજ છે કે, ઉંઘમાં હૃદય બંધ પડવાથી મરણ થયું છે. તેમની મુદ્રા કેવી શાંત છે તે જુઓ ! "

ખરેખર મુદ્રા શાંત હતી. આશ્ચર્ય એટલું જ કે, આવો ભયંકર આરોપ આવેલો છતાં ચહેરો બાહ્યતઃ એટલો શાંત કેમ હશે ? આંખો મીંચાયલી હતી, ભ્રમરો સાફ હતી, ઓષ્ઠપર મંદસ્મિત હતું, શરીરની કાન્તિ, મુખપરનું તેજ સર્વ કંઇ જેમનું તેમ હતું. શારીરિક કિંવા માનસિક કોઇ પણ ક્લેશ દષ્ટિગોચર થતો નહતો. દેહ અને આત્માના વિયોગ સમયની યાતનાનું ચિહ્ન જણાતું નહતું. જોનારને લાગતું કે, તે પરમ વિશ્રાંતિસુખ અનુભવે છે, બ્રહ્માનંદમાં નિમગ્ન છે.

" હાર્ટ ડીઝીજ. હૃદય રોગ હોવો જોઇએ." સુરેંદ્રે કહ્યું; "મુંબઇમાં મને આવા કેસોનો અનુભવ મળેલો છે. કદી કદી છાતી દુઃખતી હોવાની ઘણાં વર્ષ પર હસમુખરાયે મને વાત પણ કરી હતી તે હવે યાદ આવે છે. "

કોટડીને તાળું મારવામાં આવ્યું. ધીમે ધીમે સર્વ વીખરાયા અને સુરેંદ્ર નર્મદા કુંજ તરફ જવા નીકળ્યા.

પત્ર વાંચીને લિલિએ વૈધવ્ય પ્રાપ્ત થયાની કલ્પના કરી હતી અને તેથી તે બેહોશ બની હતી. તેણે એ છેવટનો પત્ર હાથમાં પકડી હૃદય સરસો દાબી રાખ્યો હતો. કમલિનીની પણ લગભગ તેવી સ્થિતિ થાત પણ તે શાંત અને પ્રભુપર પ્રેમ રાખનારી હતી, નશ્વર જગતનો તેને વિશેષ માયાપાસ ન હતો એટલે સંયમદ્વારા તે શુદ્ધિ જાળવી લિલિને શુદ્ધિમાં લાવવા યત્ન કરી રહી હતી.

હસમુખરાયના મરણથી લોકો પણ નાખુશ થયા. તેમની નાખુશીનું કારણ માત્ર જુદું હતું. તેમને સાક્ષીઓની જુબાની, વકી-

લોની તકરાર અને ન્યાયાધીશના હુકમોમાં રસ પડેલો હતો તેથી તે ન્યાયાધીશના ઠરાવની ખુબી જોવા આતુર બનેલા હતા.

કમલિનીના મનમાં સુદ્ધાં પુરેપુરો ઉકેલ થયો નહતો. કુમુદે પોતાની ખરી હકીકત એટલે કુલ, અટક, ગામ વગેરે હસમુખરાયને કેમ કહ્યાં નહિ હોય એ પ્રશ્ન અદ્યાપિ ડોકીયાં કરતો હતો. તે વખતે હસમુખરાયનો ધંધો સારો નહતો તથા પિતા વગેરેના વિચાર જુદા પ્રકારના હતા તેથી પોતાના લગ્નની વાત તેણે આપણને નહિ લખી હોય પણ પોતાના નામ ઠામની વાત પતિને નહિ કરવાનું શું કારણ હશે ? એથી કંઇ લગનના કાયદેસરપણામાં વાંધો આવવાનો નહતો; તો પછી તેમ કરવાનું શું કારણ? છેવટે કમલિનીએ એક કારણ માની લીધું. હસમુખરાયનો ધંધો સારો ચાલે ત્યારે ' હું કંઇ સાધારણ શિક્ષકા નથી, નોકરી કરૂં છું તેથી કુલમાં પાછી પડી જતી નથી, હું ઇનામદારની છોકરી છું,' એમ કહી તેમને આશ્ચર્યમુગ્ધ કરી દેવા વિચાર રાખ્યો હશે. બીજી રીતે વિચાર કરતાં શું કુમુદે ઘર ત્યજતી વખતે જ કુલ, ગામ ઠામ કોઇને નહિ જણાવવાનો નિશ્ચય કરેલો હતો તેથી કંઇ નહિ કહ્યું હોય ? કંઇ કહી શકાતું નથી. લગ્ન ગુપ્ત રાખવામાં હસમુખરાયનો શો હેતુ હતો તે ગત પ્રકરણો પરથી સમજાય તેમ છે. તેમના પિતા લગ્નની વિરૂદ્ધ હતા અને પિતા પર તેમનો સર્વ આધાર હતો. તેમણે કુસુમ સાથે લગ્ન કરવાની ઇચ્છા થઇ ત્યારે પિતાની સલાહ માગી હતી; પણ બૂઢ્ઢાએ સાફ જણાવી દીધું હતું કે; " કુસુમ ગમે તેવી સુશીલ અને સુશિક્ષિત હોય પણ તે એક શિક્ષિકા જ છે. તેની સાથે લગ્ન કરીને નામ વગોવવું નહિ." કદાચ આ બુઢ્ઢાએ અનુમતિ આપી હોત તો કુમુદ આજે આ સંસારમાં કલ્લોલ કરતી હોત. તેને તો શિક્ષિકા શબ્દ જ વિચિત્ર લાગ્યો હતો એટલે તેની સાથે લગ્ન થાય તો " મીલકતમાંથી એક કોડી પણ નહિ મળે " એમ કહી દીધું હતું. હસમુખરાયને લાગ્યું કે ડોસો ધાર્યું કરશે માટે તેના જીવતાં સુધી લગ્ન છુપું રાખવું

એ જ ઠીક છે. કુમુદે પતિને એ કામમાં સહાય કરી એને કંઇ ભાવિ પરિણામની ખબર હતી ? બીલકુલ નહિ. **मनसा चिंतितं कार्यं दैवमन्यविचिंतयेत्** જેવી વાત થઇ.

\+ \+ \+

લિલિ કંઇક શુદ્ધિપર આવી તેટલામાં સુરેંદ્ર આવ્યા અને તેમણે હૃદય વિકારથી હસમુખરાયનું મરણ થયાની ખબર આપી. હૃદય વિકારની વાત લિલિએ કબૂલ ન કરી. તેના પર આવેલો પત્ર જુદી જ કલ્પના કરાવતો હતો અને તે કલ્પનાને મિથ્યા પણ કેમ કહેવાય ? હસમુખરાય હતા હુંશીયાર એટલે કોઇને ન સમજાય તેવો કોઇ વિષ પ્રયોગ કરી લીધો હોય તો તે પણ અસંભવિત ન કહેવાય. ગમે તેમ હોય પણ તે હવે આ લોકમાં રહ્યા ન હતા. પરંતુ સુરેંદ્રે ખુલાસો કર્યો કે તે આત્મહત્યાની ધારણા પાર પાડે તે પહેલાં પ્રભુએ જ તેમને બોલવી લીધા હોવા જોઇએ.

## પ્રકરણ ૧૯ મું.

### છેવટ.

હવે પછીની હકીકત વિશેષ મહત્વની નથી. હસમુખરાયનું શબ તેમના સંબંધીઓને સ્વાધીન કરવામાં આવ્યું. દેહમાંથી પ્રાણ નીકળી ગયા પછી તે મૃત શરીરને રાખી લેવા કાયદાની અદાલતે ફીકર કરી નહિ. સંબંધીઓએ યથાવિધિ અંત્યેષ્ઠિ ક્રિયા આટોપી લીધી.

અલકકિશોરી પુત્રની પ્રકૃતિની સંભાળ માટે અદ્યાપિ માથેરાનમાં રહ્યાં હતાં. વિપિનની તબીયત સારી થઇ ગઇ હતી. પરંતુ થોડા વધારે દિવસ ત્યાં રહેવાનો તેમણે વિચાર રાખ્યો હતો; છતાં લિલિપર આવેલી વિપત્તિના સમાચાર મળતાં તે વિપિનસહ સૈનેશ્વર આવ્યાં. સાથે રાયસંગ હતો જ. વિપિન તેને જીવથી અધિક

પ્રિય હતો. વિપિન પણ તેને હળી ગયેલો હતો. ક્ષણ માત્ર પણ પોતાના એકનિષ્ઠ નોકરને તે વ્હીલો મુકતો નહિ. સૈનેશ્વરમાં થોડા દિવસ રહી અલકકિશોરી પુનઃ માથેરાન ગયાં.

લિલિ કેટલાક દિવસ કમલિની પાસે રહી. ' મારે ઘેર આવીને રહે, સંકોચ રાખીશ નહિ, તારૂં જ ઘર છે, સુખે રહે ' વગેરે કહીને અલકકિશોરીએ પુષ્કળ આગ્રહ કર્યો પણ તેનો કંઇ ઉપયોગ થયો નહિ. કમલિની પાસે કટલાક દિવસ રહ્યા પછી ભવિષ્યમાં ' વનિતા વિશ્રામ ' સ્થાપવાના વિચારથી તેણે એક કન્યાશાળા શરૂ કરી. 'દાક્તર હસમુખરાય મઝમુદાર ' એ નામનું પાટીયું હતું તેની જગ્યાએ હવે ' કન્યા વિદ્યાલય ' શબ્દ દષ્ટિએ પડવા લાગ્યા; અને લિલિ એક સુશીલ અને કન્યા કેળવણી માટે આત્મભોગ આપનાર વિદૂષિ તરિકે ઓળખાવા લાગી.

મણિકોર અને જીવકોરને તો ગપ્પાં મારવાનો ઉત્તમ વિષય મળી ગયો. તે જ્યાં જતાં ત્યાં કુંદન, કુમુદ અને હસમુખરાય વિષે કંઇ ન બોલે એવું બનતું જ નહતું.

દુર્ગાબાઇ દ્વારકાં ગઇ. સ્મારક તરીકે કેદારનાથ નામનું દેવળ બંધાવી નૈવેદ્ય, ધૂપ, દીપની સારી વ્યવસ્થા કરી ત્યાં રહેવા લાગી અને હરિ હરિનો જાપ જપી આયુષ્ય વીતાવવા માંડયું. તેણે ઉછેરેલો છોકરો મૃત્યુ પામ્યો હતો એટલે હવે માયા બંધન જેવું કંઇ રહ્યું ન હતું.

દાક્તર સુરેંદ્ર પુત્ર ગજેંદ્રને મુંબઇ લઇ ગયા. ગજેંદ્રે સર્વ હકીકત માતાને કહી સંભળાવી પોતાનું અનુમાન કેટલું સત્ય હતું તેની ખાત્રી કરી આપી. પછી દાક્તરી પરીક્ષા પસાર કરી તે પિતાનો મદદગાર બન્યો. વિમલા સાથે તેનું લગ્ન થવાનું હતું પણ વચ્ચે ઉભા થયેલા પ્રસંગથી તે થોડા દિવસ માટે મુલ્તવી રહ્યું હતું.

કમલિની સૈનેશ્વરમાં જ રહી, નર્મદાકુંજનો બંગલો તેણે ખરીદી લીધો હતો. શારદા પણ તેની પાસે હતી. કમલિનીએ માતાએ મૃત્યુ વખતે ' સુમંતરાયની સેવા કરજે. તારાપર વિશ્વાસ છે. ' એવી

આજ્ઞા કરી હતી તેનું યથાસ્થિત પાલન કર્યું હતું. તેની પ્રભુ પ્રત્યેની ભક્તિ અચળ હતી અને તેમાં જ તે જીવન ગાળવા લાગી.

માઘ માસ આવ્યો. ગામમાં સર્વત્ર લગ્ન સમારંભની ધમાલ દૃષ્ટિએ પડતી હતી. એજ સમયે વિમલા અને ગજેંદ્રનું લગ્ન શ્રીરંગનગરમાં ધામધૂમ સાથે થયું. વિમલાને યોગ્ય સ્થળ મળવાથી કમલિની અને અલકકિશોરીને જીવિત સફળ થયું લાગ્યું. વિમલા સાસરે જવા નીકળી ત્યારે પ્રેમ પૂર્વક તેને હૃદય સરસી ચાંપી કમલિનીએ કહ્યું:—

" વિમલા, તું શાણી છું, ડાહી છું. તને શીખામણ આપવાની હોય નહિ; પણ બે બોલ બોલ્યા સિવાય નથી રહેવાતું. તારી બન્ને બહેનોનાં દૃષ્ટાંત અહર્નિશ તારાં ચક્ષુ સમીપ રાખજે. લિલિ અને કુમુદે વડીલ જનોની ઇચ્છા વિરૂદ્ધ મોહને આધીન થઇ સ્વેચ્છાચારી લગ્ન કરી લીધાં તેથી તેમને અનિષ્ટ પરિણામ ભોગવવાં પડયાં એ વાતને કદી વિસારે ન પાડતી. તેજ પ્રમાણે પતિની ઇચ્છા વિરૂદ્ધ વર્તન કર્યું તેનું તેમને ફળ ભોગવવું પડયું એ વાત સુદ્ધાં લક્ષમાં રાખવાની છે. કુમુદ આ ગામમાં આવી ન હોત તો જરૂર તેનું મૃત્યુ ટળ્યું હોત. પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તેનો બદલો કેવો ભયંકર હોય છે તેનો વિચાર કરજે. લિલિએ પણ છુપી રીતે પેટી ઉઘાડી ન હોત તો હસમુખરાયને આત્મહત્યા કરવી ન પડત. વિમલા, તારે એ પરથી શીખામણ લેવાની છે. પતિપર પ્રેમ રાખવો, પતિને પ્રભુતુલ્ય સમજવો, તેની સેવા એજ ધર્મ, એજ કર્મ. સ્ત્રીને પતિ સિવાય અન્ય કોઇ પૂજ્ય નથી. સમજી ? જા બહેન, આ બહેનના આશીર્વાદ છે. પ્રભુ તારૂં સૌભાગ્ય અમર રાખે અને સુખી કરે ! "

